# વિષય-દર્શન

| વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. પ્રાસંગિક નોંધ: | તંત્રી | ૧ |
| ૨. આર્યોનો વિકાસ: | પૂ. ઉ. શ્રીસિદ્ધિમુનિજી | ૩ |
| ૩. એક કોયડો: એ સૂરિનું નામ શું?: | પ્રો. હીરાલાલ ર. કાપડિયા | ૭ |
| ૪. શ્રીરવિજેઠી કૃત લોદ્રવાજી-તીર્થમંડન શ્રીચિંતામણિ પાર્શ્વનાથ: | પૂ. મુ. શ્રીરમણીકવિજયજી | ૮ |
| ૫. 'હંસ મયૂર'ના કર્તા શ્રી વર્માજીને પ્રત્યુત્તર: | શ્રી જયભિખ્ખુ | ૧૧ |
| ૬. ઐતિહાસિક-પ્રશસ્તિ: | પૂ. મુ. શ્રીઅભયસાગરજી | ૧૬ |
| ૭. નવવાહન: | પ્રો. હીરાલાલ ર. કાપડિયા. | ૧૯ |
| ૮. જેસલમેર-જ્ઞાનભંડારનાં સંસ્મરણો: | શ્રી. લાલચંદ્ર ભ. ગાંધી | ૨૦ |
| ૯. જયદામન્: | ડૉ. ભોગીલાલ સાં. | ૨૪ |
| ૧૦. અશોકના કહેવાતા શિલાલેખ વિશે કંઈક: | શ્રી. ત્રિભુવનદાસ લ. શાહ. | ૨૮ |
| ૧૧. ઉપાધ્યાય મેઘવિજયરચિત ચાર વિજ્ઞપ્તિલેખ: | શ્રી. અગરચંદજી નાહટા | ૩૧ |
| ૧૨. ગ્રંથ-સ્વીકાર: | | ટાઇટલ પેજ ૨ |
| ૧૩. નવી મદદ: | | " " ૩ |



# ગ્રંથ-સ્વીકાર

૧. સ્તુતિવિદ્યા-કર્તા. શ્રીમતસ્વામી સમંતભદ્રાચાર્યજી: ટીકાકાર: શ્રીવસુનન્દિ આચાર્ય: અનુવાદક: સાહિત્યાચાર્ય પં. પન્નાલાલ જૈન (વસંત): પ્રકાશક: વીરસેવા મંદિર: સરસાવા (જિલ્લા: સહરાનપુર): મૂલ્ય: દોઢ રૂપિયો.

૨. પ્રશસ્તિસંગ્રહ-સંપાદક: શ્રીકસ્તૂરચંદ કાસલીવાલ એમ. એ. શાસ્ત્રી. પ્રકાશક: બધીચંદ ગંગવાલ; મંત્રી: પ્રબંધકારિણી કમેટી—દિગંબર અતિશય ક્ષેત્ર શ્રીમહાવીરજી; જયપુર. મૂલ્ય ૭ રૂપિયા.

૩. શ્રી મહેન્દ્ર જૈન પંચાંગ: (સં. ૨૦૦૭). કર્તા: પં. શ્રી વિકાશવિજયજી: પ્રકાશક: અમરતલાલ કેવળદાસ મહેતા: નાગજી ભૂધરની પોળ: અમદાવાદ: મૂલ્ય: બાર આના.



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | विक्रम सं. २००६ : वीर नि. सं. २४७६ : ई. स. १९५० | क्रमांक |
| अंक : १ | આસો સુદિ ૪ : રવિવાર : ૧૫ ઓકટોબર | १८१ |





**આ** અંકે "શ્રી જૈન સત્ય પ્રકાશ"નું નવું વર્ષ શરૂ થાય છે. તે પ્રસંગે અમે અમારી થોડીક વાત જૈન સમાજ સમક્ષ રજુ કરવાની રજા લઈએ છીએ.

આ માસિક કેટકેટલાયે વિષમ સંયોગોને પાર કરી વણથંભી કદમ ભરતું સોળમા વર્ષના ગાળે આવી ઊભું છે. પંદર વર્ષના વહી ગયેલા કાળ પર નજર નાખીને એ આગળ ને આગળ વધવા ઉત્સાહી બન્યું છે. માસિક વધુ સમૃદ્ધ કેમ બને અને તેનો વધુ પ્રચાર કેવી રીતે થાય એનો યોજનાઓ માટે સમિતિ સતત જાગરૂક રહ્યા કરે છે. પણ મોંઘવારીની પારાશીશીની વધતી ડીગ્રીથી એને સંકડામણ અનુભવવી પડે છે જ; તેથી આ વર્ષની શરૂઆતથી આ માસિકનું લવાજમ રૂા. ૨) ને બદલે રૂા. ૩) કરવું પડ્યું છે.

આ માસિકની ગયા વર્ષની લેખપ્રસાદી આ સ્થળે નોંધવાયોગ્ય છે. તેણે પ્રતીકાર માટે અગિયાર જેટલા લેખો કે નોંધો આપી છે, ને તે સિવાય બીજું કેટલુંક પ્રતીકારયોગ્ય સાહિત્ય હોવા છતાં માસિકમાં વૈવિધ્યરુચિ જાળવ-

વાનો પણ ખ્યાલ રાખવો પડ્યો છે; તેથી જ સાહિત્ય, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ-શિલ્પ-સ્થાપત્ય, ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ તેમજ બીજી પ્રકીર્ણ હકીકતોના લેખોનો રસથાળ જનતા સમક્ષ મૂકવાની બનતી કોશીશ કરી છે; એ તે તે અંકોથી સુવિદિત છે.

અમે એ જાણીએ છીએ કે નક્કર સાહિત્ય કરતાં જનતાનું આકર્ષણ કથાત્મક લેખો તરફ વધુ રુચિવાળું છે અને એને યોગ્ય સાહિત્ય આપવા તરફ માસિક પોતાથી બનતું બધું કરી રહ્યું છે. અને ભવિષ્યમાં એ માટે વિશેષ પ્રયત્ન કરવાની અમને ઉમેદ છે.

ગયા વર્ષે 'ગુલાબ અને કાંટા' નો સ્થંભ અમે ચાલુ કર્યો તેથી અને અવારનવાર વાર્તાઓ આપવાથી જનતાનું તે તરફ આકર્ષણ વધ્યું છે. જ્યારે બીજી તરફ કેટલાક વિદ્વાન મુનિવરો નક્કર સાહિત્ય આપવા માટે સલાહ-સૂચનો આપ્યા કરે છે; તેથી અમે કંઈક મધ્યમ માર્ગે અમારો પ્રવાસ ખેડી રહ્યાની હકીકત રજૂ કરીએ છીએ.

એક તરફ જૈન ઇતિહાસ અને તેને યોગ્ય શિલાલેખીય કળાત્મક શિલ્પની અનેકવિધ સામગ્રી ઉપર કાળનાં જાળાં બાઝી ગયાં છે ને જૈન સાહિત્યથી અજાણ એવા વિદ્વાનો હજીયે એવી સામગ્રીને બૌદ્ધોને નામે જાણે-અજાણે ચડાવી દેવાના જૂના ચીલાને છોડી શક્યા નથી. એ સમયે આવાં પત્રોને મળી રહેતી સાહિતીનો પરિચય જૈન, જૈનેતર સમાજમાં થાય એ દૃષ્ટિએ વાઙ્મયનાં વિવિધ અંગો તરફ પ્રકાશ પાડવો જરૂરી બને અને એવા વિષયોમાં વાર્તાતત્ત્વ બહુ ઓછું આવી શકે એ સહેજે સમજાય તેવું છે. ને જૈનેતર વર્ગમાં પણ આ માસિક વંચાતું થાય એ તરફ પણ ધ્યાન આપવું જરૂરી છે, અન્યથા પ્રતીકાર કે બીજા વિષયનો ઊહાપોહ સાર્થક બની ન શકે. આટલો ખુલાસો માસિકના વાચક વર્ગ આગળ અમે રજૂ કરીએ છીએ, ને વાચક વર્ગને એ વિશે પોતાનો અભિપ્રાય જણાવવા આમંત્રીએ છીએ

ગયા વર્ષે આ માસિકને જે જે પૂજ્ય મુનિવરો અને લેખકોએ લેખ દ્વારા અને જે સંઘોએ તથા મહાશયોએ આર્થિક મદદ દ્વારા સહકાર આપ્યો છે તે માટે અમે આ પ્રસંગે આભાર માનીએ છીએ અને ભવિષ્યમાં પણ માસિકને એવો ને એવો સહકાર આપવા વિનવીએ છીએ.　　　　　—તંત્રી



# આર્યોનો વિકાસ

## [ આદિકાળનું સાંસ્કૃતિક રેખાદર્શન ]

લેખક : પૂજ્ય ઉપાધ્યાય શ્રી સિદ્ધિમુનિજી

[૧]

આજકાલ મળી આવતા સાહિત્ય પરથી જાણી શકાય છે કે, બહુ દૂરના પ્રાચીન સમયમાં પૃથ્વી પરનો અમુક ક્ષેત્ર વિભાગ ભરતક્ષેત્ર કે ભરતવર્ષના નામે ઓળખતો હતો. એ ક્ષેત્રવિભાગને ઓળખાવતું 'ભરત' એ નામ શાશ્વત અર્થાત્; કદી કોઈએ નહિ પાડેલું અને સદાય રહેનારું છે, એમ જૈનધર્મનાં આગમો કહે છે. એ પવિત્ર ગ્રંથો કહે છે કે, એ ક્ષેત્રવિભાગનો અધિષ્ઠાતા દેવ પણ ભરતના નામે ઓળખાય છે. વળી, જૈનગ્રંથો એમ પણ કહે છે કે, પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવનો પુત્ર ભરત એ આ ક્ષેત્રવિભાગનો ચક્રવર્તી રાજા હતો અને એના નામ પરથી તેનું નામ ભરતક્ષેત્ર પડ્યું હતું. એ પાછળના કથનનો અભિપ્રાય એવો હોઇ શકે કે, સમ્રાટ ભરતના સમયમાં ભરતક્ષેત્ર એ નામ એક વાર ફરીથી તે વખતની જનતાના વ્યવહારમાં વધારે પ્રચલિત બન્યું. જૈનેતર ગ્રન્થકારોનું 'દુષ્મન્ત અને શકુન્તલાના પુત્ર ભરતના નામ પરથી અથવા દશરથ અને કૈકયીના પુત્ર ભરતના નામ પરથી ઉપરોક્ત ક્ષેત્રવિભાગ ભરતક્ષેત્રના નામે ઓળખાતો થયો હતો.' આવા પ્રકારનું કથન, જો નિશ્ચયપૂર્વક સાબિત થઇ શકતું હોય તો; તેને પણ ઉપરોક્ત ન્યાય જ લાગુ પાડી શકાય, અર્થાત્ ભરતક્ષેત્રના માટે વપરાતું ભરત એ નામ સમયના લાંબા પ્રવાહમાં પડી અદૃશ્ય બની જતાં, કાલાન્તરે દુષ્યંત પુત્ર કે દશરથપુત્ર ભરતના સમયમાં તેને તે વખતની જનતા એકવાર ફરીથી સવિશેષ પ્રકાશમાં લાવી વહેતું કરે છે. બાકી ખરી રીતે એ ક્ષેત્રવિભાગનું 'ભરત' એ નામ શાશ્વત જ છે.

આવી રીતે 'ભરત' એવા શાશ્વત નામને ધારણ કરનારા ક્ષેત્રવિભાગમાં જેઓ મનુષ્ય તરીકે જન્મે છે; અમુક જાતિ તરીકે ઓળખાવવું એનો અર્થ અમુક ક્ષેત્રમાં ક્ષેત્ર-વિભાગ કે ક્ષેત્રપ્રવિભાગમાં જન્મ થવો તેવો હોઈ, એનો સંસ્કૃતિ કે ધર્મ સાથે કોઈ પણ પ્રકારનો નિશ્ચિત વ્યાપ્તિ સંબંધ નથી. કારણ કે; યુગાદીશ શ્રીઋષભદેવથી પૂર્વે, જ્યારે મનુષ્યો અમુક અંશે શ્રેયસ્કર એવું પ્રાકૃતિક જીવન જીવતા હતા ત્યારે તેમનામાં સંસ્કૃતિ કે ધર્મ જેવું ન હતું છતાં ભારતજાતિત્વ તો હતું જ. જો કે તેઓ પોતાને ભારતજાતિના તરીકે ઓળખવાનો વ્યવહાર કરતા હતા કે નહિ એ એક અલગ પ્રશ્ન છે. ભારતજાતિના એ યુગલિક મનુષ્યો વિશિષ્ટ સંસ્કારજન્ય આધ્યાત્મિક જીવનને કે સામાન્ય સંસ્કારજન્ય નૈતિક જીવન એટલે સહજ સામાન્ય આધ્યાત્મિક જીવન સદાય સુંદર અને તેમને સદ્‌ગતિમાં દોરનારું હતું. કાલવશાત્ એમના એ પ્રાકૃતિક નૈતિક જીવનના—સહજ સામાન્ય આધ્યાત્મિક જીવનના પ્રવાહે પલટો ખાવા માંડ્યો. પરિણામે તેમના માટે સાંસ્કારિક નીતિના નિયમોનો ઉદ્‌ભવ થયો અને જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટ દણ્ડનીતિનો ક્રમશઃ આરંભ થયો. આ દણ્ડનીતિ હકાર-મકાર-ધિક્કાર રૂપ હોઈ હળવા પ્રકારની હતી. છતાં સમય વીતતાં જ્યારે એ 'કાર' ન કરતાં અપૂરતી જણાઈ, ત્યારે જનતાની અજ્ઞાનજન્ય અનુચિત્ત

પ્રવૃત્તિઓને અંકુશમાં રાખવા રાજા, રાજ્ય અને રાજ્યવ્યવસ્થાનું બંધારણ અસ્તિત્વમાં આવ્યાં. આ અવસર્પિણી કાલના સૌથી પ્રથમ રાજા નાભિ કુલકરના પુત્ર શ્રીઋષભદેવ હતા. એમણે જીવનવ્યવહારની મુશ્કેલીઓને ટાળવા કુંભકારાદિનાં શિલ્પ, કૃષિ, વાણિજ્યાદિ કર્મ અને લિપિ, ગણિત, કલા વગેરેનાં સર્જન કર્યાં.

માનવજીવનવ્યવહારના મહાન સ્રષ્ટા નાભિભૂ–શ્રીઋષભદેવે પોતાના પાછળના જીવનમાં રાજ્યાદિ સર્વસ્વનો ત્યાગ કરી, એના સંસ્કાર ભારતજાતિમાં યથાયોગ્ય સર્જાવવા શરૂ કર્યા. જેઓએ એ સંસ્કારને ઓછાવત્તા પ્રમાણમાં ઝીલ્યા તેઓ આર્યો કહેવાયા, અને તે સિવાયના ભારતજાતિના અન્ય સર્વ મનુષ્યો અનાર્યો તરીકે ઓળખાવા લાગ્યા. આર્યો એટલે અર્હન્ શ્રીઋષભદેવથી વિશિષ્ટ સંસ્કાર પામી સર્વ હેય–ત્યાજ્ય ધર્મોથી દૂર થયેલા, અર્હન્‌ના અનુયાયી આર્હતો; અને અનાર્યો એટલે અર્હન્ શ્રીઋષભદેવથી વિશિષ્ટ સંસ્કાર નહિ પામેલા તથા સર્વ હેય ધર્મોથી દૂર નહિ થયેલા એવા, અર્હન્‌ના અનનુયાયી અનાર્હતો. ભારતજાતિના આ આર્ય ને અનાર્ય એ બે ભેદ આધ્યાત્મિક દૃષ્ટિએ પડ્યા હતા. આધ્યાત્મિક ભેદ પડ્યા પૂર્વે વ્યવહારુ ભેદોપભેદો તો ક્યારનાય–ઋષભદેવના ગૃહસ્થજીવનકાલમાં જ પડી ચૂક્યા હતા.

જાતિસ્મૃત્યાદિ વિશિષ્ટ બુદ્ધિ ધરાવતા વિમલવાહનથી લઈ નાભિ સુધીના શ્રીઋષભદેવના સાત પૂર્વજો લોકવ્યવસ્થા કરનાર તરીકે 'કુલકર' કહેવાતા હોઈ, તેઓ ભરતક્ષેત્રના મધ્યખંડમાં નેતૃત્વ ભોગવતા હતા એ દૃષ્ટિએ તેમનું સામાન્યતઃ મહત્ત્વ હતું, પરંતુ છેલ્લા એટલે સાતમા -નાભિ કુલકરના ત્યાં પોતાના પૂર્વજો કરતાં વિશિષ્ટ જ્ઞાન ધરાવતા શ્રીઋષભદેવનો જન્મ થયો અને બાલ્યવયમાં જ 'ઈક્ષ્વાકુ' તરીકે તેમનો વંશ દૈવી શક્તિથી સ્થાપન થતાં એમની અને એમના ઈક્ષ્વાકુવંશની મહત્તા વિશેષ મનાવા લાગી. પરિણામે સામાન્ય જનસમૂહથી ઈક્ષ્વાકુઓ વિભક્તરીતે ઓળખાવા લાગ્યા. કાલાંતરે, જ્યારે ઋષભદેવ રાજ્યાધિરૂઢ થયા ત્યારે તેમણે ઈક્ષ્વાકુ તરીકે ઓળખાતા જનોને ચાર કુલોમાં વિભક્ત કર્યા. ઈક્ષ્વાકુઓમાંથી જેઓને આરક્ષક સ્થાને સ્થાપ્યા તેઓ ઉગ્રકુલના; જેઓને ગુરુવર્ગના સ્થાને સ્થાપ્યા તેઓ ભોગકુલના, જેઓને મિત્રસ્થાને સ્થાપ્યા તેઓ રાજન્યકુલના અને બાકીના સર્વને પ્રજાસ્થાને સ્થાપ્યા તેઓ ક્ષત્રિયકુલના કહેવાયા. આમ ભારતજાતિનો ઈક્ષ્વાકુ નામનો જે ભેદ પડ્યો હતો તેના ઉગ્રાદિ કુલ તરીકે ચાર ભેદ પડી ગયા. આ ઉપભેદો ઉપરાંત, ઋષભદેવના રાજ્ય દરમિયાન શિલ્પ અને કર્મઆશ્રયી પણ અનેક પ્રકારે ભેદોપભેદો જનતામાં પડી ગયા હતા, પરંતુ એ સર્વથીય આજની જનતાને વધારે ધ્યાનખેંચે એવો મહત્ત્વનો ભેદ તો શ્રીઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તીએ પાડેલો 'મા હન'–બ્રાહ્મણનો હતો, કે જે અમુકાંશે લૌકિક વ્યવહારથી પર અને ગૃહસ્થોથી વિશિષ્ટ આધ્યાત્મિકતાને લગતો હતો.

ભરત ચક્રવર્તીએ પોતાના સાધુ થયેલા ભાઈઓને માટે પ્રથમ અશુદ્ધ અને પછી શુદ્ધ એવા આહારાદિ પ્રદાનની વ્યવસ્થા કરી હતી, પરંતુ સાધુઓથી રાજપિંડ તરીકે ગણાતા એ આહારનો અસ્વીકાર થતાં, એ મહાનુભાવ ઉદારાત્માને બહુ જ અધૃતિ થઈ–હૃદયમાં બહુ જ લાગી આવ્યું ત્યારે તેના માનસિક અસમાધાનને દૂર કરવા માટે એવી દૈવી પ્રેરણા થઈ કે, એ આહારાદિથી ગુણોત્તરોની પૂજા કરવામાં મહાન લાભ છે. આ

પ્રેરણાનું પર્યાલોચન કરતાં ભરત મહારાજાને સમજાયું કે, ગુણોત્તરો તો સાધુઓ છે, પરંતુ આ આહારાદિથી તેમની પૂજા-ભક્તિ થઈ શકતી નથી તો પછી આનાથી પૂજા કરવા-લાયક બીજા ગુણોત્તરો બાર વ્રતના ધારનારા વિરતાવિરત આર્હતો-વિશિષ્ટ શ્રાવકો, કે જે મારાથી ગુણોત્તર-અધિક ગુણવાન છે, તે જ હોઈ શકે. ભરતે આવી રીતે ગુણોત્તરોનો નિશ્ચય કરી તેમના માટે ભોજનાદિની વ્યવસ્થા કરી. 'જીતાયો છે, ભય છે, મા હન' એવા કથનથી એ ગુણોત્તર શ્રાવકો ભરતને સદા સચેત રાખતા હતા તેથી તેઓ 'મા હન'-બ્રાહ્મણ તરીકે ઓળખવા લાગ્યા 'બ્રહ્મનો પ્રકારાન્તરે સ્થાપના નિક્ષેપ જણાવતાં ચૌદ પૂર્વના ધારક શ્રીભદ્રબાહુસ્વામી નિર્યુક્તિ કરે છે કેઃ—ઋષભદેવના રાજ્યારૂઢ થયા પહેલાં મનુષ્યજાતિ એક હતી; પરંતુ તેમના રાજ્યની ઉત્પત્તિ થતાં મનુષ્ય જાતિના બે ભેદ થયા, શિલ્પ-વાણિજ્યથી ત્રણ ભેદ થયા અને શ્રાવકધર્મથી ચાર ભેદ થયા. એ ચાર પ્રકૃતિઓથી ઉત્પન્ન થયેલા અન્ય ત્રણ ભેદો થયા અને તેમાંથી વળી નવ વર્ણાન્તર ભેદો થયા. શ્રુતકેવલીના નિર્યુક્ત કરેલા કથનનો અભિપ્રાય એ છે કે, શ્રીઋષભદેવનુ રાજ્ય ઉત્પન્ન થયુ તેથી પૂર્વે મનુષ્યજાતિમાં ભેદ નહોતો, પરંતુ ઋષભદેવના રાજ્યની ઉત્પત્તિ થતાં જેઓ તેમને જ આશ્રયી રહ્યા તેઓ ક્ષત્રિય કહેવાયા અને બાકીના સર્વે શૂદ્ર કહેવાયા, એમ મનુષ્યજાતિમાં બે ભેદ પડ્યા. આ પછી ઋષભદેવથી પ્રવર્તાવેલાં લુહાર વગેરેનાં શિલ્પકાર્યમાં અને વાણિજ્યવૃત્તિમાં જેઓએ પ્રવેશ કર્યો તેઓ વૈશ્ય કહેવાયા. ત્યારે ક્ષત્રિય, શૂદ્ર અને વૈશ્ય એમ મનુષ્યજાતિના ત્રણ ભેદ થયા. ત્યાર બાદ ઋષભદેવને કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં તેમના ધાર્મિક શાસનકાળે ભરત ચક્રવર્તીએ જે શ્રાવકોને કાંકણીરત્નથી ચિહ્નિત કર્યા તેઓ 'મા હન'-બ્રાહ્મણ તરીકે ઓળખાવતાં મનુષ્યજાતિના ક્ષત્રિય, શૂદ્ર, વૈશ્ય અને બ્રાહ્મણ એમ ચાર ભેદ થયા. આ ચાર પ્રકૃતિઓથી એટલે શુદ્ધ વર્ણોથી ત્રણ અશુદ્ધ વર્ણો—સંકરવર્ણો અને વળી તે અશુદ્ધ વર્ણોમાંથી અંબષ્ઠાદિ નવ વર્ણાન્તરો થયા આ ઉપરાંત વર્ણાન્તરોના સંયોગોથી પણ શ્વપાકાદિ અન્ય વર્ણાન્તરો થયા હતા. શ્રીભદ્રબાહુસ્વામીના આવા કથન પરથી એ સ્પષ્ટ થાય છે કે, શ્રી ઋષભદેવની હયાતીમાં ગુણ-કર્મથી ચાર વર્ણો પેદા થયા હતા. તિર્યંચો પણ ભરતમાં જન્મેલા હોય છે તેથી તેમનો વ્યવચ્છેદ કરવા આચાર્ય શ્રીભદ્રબાહુજીએ જાતિને ભારત એ સાધારણ વિશેષણ ન મૂકતાં વિશેષસૂચક 'મનુષ્ય' એ વિશેષણ મૂક્યું છે કેમકે તેમને જે ભેદકથન કરવાનું છે તે મનુષ્યજાતિને ઉદ્દેશીને જ છે. તેમની ક્ષત્રિય વિષેની વ્યાખ્યા ઈક્ષ્વાકુના ઉગ્રાદિ કુલોનો પણ સંગ્રહ કરે એવી વિશેષ વ્યાપક છે; જ્યારે 'શૂદ્ર' એવા સ્પષ્ટ નામોલ્લેખ પૂર્વક શૂદ્રોને ક્ષત્રિયથી જુદી પાડતી તે અન્ય શાસ્ત્રીય ઉલ્લેખોને મળતી જ છે. વર્ણોમાંથી સંકરવર્ણોના અને તેમાંથી વર્ણાન્તરોના ઉપરોક્ત ભેદો ક્યારે ઉત્પન્ન થયા હતા તેનો ચોક્કસ સમય આપવો એ મારા માટે અશક્ય છે, છતાં શાસ્ત્રીય કેટલાંક કથનોના અભિપ્રાય પરથી મને એમ લાગે છે કે; એ સર્વ ભેદો, અને નવ નારુ તથા કારુના ભેદો પણ શ્રીઋષભદેવના જીવનકાળમાં જ અસ્તિત્વને પામ્યા હતા. અસ્તુ. પ્રાસંગિક અહીં એ જ છે કે, ઋષભદેવના સમયમાં ભારતજાતિના જે ભેદોપભેદો પડ્યા તેમાંનો એક બહુ મહત્ત્વનો ભેદ 'મા હન'-બ્રાહ્મણનો હતો, કે જેણે આધ્યાત્મિક જગતમાં યોગ્ય રીતે બહુ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

ભરત ચક્રવર્તી સાધર્મિક તરીકે માહનોની ભક્તિ કરતો હતો. તેણે તેમના ભોજન માટે રસોઈઆઓને સૂચના આપી સર્વ વ્યવસ્થા કરી દીધી હતી, પરંતુ રસોઈઆઓને એ સમજવું મુશ્કેલ થઈ પડ્યું કે, જેઓના માટે આ ભોજનવ્યવસ્થા કરવામાં આવી છે તે શ્રાવકોને ખરી ખાત્રીથી કઈ રીતે ઓળખવા? એમણે ભરતની આગળ પોતાની મુશ્કેલીનું નિવેદન કરતાં ભરતે એઓ બીજાઓથી ભિન્ન તરી આવે માટે કાંકિણી રત્નથી સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્રાત્મક રત્નત્રયસૂચક ત્રિરેખાનુ ચિહ્ન તેઓના અંગે કરવાની શરૂઆત કરી.[1] દર ૭ ૭ મહિને પરીક્ષા કરવા પૂર્વક નિશ્ચિત જણાયેલા એ વિશિષ્ટ શ્રાવકોને એ 'માહન' વર્ગમાં સમજવા. ઉપરોક્ત રીતે ચિહ્ન કરવાનો ક્રમ જારી રાખ્યો. ભરતે આ બ્રાહ્મણોના સ્વાધ્યાય માટે અર્હન્તોની સ્તુતિ અને આચારરૂપ આર્યવેદો રચ્યા હતા. જૈનશાસ્ત્રો કહે છે કે, ઉપરોક્ત રીતે 'માહન'–બ્રાહ્મણો બનાવવાની પ્રણાલિકા બહુ લાંબા કાળ સુધી–ભરત ચક્રવર્તીથી આઠ પુરુષયુગ સુધી, મતાન્તરે આઠ તીર્થંકરો સુધી–ચાલી હતી. ભરત ચક્રવર્તીના સમય પછી તેમને કરાતું રત્નત્રયીનું ચિહ્ન અનુક્રમે સુવર્ણ, રૂપ્ય અને છેવટે કપાસના ત્રણ દોરા ધારવામાં પરિણમ્યું હતું. એને સંસ્કારોમાંનો એક ઉપનયન કે ઉપવીતધારણ સંસ્કાર કહેતા. નવમા તીર્થંકર શ્રીસુવિધિનાથ અને દશમા તીર્થંકર શ્રીશીતલનાથ એમના તીર્થના વચગાળે તીર્થવ્યુચ્છેદ થવા પામ્યું હતું. તે સમય દરમિયાન ઉપરોક્ત એ માહનો–બ્રાહ્મણો આર્હત નહિ રહ્યા. તે પછીના સમયમાં ભરતના રચેલા આર્યવેદો પણ મૂળ રૂપે અસ્તિત્વમાં ન રહ્યા. એ આર્યવેદોનું સ્થાન હિંસાત્મક ક્રિયાકાંડનાં મિથ્યાસૂત્રોથી મિશ્રિત વેદોએ લીધું. આ અનાર્હત–અનાર્ય વેદોમાં અર્હંતોની સ્તુતિઓના બદલે બહુધા ભૌતિક પદાર્થોની સ્તુતિઓને સ્થાન મળ્યું. આજકાલ આપણી સમક્ષ રહેલા વેદોનું સંકલન ઉપરોક્ત એ અનાર્યવેદોની પરંપરાગત શ્રુતિઓથી જ થયું છે. સંભવ છે કે, એમાં પ્રાચીન અનાર્હત–અનાર્યવેદોની શ્રુતિઓનો મનગમતો બહુ જ થોડો ભાગ સંગ્રહાયો હોઈ, મોટા ભાગે શ્રુતિના નામે યથેચ્છ ઉમેરણ પણ થયું હોય. શ્રીનેમનાથ અને શ્રીપાર્શ્વનાથના અંતરાલ સમયમાં હાલના હિંદની વાયવ્ય સરહદ ઓળંગીને પંજાબમાં તથા ગંગા–યમુનાના કિનારે ઊતરી આવેલા અનાર્યોની પરંપરાગત શ્રુતિઓના થયેલા સંકલનમાં, જે નિરપેક્ષ એકાન્ત દાર્શનિક ભાવનો સંગ્રહ થયેલો જોવામાં આવે છે, તેનું કારણ સંકલનકર્તાની સામે આર્હંતોનો પ્રત્યાઘાત હતો. એ દાર્શનિક ભાવ બહુધા કાપિલીય સાંખ્યદૃષ્ટિનો છે. અનાર્ય છતાં આર્યોથી પ્રભાવિત થઈ પોતાને તથા પોતાના સંકલનને આર્ય તરીકે ઓળખાવતા લૌકિક વેદોના સંકલનકર્તાએ વેદોમાં જે દાર્શનિક શ્રુતિઓ સંકલિત કરી છે તે શ્રીકપિલના સાંખ્ય સિદ્ધાન્તનો આશ્રય લઈ શ્રુતિના નામે નવીન ઉપજાવી કાઢી છે કે પ્રાચીન અનાર્ય વેદોના સૂત્રોની શ્રુતિઓ છે; એ સ્પષ્ટ રીતે કહી શકાય તેમ નથી. કાપિલ્ય સાંખ્યદૃષ્ટિ અતિપ્રાચીન હોઈ, કદાચ એ દૃષ્ટિને અનુસરતાં સૂત્રો પ્રાચીન અનાર્ય વેદોમાં ગુંથાયા હોય ને એ સૂત્રોની પરંપરાગત શ્રુતિઓ સંકલનકર્તાને ગમે ત્યાંથી સાંપડી હોય તો ના નહિ. ભૂતપૂજા અને

---

૧. અન્ય સ્થળે કહેવામાં આવ્યુ છે કે, બાર શ્રાવકોનાં વ્રતોના અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રત એ ત્રણ વિભાગનું એ ત્રિરેખાનું ચિહ્ન હતું.

હિંસાત્મક ક્રિયાકાંડમાં નિરસતા, અનુચિતતા અને નિરર્થકતા નિહાળી આર્હત તરફ ધસડાતા લોકોનો તેવા પ્રકારની શ્રુતિઓના વિધિવિધાનો પર થતો અણગમો ઓછો કરવા દાર્શનિક શ્રુતિઓનો સહારો લેવામાં આવ્યો છે; એમ શ્રુતિઓના વિકાસક્રમનો અભ્યાસ કરતાં સહજ જણાઈ આવે છે. વૈદિક સાહિત્ય સિદ્ધાન્તના ભોગે પરિસ્થિતિને માન આપવામાં માનનારું છે તેનું એ પરિણામ હોઈ, અવસરે તે કાપિલ મતની પ્રાચીનતાનો આંચળો ઓઢી લે તો તે બનવાજોગ છે. કાપિલીય સાંખ્યદષ્ટિની પ્રાચીનતાનો પુરાવો જૈનગ્રંથો આવી રીતે આપે છેઃ—ભરત ચક્રવર્તીનો એક મરીચિ નામનો પુત્ર હતો. એણે શ્રીઋષભદેવની પાસે ચારિત્ર અંગીકાર કર્યું હતું. કાલાન્તરે, ચારિત્ર-પાલનમાં અશક્તિ દર્શાવતો એ યથેચ્છ વેશ કલ્પી પરિવ્રાજક થયો. આ મરિચિનો શિષ્ય કપિલ નામે પરિવ્રાજક થયો અને તેણે સર્વનયસંગ્રહાત્મક સાપેક્ષ જૈન દષ્ટિની સાથે મૌલિક ભેદ દર્શાવતી સંગ્રહનયાત્મક નિરપેક્ષ સાંખ્યદષ્ટિને પ્રવર્તાવી. એ દષ્ટિ આત્માના પુરુષના નિત્યત્વને અને આત્માથી ભિન્ન જડ પ્રકૃતિને માનનારી હોઈ દ્વૈતવાદિની હતી. જૈનદષ્ટિ અને સાંખ્યદષ્ટિમાં મૌલિક ભેદ રહેતાં એ દષ્ટિઓના આધારે ઘડાતી સંસ્કૃતિમાં પણ મૌલિક ભેદ પડ્યો. આધ્યાત્મિક બાબતમાં પણ આવી રીતે ભેદનું પગરણ મંડાયું. [ચાલુ]



## એક કોયડો : એ સૂરિનું નામ શું?

લેખક : પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

નેમિચન્દ્રસૂરિએ ઉત્તરજઝયણના ઉપર વિ. સં. ૧૧૨૯ માં સુખબોધા નામની વૃત્તિ રચી છે. આની નકલ વિ. સં. ૧૪૭૯ માં 'ઉપકેશ ગચ્છ'ના સિદ્ધસૂરિના સંતાન વિનયપ્રભે દેવગુપ્તસૂરિના આદેશથી લખાવી. આ *હાથપોથીમાં નીચે મુજબના પદ્યમાં સિદ્ધસૂરિના સંતાનના સંબંધમાં એક સૂરિનું નામ રજૂ કરાયું છે તો એ નામ શું છે?

"कः पूज्यो विबुधो बुधैः किमपरं धे(ध्ये)यं सभां(भा)सम्मतं ?
कः सर्वत्र गतिर्जने वद परं कस्माच्च तत्त्वं भुवि ?।
कस्मिन् शासति जायते गतभया पृथ्वी प्रकामोन्नता ?
——कस्तिमिरैः करोति रहितं श्रीभू(?भू)पतेः केन वा ? ॥ १ ॥
एतेषां किल शब्दानामाद्यान्ताक्षरलोपनात् ।
सञ्जायतेऽभिधा यस्य सोऽयं सूरिः श्रियेऽस्तु वः ॥ २ ॥

આમ જે સૂરિના નામને અંગે કોયડો રજૂ કરાયો છે તેનો ઉકેલ કેવી રીતે છે—જે સાત પ્રશ્નો રજૂ કરાયા છે તેના ઉત્તરો શા છે એ સૂચવવાનું કાર્ય હું વિશેષજ્ઞોને ભળાવું છું.

* આના પરિચય માટે જુઓ મારું પુસ્તક જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર (ભા. ૩. પૃ. ૩૨–૩૩).



## શ્રીરવિજેઠીવિરચિત લોદ્રવાજી તીર્થમંડન

# શ્રીચિંતામણિપાર્શ્વનાથ સ્તવન

સંપાદક : પૂજ્ય મુનિરાજ શ્રી રમણીકવિજયજી : જેસલમેર



જેસલમેરથી પશ્ચિમ ઉત્તર દિશામાં દશ માઈલ લોદ્રવાજી તીર્થ છે. તેની ઉત્પત્તિ માટે આમ કહેવામાં આવે છે. લોદ્રૂ (લોદ્ર) એક રાજપૂત નામની શાખા હતી. લોદ્રપુર પ્રાચીન કાળમાં આ લોદ્ર રાજપૂતોની રાજધાની હતી. ઈતિહાસમાં આ રીતે હકીકત આવે છે કે ભાટી દેવરાજ જેણે પ્રથમ રાવલની ઉપાધિ પ્રાપ્ત કરી હતી ને લગભગ સંવત ૯૦૦ (ઈ. ૮૫૩) માં દેવગઢમાં પ્રથમ રાજધાની સ્થાપન કરી હતી. પાછળથી લોદ્ર રાજપૂતો પાસેથી લોદ્રવા પડાવીને ત્યાં રાજધાની લઈ ગયા. તે સમયે લોદ્રવા એક સમૃદ્ધિશાલી મોટું શહેર હતું. તેને બાર પ્રવેશ દ્વાર હતાં ને ત્યાં પ્રભાવશાલી શ્રીપાર્શ્વનાથજીનું મંદિર વિદ્યમાન હતું.

તે મંદિર માટે આ પ્રમાણે પ્રઘોષ ચાલ્યો આવે છે ને લોદ્રવાજીમાં એક શતદલ પદ્મયુક્તયંત્ર છે તેનાથી સૂચિત થાય છે કે, પ્રાચીન કાળમાં સગર નામનો રાજા હતો, તેને બે પુત્રો હતા, એકનું નામ શ્રીધર ને બીજાનું નામ રાજધર આ બંને ભાઈઓએ જૈનધર્મ અંગીકાર કરીને શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું ને પ્રતિષ્ઠા કરાવી. તે નષ્ટ થવાથી તેના પાયા ને પીઠ પર ફરીથી સંવત ૧૬૭૫માં જેસલમેરનિવાસી શેઠ ભણશાલી થાહરુ શાહજીએ તેનો જીર્ણોદ્ધાર કરાવીને નૂતન મૂર્તિઓ ભરાવી ખરતર-ગચ્છીય શ્રીજિનરાજસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી તે અત્યારે વિદ્યમાન છે.

અહીં મંદિરના કોટમાં પાંચ મેરુ પર્વતના ભાવવાળાં પાંચ મંદિરો શોભે છે. મધ્યમાં શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું મોટું મૂલમંદિર છે અને તેના ચાર ખૂણામાં ચાર નાનાં મંદિરો છે. મૂલમંદિરથી દક્ષિણ–પૂર્વમાં પ્રથમ, દક્ષિણ–પશ્ચિમમાં બીજું; ત્રીજું ઉત્તર–પશ્ચિમમાં ને ચોથું ઉત્તર–પૂર્વમાં. આ ચાર મંદિરો સવત ૧૬૯૩માં શેઠ ભણશાલી થાહરુ શાહજીએ પોતાની પત્ની, પુત્ર–પૌત્રાદિના પુણ્યાર્થે બંધાવેલાં છે; પરંતુ તેમાં જે મૂલનાયક તરીકે ભગવાનની મૂર્તિઓ પધરાવી છે તે તો મૂલમંદિરોની પ્રતિષ્ઠા કરાવતી વખતે પ્રતિષ્ઠિત કરાવેલી બીજી મૂર્તિઓ પૈકીની છે; જે તે મૂર્તિના શિલાલેખથી સ્પષ્ટ જણાય છે.

આ સિવાય એક ત્રિગડા પર અષ્ટાપદના ભાવવાળું મંદિર છે તેના પર ધાતુનું સુંદર ફૂલભર્યું કલ્પવૃક્ષ શોભે છે. તે માટે કિંવદન્તી છે કે આ ત્રિગડું અને અષ્ટાપદવાળું મંદિર પ્રાચીન છે. અર્થાત્ થાહરુ શાહજીએ જીર્ણોદ્ધાર કરાવ્યો તે પહેલાંનું છે ને કલ્પવૃક્ષ તે ત્રિગડા પર ફરીથી પોતે સ્થાપન કર્યું છે.

થાહરુ શાહે જ્ઞાનભંડાર બનાવ્યો છે; તેમાં કેટલાંક પુસ્તકો લખાવ્યાં ને કેટલાંકનો સંગ્રહ કર્યો છે. આ ભંડાર જેસલમેરમાં વિદ્યમાન છે.

આજથી ૩૨૫ વર્ષ પહેલાં લોદ્રવાજી સમૃદ્ધિવાળું ને જાહોજલાલીવાળું હતું. તે તેનો તે વખતનો ઈતિહાસ ને તે વખતના બનેલાં સ્તવનો વગેરે કહી આપે છે. હાલ અહીં મંદિર, ધર્મશાળા ને બીજાં ચાર પાંચ મકાનો સિવાય કાંઈ જ નથી. તેમ વસ્તીમાં માત્ર પૂજારી ને ચોકીયાત સિવાય કોઈ પણ જાતિનો માણસ નથી.

થાહરુ શાહજી સંબંધી જે શિલાલેખો છે તે નીચે આપવામાં આવ્યા છેઃ

૧. મુખ્ય મૂલમંદિરના મૂલનાયકજી પરઃ—श्रीलोद्रवनगरे श्रीवृहत्खरतरगच्छाधीशैः सं. १६७५ मार्गशीर्ष सुदि १२ गुरौ भांडशालिकश्रीमल्लभार्या चांपलदेपुत्ररत्नथाहरुकेन भार्याकनकादेपुत्रहरराज–मेघराजादियुतेन श्रीचिंतामणिपार्श्वनाथबिंब का. प्र. भ. युगप्रधान-श्रीजिनसिंहसूरिपट्टालंकार भ. श्रीजिनराजसूरिभि [:] प्रतिष्ठितं ॥

૨. દેરી નંબર ૧ નો લેખઃ—सं. १६९३ मार्गशीर्ष सुदि ९ भणसालीसंघवी-थाहरूकेन श्रीआदिनाथदेवगृहं स्वलघुभार्यासुहागदेवीपुण्यार्थमकारि प्रतिष्ठित श्रीजिनराजि।

મૂલનાયક પર–सं. १६७५ मार्गशीर्ष सुदि १२ गुरौ भ. थाहरुभार्याकनकादेपुत्री वीरांकारितं ॥ श्रीआदिनाथबिंबं प्र. श्रीबृहत्खरतरगच्छाधीशश्रीजिनराजसूरिभिः ॥

૩. દેરી નંબર ૨–सं १६९३ मार्गशीर्ष सुदि ९ भणशालीसंघवीथाहरूकेण श्री-अजितदेवगृहं पुत्ररत्नहरराजपुण्यार्थमकारि प्र. श्रीजिनराजसूरिभिः ॥

મૂલનાયક પર–श्रीलुद्रपत्तने श्रीमत्श्रीबृहत्खरतरगच्छाधीशैः संवत् १६७५ मार्गशीर्ष सुदि १२ गुरौ ॥ श्रीअजितनाथबिंब का. सं. थहारुभार्या श्रीकनकादेपुत्ररत्नहरराजेन प्र. युगप्रधानश्रीजिनसिंहसूरिपट्टप्रभाकरश्रीजिनराजसूरिभिः ॥

૪. દેરી નંબર ૩–सं. १६९३ मार्गशीर्ष सुद ९ भणशाली सं. थाहरूकेण श्रीसंभव-नाथदेवगृहं पुत्रमेघराजपौत्रभोजराजसुखमल्लपुण्यार्थमकारि प. श्रीजिनराजैः ॥

મૂલનાયક પર–गच्छाधीशैः सं. १६७५ मार्गशीर्ष सुदि १२ गुरौ श्रीसंभवनाथबिंब का. भ. श्रीमलपुत्ररत्न भ. थाहरुभार्या श्रीकनकादेव्या प्र. युगप्रधान श्रीजिनसिंहसूरि-पट्टप्रभाकरश्रीजिनराजसूरिभिः श्रीबृहत्खरतर ॥

૫. દેરી નંબર ૪–सं. १६९३ मार्गशीर्ष सुदि ९ भणसालीसंघवीथाहरूकेण श्री-पार्श्वनाथदेवगृहस्य(हं) वृद्धभार्याकनकादेवीपुण्यार्थमकारि प्र. श्रीजिनराजसूरिभिः ॥

મૂલનાયક પર–श्रीलोद्रवानगरे श्रीबृहत्खरतरगच्छाधीशैः ॥ सं १६७५ मार्गशीर्ष सुदि १२ तिथौ गुरौ भांडशालिक सा. श्रीमल भा. चांपलदे पुत्ररत्नथाहरूकेण भार्याकनकादे-पुत्रहरराजमेघराजादियुजा श्रीचिंतामणिपार्श्वनाथबिंबं का. प्र. च युगप्रधानश्रीजिनसिंह-सूरिपट्टप्रभाकर भ. श्रीजिनराजसूरिभिः प्रतिष्ठितं ॥

આ સંબંધી વિશેષ જિજ્ઞાસુએ પૂરણચંદ નાહર સંપાદિત "જૈન લેખસંગ્રહ જેસલમેર" નામનું પુસ્તક જોવું. અહીં શ્રી ગવિજેઠીકૃત સ્તવન આપવામાં આવ્યું છે, તેની રચના પ્રતિષ્ઠા વખતે થયેલી છે. આ સ્તવન અહીંના ભંડારમાં સંવત ૧૬૭૭ માં લખેલા ગુટકામાંથી ઉતાર્યું છે.

સહસફણા એઉ સુંદરૂં, શ્રીચિંતામણિ પાસ લાલ રે;
સામલવરણ સુહામણો, વિકસિત વદન ઉલાસ લાલ રે,
સહસફણા એ સુંદરૂં–આંકણી. ૧

કામાધન સુરતરૂ મિલ્યઉ, પૂગી મનની આસ લાલ રે;
પરતષિ પરતા પૂરવઈ, પુરિસાદાણી પાસ લાલ રે. ૨
લદ્રપુરિ પાટણ પરગડઉ, જિમ ઉદયાચલ ભાણુ લાલ રે,
સેત્રુંજ તીરથની પરઈ, મુરધર દેસ મંડાણુ લાલ રે; ૩
તિહાં બઈઠા પ્રભુ શોભતા, પૂજઉ ચિત્ત લગાય લાલ રે;
ચઉવિહ દેવ તિહાં મિલી, નિરતિ કરી ગુણગાય લાલ રે. ૪
મસ્તકિ મુગટ હીરઈ જડયઉ, કુંડલ ઝાકઝમાલ લાલ રે;
ભાલ તિલક સિરિ સેહરઉ, ગલિ મોતીનિકી માલ લાલ રે. ૫
હાર સોભિત કાંઠી જડી, બાંહિ બુહરખા સાર લાલ રે;
જોતાં જોતિ . સુહામણી, તેજઈ તરણ હજાર લાલ રે. ૬
આંગી સુરંગવણી ઘણું, વિચ કસબી ઝબકાર લાલ રે;
દેખંતાં મન ઉલ્લસઈ, નયણ અમીરસ ધાર લાલ રે. સ૦ ૭
જિનમંદીર સામી તણુઉ, જાણે નલણી વિમાણ લાલ રે;
મંદપિ મોહ્યા દેવતા, જોતાં જનમ પ્રમાણ લાલ રે. સ૦ ૮
દેહરી અતિ રલીયામણી, તોરણ તિલક મંડાણ લાલ રે;
મહિમા શ્રીજિનધર્મની, દીઠઈ સફલ વિહાણુ લાલ રે. સ૦ ૯
આસ મનોરથ મનંધરી, ધરમ ધજા જોવંત લાલ રે;
તિણ ઘરી વૃદ્ધિ વધામણાં, ત્રિભુવનપતિ પુરંત લાલ રે. સ૦ ૧૦
જીરણ જિણહર ઉધરયઉ, કલિજુગ કલિજુગ કરિણી સારિ લાલ રે;
વીર વદઈ જિન સાસણઈ, પુણ્યના ભંડાર લાલ રે. સ૦ ૧૧
સંવત સોલ પહિતરઈ, મગશિર માસ ઉદાર લાલ રે;
સુકલપક્ષિ બારસદિનઈ, જોગ નક્ષત્ર સુભવાર (લાલ રે). સ૦ ૧૨
લગન અંસ થિર અણુસિરી, વિધસું જિણરાજ લાલ રે;
થિર થાનકિ થીર થાપીયા, થિર અવિચલ થિરરાજ લાલ રે. સ૦ ૧૩
સ્નાત્ર પૂજા રંગઈ કરી, પ્રહ ઊગમતઈ સૂરિ લાલ રે;
તુમ્હ પસાયઈ પાસજી, શ્રીસંઘ અધિક પડૂરિ લાલ રે. સ૦ ૧૪
સ્વાામી તુમ્હનઈ વીનવઈ, સુણિજ્યો સેવક વાણિ લાલ રે;
રાજ પ્રજા સુખિઆં વસઈ, રાજ કરઈ કલ્યાણ લાલ રે સ૦ ૧૫

[ કલસ ]

ઈય પાસજિણવર કલ્પતરૂવર, સેવતાં સુખ પાવએ,
ધરણેંદ્ર પદમાવતી પ્રસાદઈ, કામકુંભ ઘરી આવએ;
તુમ્હ નમઈ સુરશુર સહસફણિમણિ, ચિંતામણિ મનિ ધ્યાવએ,
તે લહઈ નિરમલ સુદ્ધ સમકિત, રવિજેઠી ગુણ ગાવએ. ૧૬
ઈતિ શ્રી લિ(લો)દ્રપુરી ચિંતામણિપાર્શ્વનાથ સ્તવન સમાપ્ત
"સાહ રાયસંઘ પઠનાર્થં"

## —: જૈનસમાજના કર્ણધારો ચેતે :—

જૈનોના ભૂતકાલીન ગૌરવને હણનારું 'હંસમયૂર' નાટક ઉત્તર પ્રદેશના ઈન્ટર મિજીયેટના વિદ્યાર્થીઓ માટે પાઠ્યપુસ્તક છેઃ આઝાદ ભારતના ઊગતા નાગરિકો સમા વિદ્યાર્થીઓના દિલમાં ઇતિહાસને નામે રજૂ થતો આ ભ્રમ નિવારવો જોઇએ. એ પુસ્તકમાંના અનિષ્ટ તત્ત્વો રદ થવાં જોઈએ, યા સાંપ્રદાયિક કલેશ વધારનારું પુસ્તક રદ બાતલ થવું જોઇએ. આ અંગે ભારત શિક્ષામંત્રી, પાઠ્યપુસ્તક નિર્ણાયક કમીટી, ઉત્તર પ્રદેશીય શિક્ષામંત્રી પાસે જૈન સંઘોએ તથા પેઢીએ નિવેદનો મોકલવાં જોઈએ. —તંત્રી

### વર્માજી સત્યને સ્વીકારવાને બદલે ભ્રમને વિસ્તારે છે!!

# 'હંસ-મયૂર'ના કર્તા શ્રી. વર્માજીના ઉત્તરનો પ્રત્યુત્તર

લેખકઃ જયભિખ્ખુ

"હંસ-મયૂર" નામક સાંપ્રદાયિક વિદ્વેષથી ભરેલા, અને મહાન આચાર્ય આર્ય કાલક તથા સાધ્વી સરસ્વતીના ઉજ્જવળ ચારિત્રને લાંછન લગાડનાર નાટકની, આ પત્રના વર્ષ ૧૫ના અંક ૧૧ માં અમે એક વિસ્તૃત આલોચના પ્રગટ કરી હતી. ઉત્તર પ્રદેશની ઈન્ટર પરીક્ષામાં એ પાઠ્ય પુસ્તક તરીકે દાખલ થયેલ હોવાથી, આ આલોચનાની જાણ તે તે સ્થળે કરવાની જરૂર હતી. આથી અમદાવાદ નાગજી ભુદરની પોળના હિન્દી સાહિત્ય પ્રચારક મંડળના સંચાલકો તરફથી તેનો હિંદી અનુવાદ કરાવીને પુસ્તિકા રૂપે પ્રગટ કરવામાં આવ્યો હતો, ને એ સંસ્થા તરફથી સંસ્કૃતિ-સેવા નિમિત્તે અમૂલ્ય વહેંચવામાં આવ્યો હતો.

તાજેતરમાં તેનો જવાબ આપતી એક નાની પુસ્તિકા આ નાટકના લેખક શ્રીયુત વૃંદાવનલાલજી વર્મા તરફથી "हंस-मयूरकी आलोचनाका उत्तर"ના નામે બહાર પાડવામાં આવી છે. આ પુસ્તિકામાં વર્માજી જેવા સાહિત્યકાર પાસેથી જે ઉદારતા, જે ખેલદિલી ને અન્ય ધર્મો ને તેના નેતાઓ તરફ જે સન્માનવૃત્તિના પ્રાકટ્યની અમે આશા રાખતા હતા, તેમાં નિરાશા મળી છે. અલબત્ત, અમારી એકાદ બાબત —જેમકે સરસ્વતી ખુદ મોહિત થઈને ગર્દભિલ્લ પાસે નહોતી ગઈ પણ રાજા ગર્દભિલ્લ એને બળાત્કારે ઉઠાવી ગયો હતો — તેઓએ સ્વીકારી પણ છે, પણ બીજી તરફ વળી ઘણો નવો ભ્રમ પેદા કર્યો છે. પોતાના કહેવાતા મનોવિજ્ઞાન તરફ તેમને એટલી અંધશ્રદ્ધા છે કે એમાં ઇતિહાસનું ખૂન થાય તોપણ તેઓ યોગ્ય માને છે. આથી આલોચનાનો ઉત્તર આપવો તો દૂર રહ્યો, પણ આલોચનામાં માગેલા પ્રશ્નોના જવાબો આપવાને બદલે તેઓ અમારા પર છેડાઈ પડ્યા છે. અને 'દુર્વાસા' વગેરે ઉપનામ આપીને અને તેમની ભૂલોની આલોચનાને જ અવિવેક, ભૂલ કે પાપ માની અમને તેનું પ્રાયશ્ચિત કરવા ઠેર ઠેર ઉપદેશ આપ્યો છે. એક માણસનું ઘર જલતું હોય ને જરા ઊંચે

અવાજે એ જાહેર કરતો હોય, ત્યારે મૌનવ્રતપાલનનું મહત્ત્વ સમજાવનાર મહાન ફિલસૂફ જેવો એમનો આ હાસ્યાસ્પદ પ્રયત્ન છે.

અમને તેમણે ખરી-ખોટી સુણાવી તેનું લેશમાત્ર દુ:ખ નથી: કારણ કે જ્યારે મહાન આચાર્ય કાલકાચાર્ય જેવાને જેઓ હીન ચીતરી શકતા હોય, આર્ય સાધ્વી સરસ્વતીને સુનંદા બનાવી એની પાસે પ્રણયનાં ગીત ગવરાવવાની જેઓ — મનોવૈજ્ઞાનિકતાની આડમાં — હિંમત કરી શકતા હોય ને છતાં ઇતિહાસના મર્મજ્ઞ હોવાનો, વિવેકી હોવાનો, મનોવિજ્ઞાનના નિષ્ણાત હોવાનો દાવો કરવાની પણ હિંમત કરતા હોય; તેઓ અમને આવાં ઉપનામ કે ઉપદેશ આપવાની વાત કરે એ તો સામાન્ય વાત છે. અમને અંગત રીતે એનું કંઈ દુ:ખ નથી.

દુ:ખ માત્ર એ વાતનું છે કે ઇતિહાસના નામે જે ભ્રમ એમણે 'હંસમયૂર' નાટકમાં વિસ્તાર્યો છે, એ ભ્રમ તેમણે આ પુસ્તિકામાં વિશેષે પ્રચાર્યો છે. પ્રારંભમાં અમારાં વાક્યોના ટુકડા કરી એમાંનો અમુક ભાગ જનતા સમક્ષ એવી રીતે રજૂ કર્યો છે, કે અમારા અવિવેકીપણા ને ઉચ્છૃંખલતા બાબતનો ભ્રમ — જે તેઓ પ્રચારવા માગે છે તે — સત્યના રૂપમાં વાચકો સમક્ષ રજૂ કરી શકાય. અને કહી શકાય કે જુઓ, આ આલોચકની વિવેકહીનતા! એક જ નમૂનો લઈએ —

તેઓ અમારી આલોચનાના પૃ. ૨૭ના છેલ્લા પેરેગ્રાફની નીચેની પંક્તિઓ પ્રથમ પાને ઉદ્ધૃત કરે છે.

"જે મનસ્વી દ્વેષભરી તલવારથી જૈન અને બૌદ્ધ ધર્મની, જૈન સંસ્કૃતિની અને જૈનોના સન્માન્ય વીરોની ગૌરવગરિમાની હત્યા કરવાનો પ્રયાસ તેઓએ (શ્રીવર્માજીએ) કર્યો છે, એ જ તલવાર તેમના પોતાના ઇષ્ટજનો અને ઇષ્ટદેવના માટે પણ વાપરી શકાય."

અમારા લખાણમાંથી માત્ર આટલો જ ભાગ ઉદ્ધૃત કરી એની આલોચનામાં વર્માજી કહે છે—

"જો ભિખ્ખુજી પોતાની તલવાર ચલાવવા માગતા હોય તો — જેવો કે તેમણે પોતાની આલોચનામાં સંકેત કર્યો છે — તો હું કહીશ: કર કુઠાર, આગે યહ સીસા!" (ચલાવ કુહાડી, સીસ તારી સમક્ષ મૌજૂદ છે.)

આમ વાતવાતમાં સર કપાવી સસ્તી શહાદતની કીર્તિ મેળવવા તલપાપડ બનેલા શ્રી. વર્માજી કેટલો ભયંકર શબ્દછળ પાઠકો સાથે કરે છે, ને અમને કેટલી ખરાબ રીતે પાઠકો સમક્ષ રજૂ કરવાની મેલી રમત રમે છે; એ ઉપરના પેરેગ્રાફનો ઉત્તરાર્ધ વાંચવાથી તરત સમજી શકાશે.

વાચકો પૂરો અર્થ સમજી શકે તે માટે એ પેરાનો પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ એક સાથે આપીએ છીએ.

"જે મનસ્વી દ્વેષભરી તલવારથી જૈન અને બૌદ્ધ ધર્મની, જૈન સંસ્કૃતિની અને અને જૈનોના સન્માન્ય વીરોની ગૌરવગરિમાની હત્યા કરવાનો પ્રયાસ તેઓએ કર્યો છે, એ જ તલવાર તેમના પોતાના ઇષ્ટજનો અને ઇષ્ટદેવો માટે પણ વાપરી શકાય. પણ અમે "ધોબીએ ધોબી" થવા માગતા નથી. અમે તો માનીએ છીએ, કે શૈવ યા વૈષ્ણવ સંસ્કૃતિ માત્ર જ આર્ય યા ભારતીય સંસ્કૃતિ નથી પણ બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ સંસ્કૃતિની પવિત્ર ત્રિવેણીમાં ભારતીય સંસ્કૃતિની ઉત્તમતા તથા તેનું માધુર્ય છુપાયેલું છે!"

ક્યાં છે તે તલવારની વાત, ક્યાં છે સર કાપવાની ચાહના! વર્માજીની તલવાર જેણે હંસમયૂર નાટક દ્વારા જૈન સંસ્કૃતિની હત્યા કરવાનો પ્રયાસ કર્યો છે, તેની સામે અમે અમારું સર ઉઠાવ્યું છે: અમારી ગુનેગારી ફક્ત એમણે કરેલી સંસ્કૃતિહત્યાની સામે જાહેરમાં ચીસ પાડવાની છે!

પાઠકો જોઈ શકશે કે અમારા પેરેગ્રાફનો પૂર્વભાગ રજૂ કરીને અને ઉત્તર ભાગ અપ્રગટ રાખીને, પોતાનો મહત્તા સાધવાનું વર્માજીએ કેવું નાટક રચ્યું છે! વાહરે વર્માજી! અજબ તમારી જ્ઞાનભક્તિ! અજબ તમારો વિવેક, અદ્દભુત તમારું મનોવિજ્ઞાન! અજબ તમારું નાટ્યાલેખન!

આવી જ રીતે તેઓએ અમારા પ્રશ્નનો ઉત્તર આપવાનું અભરાઈએ ચઢાવી, શક, વિક્રમાદિત્ય કે વિભીષણની નિરર્થક ચર્ચાઓ ઊભી કરી લેખિનીનો ને સમયનો દુરુપયોગ કર્યો છે. એના થોડાંક દષ્ટાંત જ બસ થશે:

(૧) તેઓએ કેટલાય પાનાઓમાં 'શક' વિષે ઉલ્લેખ કર્યો છે, ને અમે તેમના પક્ષપાતી હોઈએ તેમ વિધાનો કર્યાં છે. શકોના અત્યાચારોના અમને તેમણે પ્રશંસક બતાવ્યા છે. અમે શક લોકોની ક્યાંય પ્રશંસા કરી નથી. અમારું કહેવાનું માત્ર એ હતું કે જ્યારે કોઈ આંતરિક શક્તિ ગર્દભિલ્લના અત્યાચારી શાસન સામે આંગળી પણ ઊંચી ન કરી શકી, ત્યારે તેમણે બાહરી તાકાતથી એ અત્યાચારી શક્તિને ઉચ્છેદી નાખી: ને એ બાહરી શક્તિ જ્યારે અત્યાચારી લાગી (સત્તા મળ્યે સ્વચ્છંદતા વધી ગઈ) ત્યારે તેનો ઉચ્છેદ પોતાના ભાણેજ દ્વારા કરાવ્યો. શકોનાં કાર્યોની પ્રશંસા કરવાનો અમે લેશ પણ પ્રયત્ન કર્યો નથી. અમને એની સાથે કોઈ નિસ્બત નથી.

(૨) આથી આગળ વધીને તેઓ એક ભારે ભયંકર વિગત રજૂ કરે છે. તેઓ લખે છે: "ભિખ્ખુજી કહે છે કે વિક્રમાદિત્ય કાલકાચાર્યનો સાંસારિક ભાણેજ (સરસ્વતીનો પુત્ર) હતો. હું એ લોકોમાંનો છુ કે જેઓ વિક્રમાદિત્યને ગર્દભિલ્લનો પુત્ર નથી માનતા."

અરે વર્માજી! મેં ક્યાંય સરસ્વતીને પુત્ર હોવાનો ઉલ્લેખ પણ નથી કર્યો! પછી આ શશશૃંગ જેવી કલ્પના તમે ક્યાંથી ઉપાડી લાવ્યા? જે વિવેક, જે મનોવિજ્ઞાન ને જે ઈતિહાસની તમે વારંવાર છડી પોકારો છો એમાં આ શેમાંથી જન્મ પામ્યું? ફરી વાર પુસ્તિકા વાંચી જવા ભલામણ છે. 'કાલકાચાર્યના ભાણેજ એટલે સરસ્વતીના પુત્ર' આ મનોવિજ્ઞાન તો તમે અહીં નથી વાપર્યું ને! એક ભાઈને અનેક બહેનો હોઈ શકે છે, તે તો આપની વિવેકદષ્ટિને અજાણ્યું નહિ જ હોય.

(૩) વિદ્વાનોના રણમેદાન સમી વિક્રમાદિત્યની ચર્ચા — જે અમે અકારણ છોડી દીધી છે, એની ચર્ચાથી તેઓએ પાનાં ભરી ભરી પાઠકોને મુખ્ય ચર્ચાસ્પદ વિગતોથી વંચિત રાખ્યા છે.

શ્રી. વર્માજી અહીં બીજા એક વિદ્વાનનો નામોલ્લેખ કરીને એની આડમાં કાલિકાચાર્યને 'દેશદ્રોહી' કહેવાને ફરી લલચાયા છે. આપણા વિદ્વાનોની તો બલિહારી છે વિક્રમની શોધમાં નીકળ્યા તો ડઝન વિક્રમ શોધી લાવ્યા, ને સાચો વિક્રમ ખોવાઈ ગયો—વિવાદનો પ્રશ્ન રહ્યો. આપે મહાન આર્ય કાલકને દેશદ્રોહી કલ્પી, 'હંસમયૂર' રૂપી ગોળીથી એમનું સાહિત્યિક ખૂન કરવા પ્રયત્ન કર્યો, એમાં આ દેશપૂરતી નવાઈ નથી. પૂ. બાપુજીની છાતીને

ગોળીથી વીંધનાર બ્રાહ્મણ ગોડસે પણ પૂરી રીતે માનતો હતો કે બાપુ દેશદ્રોહી છે. ઘણુંય આપણાં છાપાં એમને એ રીતે ચીતરતાં, કે 'બાપુએ તો અંગ્રેજોની જર્મનો સામેની લડાઈમાં હિંદી સૈનિકોની ભરતી કરીને સક્રિય સહકાર આપ્યો હતો ને 'ગોડ સેવ ધ કીંગ' ભવરાવી માનસિક ટેકો આપ્યો હતો, માટે દેશદ્રોહી છે.' શું ભાવિના કાળમાં કોઈ સંશોધક આવાં એકાદ પ્રમાણો લઈને કહી શકે ખરો કે બાપુ દેશદ્રોહી હતા!

અમે ફરી કહીએ છીએ કે સ્વતંત્રતાની ચળવળનો જન્મ, ઉત્થાન, પુનરુત્થાનનો ઇતિહાસ જાણનારા કદી પણ શ્રી. કાલકાચાર્યને દેશદ્રોહી નહિ કહી શકે. કદાગ્રહની વાત ન્યારી છે. અમર નેતાજી સુભાષબાબુનું દૃષ્ટાંત પણ મૌજૂદ છે.

ઐતિહાસિક ગ્રંથ કયો ને કયો નહિ, એની જ અહીં ભારે ચર્ચા છે: એટલે જ પુરાણકાલીન ઇતિહાસનાં દૃષ્ટાંતને બદલે અમે વર્તમાન જગતનાં દૃષ્ટાંતો આપીએ છીએ. શ્રી. સુભાષબાબુનું દૃષ્ટાંત એ માટે જ આપ્યું હતું. મહાત્મા વિભીષણ વિષે વર્માજીએ જે નિરર્થક ભાષ્ય રચ્યું છે તેનો ઉલ્લેખ એ કાળના લોકો ધર્મપ્રાણ હતા, દેશપ્રાણ નહોતા, તે બતાવવા પૂરતો જ હતો.

(૪) તેઓ વળી આગળ વધીને કહે છે: 'હું પ્રભાવક ચરિતને ઇતિહાસ તરીકે ન માનવા માટે લાચાર છું.' શ્રી. વર્માજી ઇતિહાસ કોને માને છે, એ જ મુખ્ય પ્રશ્ન છે. અમે તો એ જ કહીએ છીએ કે તો તમે શા માટે આવો ગ્રંથ પસંદ કર્યો, ને ખૂબ જોર-શોરથી શા માટે જાહેર કર્યું કે તેના આધાર પર નાટક લખવા બેઠો છું! આપને સ્વૈરવિહાર માટે, કલ્પનાવિહાર માટે બીજો ઘણો અવકાશ હતો. જે નાવના સહારે જલવિહાર કરવા નીકળ્યા એને જ વિષે તમે કહો કે હું એને નાવ નથી માનતો, ને આકાશના સુંદર ઇંદ્રધનુને નાવ માનું છું; ને આકાશ તરફ કૂદી પડો તો?—એનું શું પરિણામ આવે? અમે તો ઇચ્છતા જ હતા કે આપનો વિવેક, આપનું મનોવિજ્ઞાન ને આપની ઇતિહાસ-દૃષ્ટિ આ ગ્રંથ-વિષયથી દૂર જ રહેત તો લાભ હતો. એક પ્રાચીન આર્ય પુરુષના અને એક સાધ્વી સ્ત્રીના ચરિત્રનું અપમાન કરવાનું આપને ન સૂઝત. અમને તો સંપૂર્ણ વિશ્વાસ છે, કે આપની દ્વેષદૃષ્ટિએ જ — જેને આપ ઇતિહાસ નથી માનતા — તેની જ પાર્શ્વભૂમિકા પર નાટક લખવા આપને ઉત્સાહિત કર્યા.

(૫) મનોવિજ્ઞાનના રસિક શ્રી. વર્માજીએ અમારા પ્રશ્નોનો તો જવાબ નથી આપ્યો, બલ્કે વિષને વધારવા જેવી વાતો કરી છે. તેમનું કહેવું એવું છે કે "જે સંબંધ બલાત્કાર-થી શરૂ થયો તે એ જ રૂપમાં ૧૪–૧૬ વર્ષ સુધી નહિ રહ્યો હોય. એ સંબંધના બદલાતાં રૂપોની કેવળ કલ્પના કરી શકાય છે, જે મનોવૈજ્ઞાનિક આધાર પર નાટકમાં કરવામાં આવી છે."

અર્થાત્ ભલે સરસ્વતીને ગર્દભિલ્લ શરૂઆતમાં બલાત્કારથી ઉઠાવી ગયો હોય ને સંબંધ બાંધ્યો હોય (જે બલાત્કારનું ચિત્રણ વર્માજીના નાટકમાં નથી — તેમાં તો એમની સુનંદા-રાજપુત્રીથી ફોકટેનાવ ગર્દભિલ્લ પર મોહિત થઈ જાય છે.) તો પણ ૧૫–૧૬ વર્ષમાં એ સંબંધ લગ્નમાં જ પરિણત થયો હોય. વાહ રે વર્માજી! સતી સીતાના ચારિત્ર્ય પર કલંક લગાવનાર પેલા ધોબીના જેવી જ વાત તમે કરી. આ મનોવિજ્ઞાન લઈને આપે કોઈ

બીજા દેશમાં જન્મ લેવો જોઈતો હતો--જ્યાંની પ્રજાને પોતાના માનનીય વીરો ને વીરાંગનાના ચારિત્ર ને તપ માટે માન અને શ્રદ્ધા ન હોય.

મનોવિજ્ઞાનની ઘેલછામાં પડેલા શ્રી. વર્માજી પુરોહિત બનીને સુનંદાનાં લગ્ન કરાવે છે–અને તે હિન્દુ શાસ્ત્રોમાંની પિશાચી વિધિથી! એને પુત્ર પણ આપે છે! ખરેખર, એક સ્ત્રી એટલે પત્ની, વિવાહિતા, પ્રેમમાં પાગલ, પછી પુત્રવતી! બીજું કંઈ નહિ!

આવી આવી બીજી અનેક બાબતો અમે રજૂ કરી શકીએ છીએ કે જે હડહડતા જૂઠાણારૂપ છે. છતાં અમો વિતંડાવાદમાં માનતા નથી, ઈચ્છા પણ નથી, અવકાશ પણ નથી. અમારે પાઠફેર કરવા નથી કે શબ્દછળ ચલાવવા નથી. એક શ્રદ્ધેય પુરુષ ને માનનીય સ્ત્રીના ચરિત્ર પર કરેલા આક્ષેપોના પરિહાર માટેનો આ અમારો પ્રયાસ છે; અને તે પણ જ્યારે ઊગતી આશાસમા વિદ્યાર્થીઓના હાથમાં આવું પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે મુકાતું હોય ત્યારે તો અમારી અનિવાર્ય ફરજ બની રહે છે. આમાં અમે નીચેના વિધાનો ફરી કરીએ છીએ:

(૧) લેખકે જે ગ્રંથના આધારે કથા–નિર્માણ કરી છે, એની મૂળભૂત વફાદારી પણ જાળવી નથી. એમની સુનંદાને, બકુલને કોઈ ઇતિહાસનો આધાર નથી.

(૨) જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, જૈન સંસ્કૃતિ ને જૈન સંમાન્ય વીરો માટે અપમાન-જનક ચિત્રણ કરવામાં આવ્યું છે, ને ખલ પુરુષોને સારા ચીતરી સત્યનું ખૂન કર્યું છે.

(૩) ઇતિહાસમાં માન્યતા પામેલાં પુરુષો ને સ્ત્રીઓનાં ચરિત્રોમાં કેટલું પરિવર્તન નાટ્યકાર કે કવિ કરી શકે, એનો ખુલાસો તેઓએ કર્યો નથી. અમે માનીએ છીએ કે આટલી સ્વચ્છંદતા કલમને આપવામા આવે ને એકબીજા એકબીજાના માન્ય ને શ્રદ્ધેય પુરુષોને પોતાની કલ્પેલી 'મનોવૈજ્ઞાનિક' દૃષ્ટિથી ચિતરવા બેસે તો ભારે અનર્થ થશે, સાંપ્રદાયિક ક્લેશનો અગ્નિ ફરી નવાં ભારતને ભરખવા ધગધગી ઊઠશે, ને ભારતીય સંસ્કૃતિની ગૌરવગરિમાને હાનિ પહોંચશે.

(૪) ઐતિહાસિક નાટકોમાં ઇતિહાસના તંતુની અખંડતા જાળવીને જ કલ્પનાવિહાર થવો જોઈએ. કલ્પિત નાટક–કાવ્યોની વાત જુદી છે.

(૫) અમે તો એમ પણ માનીએ છીએ, કે પરસંપ્રદાયને હીણું બતાવતું, દ્વેષ વધારતું, પુરાણા સાંપ્રદાયિક કલહોને પુનર્જન્મ આપતું કોઈ પણ નાટક, કાવ્ય, સાહિત્ય કે ગ્રંથ પ્રગટ થવા ન જોઈએ. જનતાએ એને આદર આપવો ન જોઈએ. સરકારે એને કાયદાથી રોકવાં જોઈએ.

(૬) આ પુસ્તક પાઠ્યક્રમમાંથી સત્વર બાકાત થવું જોઈએ, કારણ કે એ જૈનોના માન્ય સ્ત્રી–પુરુષોની માનહાનિ કરનારું છે.

આશા છે કે શ્રી. વર્માજી સત્ય સમજશે, ને આખા સમાજને અપમાન કરનારી પોતાની કલમને બીજે રસ્તે વાળશે. પરોપદેશે પાંડિત્યં છોડી આત્મવિમર્શ કરવાની તેમને જરૂર છે. ભલા, લયલા મજનૂની નવી આવૃત્તિઓ ખડી કરવી હોય તો અન્ય પાત્રોનો ક્યાં તૂટો છે!

આશા છે કે વર્માજી સત્ય સમજશે.



### શ્રી બારસાસૂત્રની સોનેરી ચિત્રોથી સુશોભિત એક પ્રાચીન પ્રતિની

# ઐતિહાસિક–પ્રશસ્તિ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીઅભયસાગરજી

★

આચાર્ય શ્રી વિજયપ્રીતિચંદ્રસૂરીશ્વરજી જૈન જ્ઞાનશાલા; રાંદેર (સુરતથી ૩ માઈલ દૂર)ના હસ્તલિખિત શાસ્ત્રસંગ્રહના ડા. નં. ૫ પોથી નં. ૧૩૫ માં શ્રીબારસાસૂત્ર–કલ્પસૂત્ર–સચિત્રની પ્રત છે; જેનાં પાનાં ૮૭ છે. પ્રત કાગળની છતાં લેખકની લેખનકલા નિપુણતાને લીધે સુંદર તાડપત્રી જેવી લાગે છે, કારણ કે દરેક પાનામાં |૦|ક્ષખાણ|ક્ષખાણ|૦| આ મુજબ સુંદર મરોડદાર ના ઈંચી અક્ષરોવાલું વિવિધ મનોહર આકૃતિઓવાલું લખાણ છે, સાથે જ પ્રસંગાનુરૂપ વિવિધ કલાત્મક સુંદર અનેક સોનેરી ચિત્રો પણ પ્રતની શોભામાં વધારો કરે છે. કેટલાક પાનાઓ બાદ કરતાં તો આખી પ્રત એવી સુંદર લાગે છે, જાણે કે—હમણા જ તાજી લખાવેલ—ચિતરાવેલ ન હોય!

પ્રતના આદ્ય ભાગમાં ફક્ત ॥ ॐ॥ अर्हं ॥ આટલું જ છે, તે સિવાય ખાસ કોઈ ઉલ્લેખ નથી. અંત્ય ભાગમાં ૮૭ મા પાનાની પહેલી પૂંઠીમાં મૂળસૂત્રની સમાપ્તિ પછી પાનાના મધ્ય ભાગે ઝીણા અક્ષરોમાં નીચે મુજબનો ઉલ્લેખ છે.

॥ ग्रंथस्स ग्रंथाग्रं १२१६ ॥ संवत् १५११ वर्षे सा. धन्ना सा. भोजामणगढ-श्रावकैः लेखितः कल्पः नंदतु चिरं ॥

૮૭ મા પાનાની બીજી પૂંઠીમાં નીચે મુજબની વિસ્તૃત પ્રશસ્તિ છે.

॥ वृक्षवच्चारुसशाखाभृत्, श्रियां वासः पयोजवत्।
श्रीमानूकेशवंशोऽयं, राजते जगतीतले ॥

॥ ॐ ॥ श्रीवर्द्धमानस्वामिने नमः ॥

॥ श्रीऊकेशवंशे शंखवालशाखायां सा. कोचरसंताने । सा. मूलूश्रावको जातः॥ मूलूपुत्रो सुलाख्यः। सुलाकस्य भार्यामोहणदेवीपुत्रौ सा. आपमल्ल-देपाख्यौ। श्रावकौ धार्म्मिकौ जातौ। सा. आपमल्लकस्य भार्याकमलादेवीनंदनाः सा. पेथा सा. भीमा सा. जेठाख्याः, सा. पेथाभार्यापूनादेवीपुत्रौ सा. आसराज-भूधराजौ सा. भीमाकस्य भार्यारूपादेवीपुत्रपारसः, सा. जेठाकस्य भार्याजसमा-देवीपुत्राः सा. सहसा सा. ऊना सा. मेहा सा. गुणदत्त सा. चांपाख्याः, तथा सा. देपाकस्य भार्यादेवलदेवीनंदनाः सा. लषा सा. भादा सा. केल्हा श्रीकीर्त्ति-रत्नाचार्याख्याः चत्वारः।

सा. लषा सा. केल्हाश्रावकाभ्यां संवत् १४७७ वर्षे माघासितदशम्यां श्री-जेसलमेरुदुर्गे श्रीकीर्त्तिरत्नसूरीणां आचार्यपदस्थापनामहोत्सवो विस्तारेण कारितः।

तथा सा. लषापत्नीसोनलदेवीतनयः सा. मणगटः, सा. भादाभार्याभरमादेवीपुत्रो भोजाख्यः, सा. केल्हाकस्य गृहिणीकेल्हणदेवीनंदनाः सा. धन्ना सा. मन्ना सा. माला सा. जगा सा. गोरा सा. डूंगर सा. शेषाख्याः सप्त श्रावकोत्तमाः...।

[ सा. भोजापुत्र सा. रूपसी सा. ताल्हण, पौत्र सा. नयणापुत्र सा. तर... भार्यानीलादे तस्य पुत्र सा....थराज सा. ज...ता जयराज पुत्र सा. देवजीलाल...। सहजपाल तस्य पुत्र सा. दे...जा रामजी रूपजी...लना पुत्र सा....माचंद रहिया सा. सहिजपाल पुत्र तिलोक सा....जयता पुत्र सा. चांपसी पुत्र सा....ोमसी भाई वि...ासा सा. सोम...ी पुत्र सा. तारा...ंद सा. वीकमराजापरिवारैः। ]

सा. धन्ना सा. भोजा सा. मणगटश्रावकैः सपरिवारैः संवत् १५०९ वर्षे श्रीवीरमपुरे कृतज्ञानपंचम्युद्यापनोत्सवैः।

[ संवत् १५१४ वर्षे महांतं संघं मेलयित्वा विहितश्रीशत्रुंजयश्रीगिरिनारतीर्थयात्रैः। ]

ग्रंथलक्षं लेखयित्वा श्रीकल्पपुस्तकं लेखितमिदं वाच्यमानं चिरं नंदतात्॥

श्रीखरतरगच्छे श्रीजिनदत्तसूरिसंताने श्रीजिनराजसूरिशिष्य श्रीजिनभद्रसूरिवरोपदेशाल्लिखितेयं पुस्तिका॥श्री॥ विश्राणिता च वाचनाय श्रीकीर्त्तिरत्नसूरिभ्यः॥

॥ शुभं भवतु श्रीचतुर्विधसङ्घस्य॥

**नोंध**—પ્રશસ્તિના આદિભાગમાં **ऊकेशवंश**ની મહત્તાને સૂચવતો જે શ્લોક છે, તે મૂળ પ્રતમાં પ્રશસ્તિથી જૂદે પાનાના મથાળે ઝીણા અક્ષરોમાં લખાયેલ છે. ચાલુ પ્રશસ્તિની લિપિ કરતાં તેની લિપિ પણ ભિન્ન છે, સંભવતઃ તે પાછળથી લખાયેલ હોય.

[ ] આવા કૌંસવાળું લખાણ પણ ચાલુ પ્રશસ્તિમાં નથી, પણ પ્રથમ કૌંસવાળું લખાણ પ્રશસ્તિપત્રની ડાબી બાજુની લીટી બહારના હાંસિયામાં સળંગ ૯-૧૦ લીટીમાં લખાયેલું છે, એટલે જ પાનાના અંત્યભાગે આવેલા કેટલાક અક્ષરો પાનાના તે ભાગને વધુ ઘસારો સંભવિત હોઈ તૂટી ગયેલા જણાય છે, કેટલાક અક્ષરોના ફક્ત કાના માત્રા જ રહી જવા પામેલ છે, તો પણ ઐતિહાસિક ગવેષકોને અક્ષરસંયોજનામાં ઉપયોગી થાય માટે તે રહેવા દીધા છે.

બીજા કૌંસવાળું લખાણ પ્રશસ્તિ-પત્રના જમણી બાજુની લીટી બહારના હાંસિયામાં ૪ લીટીમાં ઝીણા અક્ષરોવાળું છે, પ્રશસ્તિલિપિથી આની લિપિ સદંતર ભિન્ન જણાય છે, વળી આ લખાણમાં ઉલ્લેખેલી ઘટના વિ. સં. ૧૫૧૪માં બનેલી છે, અને આ પ્રત તો વિ. સં. ૧૫૧૧માં લખાણી છે, માટે પ્રશસ્તિ લખાયા પછી શ્રીસિદ્ધાચલ-ગિરનારનો મોટો સંઘ પ્રત લખાવનારા શ્રાવકોએ કાઢયો હોય તો, આવા શાસનપ્રભાવનાધાયક મહત્ત્વના ધર્મકાર્યની અનુમોદનાથી ભાવિકાલીન ભાવુક જનો વંચિત ન રહે, તે દૃષ્ટિથી પણ પાછળથી આ લખાણ ઉમેરાયાનું પૂર્ણતઃ સંભવિત છે.

પ્રશસ્તિમાં પ્રત લખવા માટે ઉપદેશ તરીકે ઉલ્લેખાયેલા **શ્રીજિનભદ્રસૂરિ મહારાજ** ખરતરગચ્છીય મહાન પ્રભાવક આચાર્ય હતા અને તેઓશ્રી **શ્રીજિનદત્તસૂરીશ્વરજી**

મ. ની પરંપરામાં થયેલા છે તેઓ પોતાના યુગમાં જબ્બર સાહિત્યસેવી હતા, કારણ કે તે અરસામાં જેમ ગુજરાતમાં પાટણ અને ખંભાતના ભંડારોમાં રહેલ અણુમોલ વિવિધ સાહિત્યના તાડપત્રીય ગ્રંથોનું શ્રીતપાગચ્છાધિપતિ શ્રીદેવસુંદરસૂરિવર તેમજ શ્રીસોમસુંદરસૂરિવરના ઉપદેશથી તેમજ તેઓની સુયોગ્ય દેખરેખ નીચે સુંદર ટકાઉ કાગળો પર સંસ્કરણ કરવામાં આવ્યું, અને રજપૂતાનામાં જેસલમેરના વિશાળ અમૂલ્ય વારસાસ્વરૂપ શ્રુતધનનો ઉદ્ધાર આચાર્ય શ્રીજિનભદ્રસૂરિ મ.ની પ્રેરણાથી થયેલો. તે જમાનામા તાડપત્રની પ્રાપ્તિ દુર્લભ થઈ હોય કે કાગળોનો પ્રચાર વધી જવા પામ્યો હોય અને તાડપત્ર કરતાં ઓછી મહેનતે કાગળના ગ્રંથો લખાવી શકાય-સાચવી શકાય આદિ ગમે તે સંરક્ષણાદિના અચૂક દીર્ઘદર્શિતાપૂર્વકના ધ્યેયથી જ ગ્રંથો લખાવવા આદિની સતત પ્રવૃત્તિ ચાલી લાગે છે.

આ. શ્રીજિનરાજસૂરિ મ. તથા આ. શ્રીજિનભદ્રસૂરિ મ. ના જીવનની વધુ માહિતી માટે "શ્રી જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" (મો. દ. દેશાઈ) પારા નં. ૬૬૯, ૬૭૦, ૬૯૨, ૬૯૪, ૬૯૫ ૭૦૧, ૭૦૫, ૭૦૬, ૭૩૦, ૭૪૪, ૭૫૦, ૭૬૪, ૮૪૬, ૮૫૧, ૮૫૬, ૮૬૪, ૮૮૪, ૮૯૦, ૮૯૧, ૮૯૬, ટિ. નં. ૩૬૪ જુઓ.

તથા શ્રીવિજ્ઞપ્તિત્રિવેણીની શ્રીજિનવિજયજીની પ્રસ્તાવના પણ આ. શ્રીજિનભદ્રસૂરિવરના જીવન પર વધુ પ્રકાશ પાથરે છે.

આ. શ્રીજિનભદ્રસૂરિવરની સાહિત્યસેવાના સબળ પ્રમાણરૂપ બે ઉલ્લેખો સાહિત્યરસિકોની જાણ માટે ટાંકું છું.

૧. श्रीमज्जेसलमेरुदुर्गनगरे जावालपुर्यां तथा,
　　श्रीमद्देवगिरौ तथा अहिपुरे श्रीपत्तने पत्तने॥
भाण्डागारमबीभरद् वरतरैर्नानाविधैः पुस्तकैः।
　　सः श्रीमज्जिनभद्रसूरिसुगुरुर्भाग्याद्भुतोऽभूद् भुवि ॥ १ ॥
—उपा. श्रीसमयसुंदजीकृत अष्टलक्षीप्रशस्ति।

અર્થાત્—જેઓએ જેસલમેર, જાબાલિપુર-જાલોર, દેવગિરિ, અહિપુર-નાગોર, પાટણમાં અનેક વિવિધ ગ્રંથોના સંગ્રહરૂપ વિશાળ ભંડારો સ્થાપ્યા છે.

બીજા મળી આવતા ઉલ્લેખો પ્રમાણે આચાર્યશ્રીએ મંડપદુર્ગ-માંડવગઢ, આશાપલ્લી-કર્ણાવતી (કે જે સ્થાન પર અહમદશાહે અમદાવાદ વસાવ્યું તે) અને ખંભાતમાં પણ વિશાળ ગ્રંથસંગ્રહો સ્થપાવ્યા હતા.

૨. श्रीउज्जयंताचलचित्रकूटमांडव्यपूर्जाउरमुख्यकेषु।
स्थानेषु येषामुपदेशवाक्यान्निर्मापिताः श्राद्धवरैर्विहाराः ॥ १ ॥
अणहिल्लपाटकपुरप्रमुखस्थानेषु यैरकार्यंत।
श्रीज्ञानरत्नकोशा विधिपक्षश्राद्धसंघेन ॥ २ ॥
मंडपदुर्गप्रह्लादनपुरतलपाटकादिनगरेषु।
यैर्जिनवरबिंबानां विधिप्रतिष्ठाः क्रियंते स्म ॥ ३ ॥
—श्रीजिनभद्रगुरुवर्णनात्मक, 'જેસલમેર જિનાલય પ્રશસ્તિ' સં. ૧૪૯૭

અર્થાત્—જેઓના ઉપદેશથી ગિરનાર, ચિત્તોડ, માંડાવર આદિ સ્થળે અનેક જિનાલયો, તથા પાટણ આદિ સ્થળોએ મોટા ભંડારો, તેમજ માંડવગઢ, તલવાડા, પાલણપુર આદિ સ્થળે ભવ્ય પ્રતિષ્ઠા મહોત્સવ થયેલા હતા.

બીજું આ પ્રશસ્તિમાં ખાસ ધ્યાન દેવાલાયક એ છે કે—**આ૦ શ્રી જિનભદ્ર સૂરિ મ.**ના ઉપદેશથી જે શ્રાવકોએ આ પ્રત લખાવી છે, તેઓએ સૂરિવરશ્રીના ઉપદેશથી લાખ ગ્રંથો લખાવ્યાનું ' **ग्रंथलक्षं लेखयित्वा** " પદથી સૂચવેલ છે, તેની પાછળ પ્રયોજક હેતુ તરીકે શ્રીજ્ઞાનપંચમીના ઉજમણાને સૂચવેલ છે, આ ઉપરથી તે સમયમાં શ્રુતજ્ઞાન તરફ કેવી અપૂર્વ વિશિષ્ટ ભક્તિ હશે કે—ગ્રંથોને બહોળા પ્રમાણમાં લખાવી અનેક મુમુક્ષુ જનોને પઠન–પાઠનમાં અનુકૂળતા થાય તે હેતુથી આવા ઉજમણા આદિ પ્રસંગે શાસનપ્રભાવક સૂરિવરો તેવા ભાવુક શ્રીમંત ગૃહસ્થોનું ધ્યાન ખેંચી તે પ્રકારના શ્રુતજ્ઞાનપ્રચારના અવ્યુચ્છિત્તિ પ્રકારને પુષ્ટ કર્યો હશે.

છેવટે હું આજના મહાન્ ધુરંધર સાહિત્યસેવી વિદ્વદ્વર્ગનું લક્ષ્ય ખેંચું છું કેઃ—

**" પૂર્વના મહર્ષિઓએ શ્રુતજ્ઞાનની ભક્તિ નિમિત્તે કરેલા અનેક વિવિધ પ્રયાસોને લક્ષ્યમાં રાખી ચાલુ સમયમાં પણ તે પરમ પવિત્ર શ્રુતજ્ઞાનના અવ્યુચ્છિત્તિ પ્રકારને પુષ્ટ કરવા તરફ દત્તલક્ષ્ય બને એટલું સૂચવું છું.**



# નવ વાહન

**લેખક : પ્રો. હીરાલાલ ર. કાપડિયા એમ. એ.**

**અહીંની**—સુરતની નેમચંદ મેળાપચંદની વાડીના ઉપાશ્રયમાં કેટલીક હાથપોથીઓ છે. એમાં તમસ્કાયના લખાણવાળા પાનામાં નીચે મુજબ દોહરા છે :—

" હંસ કાગ મૃગ હય સુનહ, ગય હરી જંબુક મોર
એ નવ વાહન દિન પ્રતે, ગણજો ચતુર ચકોર.—૧

આતમ મરિસહથી દિન રિસહ, આંણે નવ દ્યો ભાગ
વધતો હંસ સૂખકરું, માઠો ફલ દિએ કાગ.—૨

મૃખ સમ તુરિય ફલ બહુ, કુકર કલહ કરંત
લચ્છી સમપેં હાથીઆ, કેસરી પીસુણ મહંત.—૩

કાર્યહાણી જંબુક કરે, મોર દીએ બહુ ભોગ
હીર કહે ગણતાં થકાં, પામે સકલ સંજોગ.—૪"

આ દોહરા કયા વિષયને અંગે છે એ બરાબર સમજાતું નથી. વળી એમાં કોઈ કોઈ સ્થળે અશુદ્ધિ હોય એમ લાગે છે; તો વિશેષજ્ઞોને આ સંબંધમાં પૂરતો પ્રકાશ પાડવા હું વિનવું છું.



# જેસલમેર–જ્ઞાનભંડારનાં

## સંસ્મરણો

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાન ગાંધી : વડોદરા



**આજથી** ત્રીશ વર્ષો પહેલાં ઈસ્વીસન ૧૯૨૦ ના ઓક્ટોબરના પ્રારંભમાં વડોદરા રાજ્યના આશ્રયે સેન્ટ્રલ લાયબ્રેરીના સંસ્કૃત પુસ્તકાલયમાં મ્હારી નીમણૂક 'જૈનપંડિત' તરીકે થઈ, તે વખતે ક્યૂરેટર તરીકે જે. એસ. કુડાલકર હતા. સદ્ગત જૈનસાક્ષર ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ. એ. નો અકાળ સ્વર્ગવાસ સન ૧૯૧૮ માં થતાં, તેમની જગ્યાએ એમ. એ. ડીગ્રીવાલા સાક્ષર જી. કે. શ્રી ગોદિકરની નીમણૂક તત્કાલ થયેલી હતી, સ્વ. દલાલનાં અપૂર્ણ કાર્યોને તેમણે કેટલાક કારણસર હાથ પર લીધાં ન હતાં; આર. એ. શાસ્ત્રી નામના મદ્રાસી વિદ્વાન સરકારી ખર્ચે જે જે પોથીઓનો સંગ્રહ અહીં–તહીંથી કરતા, તેનું રજીસ્ટર, વર્ગીકરણ, કાર્ડ–નોંધ, લિસ્ટ કરવું વગેરે કાર્યમાં તે લાઈબ્રેરિયન રોકાયેલા રહેતા હતા. એથી સ્વ. દલાલનાં અપૂર્ણ કાર્યોને પૂર્ણ કરવાની જવાબદારી મ્હારા પર આવી હતી.

સદ્ગત વિદ્યાપ્રેમી મહારાજા સાહેબ શ્રીસયાજીરાવ ગાયકવાડના અંતઃકરણમાં ભાવના થઈ કે પોતાના રાજ્યના પાટણ (ગૂજરાતની પ્રાચીન રાજધાની)ના પ્રસિદ્ધ જૈનજ્ઞાન-ભંડારોનું તથા જેસલમેર (મારવાડ)ના જ્ઞાનભંડારોનું અવલોકન સુયોગ્ય નિષ્ણાત વિદ્વાન દ્વારા કરાવી, તેનું રહસ્ય વર્ણનાત્મક સૂચી–કેટલોગ દ્વારા પ્રકાશમાં મુકાવવું અને તેમાંના મહત્ત્વના અલભ્ય–દુર્લભ ઉપયોગી પ્રાચીન ગ્રંથોને પણ સુયોગ્ય પદ્ધતિએ સંપાદન કરાવી પ્રકાશમાં મુકાવવા, આમાં કેટલેક અંશે જર્મની વગેરેના પરદેશી સ્કોલરોની પ્રેરણા પણ નિમિત્તભૂત થઈ હશે.

મહારાજ સાહેબે પહેલાં પાટણના જૈનભંડારોના સવિસ્તર અવલોકન માટે સન ૧૯૧૪ માં સંસ્કૃત લાઈબ્રેરિયન ચીમનલાલ દલાલને મોકલ્યા, તેમણે સન ૧૯૧૫ ના એપ્રીલમાં એ સંબંધી વિસ્તૃત રિપોર્ટ રજુ કર્યો. ત્યારપછી 'ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ' ચાલુ થઈ અને તેમાં મહત્ત્વનાં પુસ્તકો પ્રકટ થવા લાગ્યાં. એ સમયે દીવાન સાહેબ મનુભાઈ નંદશંકર મહેતા મહામાત્ય હતા

એ પછી સન ૧૯૧૬ ના સપ્ટેંબરમાં સાક્ષર દલાલને જેસલમેર–ભંડારના અવલોકન માટે મોકલવામાં આવ્યા હતા. એ પહેલાં કેટલીક વિધિ કરવી પડી હતી, કારણ કે તે સમયે ભંડારવાળાઓ સહજે કોઈને દાદ દે તેવા ન હતા. વર્ષમાં કોઈ એકાદ વખતે કોઈ મહાન સંઘ આવી ચડે, તો તેમને તેઓ દૂરથી દર્શન કરાવી દેતા, જ્ઞાનપૂજા કરાવી દેતા હતા. જેસલમેરના કિલ્લામાં આવેલાં ભવ્ય આઠ જૈનમંદિરોની મધ્યમાં રહેલા સંભવનાથ-મંદિરના ભોંયરામાં રહેલા 'બડાભંડાર' નામથી ઓળખાતા જ્ઞાનભંડારને જૂદા જૂદા ચાર ટ્રસ્ટીઓના જ તાળાં લગાડેલાં રહેતાં. એવું સબળ કારણ ઉપસ્થિત થાય, ત્યારે ચાર

ટ્રસ્ટીઓ એકત્ર થાય, તો એ તાળાં ખુલી શકતાં અને ખાસ ભાગ્યશાલીઓને તેનાં દર્શન સ્વલ્પ-સમય પૂરતાં થઈ શકતાં.

પાશ્ચાત્ય સ્કૉલરો વગેરેને એ મહત્ત્વના ભંડારની માહિતી કર્નલ જેમ્સ ટૉડ સાહેબના 'ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઇંડિયા' નામના સન ૧૮૨૯ માં પ્રકટ થયેલા પુસ્તકમાંના ઉલ્લેખ દ્વારા મળી હતી. એ પછી સન ૧૮૭૪ માં વિખ્યાત ડૉ. બુહ્લર, ડૉ. હર્મન યાકોબી સાથે જેસલમેર ગયેલા, તેમણે ત્યાંના ભંડારના અવલોકન સંબંધમાં ઉદ્ગારો પ્રકટ કરેલા, તે અન્યત્ર પ્રકાશિત થયા છે.

સન ૧૮૯૪ માં (સંવત ૧૯૫૦ માં) મુનિરાજ શ્રીહંસવિજયજીએ જેસલમેરમાં ચોમાસું કરેલું, તે દરમ્યાન ત્યાંના ભંડારના ગ્રંથોની એક સૂચી તેમણે કરાવેલી અને તેમને ઉપયોગી જણાયા તેવા કેટલાક ગ્રંથોની નકલો તેમણે કરાવી હતી, જે હાલ વડોદરાના આત્મારામજી જૈન જ્ઞાનમંદિરમાં વિદ્યમાન છે.

સન ૧૯૦૪-૫ માં આપણી જૈનશ્વે. કાન્ફરન્સે પણ જામનગરવાળા પં. હીરાલાલ હંસરાજને જેસલમેર-ભંડારોનું લિસ્ટ કરવા મોકલેલા. તેમણે લગભગ ૨૨૦૦ ગ્રંથોનું ખાનાવાર લિસ્ટ બનાવેલું જેમાં તાડપત્રીય અને કાગળો પર લખયેલી એક બે પાનાવાળી પ્રતિની પણ નોંધ કરેલી; પરંતુ સૂક્ષ્મદૃષ્ટિથી તપાસ કરતાં તેમાંની કેટલીક માહિતી ભૂલભરેલી માલૂમ પડી હતી. જૈ. શ્વે. કૉ. તરફથી સન ૧૯૦૯ માં બહાર પડેલી જૈન-ગ્રંથાવલીમાં સ્થળે સ્થળે તે તરફ શંકા દર્શાવવામાં આવી છે. બીજી તરફ મુંબઈ સરકારે પ્રો. શ્રીધર ભાંડારકરને સન ૧૯૦૪-૫ના એ જ અરસામાં જેસલમેર-ભંડારના નિરીક્ષણ માટે મોકલેલા, તેમનો સન ૧૯૦૪-૫ અને ૧૯૦૫-૬ વર્ષનો એ સંબંધી મુસાફરીનો રિપોર્ટ પ્રકાશિત થયેલો છે. બહુધા પં. હી. હં. ના લિસ્ટના આધારે એમાંની માહિતી જણાઈ છે, કારણ કે પં. હીરાલાલે કરેલી ભૂલો પ્રો. ના અંગ્રેજી રિપોર્ટમાં એમ ને એમ ઊતરી આવી છે. પ્રો. શ્રીધર ભાંડારકરે મુખ્ય ચાર જૈનભંડારો સિવાય બીજા ૬ સંગ્રહો પણ ત્યાં જોયા હતા, તેમણે જોયેલા ૧૦ ભંડાર-સંગ્રહોનાં નામો ત્યાં સૂચવ્યાં છે.

વડોદરા-રાજ્ય તરફથી સાક્ષર શ્રીચીમનલાલ દલાલને જેસલમેર મોકલતાં પહેલાં અહીંના રેસીડેન્સીદ્વારા રાજપૂતાનાના ગવર્નર જનરલ જોધપુર રેસીડેન્સી અને તેમની માર્ફત જેસલમેરના મહારાજા રાવળ તરફ લખાણ થયેલું અને તેમની દ્વારા એ ભંડારોના ટ્રસ્ટી પંચની સંમતિ મંગાવેલી, એ આવી જતાં દલાલ ત્યાં ગયેલા અમદાવાદથી સિંધ મેલમાં બાહડમેર સ્ટેશન ગયા પછી આગળનો જેસલમેર સુધીનો લગભગ ૧૦૦ માઈલનો રેતાળ પ્રદેશ એમને ઊંટની સવારી કરી પસાર કરવો પડેલો. તે વખતે મોટર-ખટારાની સગવડ ન હતી. સન ૧૯૧૬ ના સપ્ટેંબરથી ડિસેંબર લગભગ ચાર મહિના પર્યન્ત દલાલ એકાદ મદદનીશ સાથે ત્યાં રોકાયેલા અને ટ્રસ્ટીઓની અનુકૂલતા પ્રમાણે એ ભંડાર પાસેના ભાગમાં-કિલ્લામાં બેસીને તેમણે ત્યાંની પોથીઓ સંબંધી માહિતી-નોંધ લખી લીધેલી, જરૂરી પ્રા. સં. અપભ્રંશ ગ્રંથોના આદ્યન્ત ભાગો પણ ટાંકી લીધેલા. કેટલુંક પેનસીલથી, કેટલુંક શ્યાહીથી, કેટલુંક બાલબોધમાં અને કેટલુંક ગુજરાતી લિપિમાં અંગ્રેજી સૂચન સાથે સ્ફૂર્તિથી તેમણે ત્યાં લખાણ કરી લીધેલું, કેટલુંક પાછળથી ઠીકઠાક

કરેલું. ત્યાંના જૈન દેહરાસર વગેરેના શિલાલેખોની કેટલાકની કાગળો દબાવીને રબીંગ કોપી લીધેલી અને કેટલાકના ઉતારા તેઓ કરી લાવેલા. પોથીઓ કિલ્લામાંથી નીચે ઉતારાતી નહિ. કંટાળા ભરેલી એ મુસાફરીથી, તથા પ્રતિકૂળ હવા–પાણીવાળા સ્થળમાં રહેવાથી અને સતત કાર્ય–પ્રવૃત્તિથી એ નોંધ લઈને આવ્યા પછી દલાલના સ્વાસ્થ્ય ઉપર વધારે પડતી અસર થઈ જણાય છે, પરિણામે સન ૧૯૧૮ ના અકટોબરમાં તેમનું અકાળે અવસાન થયુ હતું. તે પછી બે વર્ષ પછી સન ૧૯૨૦ માં મ્હારી નીમણૂક થતાં જેસલમેર–ભંડારની એમની એ નોંધને યોગ્ય સંપાદન માટે અધિકારીઓએ મ્હારા હાથમાં મૂકી હતી.

પાટણ (ગુજરાત) અને જેસલમેર (મારવાડ) એ બંને સ્થળોના ગ્રંથ-ભંડારોનાં કેટલોગનાં કાર્યો મ્હારી સમક્ષ ઉપસ્થિત કરવામાં આવ્યાં હતાં, પરંતુ બંનેનું સામાન્ય અવલોકન કર્યા પછી તેમાંથી જેસલમેર–જ્ઞાનભંડારના કાર્યને પ્રથમ પ્રકાશમાં મુકાવવાનો મેં નિર્ણય કર્યો હતો. પાટણના વિશાલ કાર્યની અપેક્ષાએ એ કાર્ય કદમાં લઘુ હોવા છતાં કેટલીક માહિતીની દૃષ્ટિએ મહત્ત્વનું હતું, એથી એના સંપાદન કાર્યની પહેલી પસંદગી કરી મેં તે હાથમાં લીધું હતું.

ત્યાં સુધી જેસલમેર દુર્ગના ભંડારોને પ્રત્યક્ષ જોવાનો સુયોગ મને પ્રાપ્ત થયો ન હતો, એ ભંડારોને સાક્ષાત્ જોઈ આવેલ સદ્‌ગત સાક્ષર દલાલને મળવાનો યોગ પણ બની શક્યો ન હતો. દલાલને એ ભંડારો જોવા જતાં જે અનુભવ થયો હશે, તેનું લિખિત વર્ણન કે નિવેદન મ્હારી સમક્ષ ન હતું, સ્થાનક કાર્યકરો પાસેથી બહુ થોડી માહિતી મળી હતી, એ ભંડારોનું જાતે નિરીક્ષણ કરવાનું અને તે માટે રાજ્ય તરફથી મ્હારે જેસલમેર જવાનું તત્કાલીન સંયોગોને લક્ષ્યમાં લેતાં પ્રાયઃ અશક્ય જેવું હતું, લગભગ ૮૨ પત્રોમાં કાચી નોંધરૂપે રહેલા લખાણના આધાર પર મ્હારે કાર્ય કરવાનું હતું. ઉતાવળે લખાયેલા દલાલના હસ્તાક્ષરો, જે બીજા કાર્યકરોને અસ્પષ્ટ દુર્વાચ્ય જેવા લાગતા હતા, તેને મ્હારે સુસ્પષ્ટ અને સુવાચ્ય કરી લેવાના હતા, તેમાંના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશાદિ ભાષાના ઉલ્લેખો, જે બીજાઓને દુર્ગમ જેવા લાગતા હતા, તેને મ્હારે સુગમ થાય તેવી રીતે વ્યવસ્થિત શુદ્ધ સ્વરૂપમાં રજુ કરવાના હતા. આ કાર્યદ્વારા મ્હારે એક પ્રકારની પરીક્ષા પસાર કરવાની હતી. દલાલના સ્વર્ગવાસ પછી ગાયકવાડ ઓરિયન્ટલ સિરીઝમાં પહેલા નવા ગ્રંથ તરીકે આનો પ્રારંભ કરવાનો હતો, છતાં ઉત્સાહથી આ કાર્ય–પ્રવૃત્તિને સફળ બનાવવા મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો હતો.

કેટલાકની એવી માન્યતા હતી કે આવાં શોધખોળવાળાં કાર્યો પાશ્ચાત્ય રિસર્ચ સ્કૉલરો જ વિચક્ષણતાથી શ્રેષ્ઠ સ્વરૂપમાં કરી શકે, તેમને આ કર્તવ્યદ્વારા ભારતના વિદ્વાનોની બુદ્ધિ–શક્તિનો સાચો ખ્યાલ કરાવવાનો હતો. સદ્‌ગત સાક્ષરની ભાવનાને સમજી તેના પરિશ્રમને યથાશક્ય ઉત્તમ સ્વરૂપમાં પ્રકાશમાં લાવવાનો હતો. એ વિચાર–ભાવનાથી એ સંબંધમાં મેં વિશેષ શોધખોળ કરવાની શરૂઆત કરી હતી. આમાં સૂચવેલા ગ્રંથો અને ગ્રંથકારોનો નિર્દેશ અન્યત્ર ક્યાંય થયો છે કે કેમ? એની વિશેષ માહિતી ક્યાંથી મળવી સંભવિત છે કે કેમ! એમાં જણાવેલા ગ્રંથોની હ. લિ. પોથીઓ અન્યત્ર ક્યાંય વિદ્યમાન છે કે કેમ? એમાં સૂચવેલા ગ્રંથો આ દેશમાં કે પરદેશમાં શુદ્ધ કે અશુદ્ધ ક્યાંય પ્રકટ થયેલા છે કે કેમ? આમાં દર્શાવેલા ગ્રંથોના પ્રારંભના અને પ્રાંતભાગના માહિતીવાળા ઉલ્લેખો

કોઈ સ્થળે મુખ્ય ગ્રંથમાં કે બીજે પ્રકાશિત થયેલા છે કે કેમ? એ સંબંધમાં મેં સતત શોધખોળ ચલાવી હતી.

પાટણના ગ્રંથ-ભંડારોની દલાલની લખેલી નોંધ મ્હારી સમક્ષ હતી. અહીંની સેન્ટ્રલ લાયબ્રેરીમાંના સંસ્કૃત પુસ્તકાલયમાં એકત્ર થયેલ પોથીઓનો સંગ્રહ મ્હારી સામે હતો, તથા છપાયેલાં વિવિધ વિષયનાં પુસ્તકોનો વિશાલ સંગ્રહ પણ મ્હારી સન્મુખ હતો. આ કાર્ય માટે તેનો યથેષ્ટ ઉપયોગ કરી શકાય તેવી અનુકૂલતા હતી

શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સ, મુંબઈ સંસ્થાએ પં. હી. હં. દ્વારા કરાવેલ જેસલમેર ગ્રંથભંડારની હ. લિ. સૂચી અહીંથી મેં મેળવી હતી, તથા તે સંસ્થાએ પ્રકટ કરેલી જૈન ગ્રંથાવલીના ઉલ્લેખો કેટલે અંશે બરાબર છે, તે હું તુલનાત્મક દૃષ્ટિથી તપાસતો હતો.

પહેલાં જેસલમેર જઈ આવેલા સ્વ. મુનિરાજ શ્રી હંસવિજયજી સાથે પત્ર-વ્યવહાર કરી ભંડારોને અંગે અને ગ્રંથોના સંબધમાં મેં તેમની પાસે માહિતી પુછાવેલી. તેમણે કરેલી જણાવેલી ત્યાંના ભંડારની ગ્રંથ-સૂચી અહીં તપાસ કરાવતાં મળી શકી ન હતી, તેમ છતાં તેમના શાસ્ત્ર-સંગ્રહની, અહીંના જ્ઞાનમંદિરમાં રહેલી હ. લિ. પોથીઓ મને જ્યારે જરૂર પડે ત્યારે જોવાની-ઉપયોગ કરવાની અનુકૂલતા તેઓએ કરી આપી હતી. એ જ પ્રમાણે સ્વ પ્રવર્તકજી કાંતિવિજયજી મહારાજે પોતાનો શાસ્ત્ર-સંગ્રહ જોવા-તપાસવા માટે યોગ્ય પ્રબંધ કરી આપ્યો હતો, તથા પંન્યાસજી મોહનવિજયજી (પાછળથી આચાર્ય) મહારાજે પણ અહીંના પોતાના સંગ્રહ માટે-મને તેવી સગવડ કરી આપી હતી. આવશ્યકતા જણાતાં હું એમાંની પોથીઓ વગેરેનો યથેષ્ટ ઉપયોગ કરતો હતો

જર્મનીથી પ્રકટ થયેલાં 'કેટલોગસ્ કેટલોગોરમ્'ના ૩ વૉલ્યુમો ઉપરાંત સં. પ્રા. હ. લિ. પુસ્તકોની માહિતી આપતા અનેક રિપોર્ટ, કેટલૉગ પુસ્તકોનો ઉપયોગ મેં આ કાર્યને વિશિષ્ટ બનાવવા માટે કર્યો હતો. ખાસ કરીને પ્રો. પીટર્સનના રિપોર્ટો વૉ. ૧ થી ૬, ડૉ. રામકૃષ્ણ ભાંડારકર અને પ્રો. શ્રીધર ભાંડારકરના રિપોર્ટો, ડેક્કન કૉલેજ-પૂનાનો રિપોર્ટ, એશિયાટિક સોસાયટી, બંગાલના રિપોર્ટો, ઈંડિયા ઑફીસ, લંડનનું કેટલોગ, બ્રિટીશ મ્યૂઝિયમનું હ લિ પોથીઓનું કેટલૉગ વગેરે એમાં મુખ્ય હતાં. જૈન ગ્રંથાવલીમાં જણાવેલી અને જૈન સાહિત્યસંશોધક ત્રૈમાસિકમાં પ્રકટ થયેલી પ્રાચીન ગ્રંથોની બૃહટ્ટિપ્પનિકાનું તથા અન્ય પણ અનેક ગ્રંથોનું અવલોકન તે સમયે મેં કર્યું હતું, સંકેત-સૂચન દ્વારા મેં ત્યાં તેનો નિર્દેશ કર્યો છે. (ક્રમશઃ)

## નવસારીના જૈન દેરાસરમાં ચમત્કાર

અમદાવાદથી પ્રગટ થતા તા. ૯-૧૦-૫૦ના દૈનિક પત્ર 'સેવક'માં નીચેની હકીકત પ્રગટ થઈ છે:

નવસારીના જૈન દેરાસરમાં એક આરસના સ્તંભમાંથી એકાએક સુગંધી પાણીનું ઝરણુ ફૂટવાનો 'ચમત્કાર' બનતાં ગામમાં ભારે કૌતુક ફેલાયું છે. કેટલાકોએ આ પાણી ચાખી જોતાં તેમાં કેસરનો સ્વાદ અને સુગંધ આવતા હોવાનું જણાયું છે. જૈનોએ આ સ્તંભ ફરતાં ચોકખાં કપડાં વીંટી દીધાં છે. હાલમાં પાણીનું ઝરણુ ધીમું પડી ગયું છે.



# જયદામન્

[ એક સ્વાધ્યાય ]

લેખકઃ-અધ્યાપક ડૉ. ભોગીલાલ સાંડેસરા
એમ. એ, પીએચ ડી.

'જયદામન્' એ છંદઃશાસ્ત્રવિષયક સંસ્કૃત ગ્રન્થપુષ્પોની માળા છે. એનું સંપાદન મુંબઈની વિલ્સન કૉલેજના સંસ્કૃતના અધ્યાપક શ્રી. હરિદામોદર વેલણકરે કર્યું છે, તથા તેમના શિષ્યોએ રચેલી હરિતોષ સમિતિદ્વારા યોજિત હરિતોષમાળાના પ્રથમ પુષ્પ તરીકે ઑક્ટોબર ૧૯૪૯માં મુંબઈમાં અખિલ ભારત પ્રાચ્ય વિદ્યાપરિષદ મળી એ પ્રસંગે એનું પ્રકાશન થયેલું છે. ભારતીય વિદ્યાના બીજા વિષયો સાથે પ્રાચીન છન્દઃશાસ્ત્રના પણ પ્રો. વેલણકર એક ઉત્તમ વિદ્વાન છે, અને પ્રાચીન મરાઠી તથા અપભ્રંશ છંદો વિષેના તેમના અભ્યાસલેખો જાણીતા છે. વળી, જૈન સાહિત્ય અને પ્રાકૃતાદિ ભાષાઓના પણ તેઓ વિશિષ્ટ જ્ઞાતા છે અને જૈનકૃત સાહિત્ય રચનાઓની સર્વ સંગ્રહાત્મક સૂચિરૂપ 'જિનરત્ન કોશ' એ વિષયમાં એમનું એક અસાધારણ પ્રદાન છે. પ્રસ્તુત 'જયદામન્'માં સંગ્રહીત થયેલા છંદઃશાસ્ત્રના ચાર ગ્રંથો પૈકી ત્રણ જૈન વિદ્વાનોની કૃતિઓ છે, એ જોતાં અહીં એનો એક પરિચયાત્મક સ્વાધ્યાય આપવાનું ઉચિત જણાય છે.

જયદેવકૃત 'જયદેવચ્છન્દસ્' (વિવૃતિ સહિત), જયકીર્તિકૃત 'છન્દોનુશાસન; કેદારભટ્ટકૃત 'વૃત્તરત્નાકર' અને હેમચન્દ્રાચાર્યકૃત 'છન્દોનુશાસન' એ ચાર કૃતિઓનું સંપાદન આ સંગ્રહમાં કરવામાં આવ્યું છે. એમાં કેદારભટ્ટ સિવાય બાકીના ત્રણ જૈન વિદ્વાનો છે, અને તેમાં પણ જયદેવ અને જયકીર્તિની કૃતિઓ અહીં પ્રથમ વાર જ પ્રસિદ્ધિ પામે છે.

આ સંગ્રહનું 'જયદામન્' એવું નામકરણ શાથી કરવામાં આવ્યું એવો પ્રશ્ન કદાચ થશે. જયદેવનો 'જ', જયકીર્તિનો 'ય', કેદારભટ્ટનો 'દા' અને હેમચન્દ્રાચાર્યનો 'મ' લઈને 'જયદામ' **जयदामन्** એવું નામ રખાયું છે, જે એક રીતે છન્દઃશાસ્ત્ર વિષયક ગ્રન્થની ફૂલગૂંથણીનું પણ સૂચક બની રહે છે.

અંતે સંસ્કૃત વર્ણવૃત્તો અને માત્રાવૃત્તોની ક્રમિકસૂચિ 'વૃત્તકુસુમોચ્ચય' તેમનાં માપની સમજૂતી સાથે આપવામાં આવી છે, અને છેલ્લી એ વૃત્તોની અકારાદિ ક્રમે એક જુદી સૂચિ આપેલી છે. પ્રારંભમાં સંસ્કૃત વૃત્તોની ઉત્પત્તિ અને વિકાસનું રેખાદર્શન કરાવતો ૩૦ પાનાંનો એક અંગ્રેજી અભ્યાસ લેખ જોડવામાં આવ્યો છે, પછી સંગ્રહસ્થ કૃતિઓ અને તેમના કર્તાઓનો પરિચય આપતો ઉપોદ્ઘાત આપવામાં આવ્યો છે, અને એ પછી 'વૃત્તકુસુમોચ્ચય'માંથી નિષ્પન્ન થતા કેટલાક સામાન્ય વિધાનો સંક્ષેપમાં આપ્યાં છે.

સંગ્રહસ્થ પ્રથમ કૃતિ જયદેવકૃત 'જયદેવચ્છન્દસ્'ના સંપાદનમાં મુખ્ય આધાર એ કૃતિની જેસલમેર ભંડારમાંની સં ૧૧૯૦માં લખાયેલી પ્રાચીન પ્રતિની જે પ્રતિકૃતિ આચાર્ય જિનવિજયજી દ્વારા પ્રાપ્ત થયેલી તે છે. જયદેવ એ સંસ્કૃત છંદઃશાસ્ત્રના પ્રાચીનતમ લેખકો પૈકી એક છે. ઈ. સ ૧૦૦૦ની આસપાસ થયેલા લેખકો પ્રસ્તુત વિષયમાં એક પ્રમાણભૂત ગ્રન્થકર્તા તરીકે એનો ઉલ્લેખ કરે છે પિંગલના છંદસૂત્રો ઉપર ટીકા લખનાર ભટ્ટ હલાયુધે, જે દશમા સૈકાના ઉત્તરાર્ધમાં થઈ ગયો છે, તેણે એ

સ્થળે જયદેવના મતની ટીકા કરી છે, અને ત્યાં 'શ્વેતપટ' તરીકે એનો ઉલ્લેખ કર્યો છે. તેરમા સૈકામાં કેદારભટ્ટના 'વૃત્તરત્નાકર' ઉપર ટીકા લખનાર સુલ્હણે પણ જયદેવના મત ઉપર વિવેચન કર્યું છે, વળી ઈ. સ. ૧૦૦૦ના અરસામાં ભરત 'નાટ્યશાસ્ત્ર' ઉપર 'અભિનવ ભારતી' નામે ટીકા લખનાર સુપ્રસિદ્ધ અલંકારશાસ્ત્રી અભિનવગુપ્તે જયદેવમાંથી અવતરણ આપ્યાં છે. ઈ. સ. ૯૯૦માં કન્નડ ભાષામાં 'છન્દોમ્બુધિ' નામે છંદઃશાસ્ત્રનો ગ્રન્થ લખનાર નાગવર્માએ પણ જયદેવનો ઉલ્લેખ કર્યો છે. જૈન લેખકોમાં સ્વયંભૂ (ઈ. સ. ૧૦૦૦ પૂર્વે), રુદ્રટના 'કાવ્યાલંકાર' ઉપર ટિપ્પણ લખનાર નમિસાધુ (સં. ૧૧૨૫), છન્દોનુશાસનકાર આચાર્ય હેમચન્દ્ર તથા મંત્રી વસ્તુપાલના સમકાલીન, 'છન્દોરત્નાવલી'ના કર્તા અમરચન્દ્રસૂરિએ જયદેવના આધારો આપ્યા છે. એકંદરે બધા પુરાવાનો વિચાર કરતાં સ્પષ્ટ છે કે જયદેવ ઈ. સ. ૯૦૦ પૂર્વે થઈ ગયો છે; એના સમયની નિશ્ચિત પૂર્વમર્યાદા આપણે નક્કી કરી શકતા નથી, પણ ઈ. સ. ૬૦૦ આસપાસમાં તે વિદ્યમાન હોય તો નવાઈ નહિ.

હલાયુધ અને સુલ્હણે જયદેવને 'શ્વેતપટ' કહ્યો છે એ એનું જૈનત્વ સૂચવે છે. સંખ્યાબંધ નામાંકિત જૈન લેખકોએ જયદેવના આધારો આપ્યા છે અને આદિ છન્દઃશાસ્ત્ર પિંગલ જેટલી પ્રમાણભૂત કોટિમાં એને મૂકવા પ્રયાસ કર્યો છે એ પણ સૂચક છે. વળી, પોતાની કૃતિના મંગલાચરણના એક શ્લિષ્ટ શ્લોકમાં જયદેવે શ્રીવર્ધમાનને નમસ્કાર કર્યા છે એ વસ્તુ પણ એના જૈનત્વની દ્યોતક છે. જયદેવે વૈદિક છંદોનું નિરૂપણ વિગતથી કર્યું છે એ ખરું, પણ એમાં તો પોતાના સુપ્રસિદ્ધ પુરોગામી પિંગલની નિરૂપણપરિપાટીને તે અનુસર્યો છે એટલું જ કહી શકાય. જયદેવ એ જૈન વાઙ્મયમાં પ્રાચીનતમ, પ્રમાણભૂત અને સર્વમાન્ય લેખકો પૈકી એક છે.

'જયદેવછન્દસ્'ના સૂત્રો ઉપર ભટ્ટ મુકુલાત્મજ હર્ષટની વૃત્તિ અહીં પહેલી જ વાર છપાઈ છે. હર્ષટ એના 'ટ'કારાન્ત નામ ઉપરથી કાશ્મીરી હોય એમ અનુમાન થાય છે. 'અભિધાવૃત્તિમાતૃકા'નો કર્તા એક મુકુલ ભટ્ટ ઈ. સ. ૯૨૫ના અરસામાં થઈ ગયો છે; હર્ષટની ટીકાની જેસલમેર ભંડારની પ્રતિનો લેખન સંવત ૧૧૯૦ (ઈ. સ. ૧૧૩૪) છે, એટલે હર્ષટ તે પહેલાં થઈ ગયો છે એ નક્કી છે, પરન્તુ 'અભિધાવૃત્તિમાતૃકા'ના કર્તા સાથેનો તેનો સંબંધ આટલા માત્ર પુરાવા ઉપરથી નિશ્ચિત થઈ શકે નહિ જૈનકૃત ગ્રન્થો ઉપરની જૈનેતર વિદ્વાનોની ટીકાઓ વિરલ છે, એ જોતાં 'જયદેવચ્છન્દસ્' ઉપરની હર્ષટની ટીકા નોંધપાત્ર છે.

'જયદામન્'માં સંગૃહીત થયેલી બીજી કૃતિ તે જયકીર્તિનું 'છન્દોનુશાસન' છે. પિંગલ અને જયદેવની કૃતિઓની જેમ જયકીર્તિની રચના પણ આઠ અધ્યાયની છે. પણ પોતાના એ પ્રસિદ્ધ પુરોગામીઓથી ઊલટું જ, જયકીર્તિએ વૈદિક છન્દોનુ નિરૂપણ કર્યું નથી. એનું એક કારણ એ હોઈ શકે કે જયકીર્તિ જૈન હતો પણ બીજું અને વધારે મહત્ત્વનું કારણ એ છે કે એના સમયના સંસ્કૃત કવિઓમાં વૈદિક છન્દોનો પ્રયોગ લગભગ નામશેષ બન્યો હતો. જયકીર્તિ કર્ણાટકવાસી દિગંબર જૈન હતો, અને તેનો સમય ઈ. સ ૧૦૦૦ની આસપાસનો નિશ્ચિત થયેલો છે. એનું સંપાદન પણ જેસલમેર ભંડારમાંની તાડપત્રીય પ્રતની જે પ્રતિકૃતિ શ્રી. જિનવિજયજીએ સંપાદકને આપેલી તે ઉપરથી થયેલું છે.

આ સંગ્રહમાંની ત્રીજી કૃતિ એ કેદાર ભટ્ટનો 'વૃત્તરત્નાકર' છે. સંસ્કૃત છંદઃશાસ્ત્રના સૌથી મહત્ત્વના ગ્રન્થો પૈકીનો એક આ 'વૃત્તરત્નાકર' છે. એ જ કોટિના બીજા ગ્રન્થોમાં પિંગલનાં છંદઃસૂત્રો, ભરત નાટ્યશાસ્ત્રમાંનો છંદોને લગતો ભાગ તથા આચાર્ય હેમચંદ્રનું 'છન્દોનુશાસન' ગણી શકાય. 'વૃત્ત રત્નાકર' એ છન્દઃશાસ્ત્રનો કદાચ સૌથી વધુ લોકપ્રિય ગ્રન્થ છે, અને ઠેઠ અર્વાચીન સમય સુધી વિદ્યાર્થીઓને માટે એ ખૂબ ઉપયોગનો રહ્યો છે. એને કારણે તેના ઉપર પુષ્કળ ટીકાઓ પણ રચાયેલી છે. 'વૃત્તરત્નાકર' ઉપર જૂનામાં જૂની ટીકા રાઘવાર્યના પુત્ર ત્રિવિક્રમે રચેલી છે, અને એની એક તાડપત્રીય પ્રત પાટણના જૈન ભંડારમાં સચવાયેલી છે. આ ત્રિવિક્રમ પોતાને ગોદાવરી તટે આવેલા એલાપુરના ગૌડ બ્રાહ્મણ તરીકે વર્ણવે છે. ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના પિતા કર્ણદેવના પુરોહિત વર્ધમાનનો એક શિષ્ય ત્રિવિક્રમ નામે હતો તે જ કદાચ કેદાર ભટ્ટનો ટીકાકાર ત્રિવિક્રમ હોય એવો તર્ક સંપાદકે પ્રસ્તાવનામાં કર્યો છે. કર્ણદેવની રાણી મયણલ્લા કર્ણાટકની રાજપુત્રી હોવાથી ગુજરાત અને કર્ણાટક વચ્ચે ઘણા અગત્યના સાંસ્કારિક સંબંધો બંધાયા હતા*, એ જોતાં આ તર્ક નિરાધાર નથી સં ૧૩૨૯માં મંગલસૂરિએ અને સત્તરમા સૈકામાં સમયસુંદરે—બે જૈન લેખકોએ—'વૃત્તરત્નાકર' ઉપર ટીકાઓ રચેલી છે એ બતાવે છે કે જૈનોમાં પણ આ ગ્રન્થનો અભ્યાસ થતો હતો. 'વૃત્તરત્નાકર'નો જૈન પરંપરાસંમત પાઠ આપણને એ બે ટીકાકારો દ્વારા મળે છે.

કેદારભટ્ટનો ઉલ્લેખ હેમચન્દ્રના 'છન્દોનુશાસન'માં નથી, એ બતાવે છે કે 'છંદોનુશાસન'ના રચનાકાળ (ઈ. સ. ૧૧૫૦ આસપાસ) સુધીમાં 'વૃત્તરત્નાકર' ઝાઝી પ્રસિદ્ધિ પામ્યો નહિ હોય. જો કે જેસલમેરના ભંડારમાં 'વૃત્તરત્નાકર' એ ૧૧૯૨ (ઈ. સ. ૧૧૩૬)માં લખાયેલી તાડપત્રીય પ્રતિ છે અને ત્રિવિક્રમની ટીકાની તાડપત્રીય પ્રતિ પાટણના ભંડારમાં છે એ બતાવે છે કે જૈનોમાં પણ આ ગ્રન્થનું અધ્યયન શરૂ તો થઈ ચૂક્યું હતું. આ પ્રમાણો જોતાં કેદારભટ્ટે ઈ. સ. ૧૧૦૦ થી થોડાક સમય પહેલાં 'વૃત્તરત્નાકર'ની રચના કરી હોય એ સંભવે છે. આંતરિક પુરાવા જોતાં તે જયદેવ અને જયકીર્તિ કરતાં અર્વાચીન છે.

'જયદામન્'માં સંગૃહીત થયેલી ચોથી કૃતિ તે હેમચન્દ્રનું 'છન્દોનુશાસન' છે. છન્દઃશાસ્ત્રના સૌથી પ્રમાણભૂત ગ્રન્થો પૈકી એ એક છે એટલું જ નહિ પણ પ્રાકૃત અને અપભ્રંશ છંદોના અભ્યાસ માટે તો એનું અવિસ્મરણીય મહત્ત્વ છે. જેમ પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓના અભ્યાસ માટે હેમચન્દ્રના 'પ્રાકૃત વ્યાકરણ'નું છે. વિસ્તાર ભયને કારણે 'જયદામન્'માં 'છન્દોનુશાસન' મૂલમાત્ર જ આપવામાં આવ્યું છે, તે ઉપરની ટીકાને—જેમાં અનેક મહત્ત્વના આધારો તથા અપભ્રંશાદિ છન્દોનાં અવતરણોનો સમાવેશ થાય છે—સમાવેશ અહીં કરવામાં આવ્યો નથી. આચાર્ય હેમચન્દ્રની સ્વોપજ્ઞ ટીકા તથા એક અવચૂરિ સાથે 'છન્દોનુશાસન'ના અધ્યાય ૪–૭ પ્રો. વેલણકરે 'બોમ્બે યુનિવર્સિટી જર્નલ'ના ૧૯૪૩–૪૪ના અંકોમાં આ પહેલાં છપાવેલા છે જ, એટલે અહીં ટીકા સહિત આખું 'છન્દોનુશાસન' જો આપી શકાયું હોય તો સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રંશ છંદઃશાસ્ત્રના અભ્યાસીઓ માટે 'જયદામન્' નું મૂલ્ય અનેકગણું વધી જાત.

---

* જુઓ મારી ગુજરાત વિદ્યાસભા પ્રકાશિત પુસ્તિકા 'મોઢેરક જ્ઞાતિ અને મત્સ્યપુરાણ.' પૃ. ૨૨–૨૬.

ગ્રન્થને અંતે આપેલી 'વૃત્તકુસુમોચ્ચય' એ શીર્ષક નીચે આપેલી છન્દોની સૂચિના અભ્યાસ ઉપરથી સંપાદકે કેટલાંક નોંધપાત્ર સામાન્ય વિધાનો કર્યાં છે. પિંગલથી માંડીને હેમચન્દ્ર સુધીના નવ પ્રાચીન છન્દઃશાસ્ત્રીઓના ગ્રન્થો ઉપરથી એ સૂચિ તૈયાર કરવામાં આવેલી; જો કે એ પછીના લેખકોના ગ્રન્થોમાંથી પણ એ સૂચિમાં કવચિત્ છન્દો ઉમેરવામાં આવ્યા છે. આ સૂચિમાં કુલ આશરે ૮૫૦ છદો છે, જેમાંથી ૬૦૦ સમ ચતુષ્પદી પ્રકારના છે. 'જર્નલ ઑફ ધી બોમ્બે બ્રાન્ચ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટી'ના અને ૧૯૪૮ના એક અંકમાં પ્રો. વેલણકરે ઈસવીસનની બીજી સદીના અશ્વઘોષથી ૧૬મી સદીના શિવસ્વામી સુધીના લગભગ ૨૮ મહાકાવ્યકારોની કૃતિઓનું છંદઃશાસ્ત્રની દૃષ્ટિએ પૃથક્કરણ કર્યું છે. આ પૃથક્કરણને પરિણામે એ જાણવામાં આવ્યું છે કે સમ ચતુષ્પદી પ્રકારનાં ૬૦૦ વૃત્તોમાંથી આશરે ૧૦૦ વૃત્તોનો જ સાક્ષાત્ પ્રયોગ આ કવિઓએ કર્યો છે. આ ૧૦૦ પૈકી લગભગ ૨૫ છદો જ વારંવાર પ્રયોજાયા છે, જ્યારે બાકીના તો સર્ગને અંતે ઊથલા તરીકે અથવા કંઈક વૈચિત્ર્ય અર્થે જ પ્રયોજાયા છે.

એકંદરે એમ કહી શકાય કે અનુષ્ટુપ, ઉપજાતિ અને વંશસ્થ—આટલા છન્દોનો મહાકાવ્યકારોએ સૌથી વધુ વ્યાપક પ્રયોગ કર્યો છે. આ ત્રણ તથા તે ઉપરાંત વસંતતિલકા અને શાર્દૂલવિક્રીડિતનો પ્રયોગ ખંડકવિઓ તથા ચંપૂકારોએ કર્યો છે. સંસ્કૃત નાટકકારોએ ઉપજાતિ, વંશસ્થ અને વસંતતિલકા ઉપરાંત શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા અને એવા બીજા લાંબા છન્દો વાપરવાનું વલણ બતાવ્યું છે. મહાકાવ્યો અને ખંડકાવ્યોમાં એક જ વાત એક સાથે અનેક પદ્યોમાં કહી શકાય છે, પણ નાટકમાં એવુ નથી. નાટકમાં પ્રત્યેક શ્લોક સામાન્યતઃ એક સ્વતંત્ર ઘટક હોય છે; આથી જ નાટકકારોનું વલણ લાંબા વૃત્તોનો પ્રયોગ કરવા તરફ વિશેષ હોય છે. ભાસ અને ભવભૂતિ સિવાયના બીજા સંસ્કૃત નાટકકારોમાં અનુષ્ટુપનો પ્રયોગ પ્રમાણમાં વિરલ છે; વ્યુત્પન્ન કલાકાર સિવાય બીજાને માટે આ નાનકડા છન્દમાં અસરકારક, અર્થગર્ભ અને કવિત્વપૂર્ણ રચના કરવાનું ખરેખર મુશ્કેલ છે.

મોટા ભાગના છંદોનાં નામ સ્ત્રીલિંગમાં છે, નપુંસકલિંગનાં નામો પણ ઠીક સંખ્યામાં છે, પણ પુંલિંગી નામો ઘણાં ઓછાં છે. વર્ણસૂચિમાં નોંધાયેલા છન્દો પૈકી ૬૧૦નાં નામ સ્ત્રીલિંગમાં છે, ૨૧૩નાં નપુંસકલિંગમાં છે અને ૧૨૯નાં પુંલિંગમાં નવજાત બાળકોના નામ પાડવામાં મુશ્કેલ અનુભવતાં માબાપોને ખાસ કરીને છોકરીઓનાં સુંદર, વૈચિત્ર્યયુક્ત નામો આ વર્ણસૂચિમાંથી મળશે!

કેટલીક વાર એવું બન્યું છે કે જુદા જુદા લેખકોએ એક જ છન્દને વિભિન્ન નામ આપ્યાં છે, એ જ પ્રમાણે એક જ નામ જુદા જુદા લેખકોએ વિભિન્ન છદોને આપ્યું છે. ચન્દ્રલેખા, ચાન્દ્રકા, જયા, નન્દિની, રુચિરા, લલિતા અને લક્ષ્મી એ નામો પૈકી પ્રત્યેક નામ જુદા જુદા પાંચ છદો માટે એ રીતે પ્રયોજાયેલું છે. છન્દોના નામકરણ પરત્વે જૈન લેખકોમાં એક વિશિષ્ટ પરંપરા પ્રવર્તમાન હતી એમ જણાય છે

અંતમાં, છંદઃશાસ્ત્રીય ગ્રન્થોની આ માળા 'જયદામન્' સંપાદન અને પ્રકાશન માટે પ્રો વેલણકર અને હરિતોષ સમિતિને અભિનંદન આપતાં આપણે એવી આશા રાખીએ કે સંસ્કૃત સાહિત્યની આ લગભગ અવગણાયેલી, પણ મહત્ત્વપૂર્ણ શાખાની અન્ય વિરલ અને અપ્રકાશિત રચનાઓ તેઓ પ્રસિદ્ધિમાં મૂકે.

# અશોકના કહેવાતા શિલાલેખ વિશે કંઈક

લેખક: શ્રીયુત ત્રિભુવનદાસ લહેરચંદ શાહ : વડોદરા

**મા**નનીય ડૉ. આંબેડકર સાહેબે અશોકના લેખ, ભારતીય સરકારે માન્ય કરેલ સિંહસ્તંભ અને બુદ્ધ ભગવાનની મૂર્તિ સમક્ષ માનનીય રાષ્ટ્રપ્રમુખ સાહેબે લેવરાવેલ સોગંદ-વિધિ-એમ ત્રણ હકીકત રજુ કરી આઠ કરોડ હરિજનોને બૌદ્ધ ધર્મ સ્વીકારવાની સલાહ આપી હતી તે બાદ સર્વ હિંદુઓને બૌદ્ધ ધર્મમાં ભળી જવાની સલાહ આપવાથી જગદ્‌ગુરુ શંકરાચાર્યજી મહારાજે વિરોધ દર્શાવ્યો હતો. વળી તા. ૪-૬-૫૦ના પ્રજાબંધુમાં પૃ. ૭ ઉપર "હું બૌદ્ધધર્મની હિમાયત શા માટે કરું છું" એ વિષેના તેમના લેખમાં તેમણે ઈશુ ખ્રિસ્ત, મહમદ પયગંબર અને શ્રી. કૃષ્ણપ્રેરિત ધર્મોની ચર્ચા કરી બૌદ્ધધર્મની ઉત્તમતા બતાવી છે વળી ડૉ. આંબેડકર કહે છે "જો તમામ પ્રશ્નોનો ઉકેલ લાવવો હોય અને શક્ય યુદ્ધો ટાળવાં હોય તો બુદ્ધધર્મી થઈ જાઓ." એવી મતલબનું લખાણ કર્યું છે. આ સર્વનો સમન્વય કરતાં એટલું સુનિશ્ચિત થાય છે કે સમ્રાટ અશોકના શિલાલેખથી, અને પરિણામે તેણે અપનાવેલ બૌદ્ધ ધર્મથી તેમના ઉપર ખૂબ ઊંડી અસર થવા પામી છે. તેમણે જ આવા વિચાર બાંધ્યા છે એમ નથી પરંતુ અશોકના લેખોમાં આલેખેલ ધર્મતત્ત્વોથી સારી આલમની પ્રજા-શું મુસાફરો, અભ્યાસીઓ, વેપારીઓ કે યાત્રિકો જે હોય તે સર્વે-પણ તે ઉપર મુગ્ધ બની રહી છે.

સર્વ કોઈને પોતાના વિચાર દર્શાવવાની છૂટ છે. અત્રે આપણે, ડૉ. આંબેડકર સાહેબે બતાવ્યું છે તેમ કયો ધર્મ ઉત્તમ છે તેની ચર્ચામાં ઉતરવા માગતા નથી પરંતુ, કહેવાતા અશોકના લેખો, ખરેખર તેના જ છે કે કેમ, અને જો તેના નથી તો બૌદ્ધધર્મના પણ નથી એમ જાહેર કરવું પડશે. બાદ તેનો કર્તા કોણ હોઈ શકે તે જણાઈ આવતાં, તે ક્યા ધર્મના છે તે સ્વયં પુરવાર થઈ જશે

ભારત ઉપર લગભગ બસો વર્ષ સુધી એકધારી સત્તા ચલાવી બ્રિટિશ સરકારે હમણાં જ વિદાય લીધી છે, તેથી તેમણે આપેલ કેળવણીનું જ રસપાન કરી આપણે સર્વે તેમાં જ તરબોળ બની રહ્યા હોઈએ તે સ્વાભાવિક છે. પરંતુ દિન જતાં, તેમણે શીખવેલ ભારતીય ઇતિહાસમાં જેમ અનેક ક્ષતિઓ જાણતાં અજાણતાં પ્રવેશવા પામી છે તેવું આપણે જાણતા થયા છીએ, તે જ પ્રમાણે અશોકના લેખ સંબંધી પણ બનવા પામ્યું છે એમ જણાવવાનો આ લેખનો હેતુ છે. તેમાંયે ખાસ કરીને જ્યારે આપણી આઝાદ ભારતીય સરકારે, પોતાના દેશનો ઈતિહાસ, પોતાની પ્રજાના હાથે જ રચાવવા-લખાવવા નિરધાર કર્યો છે ત્યારે આ લેખની આવશ્યકતા પણ ખાસ કહી શકાશે. આ કેમ બનવા પામ્યું છે તે નીચેની રજુઆતથી સંક્ષેપમાં સમજાવીશ.

બ્રિટિશ સરકારે ભારત દેશનો ઈતિહાસ ક્યારે અને કોની પાસે લખાવ્યો તે હકીકત ભલે અસ્પષ્ટ હોય, પરંતુ ગ્રીક ઈતિહાસગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે ઈ. પૂ. ૩૨૭ માં જ્યારે શહેનશાહ સિકંદરે ( Alexander the Great ) હિંદ ઉપર ચઢાઈ કરી હતી ત્યારે પૂર્વ હિંદ-મગધ ઉપર સેન્ડ્રેકોટસ ( કોઈ ગ્રંથમાં તેને Xandrames લખેલ છે )નું રાજ્ય ચાલતું હતું અને મગધની રાજધાની પાલિબોથ્રા હતી. આ હકીકતને ઈ. સ. ૧૮૦૨ માં ગોરા સર વિલિયમ જોન્સ નામના અંગ્રેજ વિદ્વાને, હિંદની ત્રણે સંસ્કૃતિના ( ઈ પૂ. ૩૨૭ ના સમયે પ્રચલિત ) સાહિત્યમાં વિશેષ ઊંડા ઊતર્યા સિવાય માત્ર ઉચ્ચારની સામ્યતા

ઉપરથી નક્કી કરી વાળ્યું કે, સેન્ડ્રેકોટસ એટલે ચંદ્રગુપ્ત અને પાલિબોથ્રા તે પાટલિપુત્ર સમજવું અને આ કથનને પાયારૂપે વધાવી લઈ, ભારતદેશના પ્રાચીન સમયના ઇતિહાસની રચના કરાઈ.

આ ચંદ્રગુપ્ત મૌર્યવંશી રાજા કહેવાય છે. તેની પછી તેનો પુત્ર અશોક ગાદીએ આવ્યાનું લેખાય છે. આ સમયે ભારતમાં ત્રણ ધર્મ કહો કે સંસ્કૃતિ કહો—વૈદિક, બૌદ્ધ અને જૈન—વિદ્યમાન હતી, અને આ ત્રણેના અનેક સાહિત્યગ્રંથો અત્યારે પણ મોજુદ છે, ને તેમાં તે સમયનાં જળવાઈ રહેલાં વર્ણન વાંચવામાં આવે છે. છતાં ખૂબી એ જણાઈ આવે છે કે તેમાંના કોઈ પણ ધર્મના એકે ગ્રંથમાં શું ચંદ્રગુપ્ત કે બિંદુસારના અમલ દરમ્યાન, ભારત ઉપર ગ્રીક શહેનશાહ અલેકઝાંડરનું તો શું પરંતુ કોઈ પરદેશી રાજાનું આક્રમણ થયાનું પણ લખેલું નીકળતું નથી. તો પછી સર વિલિયમ જોન્સે ઠરાવેલ, ચંદ્રગુપ્તના સમયે અલેકઝાંડર આવ્યો હતો તે વાત શું વિચારવા યોગ્ય નથી? આ એક વાત થઈ.

બીજી વાત, જો અશોકના જ શિલાલેખો હોય તો તે જ બૌદ્ધ ધર્મોપદેશક જરૂર લેખાય અને તેમાં જણાવેલ સર્વ હકીકત બૌદ્ધ સાહિત્યના સ્વતંત્ર ગ્રંથોમાં જેવાં કે મહાવંશ, દીપવંશ, અશોકાવદાન, દિવ્યાવદાન લલિતવિસ્તરા આદિમાં—જે રીતે અશોકના જીવનઅંશો વર્ણવાયા છે તેની સાથે—ભલે સર્વાંશે નહીં તો કોઈ ને કોઈ રીતે મળતા તો આવવા જોઈએ ને? પરંતુ પ્રો. રીઝ ડેવીસ, સર અલેકઝાંડર કનિંગહામ, પ્રો. હુલ્ટ્રઝ, ડૉ. બુલર, લોયમાન અને તેમના જ જેવા અનેક પરદેશી વિદ્વાનોએ પણ નિઃસંકોચ એકરાર કર્યો છે કે શિલાલેખો ભલે અશોકના કહેવાતા હોય, છતાં તેમાંની હકીકત તેના જીવન સાથે મારી મચડીને બેસાડવા જતાંયે મેળ જ ખાતી નથી.

ત્રીજી વાત, ત્રણે સંસ્કૃતિના સાહિત્ય ગ્રંથો ઉપરથી સ્પષ્ટ થાય છે કે, આખો મૌર્યવંશ જૈનધર્મ પાળતો હતો. માત્ર સમ્રાટ અશોકે જ પોતાના રાજ્ય અમલના પ્રથમનાં થોડાં વર્ષ જૈનધર્મ પાળ્યો હતો, અને પછી તિષ્યગુપ્તાના મોહમાં પડી બૌદ્ધધર્મ અંગીકાર કર્યો હતો. પરંતુ અશોક પછીના સર્વ રાજાઓએ પાછો બાપુકો જૈનધર્મ પાળવા માંડ્યો હતો. તેમાંના એક પણ રાજાએ વૈદિક ધર્મ પાળ્યો જ નથી. મતલબ કે ત્રણે ધર્મમાં, જૈનધર્મની જ સારાયે મૌર્યવંશ ઉપર મોટા ભાગે છાપ પડી છે. તે એટલે સુધી કે, જૈનધર્મને વિશ્વવિખ્યાત બનાવવામાં જે ત્રણ મહાન રાજાઓનાં નામો શ્રેણિક ઉર્ફે બિંબિસાર, સંપ્રતિ, અને સોલંકી ગૂર્જરનરેશ રાજા કુમારપાળ—લેખાવાય તેવાં છે, તેમાંયે સંપ્રતિનું નામ ટોચે મૂકાય છે. આ સંપ્રતિ અન્ય કોઈ નહીં, પણ બૌદ્ધ સમ્રાટ અશોકનો પૌત્ર (અશોકનો પુત્ર કુણાલ અને તેનો પુત્ર આ સંપ્રતિ) થતો હતો ને અશોકની પાછળ તુરત જ મગધની ગાદીએ આવ્યો હતો. વળી, મૌર્યવંશી બધા રાજાઓમાં તેણે, લાંબામાં લાંબો વખત અને સર્વોત્કૃષ્ટ રાજઅમલ ચલાવ્યો હતો એમ જૈન સાહિત્યગ્રંથો બાપોકાર જાહેર કરે છે. વળી, તેને સમર્થન આપતા પુરાવા કાશ્મિર અને તિબેટ જેવા દૂર દેશના સાહિત્યગ્રંથોમાંથી પણ મળી આવે છે. છતાંયે, આવા જબરદસ્ત સંપ્રતિ જેવા મહાન સમ્રાટનું નામ કેવળ પરદેશી અમલે શીખવેલ આપણા ભારતીય ઇતિહાસમાં જ તદ્દન ભૂંસી નંખાયેલું દેખાય છે. શું આ પરિસ્થિતિ ઇતિહાસના નામને શોચનીય નથી લાગતી?

ચોથી વાત, બૌદ્ધ મતાનુયાયી ચીની મુસાફરો–જેવા કે ફાહિયાન, હ્યુએનશાંગ ઇત્સિંગ વગેરે–જેઓ કેવળ પોતાના ધર્મનાં તીર્થધામોની યાત્રાએ તેમજ તેની જાહોજલાલી નિરખવા માટે જ, અનેક મુસ્કેલીઓ વેઠી, ભારતના પ્રવાસે આવી રહ્યા હતા, તેઓ જે કાંઈ પોતાની મુલાકાતના સ્મરણચિહ્નો મૂકતા ગયા છે, તેમાંથી પણ અશોકના શિલાલેખો અને સ્તંભલેખોના સ્થાનભેદ અને વર્ણનભેદનાં જ દર્શન વારંવાર તરી આવતાં દેખાય છે, તેવું સર્વ કોઈ અભ્યાસી સ્વમુખે જાહેર કરે છે. આ સ્થિતિ શું વિચાર કરવા જેવી નથી?

પાંચમી વાત, હિંદી પુરાતત્ત્વ ખાતાના ઉપરી અધિકારીઓની નામાવલિમાં સર જોન માર્શલનું નામ પ્રથમ નંબરે મૂકાય તેમ છે. તેણે હિંદના મુખ્ય મુખ્ય બૌદ્ધ સ્થાનો વિશે, વર્ષો સુધી અથાગ અને અસીમ મહેનત કરી, પૂર્વે ન જણાયેલી અનેક હકીકતો પ્રકાશમાં આણી અભ્યાસપૂર્ણ સંખ્યાબંધ અમૂલ્ય મહાન પુસ્તકો સરકારી અધિકારીની રૂએ બહાર પાડ્યાં છે. આવા અજોડ અભ્યાસીએ પણ સ્વરચિત A Guide to Sanchi નામે પુસ્તકમાં પૃ. ૨ ઉપર સ્પષ્ટપણે એકરાર કર્યો છે કેઃ— "Sanchi had no such connexion with the life or acts of the Master (Lord Buddha); the place is scarcely mentioned in Buddhist literature and the Chines pilgrims Fa-Hien and Hiuen Thsang, who visited India between the fourth and seventh centuries of our era, though they tell us much about other ancient centres of Buddism, have not a word to say about this one." કહો જોઈએ કે, આ સ્થિતિ આપણને શું વિચાર ઉપર લઈ જાય છે?

અત્રે તો, અશોકના શિલાલેખ વિશે શંકા ઉપસ્થિત કરતી માત્ર પરિસ્થિતિનો ઉલ્લેખ જ પુરાવા રૂપે રજુ કરેલ છે. બાકી ઝીણવટ અભ્યાસમાં તો અનેક ત્રુટિઓ–લગભગ સવાસોથી દોઢસો જેટલી–મારી પાસે એકત્રિત થયેલ છે ને પ્રકાશમાં આણી પણ છે.



## અશોક અને ગુપ્ત કાળની મળેલી મૂર્તિઓ

અમદાવાદથી પ્રકટ થતા તા. ૯–૧૦–૫૦ ના દૈનિક "સેવક" પત્રમાં નીચેની હકીકત જાણવા મળે છે તેનો સાર એ છે કે—આગ્રા મ્યુનિસિપાલીટીના શિક્ષણખાતાના વડા શ્રી મહેન્દ્રની દેખરેખ નીચે કંતારી નામના ગામમાં ખોદકામ કરતાં ત્રણ જૈન મૂર્તિઓ મળી આવી છે.

આ મૂર્તિઓ સફેદ આરસની બનેલી છે અને આશરે ચાર ફીટ ઊંચી છે. આમાંની બે મૂર્તિઓ સમ્રાટ અશોક અને ગુપ્તકાળ વચ્ચેની હોવી જોઈએ એમ લાગે છે, જ્યારે ત્રીજી અશોકના પહેલાંના કાળની ધારવામાં આવે છે. આ ત્રણે મૂર્તિઓ શૌરીપુર નામના જૈન યાત્રાધામમાં લઈ જવામાં આવી છે; જ્યાં આઠસો વર્ષ પહેલાંની આવી જૈન મૂર્તિઓ સાચવી રાખવામાં આવી છે.



# उपाध्याय मेघविजय रचित

## चार विशिष्ट विज्ञप्तिलेख

लेखक : श्रीयुत अगरचंदजी नाहटा

ढाइसौ वर्ष जैसे अल्प समयमें ही हमारा बहुतसा साहित्य नष्ट हो गया व इधर-उधर बिखर गया। शोधखोजकी ओर अभिरुचि व प्रयत्नकी कमीके कारण विद्यमान साहित्य भी अभी बहुत कुछ अज्ञात अवस्थामें पडा है, वह बडे ही खेदकी बात है। साधारण विद्वानोकी रचनाओंकी तो बात ही क्या : यशोविजय एवं मेघविजय जैसे नामाङ्कित विद्वानोंकी रचनाओंके लिये भी यही बात चरितार्थ होती है। आपके कई ग्रन्थ तो उपलब्ध ही नहीं एवं कई अधूरे मिलते हैं। उपा. यशोविजयकृत साहित्य मारवाडमें तो अधिक नहीं पाया जाता, पर मेघविजयजीके कई अज्ञात ग्रन्थोंका बीकानेरके ज्ञानभंडारोका अवलोकन करते हुए मुझे पता चला है जिनमेसे मणिपरिक्षा एवं वृत्तमौक्तिकका परिचय पूर्व प्रकाशित कर चूका हूँ।

प्रस्तुत लेखमें आपकी विशिष्ट रचनाओका परिचय दिया जा रहा है जिनमें ५ अपूर्ण प्रति हमारे संग्रहमें है। यह रचना एक विज्ञप्तिलेख[2] है जो कि विजयप्रभसूरिको सादडी भेजा गया था। इसकी विशेषता यह है कि यह **चित्रकोश** काव्य है। उ. मेघविजयजी बडे प्रतिभाशाली कवि थे। आपके कई काव्य निःसन्देह बडे अद्भुत हैं। खेद है कि ऐसे विद्वानकी विद्वत्ता पर किसी विद्वानने आलोचनात्मक प्रकाश नहीं डाला। ग्रन्थरूपमे न सही पर कमसे कम जैनेतर पत्रपत्रिकाओंमें भी आपकी रचनाओका विस्तृत परिचय प्रकाशित होता तो संस्कृत साहित्यके इतिहासादिमें इनका सन्मानपूर्वक परिचय अवश्य रहता।

प्रस्तुत चित्रकोश काव्यकी प्रतिके केवल ४ मध्य पत्र ही प्राप्त हुए हैं जिनमेंसे पत्रांक ५–६ में द्वितीय अधिकार ४० श्लोकोंका पूरा है। इसमें सादडी नगरादिका वर्णन

---

१. देखो 'जैन सिद्धान्त भास्कर' वर्ष १० अंक २

२. देखो 'जैन सत्य प्रकाश' व १२ अ ५–६

है। इसके पश्चात् कई चित्रकाव्योंके चित्र, १॥ पत्रमें—श्रीवत्स, स्वस्तिक, वीजपूर, सिंहासन, नंदावर्त्त, भद्रासन, मत्स्ययुगल, शरावासंपुट, दर्पण, अष्टार, गौमूत्रिका, चतुर्विंशति दलकमल, नागपाश, मालतीपुष्पके १४ चित्र बने हुए हैं जिनमें काव्य लिखे गये हैं। पत्रांक ८ वेंसे तृतीयाधिकार, जिसमें परमगुरुराज विजयप्रभसूरिका वर्णन है, प्रारंभ होता है। इस पृष्ठमें उसके केवल ९ श्लोक ही आये हैं। आगेके पत्र नहीं मिलनेसे यह अधिकार अपूर्ण रह गया है।

यहाँ द्वितीयाधिकारके आद्यंतके २ श्लोक व तृतीयाधिकारका आदि श्लोक दिया जा रहा है।

आदि—अथ द्वितीयाधिकारे नगरवर्णन यथा—

यत्र चित्रभरचित्रितचैत्यश्रेणिरुन्नततरा मनुजानाम्।
नृत्यगुल्लदुरुमञ्जुमृदङ्गकि(निः)स्वनैर्धनमिहाह्वयतीव ॥ १ ॥

१५ वें श्लोकमें वरकाणा तीर्थका उल्लेख है, १७ वेंसे सादडी नगरका वर्णन प्रारंभ होता है, ३८ वें पद्यमें मेघविजय नाम आता है। यथा—

शिशुः स मेघाद्विजयो जयोर्वीपतेर्मतेः स्फातिकरस्य सम्यग्।
गणप्रभोर्भक्तिभरेण नम्रः, संयोजयन्नञ्जलिना स्वभावम् ॥ ३१ ॥
चित्रे विचित्रैर्युवमिव जीवप्रागल्भ्यहेतुः सुमनोधिगम्या।
विज्ञप्तिपत्री महसः सवित्री प्रोज्जीवयंस्तामिति वावदीति ॥ ३९ ॥

श्लोक ४० वेंसे यथा ———— अपने पर्युषणादिके समाचार दिये हैं।

अंत—संजायत्ते स्मोपचितं सुपुण्यैरानंदपूर्णं कृतपापचूर्णम्।
मनय तत्राभवदन्तरायश्रीपूज्यपादः स्मृतिरत्नबीजम् ॥ ४७ ॥

इति श्रीगुरुविज्ञप्तिलेखरूपे चित्रकोशकाव्ये श्रीनगरवर्णनाधिकारो द्वितीयः।

तृतीयाधिकार प्रारंभ इन शब्दोद्वारा होता है—

अथ तृतीयाधिकारे श्रीपरमगुरुराजवर्णनं यथा—

अनाहार्या भूपा भवति वपुषः का नरपतेः, प्रियः संग्रामे कः किमिह कुसुमं दानतरुजम्॥
रवेर्लक्ष्मी का स्याद्भवति सुकृतात् किं जनहितं, पुरस्ताद् युद्धे कः किमिह गृहिणां मंडनमहेः॥१॥

विज्ञप्ति पत्र नं. २—३

२—३ पाणिनीय द्व्याश्रयके रूपमें ४—४ विश्रामवाले २ विज्ञप्तिलेखोंकी ११ पत्रोंकी प्रति

भांडारकर इन्स्टीटयूट, पूनेमें उपलब्ध हुई है। प्रथम लेख विजयप्रभसूरिको १३८ श्लोकोंमें लिखा गया है, द्वितीय विजयरत्नसूरिको ४७ श्लोकोंमें लिखा गया है।

४ मुनि जिनविजयजीके संग्रहमें विजयप्रभसूरिको प्रेषित ४१ श्लोकोके एक विज्ञप्ति-लेखकी प्रति अवलोकनमें आई है।

उपाध्याय मेघविजयजी प्रति वर्ष ही तत्कालीन आचार्यजीको विज्ञप्तिलेख भेजा करते थे अतः आपके अन्य भी कई विशिष्ट विज्ञप्तिपत्र खोज करने पर अवश्य मिलेंगे। प्रो. हीरालाल रसिकलाल कापडियाने सं. १७३०-४९-५० के विज्ञप्तिपत्रोंका उल्लेख किया है, पता नहीं उनकी प्रतियां कहां पर है।

इनके अतिरिक्त छोटी मोटी आज भी कई रचनाएं यत्रतत्र उपलब्ध हैं। मुनि विजयसागरजीके संग्रहमें आपके रचित 'चतुर्विंशति जिनस्तव' गा. २८ (आदि-देवाधिदेवाधिप-भाग्यलक्ष्मी) एवं 'मगसीपार्श्वनाथ' स्तवन गा. ५ का मिला है। जैनेतर विद्वनोको आपकी असाधारण विद्वत्ताका परिचय देनेके लिये मैंने एक लेख नागरीप्रचारिणीमें प्रकाशनार्थ भेजा है।



# નવી મદદ

५१) પૂ. પં. શ્રીકીર્તિમુનિજી મહારાજશ્રીના સદુપદેશથી જૈન સંઘ સમસ્તઃ ગોધાવી.
२५) પૂ. પં. શ્રીમાનવિજયજી મહારાજશ્રીના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીઃ લીંબડી.
१७) પૂ. પં. મુનિરાજ શ્રીબુદ્ધિસાગરજીના સદુપદેશથી શ્રીહરજી જ્ઞાનશાળાઃ જામનગર.
१५) પૂ. આ. શ્રીવિજયભક્તિસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી જૈનસંઘઃ સમી.
१५) પૂ. મુનિરાજ શ્રીસુરેન્દ્રસાગરજી મ. ના સદુપદેશથી વીશા નીમા જૈનસંઘઃ વેજલપુર.
१०) પૂ. મુનિરાજ શ્રીગૌતમસાગરજી મ. ના સદુપદેશથી જૈનસંઘઃ ધાર.
१०) પૂ. આ. શ્રીવિજયકુમુદસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શ્રીમીઠાભાઈ ગુલાબચંદઃ કપડવંજ.
१०) પૂ. આ. શ્રીવિજયોદયસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શ્રીદાદાસાહેબ જૈન સોસાયટીઃ ભાવનગર
१०) પૂ. મુનિરાજ શ્રીભુવનવિજયજી મ. ના સદુપદેશથી જૈનસંઘ આકોલા
१०) પૂ. પં. શ્રીચરણવિજયજી મ. ના સદુપદેશથી જૈન મહાજનઃ ખુંટવડા.
७) પૂ. મુનિરાજ શ્રીપૂર્ણાનંદવિજયજી મ. ના સદુપદેશથી જૈનસંઘની પેઢીઃ ઈંદોર.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.


श्री जैन सत्य प्रकाश
તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ
તા. ૧૫-૧૧-૫૦ : અમદાવાદ
વર્ષ ૧૬ : અંક ૨]
[ક્રમાંક : ૧૮૨

# विषय-दर्शन








॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૦ | क्रमांक |
| अंक : २ | કારતક સુદિ ૬ : બુધવાર : ૧૫ નવેમ્બર | १८२ |


# वाणी-विवेक

देवाणं मणुयाणं च, तिरियाणं च वुग्गहे।
अमुगाणं जओ होउ, मा वा होउ त्ति नो वए॥

—દેવતાઓ, મનુષ્યો તેમજ તિર્યંચોમાં જ્યારે પરસ્પર યુદ્ધ થાય છે, ત્યારે અમુકનો જય થશે; અમુકનો પરાજય થશે, એવું કદાપિ બોલવું ન જોઈએ. કેમકે એકનો વિજય અને અન્યનો પરાજય થશે એમ બોલવાથી એક પ્રસન્ન થાય છે અને બીજો નાખુશ થાય છે. તેથી કોઈને પણ કઠોર અને અપ્રિય વાણી વડી દુઃખી કરવા નહીં.

तहेव सावज्जणुमोयणी गिरा,
ओहारिणी जा य परोवघाइणी।
से कोहलोहभयसा व माणवो
न हासमाणो वि गिरं वएज्जा॥

—કદાપિ ખડખડાટ હસીને બોલવું નહીં, તેમજ સત્ય હોય છતાં બોલવાને અનુચિત એવી ભાષાને અનુમોદન આપવું નહીં. વળી, નિશ્ચયાત્મક અને અન્ય જીવોને ક્રોધ, લોભ, ભય અને હાસ્યથી દુઃખ ઉપજાવે એવી ભાષા કદાપિ વાપરવી નહીં.

अपुच्छिओ न भासेज्जा, भासमाणस्स अंतरा।
पिट्ठिमंसं न खाएज्जा, मायामोसं विवज्जए॥

—બીજાઓ વાતચીત કરતા હોય ત્યારે તેમના પૂછ્યા સિવાય વચ્ચે બોલવું નહિ, અન્યના અવગુણો પીઠ પાછળ બોલવા નહિ, તેમજ કપટ ભરેલી અસત્યવાણીનો સદા ત્યાગ કરવો.



# ઇતિહાસના અજવાળે

[ ૧૦ ]

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

એટલું તો કબૂલવું પડશે કે પાશ્ચાત્ય લેખકોએ આર્યસંસ્કૃતિ સંબંધી અધૂરા અભ્યાસે અથવા તો ભારતવર્ષ અંગેની પ્રાપ્ત થતી માહિતીના મળતાપણાને લઈ કેટલાક ગંભીર ગોટાળા ઈતિહાસના નામે કરી નાખ્યા છે; છતાં તેઓ શક્ય પુરાવાને ધ્યાનમાં લેવાનું તેમજ એ સર્વને ચકાસી જોવાનું ચૂકયા નથી જ. કેવળ કલ્પના તરંગો પર તેમણે ઈતિહાસના ઓઠાતળે ઉડ્ડયન કર્યું નથી એ સામે આજે લોકશાહી યુગમાં, અરે ! સર્વ-ધર્મ સમભાવની ભાવના પ્રસરી રહી છે એવા સમયમાં કેટલાક સાક્ષાર મનાતા અને પદવીધારી હિંદી લેખકો ચક્ષુ સામે માહિતીપૂર્ણ લખાણ હોવા છતાં, અરે ! એ આધારે ઐતિહાસિક નોંધો થયેલી માલૂમ છતાં માત્ર કલ્પનાના જોરે સ્વચ્છંદી ચિત્રણ કરી નાખતાં જરા પણ ક્ષોભ પામતા નથી ! અજાયબી તો એ છે કે આવા વાંધા પડતાં પુસ્તકો; જેમાં ઇતિહાસને મચડી કેવળ જૈનધર્મ પ્રત્યે કાદવ ઉડાડવામાં આવેલ હોય છે એવી કૃતિઓ વિદ્યાર્થીગણ માટેના અભ્યાસના પાઠ્યપુસ્તકોમાં પ્રવેશ પામી ચૂકી છે ! ઉદાહરણ તરીકે 'હંસ-મયૂર' અને 'બૌદ્ધ-કહાનિયાં' નામક હિંદી પુસ્તકોને રજુ કરી શકાય. મરાઠીમાં પ્રગટ થયેલ 'પાર્શ્વનાથચા ચાતુર્યામ ધર્મ' પુસ્તકને સહજ મૂકી શકાય. આ ઉપરથી આપણામાં સાંપ્રદાયિકતાનો મોહ વધુ છે એમ કહેવું કે સ્વમંતવ્યને રજૂ કરવા ઈતિહાસનું ખૂન કરવાની વૃત્તિ અસ્તિત્વ ધરાવે છે એમ કબૂલવું જ પડે.

આથી ઈતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ સમ્રાટ ખારવેલ સંબંધી ટૂંક નોંધ જ આપે છે છતાં એથી ન્યાયવૃત્તિને જરા પણ ક્ષતિ પહોંચવા દીધી નથી. પા. ૧૮૭ પરના શબ્દો અને નોટ્સ આ પ્રમાણે છે.

About the same time, or a little earlier Kharavela king of Kalinga, on the coast of the Bay of Bengal invaded Magadha. He Claims to have won some sucesses and to have humbled his adversary but whatever advantage he gained would seem to have been temporary, or to have affected only the eastern fronteer of the Magadhan Kingdom. Notes—The inscription of Kharavela, King of Kalinga (Orissa) incised on the rock of the Hathigumbha cave in the Udayagiri hill nineteen miles south of Katak (cuttack) although sadly mutilated, is one of the most interesting epigraphic monuments of India It recounts the history of the reign upto the thirtieth year, and is dated in the year 164 expired and 165 current of the Maurya era...

Kharavele in his fifth year he advanced to the Ganges (154 B. C.) and claims to have humhled the king of Magadha i. e. Pushyamitra Kharavela was himself a Jain, but like Ashoka honoured all sects.........

The translation in Cunningham corpus is not to depen-ded on the only authentic version is that by Bhagwanlal Indraji.

**ભાવાર્થ**—મૌર્ય રાજ્યના અંતિમ સમયની પહેલાં, બંગાળના ઉપસાગર નજીક આવેલ કલિંગ દેશના રાજા ખારવેલે મગધ પર ચઢાઈ કરી અને એ વેળા પાટલીપુત્ર રાજધાનીમાં રાજ ચલાવતા પુષ્યમિત્રને હરાવ્યો અને પગે પડયો જોકે આ જય લાંબો સમય ટકી શકયો નહીં. આ વિજયની ખાસ અસર મગધની પૂર્વ સરહદ પર થઈ હતી.

**નોટ્સ** ( નોંધ )–હાથીગુફા કે જે ઉદયગિરિ ટેકરી પર આવેલી છે ( ઓરિસામાં ) તેમાં શિલાલેખ છે અને પ્રાચીન પણ છે; જેમાં સમ્રાટ ખારવેલના રાજ્યકાળના તેર વર્ષની વિવિધ નોંધો આલેખી છે. મોર્યકાળના ૧૬૪ના અંતમાં અને ૧૬૫ની શરૂઆતમાં કોતરાયાની તારીખ છે

ખારવેલે પાંચમા વર્ષમાં નંદરાજ તરફથી એક નહેર ખોદાયેલી હતી તે સુધરાવી. બારમા વર્ષમાં તે ગંગા નદી સુધી આગળ વધ્યાની અને મગધના રાજાને નમાવ્યાની વાત છે ખારવેલ પોતે જૈનધર્મી હતો પણ અશોક માફક બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખતો. કનિંગહામે લેખનો જે તરજુમો કર્યો છે તે વિશ્વાસપાત્ર નથી, પણ ભગવાનલાલ ઈંદ્રજીવાળો તરજુમો જ વજનદાર છે. સમ્રાટ ખારવેલ ચુસ્ત જૈનધર્મી રાજા હતો એટલું જ નહીં પણ એણે ભારતવર્ષને ઉત્તર દિશામાંથી આવી રહેલા હુમલાઓમાંથી બચાવ્યું હતું અને મગધ પર વિજય મેળવી, કલિંગને એકવાર ફરીથી નવજીવન અર્પી, ઇતિહાસમાં મશહૂર બનાવ્યું હતું જૈનધર્મ ગ્રંથોમા સમ્રાટ સંપ્રતિ અંગે જેટલી વિસ્તારપૂર્વક નોંધ પ્રાપ્ત થાય છે તેટલી ઐતિહાસિક નોંધ હાથીગુફાના લેખમાંથી તારવી શકાય છે અને જૈનેતર વિદ્વાનોએ તારવી પણ છે. એ સંબંધમાં મરાઠી પુસ્તિકા 'સમ્રાટ ખારવેલ' તેમજ જાણીતા લેખક શ્રીયુત સુશીલકૃત 'સમ્રાટ ખારવેલ યાને કલિંગનું યુદ્ધ' ખાસ વાંચવા જેવાં છે. સમ્રાટ ખારવેલના પ્રભાવિક જીવન પર પ્રકાશ પાથરતા ઘણા પ્રસંગો પણ એમાં નોંધાયેલા છે. એમાંની પ્રશ્ના. પંક્તિઓથી આકર્ષાઈ હવે પછી પ્રગટ થનાર 'પ્રભાવિક પુરુષો' ભા. ૩માં મેં પણ કેટલાકનો સંગ્રહ કરેલ છે. એમાં ઓરિસાના ભુવનેશ્વરતીર્થ નજીક ખંડગિરિ તથા ઉદયગિરિ પહાડ પરની વિવિધ ગુફાઓ, જૈનશ્રમણોનું આગમન, સમ્રાટની પટ્ટરાણી અને વીરનારી તરીકેની ખ્યાતિને વરેલી ધુસીરાણીએ બનાવેલી ગુફા તેમજ સમ્રાટે વિજયોની પરંપરા પછી કરેલાં જનહિતનાં કાર્યો તેમજ બોલાવેલી શ્રમણ પરિષદરૂપ પ્રસંગોની વાત મુખ્ય છે.

ખેમરાજ બુદ્ધરાજ સમ્રાટ ખારવેલ, વક્રરાય, વિદુહરાય અને સુરથરાય જેવા પેઢી ઉતાર નામો અને તે સર્વ જૈનધર્મના અનુયાયી હતા એવી સપ્રમાણ નોંધ ઉપલબ્ધ થાય છે. સમ્રાટ ખારવેલે તો માત્ર નજીકના મગધ, મથુરા અને બંગદેશમાં જ શ્રમણોને ધર્મ-ઉપદેશ દેવાની સગવડ કરી આપી હતી એટલું જ નહીં પણ એથી આગળ વધી જાવા, સુમાત્રા અને બાલી જેવા દૂરના ટાપુઓમા પોતાના વીરત્વની અને સુકૃત્યોની યશોગાથા

પ્રચારી હતી; તેમ ભગવંત મહાવીરદેવના મહામૂલા સિદ્ધાંતોનો ફેલાવો કરવાના ઉપાયો હાથ ધર્યા હતા. કેટલાક પુરાતત્ત્વશોધકોનું માનવું છે કે કલિંગનો મૂળપુરુષ એ ગણુ-રાજ્યના સ્વામી ચેટકનો વંશજ હોવો જોઈએ 'ચૈત્રવંશ' શબ્દનો પ્રયોગ એમાં કારણરૂપ લેખાય છે. 'કરકંડુ કલિંગેષુ' એવું એક વાક્ય ચાર પ્રત્યેકબુદ્ધના વર્ણનમાં ઉપલબ્ધ થાય છે. વળી, એ 'કરકંડુ' પણ મહામેઘવાહન તરીકે ઉલ્લેખાયાની નોંધ જૈન ગ્રંથોમાં પ્રાપ્ત થાય છે. પ્રત્યેકબુદ્ધ કરકંડુ ચંપાના સ્વામી દધિવાહનનો પુત્ર હતો; અને તેની માતાનું નામ પદ્માવતી હતું. એ રાણી પદ્માવતી વૈશાલીપતિ ચેટકરાજની પુત્રી હતી. ગમે તે હો પણ એટલું તો ચોક્કસ છે કે ગણુરાજ્યના સ્વામી ચેટક મહારાજની માફક સમ્રાટ ખારવેલે વીરતાનાં અદ્ભુત કાર્યો કર્યાં છતાં, નથી તો રાજવિલાસ માણ્યા કે નથી તો ધરતી જીતવાનો લોભ રાખ્યો. ઉભયે પ્રજાકલ્યાણમાં જ જીવન વ્યતીત કર્યું છે અને જૈનધર્મની પ્રભાવનામાં સારો ભાગ ભજવ્યો છે.

અંતમાં સાક્ષારવર્ય શ્રીકેશવલાલ હ. ધ્રુવના શબ્દો ટાંકી સંતોષ માનીએ. સમ્રાટ ખારવેલ યુદ્ધવીર હતો તેમ દાનવીર અને ધર્મવીર પણ હતો તેણે અદ્ભુત અપૂર્વ હસ્તિ-દાનથી રાજધાનીમાં ઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠાનો ઉત્સવ ઉજવ્યો હતો ગાદીએ આવ્યાને બીજે વરસે વિદર્ભ અને મહારાષ્ટ્રમાં જૈનધર્મ પ્રચારવા પ્રયત્ન કર્યા હતા. તેરમે વર્ષે સર્વ દિશાના જ્ઞાનવૃદ્ધ અને તપોવૃદ્ધ નિર્ગ્રંથશ્રમણોને કુમારિકા પર્વતે નોતર્યા હતા, કુશળ શિલ્પીઓને હાથે તેણે અનેક જિનાલયો બંધાવ્યાં હતાં. પંડે ચુસ્ત જૈન હોવા છતાં અન્ય ધર્મો પ્રત્યે સન્માનશીલ હતો. બ્રાહ્મણોને પુષ્કળ ઋદ્ધિથી સંતોષ્યા હતા. કલિંગ-નગરીને પાણી પૂરું પાડવા તેણે નહેર ખોદાવી હતી. પુરવાસીની સગવડ સારું 'શીતળસર' નામે તળાવ હતું તેની ચારે કોર પાળ બંધાવી હતી, અને પ્રજાના સુખને માટે જાહેર બાગ પણ કરાવ્યો હતો નંદરાજાના બધાવેલા, ત્રણ વરસ પાણી પહોંચે એવા 'નંદસર'ની પાળમાં ઝાંપાવાળા ગરનાળાં મૂકી તેણે તેને ખેતીના કામમાં વપરાતું કર્યું હતું. તેની ઉદારતા અને હિતબુદ્ધિનો લાભ એકલા રાજનગરને જ નહીં, પણ સારા કલિંગદેશને અનેક રીતે આપ્યો હતો. તેના રક્ષણ નીચે વસતી પ્રજા સ્વચક્ર અને પરચક્રના ભયથી રહિત હતી.



[ ચાલુ ]

( અનુસંધાન પૃષ્ઠ ૫૩ થી ચાલુ )

વિં સં૦ ૨૦૦૬ના વિદ્યમાન ચાતુર્માસાર્થે સંઘની સાગ્રહભરી વિનંતીથી પધારેલા સ્વર્ગસ્થ સૂરિસમ્રાટના પટ્ટાલંકાર પૂજ્યપાદ પ્રગુરુદેવ આચાર્ય શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મ૦ સાહેબે આરાધ્યપાદ સકલસિદ્ધાંતને પુસ્તકારૂઢ કરનાર ભગવાન શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમા-શ્રમણમહારાજની અત્રે જન્મભૂમિ હોવાથી, એ પુણ્યવંત મહાપુરુષનું ચિરસ્થાયી સ્મારક અવશ્ય થવું જોઈએ, એમ વ્યાખ્યાનપીઠ પરથી ઉપદેશ કરતાં અત્રેના શ્રીસંઘે સહર્ષ તેને વધાવી લઈ, આયલાકોટમાં એ મહાપુરુષના ચિરસ્થાયી સ્મારકરૂપે એક નાજુક દહેરી બનાવવી એમ નક્કર નિર્ણય કરેલો છે; જેનું ખાતમુહૂર્ત આસો શુદિ દશમે થઈ ગયું છે અને પ્રાયઃ કાર્તિક-માગશરમાં તે મહાપુરુષની મનોહર મૂર્તિની અંજનશલાકા-પ્રતિષ્ઠા પણ થશે.

અહીંથી બે માઈલને અંતરે પ્રભાસપાટણ પણ ઘણી જ પુરાણી નગરી છે. દર્શનીય સ્થળ છે. અત્રેથી ઉના-દેલવાડા યાત્રાર્થે પણ જઈ શકાય છે.



# આર્યોનો વિકાસ

## [ આદિકાળનું સાંસ્કૃતિક રેખાદર્શન ]

લેખક : પૂજ્ય ઉપાધ્યાય શ્રીસિદ્ધિમુનિજી

[ ૨ ]

અગાઉ કરેલા શાસ્ત્રીય વિવેચનથી નિશ્ચયપૂર્વક સમજાશે કે, અતિપ્રાચીન કાળની યુગલિક સમયની સમાનતા શ્રીઋષભદેવના અને તે પછીના સમયમાં રહેવા પામી ન હતી. ભારતીય જાતિમાં કુલથી, શિલ્પકર્માદિથી અને આધ્યાત્મિક ગુણકર્મથી તથા દૃષ્ટિભેદથી ભેદોપભેદ પડી પડી ચૂકયા હતા. આમાં કુલને આશ્રયી પડેલા ભેદોપભેદો વારસાનુગત હતા, જ્યારે બીજા ભેદોપભેદો જન્મના કારણને લઈ પડયા ન હોવાથી પરિવર્તનશીલ અને અનિયત હતા. ભારતજાતિના એ ભેદોપભેદોમા ઉત્તમત્તા અને અનુત્તમતા જેવું પણ હતું જ, એમ ભારતના પુત્ર અને પરિવ્રાજક બનેલા મરીચિના આલેખાયલા પ્રસંગ પરથી જાણવા મળે છે. મરીચિએ પોતાના કુલના સંબંધમાં વ્યાવહારિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ ઉત્તમતા માની અભિમાન કર્યું હતું તે અનુચિત હતું, એમ જૈનશાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે,-પરંતુ ત્યાં તેના ઉત્તમ કુલ હોવા વિષેનો નિષેધ કે સંશય કરવામાં આવ્યો નથી. એ મરીચિનો આધ્યાત્મિક આચાર અને વેશ અવંદનીય જણાવતા ભારતે એ વાત પણ સ્પષ્ટ કરી છે કે, એ અંશમાં તેની ઉત્તમતા ન હતી. વળી, માહનો-બ્રાહ્મણો પણ જ્યાં સુધી આર્હત હતા અને સન્માનપૂર્વક ભિક્ષાદિ મેળવતા હતા ત્યાં સુધી તેઓ આર્યોની દૃષ્ટિએ ઉત્તમ મનાતા હતા, પરંતુ જ્યારે તેઓ તેવા ન રહ્યા ત્યારે તેમની દૃષ્ટિએ ઉત્તમ મનાતા બંધ પડયા. જો કે આ પછી તેમાંનો મોટો વર્ગ આર્હત બનતો હતો અને તેમાંનો કેટલોક વર્ગ સંપન્ન બનેલો હોવાને લઈ કવચિત્ ભિક્ષાદિવૃત્તિ નહિ પણ કરતો હશે, તોપણ પરંપરાની ભિક્ષુકતાને લઈ તેમની નીચ ગોત્રતાની છાપ સદાને માટે કાયમ જ રહી છે.

શ્રીમહાવીર ઋષભદત્તની સ્ત્રી દેવાનંદાના ગર્ભમાં આવ્યા એ અવશિષ્ટ રહેલા નીચગોત્ર કર્મના ઉદયથી આવ્યા એવો જે શિલાલેખીય અને શાસ્ત્રીય ઉલ્લેખ આજે મળી આવે છે તે ઉપર્યુક્ત વાતનો સ્પષ્ટ પુરાવો પૂરો પાડે છે. ક્ષત્રિયકુલના વધતા જતા ઉપભેદોમાં પરસ્પર ઉત્તમતા અને અનુત્તમતાની માન્યતા સતત ચાલુ જ રહી છે, એ વાતના દાખલા પ્રાચીન સાહિત્યમાંથી જેટલા જોઈએ તેટલા મળી આવે તેમ છે. વૈશાલીના હૈહય કુલના ચેટક મહારાજની કન્યાઓનું દાન દૂરના સિન્ધુ–સૌવીરદેશના રાજા ઉદાયનને તથા ક્ષત્રિયકુણ્ડગ્રામ નગરના પ્રાદેશિક રાજા નંદિવર્ધનને કરવામાં આવે છે, પરંતુ મહામુસદ્દી અભયકુમાર મન્ત્રીથી સર્વથા સુરક્ષિત અને બળવત્તર બનેલા મગધના મહારાજા શ્રેણિકને, તેની નમ્રતાભરી માગણી છતાં, તેના વાહીક કુલને ઉતરતું ગણી કન્યા આપવાની સ્પષ્ટ ના પાડવામાં આવી હતી. આની ભીતરમાં ઉત્તમત્તા અને અનુત્તમતાના મન્તવ્ય સિવાય બીજું કાંઈ પણ કારણ નથી. મહાવીરના પિતા સિદ્ધાર્થ ઈક્ષ્વાકુવંશના જ્ઞાતક્ષત્રિયકુલના હતા. તેઓનું એ જ્ઞાતકુલ ગૌરવભર્યું અને ઉત્તમ હતું તેથી જ તેમના પુત્ર મહાવીરને જૈનગ્રંથોમાં અને બૌદ્ધગ્રંથોમાં 'જ્ઞાનપુત્ર' એવા આદરભર્યા ભાવથી સંબોધ્યા છે. આવી

રીતે પ્રવર્તી રહેલી ઉત્તમતા અને અનુત્તમતાની સ્થિતિમાં કોણ કોના પ્રતિ કેવી રીતે અભિમાનથી વર્તે કે તિરસ્કારથી વર્તે, અથવા તો નિરભિમાનથી વર્તે કે સહકારના સદ્ભાવથી વર્તે, એ માનસિક અનુદારતા કે ઉદારતાનો વ્યક્તિગત પ્રશ્ન હોઇ, કોઇ વખત અનુદારતાનું કે કોઇ વખત ઉદારતાનું વિશેષ પ્રમાણ જોવામાં આવે તો તે બનવાજોગ છે. આ ઉપરથી સમજાશે કે, મહાવીરના સમયમાં વંશ કુલાદિ વડે 'અમુક અમુકથી ચઢતા અને અમુક અમુકથી ઊતરતા' એવો જે વ્યવહાર પ્રવર્તી રહ્યો હતો તેનાં બીજ 'મહાવીરના સમય કરતાં ઘણાં જ વર્ષો પૂર્વે યાવત્ ઋષભદેવના અતિપ્રાચીન સમયથી જ વવાઈ ચૂક્યાં હતાં અને એ ઊગીને મહાવીરના સમય સુધીમાં તથા તે પછીના સમયમાં ક્રમશઃ વિવિધ રીતે ફાલેલાં અને ફળેલાં છે. આવી સ્થિતિ સર્જાવવામાં કેવળ મનુષ્યોએ જ નહિ, પરંતુ કાલાદિ કારણોએ પણ પુષ્કળ ભાગ ભજવ્યો છે.

ભારતજાતિના વિભાગો અને તેની ઉત્તમતા–અનુત્તમતાની સ્થિતિની જેમ તે જાતિમાં મનાતું સ્પૃશ્યાસ્પૃશ્યત્વ પણ આજકાલનું નહિ પરંતુ ઋષભદેવના સમયથી જ પ્રવર્ત્યું છે. કારણ કે; પ્રસૂતિ, સ્ત્રીધર્મ, મરણ વગેરે પ્રસંગે અશુચિતા એ ઋષભદેવના સમયમાં પણ થતી. વળી, તે સમયમાં પ્રવર્તેલાં કેટલાંક કર્મ પણ અશુચિરૂપ હતાં જ. એ કહેવાની જરૂરિયાત નથી કે, આ અશુચિતાને અંગે જ અસ્પૃશ્યત્વ મનાતું હતું. અલબત્ત, આપણે એમ કહી શકીએ કે, પ્રાચીનકાળમાં અશુચિજન્ય એ અસ્પૃશ્યત્વ તિરસ્કરણીય ન હતું. આજે પણ એ અસ્પૃશ્યત્વ ક્યાં તિરસ્કરણીય મનાય છે, સિવાય કે મિથ્યાભિમાનથી, અજ્ઞાનથી કે સ્વાર્થવશતાથી કેટલાકોએ તેને અનુચિત રીતે જોઈએ તેથી વધારે પડતું સ્થાન આપી તિરસ્કરણીય માની લીધું હોય, અને એ રીતે તેઓ વ્યવહારમાં પ્રવર્તતા હોય. આર્હતો –જૈનો શુચિ અને અશુચિનાં પુદ્ગલોની, આજકાલ પ્રયોગથી સિદ્ધ થતી કાર્યશક્તિને શરૂઆતથી જ જાણતા હતા, અને તેથી તેઓએ અશુચિ પુદ્ગલોથી થતી આધ્યાત્મિક અનુચિત અસર તથા તેથી થતી લોકોત્તર લાભહાનિને ટાળવા સ્પૃશ્યાસ્પૃશ્યત્વનું નિરન્તર કે વારસાનુગત અસ્તિત્વ કાયમ જ રહે છે, એમ તો આર્હતોએ માન્યું જ નથી. જ્યાં જેવી રીતે યોગ્ય હોય ત્યાં તેવી રીતે શૌચ કે સંસ્કાર કર્યા પછી અસ્પૃશ્યને પણ સ્પૃશ્ય માનવામાં આર્હતોને કોઈ વાંધો નથી. જો કે તેઓ આ વિષયમાં લાભાલાભની દૃષ્ટિએ લૌકિક અતિભારે બહુમતિનો અનાદર કરી શક્યા નથી કે કરી શકતા નથી એ એક જુદી વાત છે. અશુચિની સાથે અથવા તો અશુચિનાં કાર્ય નિરંતર કરનારાઓની સાથે વ્યવહાર કરનારા આર્હતોએ શૌચાદિ કરવા પૂર્વક જ પ્રભુપૂજનાદિ અનુષ્ઠાનો આચરવાં જોઈએ, એવી રીતના શાસ્ત્રીય ઉલ્લેખો મળી આવે છે તેનું કારણ પણ એ જ છે કે, આર્હતો શુચિ –અશુચિજન્ય સ્પૃશ્યાસ્પૃશ્યત્વને માનનારા છે. આથી કેટલાકો જે એમ બોલી લખી રહ્યા છે કે, જૈનોમાં સ્પૃશ્યાસ્પૃશ્યત્વ જેવું કાંઈ છે જ નહિ તે સર્વથા ગેરસમજનું પરિણામ હોઈ અનાદરણીય છે એવી મારી નમ્રપણે મજબૂત માન્યતા છે.

આર્હત સંસ્કૃતિનો પાયો માનવજાતિની જ નહિ પરંતુ સર્વ જીવોની સમાનતાના મન્તવ્યથી જ નંખાયો છે, છતાં તેમાં અમુક મર્યાદા તો છે જ. સર્વ જીવોમાં મૈત્રીભાવ રાખવો; કોઈ પણ જીવની સાથે વૈર ન રાખવું કે ઈર્ષ્યા દ્વેષાદિ ન કરવાં; સૌના પર કરુણા રાખવી; પ્રત્યેક જીવ આત્મોત્કર્ષ સાધી સુખ, શાન્તિ અને કલ્યાણ પામે એવી સદ્ભાવના;

તે ભાવનાને અનુકૂલ યથાશક્ય પુરુષાર્થ કરવો; કરેલા પુરુષાર્થમાં સફળતા ન મળે તો પણ કોઈના પર દ્વેષ કે તિરસ્કાર ન કરતાં મધ્યસ્થભાવ રાખવો; આવા આવા સિદ્ધાન્તો ધરાવતી છતી પણ જૈન સંસ્કૃતિ પૂજ્ય એવા અર્હન્, આચાર્ય, ઉપાધ્યાય અને સામાન્ય સાધુમાં, તથા આર્હત સાધુ-શ્રમણ અને શ્રમણોપાસકમાં પરસ્પર સર્વથા સમાનતા માનતી નથી. તેમ જ શક્ય રીતે અહિંસક, ન્યાયી, પવિત્ર અને નિર્લોલુપ તથા અલ્પકષાયી જીવન જીવનારની સાથે હિંસક, અન્યાયી, અપવિત્ર અને લોલુપતાભર્યું તથા ઉગ્રકષાયી જીવન જીવનારની સમાનતા સ્વીકારવાનું જૈન સંસ્કૃતિ અમુકાંશે ઈન્કાર કરે છે. જૈન સંસ્કૃતિની સાપેક્ષ દૃષ્ટિ સંસારની સર્વ વસ્તુઓમાં સમાનતા અને અસમાનતાના બન્ને ભાવોને સ્વીકારનારી છે. ભારતજાતિનો માનવ હોતાં છતાં તે ઉત્તમ-અનુત્તમ કે સ્પૃશ્ય-અસ્પૃશ્ય, એમ અસમાન હોઈ શકે છે અને જૈન સંસ્કૃતિને તેવી રીતે માનવામાં કોઈ સૈદ્ધાન્તિક વિરોધ આવતો નથી તો પછી એવો અસમાનભાવ ન હોવાની કે તેનો અસ્વીકાર કરવાની એકાંત વાત કરવી તે નરી ભ્રમણા જ છે.

અહીં સુધી કરેલા વિવેચનથી સમજાશે કે, આર્હતો ભારત જાતિના છે અને વાસ્તવિક રીતે તેઓ જ આર્ય છે. વળી, જેઓ જ્યાં જ્યાં મોટા પ્રમાણમાં વસતા હતા તે તે દેશને આર્ય તરીકે ઓળખાવાતા હતા. એ આર્હતો ભારતજાતિમાં તેનાં ચઢતાં ઊતરતાં કુલાદિ આશ્રયી તથા આધ્યાત્મિક સંસ્કારઆશ્રયી ઉત્તમતામાં અને અનુત્તમતામાં માનનારા હતા, એટલું જ નહિ પરંતુ સ્પૃશ્યાસ્પૃશ્યત્વને આચારમાં સ્થાન આપનારાં હતાં. જૈન સાધુ આખી નારી જાતિને જ અને જૈન સાધ્વીઓ આખી નરજાતિને જ પોતાના માટે અસ્પૃશ્ય માને છે. કદાચ અજાણતાં સ્પર્શ થઈ જાય તો તે માટે એ સાધુ સાધ્વીઓ પ્રાયશ્ચિત્ત લઈ સંસ્કૃત-શુદ્ધ થવાની પોતાની ફરજ સમજે છે, કે જ્યાં શુચિ-અશુચિનો પણ પ્રશ્ન નથી. આમ છતાં ઉપરોક્ત એ બાબતોમાં અને આર્હતોની અહિંસા વગેરેના સંબંધમાં તેની વાસ્તવિકતા વિષે અથવા મહત્તા વિષે ભ્રાન્તિ કે ગુંચવાડો ઉત્પન્ન થાય તેવા આજ સુધીમાં જૈન સંસ્કૃતિના વિરોધીઓએ અનેકવાર પ્રયત્નો કર્યા છે અને હાલ પણ તેવા પ્રયત્નો થઈ રહ્યા છે. ખેદની વાત છે કે, હાલમાં થઈ રહેલા એવા પ્રયત્નોમાં કેટલાક જૈન કુલમાં જન્મેલા શખ્સો પણ જાણતાં અજાણતાં કુહાડીના હાથાની ગરજ સારતા હોય છે. આ લેખમાં એવી બાબતોને સ્પર્શી ચર્ચવા માગતો નથી. અહીં તો ફક્ત આર્હતો ભારત જાતિના છે અને તેઓ આર્હત સંસ્કૃતિના છે એ બે જ બાબતોને સ્પર્શી લખી રહ્યો છું.

જૈનો જાતિએ ભારત અને સંસ્કૃતિએ આર્હત જૈન છે, એ સ્પષ્ટ છતાં આજે એ હકીકતને સમજવામાં અને સમજાવવામાં ગુચવાડો પેદા થયો છે આમ થવાનું મૂળ કારણ, વિદેશી આક્રમણકારોએ હાલના મર્યાદિત મનાતા ભારતના માથે ઠોકી બેસાડેલી રાજકીય અને અમુક અંશે સાંસ્કૃતિક પરાધીનતા છે. એ પરાધીનતાના પ્રતાપે વૈદિકોએ જાત અને સંસ્કૃતિને ગેરસમજુતીથી કે ઈરાદાપૂર્વક એક રૂપ આપી બહુમતિના જોરે એવો પ્રચાર કરવા માંડ્યો કે જેથી જૈનો પણ વૈદિકોમાં સમાવિષ્ટ થઈ જાય, અથવા તો મુસલમાનો કે ક્રિશ્ચિયનોની જેમ તેઓ ભારતજાતિના પરાધીનતા સૂચક સ્વીકૃત રૂપાન્તર હિન્દુજાતિના-ઓળખાવતા જ મટી જાય [ અપૂર્ણ ]



# સતીશિરોમણિ વીરાંગના મૃગાવતી

## [ ૧. ચિત્રકાર ]

કૌશામ્બી નગરીમાં શતાનીક રાજા રાજ્ય કરે છે. એને મૃગાવતી નામે રૂપરૂપના અંબાર જેવી રાજરાણી છે. એ બોલે છે અને જાણે ફૂલ ઝરે છે. એની ચાલ રાજહંસ સમી છે, એનો કંઠ કોયલ જેવો મિષ્ટ છે. એ પરમ ધર્મશ્રદ્ધાળુ છે અને શાસ્ત્રના મર્મને સમજનારી છે. કૌશામ્બીની રાજસભામાં આવનાર દરેક પંડિતો, કવિઓ અને ધર્માચાર્યો એની સ્વયંપ્રભા અને સ્થિતપ્રજ્ઞતાથી પરિચિત છે. એની બુદ્ધિના ચમકારા વિદ્યુતપ્રભાથી પણ વધુ તેજસ્વી છે. એ રાજરાણી ભગવાન મહાવીરદેવની પરમ ભક્ત અને ઉપાસિકા છે. એ પરમ શ્રાવિકા હોવા છતાંયે પરમ સમદર્શી અને પરમતસહિષ્ણુ છે. એનું ઔદાર્ય—એની મહાનુભાવતા અને દાક્ષિણ્યતા ભલભલાને આંજી દે છે. એના સ્યાદ્વાદના જ્ઞાનભંડારથી આખો રાજમહેલ જાણે અલંકૃત છે. શું રાજા કે શું પ્રજા બધાયે એની ધર્મભાવના, એની પવિત્રતા, 'શીલં પરં ભૂષણમ્'ના સિદ્ધાંતથી એને ભક્તિ અને શ્રદ્ધાની દૃષ્ટિથી નિહાળી એને દેહધારિણી વીણાપાણિ શારદાની ઉપમા આપે છે.

સાથે જ એને વીરશ્રી પણ વરેલી હતી. એ ઘોડે બેસતી, ગજરાજની સવારી કરતી યુદ્ધે ચઢતી અને આખી સેનાને દોરતી હતી. એ સ્ત્રી હોવા છતાં ભલભલા મર્દોની—શૂરવીરોની અને સત્ત્વશાલીઓની પરીક્ષા કરી લેતી. એની અડગતા, હિંમત, ધીરજ અને વીરતા નિહાળી વીરોને—મર્દોને એના ખોળામાં—ગોદમાં જન્મ લેવાનું મન થઈ આવતું. એ યુદ્ધે ચઢતી તે વખતે પરમ વીરાંગના બનતી. યુદ્ધવ્યૂહો ગોઠવતી અને શત્રુસેનાને પલવારમાં હંફાવી, હઠાવી વિજયશ્રી મેળવતી—જયાનંદ પ્રાપ્ત કરતી અને શત્રુને ક્ષમા આપવામાં પુષ્પથીયે સુકોમલ બનતી. આવી એ રાજરાણી મૃગાવતી હતી.

એકવાર રાજા શતાનીકની રાજસભામાં એક કુશલ ચિત્રકાર આવ્યો. એને દૈવી વરદાન હતું કે કોઈ પણ પ્રાણી, પછી ભલે તે મનુષ્ય હોય કે પક્ષી હોય તેનું એક અંગ અરે, અંગનો એક ભાગ જુએ અને એનું આખું હૂબહૂ ચિત્ર દોરી આપતો. એની અપૂર્વ ચિત્રકલા જોઈ રાજા શતાનીકે એને રાજસભાની ચિત્રશાલા ચિતરવાનું કામ સોંપ્યું. આખી ચિત્રશાલા સુંદર રીતે ચિતરાઈ રહી છે. ત્યાં એકવાર એ કુશલ ચિત્રકારે અસૂર્યંપશ્યા જેવી ગણાતી રાજરાણી મૃગાવતીના પગનો અંગૂઠો જોઈ લીધો અને ચિત્રશાલામાં રાજરાણીનું ચિત્ર દોરવા માંડ્યું, આખું ચિત્ર પૂર્ણ થયું અને માથાના કેશકલાપને છેલ્લો ઓપ આપતા એક કાળું ટીપું રાણીની સાથળ ઉપર પડ્યું. ચિત્રકારે એ ટપકું કાઢી નાખવા ઘણા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ; ટપકું રહી જ ગયું. એ સમજ્યો; રાજરાણીની સાથળમાં તલ હશે. ટપકું વ્યર્થ રહે જ નહિ; એમ ધારી એમ ને એમ જ રહેવા દીધું.

પ્રાતઃકાલે રાજા શતાનીક ચિત્રશાળામાં આવ્યા. અદ્ભુત ચિત્રો–એનાં રેખાંકનો અને એની રંગપૂર્તિ દંગ બનાવી દે તેવી હતી. એકેએક ચિત્ર જાણે સજીવન થઈને હમણાં બોલશે, નાચશે, કૂદશે, ગાશે એવો ભાસ થતો. રાજા ચિત્ર જોતા જોતા આગળ વધ્યા, ત્યાં રાજાની દૃષ્ટિ રાજરાણી મૃગાવતીના ચિત્ર ઉપર પડી સાક્ષાત જીવંત મૃગાવતી જ ખડી હોય એવું એ અદ્ભુત ચિત્ર હતું. આસ્માની રંગની એની ઓઢણી, ચીનચોલાયમાન જેવી શોભતી હતી. તાજા ખીલેલા સફેદ ગુલાબના પુષ્પ જેવી એની કાન્તિ, એનું મુખારવિંદ જાણે આકાશમાં ઊગેલા શરદપૂનમના ચંદ્રની જેમ શોભી રહ્યું હતું. એનાં નેત્રકમલોમાંથી મૈત્રી અને પ્રમોદની માધુરી ઝરી રહી હતી. રાજા આ ચિત્રદર્શનથી જાણે પ્રસન્ન થયો હોય તેમ ચિત્રકારને ધન્યવાદ આપતો હતો, ત્યાં એણે રાણીના સાથળ ઉપર કાળું ટપકું જોયું અને એ ચમકયો. વહેમનાં વમળે એનું અંતર કલુષિત બન્યું અને એકદમ ક્રોધાવેશમાં આવી ચિત્રકારનો શિરોચ્છેદ કરવાનો હુકમ આપ્યો. જ્યારે ચિત્રકારને આ સમાચાર મળ્યા ત્યારે તેણે રાજા પાસે જઈ કરગરી પોતાને મળેલા દૈવી વરદાનની વાત કરી આખરે રાજાએ તેના જમણા હાથનો અંગૂઠો કપાવી એને કાઢી મૂકયો.

### [ ૨. વેરનો બદલો ]

રાજાએ કરેલા દંડથી ચિત્રકારને બહુ જ ગુસ્સો ચઢયો આવા દુષ્ટ રાજાઓનું જડથી ઉન્મૂલન થવું જોઈએ.

એ રાજા છે તો શું થયું. એણે સત્ય સમજવા પ્રયત્ન કરવો જોઈએ. પ્રજાનું પાલન કરે—રક્ષણ કરે તે રાજા. આવા અન્યાયકારી રાજા કે તેનું રાજ્ય ન રહી શકે. અન્યાયી રાજાની સામે બળવો કરવો એ પ્રજાનો ધર્મ છે. હું દૃઢ પ્રતિજ્ઞા કરું છું કે રાજા શતાનીકનું જડથી ઉન્મૂલન કરી નાખીશ. અરે, એને માટે કરવાના બધા પ્રયત્ન કરીશ, આજથી આ કલમ, પીંછી એના નાશ સિવાયના કામમાં વાપરીશ નહિ. આમ દૃઢ પ્રતિજ્ઞા કરી કૌશામ્બીનો ત્યાગ કરી પુનઃ યક્ષરાજનું આરાધન કરી એણે વરદાન પ્રાપ્ત કર્યું કે જે કાર્ય જમણા હાથથી થતું તે ડાબા હાથથી થશે. જમણા હાથમાં જે કલાશક્તિ હતી તે ડાબા હાથમાં આવશે.

બસ, આ વરદાન મેળવી પ્રસન્ન થયેલા ચિત્રકારે મૃગાક્ષી મૃગાવતીનું ચિત્ર હૂબહૂ દોર્યું. પૂર્ણિમાના ચંદ્ર જેવું મુખચંદ્ર, એમાં નવવિકસિત કમલપત્ર જેવાં નેત્રકમલો અને જાણે સૌવર્ણ રસથી રસેલો દેહ હોય તેમ સુવર્ણવર્ણી દેહકાન્તિ ચિતરી. જોનાર ક્ષણભર મુગ્ધ થઈ જાય એવું અપૂર્વ અને અદ્ભુત રૂપ રજુ કર્યું. એક રીતે જોઈએ તો ચિત્ર આ રૂપલીલાના સંગ્રહસ્થાન રૂપ હતું.

વેરના અગ્નિથી બળતો ચિત્રકાર આ ચિત્રપટ લઈ અવન્તીપતિ ચંડપ્રદ્યોત પાસે પહોંચ્યો. અવન્તીપતિ ચંડપ્રદ્યોત ખરેખર, મહાપ્રતાપી હતો. એની રણવાહિનીથી તે વખતે ભારતની ભૂમિ કાંપતી હતી. આવો બલિષ્ટ અને પ્રતાપી રાજવી પણ લોલુપી અને કામાંધ હતો. ચિત્રપટ જોતાં જ તે સ્તબ્ધ થઈ ગયો.

ચિત્રમાંની સ્ત્રી એ કોઈ સામાન્ય માનવરૂપધારી ન હતી કિન્તુ કોઈ દેવાંગના; કોઈ અપ્સરા કે કોઈ નાગકન્યા જેવો અદ્દભુત લાગતી હતી. ભૂલોકમાં માનવદેહધારિણી આવી અદ્ભુત રૂપધારી હોઈ શકે એવી કલ્પના સુદ્ધાં ન આવે એવું રૂપલાવણ્ય ચિત્રમાં ભર્યું હતું. જાણે હમણાં બોલી ઊઠશે, હમણાં હસશે, જાણે એનું મુખારવિંદ હમણાં ઊઘડશે એમ લાગતું હતું.

રાજાએ ખૂબ નિરીક્ષણ પછી ચિત્રકારને પૂછયું કે 'કુશલકલાવિદ! બોલ, બોલ, આ ચિત્રમાંની સ્ત્રી કોણ છે? કોઈ દેવીરૂપ છે, કોઇ નાગકન્યા છે કે કોઇ માનવી સ્ત્રીરત્ન છે?'

ચિત્રકાર—હે અવન્તીનાથ! આ ચિત્ર કોઇ દેવી નારીનું નથી, કોઇ નાગકન્યાનું નથી. આ ચિત્ર છે માનવદેહધારિણી સ્ત્રીરત્ન છે.

અવન્તીનરેશ—હેં, માનવી સ્ત્રી છે? ખરે જ, આ સ્ત્રીરત્ન તો મારા અંતઃપુરમાં જ શોભે તેવું છે.

ચિત્રકાર—મહારાજ! કૌશામ્બીનરેશ શતાનીકની આ પટ્ટરાણી છે. છે તો પદ્મિની સ્ત્રીરત્ન, પણ મહારાજ! આ સંબંધ તો કાગડાની ડોકમાં મૌક્તિકમાલા જેવું અનનુરૂપ ભાસે છે. મારી તો વિનંતિ છે એ સ્ત્રીરત્ન આપના જેવા નરપુંગવ પાસે જ શોભનીય છે.

અવન્તીપતિ—લે, તારું આ ઇનામ. હું પ્રતિજ્ઞા કરું છું કે આ સ્ત્રીરત્નને હું મારા અંતઃપુરમાં લાવ્યા સિવાય આ તલવાર નીચે નહિ મૂકું.

ચિત્રકાર—બસ, બસ; મહારાજ! આજે મારી કલાની સફળતા થઇ. શતાનીક જેવા પુરુષમૃગલાને ત્યાં આવી મૃગાક્ષી ન જ શોભે એ તો આપના જેવા પુરુષસિંહ પાસે જ શોભશે.

[ ૩. યુદ્ધની ઘોષણા ]

અવન્તીપતિ ચંડપ્રદ્યોતે પોતાની મંત્રણાસભા મેળવી. તેમાં સામંતો, રાજાઓ, શેઠિયાઓ, મંત્રીશ્વરો અને સેનાધિપતિઓ મળ્યા રાજાએ બધાની વચ્ચે પ્રસ્તાવ મૂક્યોઃ 'વત્સરાજ શતાનીક ઉપર હુમલો કરવો છે.'

બધાએ આ સાંભળી પૂછ્યુંઃ 'મહારાજ! એ તો આપના સાઢુ છે. અરે, એ રાજા અને રાજ્ય આપણા માટે નિરુપદ્રવી છે. એ તો આપણી સીમાનું રક્ષક છે. એની સામે યુદ્ધ નહિ, મૈત્રી જ રાખવી ઘટે.

રાજા—ના, ના એમ નથી. એ ભલે નિરુપદ્રવી હોય, નિર્લોભી હોય, પરંતુ એ એક ઉત્તમ સ્ત્રીરત્નને રાખીને બેઠો છે, એ રત્ન એને ત્યાં ન શોભે, એ તો અવન્તીનરેશના અંતઃપુરમાં જ શોભે એવું છે.

મંત્રીશ્વર—મહારાજ! આ વસ્તુ વ્યાજબી નથી થતી, પછી આપની જેવી આજ્ઞા.

સેનાધિપતિ—એક સ્રીને માટે આપણું આવડું મોટુ સામ્રાજ્ય યુધ્ધે ચઢે એ લગારે ઉચિત નથી, આપણે આ સમજવું જોઇએ, આજે ભારતની એકતા સધાઈ રહી છે, બધા રાજાઓ આપણી આજ્ઞા માને છે અથવા આપણા મિત્ર છે માટે આપણે આપણા ક્ષુદ્ર સ્વાર્થો માટે યુદ્ધો બંધ કરવાં જ જોઈએ. માનવજાતિનું રુધિર આટલું સસ્તું નથી કે એક સ્રી-પરસ્રી અરે, સતીશિરોમણી સ્રી માટે આપણે યુદ્ધો કરીએ અને માનવસંહાર આરંભીએ.

ચંડપ્રદ્યોત—સાંભળો, હું આમાં કોઈનું કશું જ સાંભળવા નથી માગતો. બસ યુદ્ધ, યુદ્ધ ને યુદ્ધ. સેનાધિપતિ ! આજે ને આજે યુદ્ધનો ભેરીનાદ ગડગડાવો; સૈનિકોને તૈયાર કરો અને આવતી બારશે જ અહીંથી પ્રયાણુ કરવાનું છે. બસ, જાઓ; સભા બરખાસ્ત.

બધાયે મનમાં સમજ્યા: 'ચંડપ્રદ્યોત હઠીલો છે, દુરાગ્રહી છે, એનું ભાવિજ એને ભૂલાવે છે અને કન્યાઓના માગાં હોય. પત્નિઓનાં માગાં ન હોય, છતાંયે છેલ્લો પ્રયત્ન કરી જોવો;' નગરશેઠ બોલ્યા.

નગરશેઠ—બાપુ, આમ ઉતાવળા ન થાઓ. વગર જુદ્ધે જ આપનું કામ થાય તો આ વ્યર્થનો માનવસંહાર શા માટે કરાવવો. કાલે આપણો રાજદૂત કૌશામ્બી જાય. આપણો પ્રસ્તાવ શતાનીકને સમજાવે અને જો કામ પતી જાય તો આપણે આ ઉકળાટ અને ધમાલ માંથી બચી જઈએ.

ચંડપ્રદ્યોત—ઠીક છે, તમારી વાત વિચારવા જેવી છે. મંત્રીશ્વરશતાનીકને રુક્કો મોકલો અને લખો તમારાં પટ્ટરાણી મૃગાક્ષી મૃગાવતીને ચંડપ્રદ્યોતના અંતઃપુરમાં માનભેર મોકલી આપે, નહિ તો યુદ્ધ કરવા તૈયાર રહે સાથે લખજો અવન્તીનરેશની ગજસેના હજારોની છે, અશ્વસેના લાખોની છે અને પાયદળનો પાર નથી. તમારું કે બીજા કોઈનું —અરે, માંધાતાનુંયે ગજું નથી. આજે ભારતસમ્રાટ ચંડપ્રદ્યોત સામે કોઇ ટકી શકે એમ નથી. મગધ-કાશી ને કોશલ તો અવન્તીના મિત્રો છે. બધા અમારી સાથે છે અને બીજા ચૌદ મુગટબદ્ધ રાજાઓ મારા ખંડિયા છે. એ બધા યુદ્ધમાં સામેલ છે. તમને કે તમારા મળતિયાઓને આમ ચપટીમાં ચોળી નાખશે માટે અમારા હુકમને-રુક્કાને માન આપે અને માનભેર............ને અવન્તીના અંતઃપુરમાં મોકલી આપે.

મંત્રીશ્વર—મહારાજ ! આપ શું બોલો છો. પત્નિઓનાં માગાં ન હોય—ન શોભે. અરે, તેમાંયે આ તો આપનાં સાળી છે, એ તો બહેન જેવાં જ ગણાય. તેમાં પણ વિશાલા-રાજ ચેડાની સુપુત્રી મૃગાવતી તો સિંહણ છે સિંહણ. તેનું સત્ત્વ બલ-સતીત્વ અદ્ભુત અને અપૂર્વ છે. મહારાજ ! હજી માની જાવ. સિંહણની બોડમાં હાથ નાંખવો સારો નથી, છંછે-ડાયેલી સિંહણ બહુ જ ભયંકર નીવડે છે. આ તો વીરાંગના સતીશિરોમણી છે. ભગવાન મહાવીરદેવની પરમ ઉપાસિકા છે માટે હજી ચેતો-વિચારો પછી આપની મરજી.

ચંડપ્રદ્યોત—બસ, બસ કરો. હું કોઇનું કશું જ સાંભળવા નથી માગતો દૂતને કૌશામ્બી મોકલો અને યુદ્ધની તૈયારી કરો. N [ ચાલુ ]

# सर्वसिद्धान्तप्रवेशक

સંપાદક : પૂજ્ય મુનિરાજ શ્રીજંબૂવિજયજી

**અહિંસા** એ જૈનદર્શનનું પરમતત્ત્વ છે. જૈનદર્શનની પ્રત્યેક આચારપ્રણાલિકા તથા પ્રત્યેક વિચારધારા આ તત્ત્વથી ઓતપ્રોત થઈ થયેલી છે **शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः। दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः॥** આ સર્વજગતનું કલ્યાણ ઈચ્છનારી ભાવના એ અહિંસાદષ્ટિનો જૈનદર્શનનો આદ્ય મુદ્રાલેખ છે. 'કોઈ પણ જીવનો પ્રાણથી વિયોગ ન કરવો' એવો સ્થૂલદૃષ્ટિએ જોતાં અહિંસા શબ્દનો અર્થ લાગે છે; પણ આપણે જેમ જેમ ઊંડાણ અને સૂક્ષ્મતાપૂર્વક વિચાર કરીએ તેમ તેમ એનો અર્થ ઘણો જ વ્યાપક અને ઉત્તરોત્તર સૂક્ષ્મ સૂક્ષ્મ બનતો જાય છે. રાગ, દ્વેષ અને અજ્ઞાનથી રહિત આત્માનું જે વિશુદ્ધતમ સ્વરૂપ એ અહિંસાની પરકાષ્ઠા છે—પૂર્ણ સ્વરૂપ છે. અહિંસા પૂર્ણ ત્યારે જ બને કે જ્યારે આત્મા રાગ, દ્વેષ અને મોહથી રહિત થાય. કારણ કે રાગ, દ્વેષ અને મોહ સિવાય હિંસાનું બીજું કારણ જ કયું છે? રાગ, દ્વેષ, મોહ તથા હિંસાનો પરસ્પર કાર્યકારણભાવ સંબંધ છે. એટલે જેમ જેમ રાગ, દ્વેષ, મોહરહિત સ્થિતિ પ્રાપ્ત થતી જાય તેમતેમ અહિંસાની સાધનામાં પણ ઉત્તરોત્તર પ્રગતિ થતી જાય છે અને છેવટે તે પૂર્ણ બને છે.

એક ચાર્વાક જેવા નાસ્તિકમતને બાદ કરતાં ભારતીય તમામ દર્શનોનો ઝોક હંમેશાં સત્યસાક્ષાત્કાર, આત્મસાક્ષાત્કાર યા મોક્ષ તરફ વળેલો છે. આથી જ ભારતીય તત્ત્વજ્ઞાનના વિચારોને વિવાદ કે તર્કનું નામ ન આપતાં તેને માટે **દર્શન** (સાક્ષાત્કાર) એવો ઉચ્ચકોટિનો યથાર્થ શબ્દ વાપરવામાં આવ્યો છે. **દર્શન** શબ્દનો અર્થ સાક્ષાત્કાર થાય છે. જે સત્યના સાક્ષાત્કારનો—આત્માના સાક્ષાત્કારનો—મોક્ષનો માર્ગ બતાવે તેનું નામ જ દર્શન. બાકીની ચર્ચાઓ વાણીવિલાસ માત્ર છે અને વિદ્વાનોને મનોરંજનનું (શોખનું) એ સાધનમાત્ર છે. ભારતીય તત્ત્વજ્ઞાનનો આ આધ્યાત્મિક દૃષ્ટિકોણ હોવાને લીધે જ આપણે ત્યાં **सा विद्या या विमुक्तये** (=તે જ વિદ્યા છે કે જે મુક્તિનુ કારણ છે.) તથા **ज्ञानस्य फलं विरतिः** (પાપકાર્યથી અટકવું–નિવૃત્ત થવુ એ જ્ઞાનનું ફલ છે.) વગેરે સૂત્રો પ્રચારમા આવ્યાં છે. સત્યનો સાક્ષાત્કાર કહો, આત્માનો સાક્ષાત્કાર કહો યા મોક્ષ કહો, એ રાગ–દ્વેષ–મોહરહિત સમદષ્ટિ–પૂર્ણ અહિંસકદષ્ટિ સિવાય થઈ શકતો જ નથી. મુમુક્ષુને માટે સમદષ્ટિ-મધ્યસ્થભાવ બિલકુલ અનિવાર્ય જ છે. સમભાવી મનુષ્ય સત્યરૂપી સૂર્યના પ્રકાશને આત્મમંદિરમાં આવવા દેવા માટે મનનાં દ્વાર હમેશાં ખુલ્લાં રાખે છે. વસ્તુ જે જે સ્વરૂપે દેખાય તે બધારૂપે વસ્તુ છે સ્વીકારે છે. એક જ સ્વરૂપનો એકાંતનો કદાપિ તે આગ્રહ ધરતો નથી.

સમદષ્ટિથી અવલોકન કરતાં જ્ઞાની પુરુષોને જણાયું કે ઢાલને બે બાજુ હોય છે તેમ એક જ વસ્તુને અનેક બાજુ હોવા છતાં પોતે માનેલી બાજુ સાચી અને બીજાએ માનેલી બાજુ ખોટી–આ જાતના એકાંત આગ્રહથી લોકો નિરર્થક ઝઘડી રહ્યા છે, અને દર્શનશાસ્ત્રો

જે આત્મસાક્ષાત્કારનું સાધન છે તે આત્મસાક્ષાત્કારનું સાધન મટીને પરસ્પર ઘોર ઝગડાનું-દ્વેષ અને વૈર વધારવાનું સાધન બની રહ્યાં છે. બીજાના દૃષ્ટિબિન્દુમાં પણ રહેલા સત્યાંશનો સ્વીકાર કરવા જેટલી મનુષ્યમાં વિવેકબુદ્ધિ આવી જાય તો ઝગડાને સ્થાન જ ન રહે. આથી તેમણે જગતને ઉપદેશ આપ્યો કે—'બીજાના દૃષ્ટિબિંદુને સમજતાં શીખો, એક વસ્તુની ઘટમાન અનેક બાજુઓને તપાસો, જેટલી જે રીતે ઘટી શકતી હોય તેટલી તે રીતે સ્વીકારો, એકાંતનો આગ્રહ ન રાખો, અનેકાંતી બનો. અન્તશબ્દનો અર્થ 'ધર્મ' થાય છે.[1] જો વસ્તુમાં અનેક અન્ત-અનેક ધર્મો છે, તો એક જ અન્તનો-એક જ ધર્મનો આગ્રહ રાખવો એ મિથ્યા છે. કોઈ કહે કે એક જ વસ્તુમાં પરસ્પર વિરુદ્ધ અનેક ધર્મોનો સમાવેશ શી રીતે થઈ શકે? તો એના ઉત્તરમાં બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિનું વચન ઘણું સુંદર છે કે—

"यदीद स्वयमर्थानां रोचते तत्र के वयम् ॥"[2] [प्रमाणवार्तिक २।२१०]

પદાર્થોને જ જો અનેકધર્માત્મકત્વ-અનેકાન્તાત્મકત્વ પસંદ છે, તો તે આપણને ન ગમે તોય આપણે શું કરી શકવાના છીએ?

વસ્તુતઃ જો વિચાર કરીએ તો જે વિરોધ દેખાય છે, તે વાસ્તવિક વિરોધ નથી, પણ વિરોધાભાસ છે. પુત્રપણું અને પિતાપણું પરસ્પર વિરુદ્ધ લાગે છે, પણ એક જ વ્યક્તિ પોતાના પુત્રની અપેક્ષાએ પિતા હોય અને પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર હોય એમાં વિરોધ જેવું છે જ શું?[3] તે જ પ્રમાણે માટીનો પિંડ મટીને જ્યારે ઘડો બને છે, ત્યારે માટી પિંડરૂપે નાશ પામે છે, ઘડારૂપે ઉત્પન્ન થાય છે અને માટીરૂપે કાયમ રહે છે, એમ અપેક્ષાભેદથી ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતા એક જ વસ્તુમાં ઘટી શકતા હોય તો તેમાં વાંધા જેવું છે પણ શું? જો આ વાતને સ્વીકારવામાં આવે તો વસ્તુને સર્વથા અવિનાશી માનનાર વેદાન્તી વગેરે અને સર્વથા વિનાશી માનનાર બૌદ્ધોનો ઝગડો આપોઆપ જ પતી જાય. તે જ રીતે 'ઘડો છે' એ જેટલું સાચું છે તેટલું જ 'ઘડો નથી.' એ પણ સાચું છે. કારણ કે ઘડો ઘડારૂપે છે, પણ વસ્ત્રરૂપે નથી. જો 'વસ્ત્રરૂપે નથી' એ વાતનો સ્વીકાર કરવામાં ન આવે તો વસ્ત્રની જેમ ઘડાનો પહેરવામાં-અંગ ઢાંકવામાં ઉપયોગ થવો જોઈએ. પણ નથી થતો એટલે ઘડો વસ્ત્રરૂપે નથી, પણ ઘડારૂપે જ છે એ વાત માનવી જ જોઈએ. એટલે વસ્તુ અપેક્ષાએ છે પણ ખરી અને અપેક્ષાએ નથી પણ

---

૧. "अनेके बहवोऽन्ता अंशा धर्मा वा आत्मनः स्वरूपाणि यस्य तदनेकान्तात्मकम्। किं तत्? वस्तु"—न्यायवतारवृत्ति—पृ० ६४।

૨. આ કારિકાનું પૂર્વાર્ધ નીચે મુજબ છે—"किं स्यात् सा चित्रतैकस्यां न स्यात् तस्यां मतावपि।"

૩. આથી જ આચાર્યપ્રવર શ્રીમાન્ સિદ્ધસેન દિવાકરજીએ કહ્યું છે કે—જેના વિના લોકવ્યવહાર પણ કોઈ રીતે ચાલી શકતો નથી તે જગતના ગુરુસમાન અનેકાંતવાદને નમસ્કાર હો—जेण विणा लोगस्सवि ववहारो सव्वहा न निव्वडइ। तस्स भुवणेक्कगुरुणो णमो अणेगंतवायस्स।" [सन्मति ३।६९]

ખરી. તે જ રીતે સજાતીયની અપેક્ષાએ સામાન્ય છે અને વિજાતીયની અપેક્ષાએ વિશેષ છે. જો આ દૃષ્ટિએ વસ્તુતત્ત્વનો વિચાર કરવામાં આવે તો દાર્શનિક શાસ્ત્રોમાં નિત્યત્વ અનિત્યત્વ, સત્ત્વ-અસત્ત્વ; સામાન્યાત્મકત્વ, વિશેષાત્મકત્વ વગેરેના જે ભયંકર વિવાદો જોવામાં આવે છે તે આપોઆપ શમી જાય. એટલું જ નહીં, પણ જગતના તમામ વૈરવિરોધના ઝેરને નિવારનારી આ અમૃતમયી અનેકાંતદૃષ્ટિ છે જૈનદર્શનનો પાયો આ દૃષ્ટિ ઉપર જ રચાયેલો છે, અને તે તેના સંપૂર્ણ અહિંસાના સિદ્ધાંતને અનુસરીને જ રચાયેલો છે.

આથી મુમુક્ષુને માટે આવશ્યક છે કે તેણે જગતમાં ચાલતા મુક્તિસંબંધી અનેક વિચારોનું—અનેક માર્ગોનું નિષ્પક્ષભાવે સમદૃષ્ટિથી અધ્યયન કરીને યુક્તિયુક્ત લાગતા માર્ગ ઉપર પોતાની નિશ્ચિત પ્રતીતિ સ્થાપવી જોઈએ. અનાદિકાલીન વાસનાથી અતિપ્રિય લાગતા તમામ ઐહિક સુખોનો ત્યાગ કરીને જે મુક્તિના માર્ગે આગળ ધપવાનું છે તેમાં અનિશ્ચિત અથવા દોલાયમાન મનઃસ્થિતિ કામ ન લાગે. જેમ શારીરિક રોગનિવારણ માટે રોગ, રોગનું કારણ, આરોગ્ય તથા આરોગ્યસંપાદક ઔષધનું નિશ્ચિત જ્ઞાન જરૂરી છે તેમ આધ્યાત્મિક રોગનિવારણ માટે દુઃખ, દુઃખનું કારણ, દુઃખમાંથી છુટકારો—મોક્ષ તથા મોક્ષના ઉપાયભૂત મોક્ષમાર્ગનું નિશ્ચિત જ્ઞાન નિતાંત આવશ્યક છે; પરંતુ મોક્ષના ઉપાયની ચર્ચા કરતાં શાસ્ત્રોમાં ઐકમત્ય નથી અને તે એટલાં બધાં છે કે એ બધાને જાણવા માટે ઘણો ઘણો સમય અને પરિશ્રમ જોઈએ. જો એક જ સ્થળે ભિન્ન ભિન્ન મુખ્ય મુખ્ય દાર્શનિક વિચારોનો સંગ્રહ કરીને ગ્રંથરચના કરવામાં આવી હોય તો દર્શનશાસ્ત્રોનું અધ્યયન ઘણું સુગમ અને અલ્પસમયસાધ્ય થઈ જાય. તેમ જ ભિન્ન ભિન્ન દાર્શનિક વિચારોની સ્વયંપરીક્ષા કરવાની પણ અનુકૂલતા પડે. સૌથી જૂનામાં જૂની આવી રચના સિદ્ધસેન દિવાકરજીની બત્રીશીઓમાં આપણને જોવા મળે છે. સિદ્ધસેન દિવાકરપ્રણીત જે બાવીશ બત્રીશીઓ વર્તમાનમાં મળે છે તેમાં બારમીમાં ન્યાયદર્શનનું, તેરમીમાં સાંખ્યદર્શનનું, ચૌદમીમાં વૈશેષિકદર્શનનું, પંદરમીમાં બૌદ્ધદર્શનનું તથા સોળમીમાં નિયતિદર્શનનું સ્વરૂપ વર્ણવેલું છે. બાકીની એક યા બીજા સ્વરૂપે જૈનદર્શન સાથે સંબંધ ધરાવે છે; પરંતુ આ બત્રીશીઓ એટલી બધી કઠિન અને ગૂઢાર્થવાળી છે કે તેનાથી પંડિતજનોને પણ બોધ થવો મુશ્કેલ છે, પછી સામાન્ય મનુષ્યની વાત જ ક્યાંથી! પરંતુ ત્યાર પછી યાકિનીમહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરિ મહારાજે રચેલો ષડ્દર્શનસમુચ્ચય નામનો આ વિષેનો ગ્રંથ એટલો બધો સુંદર અને ઉત્તમ કોટિનો છે કે એનાથી દર્શનશાસ્ત્રોનું જ્ઞાન બહુ સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય છે. અત્યારે કેટલાક વિશ્વવિદ્યાલયોમાં (યુનિવર્સીટિઓમાં) દર્શનશાસ્ત્રના M. A.ની પરીક્ષામાં પણ આ ગ્રંથ અભ્યાસક્રમમાં ફરજિયાત નિયુક્ત થયેલો છે, એના ઉપરથી પણ આની ઉપયોગિતાની તથા લોકપ્રિયતાની સહેલાઈથી ખાત્રી થઈ જશે. આનું સર્વપ્રથમ પ્રકાશન પણ બંગાલની રોયલ એશિયાટિક સોસાયટી તરફથી જ થયેલું છે.

જો કે સાયણમાધવાચાર્યે (વિક્રમની ૧૫મી સદી આસપાસ) શ્રીહરિભદ્રસૂરિ મહારાજની પદ્ધતિને અનુસારે સર્વદર્શનસંગ્રહ નામના એક વિસ્તૃત ગ્રંથની રચના કરી

છે. તેમાં ૧૬ દર્શનોનો સંગ્રહ છે, તેમજ આ પદ્ધતિના **સર્વસિદ્ધાંતસંગ્રહ** વગેરે ગ્રંથો પણ રચાયા છે, પરંતુ તેમાં એક ખામી એ છે કે તેમાં એવી રીતે રચના કરવામાં આવી છે કે પોતાને અત્યંત અનિષ્ટ લાગતા **ચાર્વાક** જેવા દર્શનને પહેલું મૂકવામાં આવ્યું છે, ત્યાર પછી એના ખંડનરૂપે **બૌદ્ધદર્શનને** બીજું મૂકવામાં આવ્યુ છે, બૌદ્ધોના ખંડનરૂપે **જૈનદર્શનને** ત્રીજું મૂકવામાં આવ્યું છે, જૈનોના ખંડન માટે ચોથું **રામાનુજદર્શન** મૂકવામાં આવ્યું છે. આ રીતે એક એકના ખંડનમાં ઉત્તરોત્તર દર્શન મૂકવામાં આવ્યાં છે, અને છેવટે પોતાને માન્ય **શાંકરદર્શનને** ( અદ્વૈતદર્શનને ) સર્વશ્રેષ્ઠ દર્શનરૂપે મૂકવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આથી શાંકરભિન્ન દર્શનના અનુયાયીની લાગણી દુભાયા વિના રહેજ નહીં જ્યારે **ષડ્દર્શનસમુચ્ચયમાં** કોઈ પણ દર્શનને ખોટું કે સાચું ઠરાવવામાં આવ્યું જ નથી. આથી કોઈ પણ દર્શનના અનુયાયીને એ વાંચવું અતિપ્રિય લાગે છે. **ષડ્દર્શનસમુચ્ચયની** લોકપ્રિયતાનુ પણ આ ખાસ કારણ છે. આનાથી સર્વદર્શનોનું માણસને જ્ઞાન પણ થાય છે, અને સાથે સાથે મધ્યસ્થભાવે દર્શનોની યોગ્યાયોગ્યતાનો સ્વયંનિર્ણય કરવાની પૂરતી અનુકૂલતા પણ મળે છે.

## દર્શનોની સંખ્યા

દર્શનોની સંખ્યા સામાન્યરીતે ‘ છ ’ની પ્રસિદ્ધ છે વસ્તુતઃ ‘ છ ’ની સંખ્યાનો કોઈ નિયમ નથી. કાળક્રમે અનેક નવાં નવાં દર્શનો ઊભાં થાય છે અને અનેક પ્રાચીન દર્શનો કાળના ઉદરમાં સમાતાં જાય છે—સમાઈ ગયાં છે. છતાં કોઈક વખતે અમુક અપેક્ષાથી દર્શનોના છ મુખ્ય ભેદો અસ્તિત્વ ધરાવતા હશે, ત્યારથી **ષડ્દર્શન** એવો શબ્દ રૂઢ થઈ ગયો છે કે જે હજુ પણ વાપરવામાં આવે છે. ષડ્દર્શનોમાં કયાં કયાં છ દર્શન ગણવાં એ વિષે પણ એકમત નથી[1] કોઈ ૧ બૌદ્ધ, ૨ ન્યાય, ૩ સાંખ્ય, ૪ જૈન, ૫ વૈશેષિક તથા ૬ જૈમિનીય ( મીમાંસા ) એમ ૬ દર્શન ગણે છે; કોઈ ન્યાય-વૈશેષિકને એક માનીને ચાર્વાક દર્શન ઉમેરીને ‘ છ ’ની સંખ્યા પૂરી કરે છે;[2] કોઈ સાંખ્ય, જૈન, બૌદ્ધ, ચાર્વાક, વૈશેષિક અને ન્યાય, એમ પણ છ ગણે છે,[3] ત્યારે કોઈ સાંખ્ય, વૈશેષિક, ન્યાય, યોગ, પૂર્વમીમાંસા ( જૈમિનિદર્શન ) તથા ઉત્તરમીમાંસા ( વેદાંત ), એમ છ દર્શન[4] વેદને પ્રમાણ માનતાં હોવાથી આસ્તિક દર્શન છે, અને સૌત્રાંતિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક આ ચાર બૌદ્ધદર્શનના ભેદો અને જૈન તથા ચાર્વાક મળીને છ નાસ્તિક[5]

---

૧ “दर्शनानि षडेवाऽत्रमूलमेदव्यपेक्षया । देवता-तत्त्वमेदेन ज्ञातव्यानि मनीषिभिः ॥२॥ बौद्धं नैयायिकं साङ्ख्य जैनं वैशेषिकं तथा। जैमनीय च नामानि दर्शनानाममून्यहो ॥३॥”—षड्दर्शनसमु०। २ “नैयायिकमतादन्ये मेदं वैशेषिकैः सह। न मन्यन्ते मते तेषां पंचैवाऽऽस्तिकवादिनः ॥७८॥ षष्ठदर्शनसङ्ख्या तु पूर्यते तन्मते किल। लोकायतमतक्षेपात् कथ्यते तेन तन्मतम् ॥७९॥”—षड्दर्शनसमु०। ૩ જુઓ જયન્ત ભટ્ટરચિત न्यायमंजरी पृ. ४ ( ચૌખમ્બા સીરીઝ, બનારસ )। ૪ कपिलस्य कणादस्य गौतमस्य पतंजलेः। व्यासस्य जैमिनेश्चापि शास्त्राण्याहुः षडेव हि ॥१॥ ५ शून्यवादेनैकं प्रस्थानं माध्यमिकानां क्षणिकविज्ञानमात्रवादेनाऽन्यद् योगाचाराणां ज्ञानाकारानुमेयक्षणिकबाह्यार्थवादेनाऽपरं सौत्रान्तिकानां प्रत्यक्षस्व-

દર્શન છે; કેમકે તે વેદને પ્રમાણભૂત માનતાં નથી, આ જાતની ગણના કરનારા પણ પડ્યા છે.[૬]

દર્શનોની સંખ્યાની ગણના કર્યા સિવાય મુખ્ય મુખ્ય સર્વસિદ્ધાંતોનું નિરૂપણ કરતો એક **सर्वसिद्धान्तप्रवेशक** નામનો પણ ગ્રંથ છે. આ ગ્રંથ અદ્યાવધિ અમુદ્રિત અને અપ્રકાશિત જ છે. આમાં નૈયાયિક, વૈશેષિક, જૈન, સાંખ્ય બૌદ્ધ, મીમાંસક તથા ચાર્વાક એમ સાત દર્શનોનું નિરૂપણ છે. ષડ્દર્શનસમુચ્ચય પદ્યાત્મક છે, જ્યારે આ ગદ્યાત્મક છે. **સર્વસિદ્ધાંતપ્રવેશક**ની રચનાશૈલી અતિવિસ્તૃત ન હોવાથી તેમ જ અતિસંક્ષિપ્ત પણ ન હોવાથી, ઉપરાંત ભાષા અને પ્રતિપાદન શૈલી અત્યંત મનોહર હોવાથી દર્શનોનું જ્ઞાન મેળવવા માટે આ ઉત્તમોત્તમ ગ્રંથ છે. આથી આ ગ્રંથને ઉપયોગી ભાવાર્થ સાથે આ માસિકમાં ક્રમશઃ પ્રગટ કરવાની ભાવનાથી આ ઉપક્રમ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથને શોધી કાઢવાનો યશ પરમસંશોધક પૂજ્યપાદ મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજ સાહેબને જ ફાળે જાય છે. તેઓશ્રીએ પોતાની આખી જિંદગી પ્રાચીન સાહિત્યના સંશોધન પાછળ જ અર્પણ કરી દીધી છે. જૈનસમાજ તેમના આ પુણ્યકાર્યથી સારી રીતે પરિચિત છે એટલે વિશેષ કંઈ લખવાની જરૂર જેવું નથી. અનેક કષ્ટો ઉઠાવીને, આ વર્ષે જેસલમેરની રણભૂમિમાં જઈને, અત્યાર સુધી વ્યવસ્થિત રીતે કદી નહીં તપાસાયેલા આખા પ્રાચીન ગ્રંથસંગ્રહના પાનેપાનાને તેમણે તપાસ્યાં છે. તેમાં અનેક ગ્રંથરત્નો પણ તેમને પ્રાપ્ત થયા છે. કેટલાક સર્વથા અપ્રકાશિત છે. જ્યારે કેટલાક ગ્રંથો પ્રકાશિત છે, પણ તેમાં લેખક આદિના દોષોથી પેસી ગયેલી અશુદ્ધિઓને દૂર કરવા માટે અત્યંત ઉપયોગી છે. જ્યારે એ ગ્રંથો પ્રકાશિત થશે ત્યારે જ જનતાને એની સાચી મહત્તાની કલ્પના આવશે. પ્રસ્તુત **સર્વસિદ્ધાંતપ્રવેશક** ગ્રંથ પણ આ પૈકીનો જ એક છે. જેસલમેરની L તથા D પ્રતિ ઉપરથી પાઠાંતરો નોંધીને **સર્વસિદ્ધાંતપ્રવેશક** ગ્રંથની સ્વહસ્તે કરેલી નકલ પૂજ્ય શ્રીપુણ્ય વિજયજી મહારાજે મારા ઉપર તાજેતરમાં મોકલી આપી છે. તેને આધારે જ આ સંપાદન કરવામાં આવ્યું છે. મને યોગ્ય લાગ્યો તે પાઠ મૂળમાં રાખીને બીજા પાઠને નીચે ટિપ્પણમા પાઠાંતર રૂપે દર્શાવેલો છે. તે તે દર્શનના મૂળભૂત ગ્રંથો સાથે તુલના પણ યથાયોગ્ય કરવાનો પ્રયત્ન કર્યો છે. આ ગ્રંથના કર્તા જૈન જ છે, પણ તેમનું નામ જોવામાં આવતું નથી. L પ્રતિ એટલે લઘુપોથી તથા D પ્રતિ એટલે દીર્ઘપોથી એવી સંજ્ઞાથી પ્રતીકો લીધા છે. જ્યાં મૂળ હસ્તલિખિત પાઠ અશુદ્ધ જેવો લાગ્યો છે, ત્યાં મને શુદ્ધ લાગતો પાઠ (     ) આવા વર્તુલ કૌંસમાં આપ્યો છે. સ્પષ્ટીકરણાદિ માટે મેં ઉમેરેલો પાઠ [     ] આવા ચતુષ્કોણ કૌંસમાં આપ્યો છે. ગ્રંથ નીચે મુજબ છે—

---

लक्षणक्षणिकबाह्यार्थवादेनाऽपरं वैभाषिकाणाम् एवं सौगतानां प्रस्थानचतुष्टयम्। तथा देहात्मवादेन एकं प्रस्थानं चार्वाकाणाम्, एवं देहातिरिक्तदेहपरिमाणात्मवादेन द्वितीयं प्रस्थानं दिगम्बराणाम्। एवं मिलित्वा नास्तिकानां षट् प्रस्थानानि। '—मधुसूदनसरस्वतीरचितप्रस्थानभेद—पृ. १ ( આનંદાશ્રમ સીરીઝ. પૂના. )

૬. વસ્તુતઃ જીવ, પરલોક, પુણ્ય, પાપ અને મોક્ષાદિ માને તે આસ્તિક અને ન માને તે નાસ્તિક, આ જ સાચી આસ્તિક-નાસ્તિકની વ્યાખ્યા છે. વેદને પ્રમાણભૂત માનવાં કે ન માનવા એ કંઈ આસ્તિક નાસ્તિકનો માનદંડ નથી.

# सर्वसिद्धान्तप्रवेशकः ॥

॥ नमः सर्वज्ञाय ॥

[1]सर्वभावप्रणेतारं प्रणिपत्य जिनेश्वरम् ।
वक्ष्ये सर्ववि(नि×१)गमेषु यदिष्टं तत्त्वलक्षणम् ॥ १ ॥

सर्वदर्शनेषु प्रमाण-प्रमेयसमुच्चयप्रदर्शनायेद[2]मुपदिश्यते ।

## [ नैयायिकदर्शनम् ]

तत्र **नैयायिकदर्शने** तावत् "प्रमाण-प्रमेय-संशय-प्रयोजन-दृष्टान्त सिद्धान्ता-ऽवयव-तर्क-निर्णय-वाद-जल्प-वितण्डा-हेत्वाभास-च्छल-जाति-निग्रहस्थानानां [3]तत्त्वज्ञानाद् निःश्रेयसाधिगमः ।" [ न्यायसूत्र-१।१।१ ]

अस्य व्याख्या---*प्रमीयतेऽनेनेति प्रमाणम् । तस्य च[4] सामान्यलक्षणम्—अर्थोपलब्धिहेतुः +प्रमाणम् । उपलब्धि[5]श्चेह हानादिबुद्धिः । [6]तच्चतुर्धा, तद्यथा—"प्रत्यक्षा-ऽनुमानो-पमान-शब्दाः प्रमाणानि ।" [ न्या. सू. १।१।३ ] तत्र प्रत्यक्षम्---"इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम् ।" [ न्या. सू. १।१।४ ] अस्य गमनिका—इन्द्रियाणि घ्राणादीनि, *अर्था घटादयो गन्धादयश्च, तेषां सन्निकर्षः—सम्बन्धः, तस्मात् सन्निकर्षादुत्पन्नम्, [7]नाऽभिव्यक्तम्, ततश्च साङ्कर्यमतव्यवच्छेदः । ×ज्ञानग्रहणात् सुखादिव्यवच्छेदः । [8]तच्च +शब्देन व्यपदिश्यमानं शाब्दं [9]प्रसज्यते, तेनोच्यते—अव्यपदेश्यमिति । तथा तदेव ज्ञानं व्यभिचार्यपि भवति, तनेह 'अव्यभिचारि' इति । व्यवसायात्मकम्—निश्चयस्वभावम्, ततश्च संशयज्ञानव्यवच्छेदः । 'प्रत्यक्षम्' इति लक्ष्यनिर्देशः ।

---

१ L प्रतौ नास्तीद मङ्गलपद्यम् । २ °मप° L विना सर्वत्र । ३ **तत्त्वपरिज्ञानाद्** L । ४ L नास्ति । ५ °श्च **हानादिबुद्धिः** D. । °श्चेह बुद्धिः L । ६ L विना **तच्चतुर्धा** नास्ति । ७ **अभिव्यक्तम्** D. । ८ **अतश्चशब्देन** L । ९ **प्रयुज्यते** D. ।

---

× निगमः सिद्धान्त इत्यर्थः प्रतीयतेऽत्र । "गमन गमः परिच्छेद इत्यर्थः, निश्चितो गम. निगमः ।"-**न्यायावतारवृत्ति, पत्र ७५** । "निगमाः पूर-वणिग्-वेद-निश्चया-ऽध्ववणिक्पथाः" [-**हैमकोशः**] । * 'प्रमीयतेऽनेनेति प्रमाणम्'-**न्यायकालिका. पत्र १** । + 'उपलब्धिहेतुश्च प्रमाणम्"-**न्यायभाष्य २।१।११** ।; **न्यायवार्तिक प. १५** । "अर्थोपलब्धिहेतुः स्यात् प्रमाण तच्चतुर्विधम्" **षड्दर्शनसमु. ॥१६॥** "अर्थोपलब्धिहेतु' प्रमाणम्' इति नैयायिकादयः" **न्यायाव० वृ० पत्र ९** ।; **प्रमाणमीमांसा–स्वोपज्ञवृत्ति. १।१।८** । * "प्रमाणेन खलु अय ज्ञाताऽर्थमुपलभ्य तमर्थमभीप्सति जिहासति वा' **न्या. भा. पत्र २१** ।* "गन्ध-रस-रूप-स्पर्शशब्दाः पृथिव्यादिगुणास्तदर्थाः"-**न्या० सू० १।१।१४** । "पृथिव्यादीनि गुणाश्चेति द्वन्द्वः समास." **न्या० वार्तिक-पत्र, २०५।६** +**दृश्यतां न्या० वा० पत्र १०७** । × **दृश्यतां न्या० भा० १।१।४** ।

अनुमानम्--“ तत्पूर्वकं त्रिविधमनुमानम्--पूर्ववत् , शेषवत् , सामान्यतो दृष्टं च” [ न्या. सू. १।१।५ ] इति। तत्पूर्वकमिति प्रत्यक्षपूर्वकम्। त्रिविधमिति लिङ्गविभागः पूर्ववदिति कारणात् कार्यानुमानम्, यथा मेघोन्नतिदर्शनाद् भविष्यति वृष्टिरिति। शेषवदिति कार्यात् कारणानुमानम् , यथा विशिष्टाद् नदीपूरदर्शनात् ‘ उपरि वृष्टो देवः ’ इति गम्यते। सामान्यतो दृष्टं नाम यथा देवदत्तादौ गतिपूर्विकां देशान्तरप्राप्तिमुपलभ्य आदित्येऽपि समधिगम्यते।

“ प्रसिद्धसाधर्म्यात् साध्यसाधनमुपमानम्।” [ न्या. सू. १।१।६] प्रसिद्धो गौः, तेन सह [10]यत् साधर्म्यम्-सामान्यं ककुद-खुर-विषाणादिमत्त्वम् , तस्मात् साधर्म्या[11]त् साध्यस्य गवयस्य साधनमुपमानम्, यथा गौः तथा गवय इति। किं पुन[12]रत्रोपमानेन क्रियते? संज्ञा-संज्ञिसम्बन्धप्रतिपत्तिरुपमानार्थः।

अथ कः शब्दः? “आप्तोपदेशः शब्दः।” [ न्या. सू. १।१।७] आप्तः खलु साक्षात्कृतधर्मा, तेन य उपदेशः क्रियते स आप्तोपदेश आगमः शब्दाख्यं प्रमाणमित्युच्यते॥

किं पुनरत्राऽनेन प्रमाणेनाऽर्थजातं मुमुक्षुणा प्रमेयम्? तदुच्यते-“आत्मशरीरेन्द्रियाऽर्थबुद्धि-मनः-प्रवृत्ति-दोष-प्रेत्यभाव-फ[13]ल-दुःखा-ऽपवर्गास्तु प्रमेयम्।” [न्या.सू. १।१।९] ॥

अथ संशयः—किं[14]चि(त्वि)दित्यनवधारणात्मकः प्रत्ययः संशयः। तद्यथा-मन्दमन्दप्रकाशे [15]स्थाणु-पुरुषोचिति(त)भूभागे ‘स्थाणुः स्यात् पुरुषः स्यात्’ इति॥

अथ प्रयोजनम्—येन प्रयुक्तः प्रवर्तते तत् प्रयोजनम्॥

अथ दृष्टान्तः—अविप्रतिपत्तिविषयापन्नोऽर्थो दृष्टान्तः, यथा [16]अनित्याद्यर्थविचारे घटाद्याकाशा[17]दिरिति॥

अथ सिद्धान्तः। स च चतुर्विधः, तद्यथा—सर्वतन्त्रसिद्धान्तः १, प्रतितन्त्रसिद्धान्तः २, अधिकरणसिद्धान्तः ३, अभ्युपगमसिद्धान्तश्चेति ४॥

---

१० यत् L नास्ति। ११ °र्म्यतः L। १२ °रनु(त्र)प्रमाणेन D। “ किं पुनरत्रोपमानेन क्रियते?......समाख्यासम्बन्धप्रतिपत्तिरुपमानार्थः”-न्यायभाष्य १।१।६। १३ दुःखसुखा D। १४ किमित्य° L। “ स्थाणु पुरुषयोः समानं धर्ममारोह-परिणाहौ पश्यन् पूर्वदृष्टं च तयोर्विशेषं वुभुत्समान ‘ किंस्वित्’ इत्यन्यतर नावधारयति तदनवधारणं ज्ञान सशयः” -न्यायभाष्य १।१।२३। ‘किंस्वित्’ इति विमर्श सशय.।” -न्यायकलिका, पत्र ८। “ किंस्वित्’ इति दोलायमानस्य वस्तुविमर्शमात्रमनवधारण ज्ञान संशयः।”-न्या. भा. १।१।१। “ किंस्वित्’ इति दोलायमानस्य उभयकोटिस्पृश. प्रत्ययस्याऽर्थेऽनवधारणात्मकस्य” -न्यायवार्तिकतात्पर्यटीका, पत्र ३६। १५ स्थाणुः पुरुषो वेति भूभागे L। १६ नित्या° D। वस्तुतस्तु ‘अनित्य’साधने साधर्म्योदाहरणत्वेन घटादे. वैधर्म्योदाहरणत्वेन आकाशादेश्च सर्वथौचित्यात् ‘अनित्याद्यर्थविचारे’ इति D. पाठः रमणीय एव दृश्यताम्। न्या. भा. १।१।३६, ३७। १७ °शाद्यरिति D। * *

अथाऽवयवाः—"प्रतिज्ञा-हेतूदारणोपनय-निगमनानि अवयवाः।" [न्या. सू. १।१।३२]। तत्र 'अनित्यः शब्दः' इति प्रतिज्ञा। 'उत्पत्तिधर्मकत्वात्' इति हेतुः। 'घटवत्' इत्युदाहरणम्। ❀ इह यद् यदुत्पत्तिधर्मकं तत् तदनित्यं दृष्टम्, यथा घटः, व्याप्तिदृ(दृ)ष्टान्तानुपातिनी ❀। तथा चोत्पत्तिधर्मकः शब्द इत्युपनयः। तस्मादुत्पत्तिधर्मकत्वादनित्यः शब्द इति निगमनम्। वैधर्म्योदाहरणेऽपि ❀ इह यदनित्यं न भवति तदुत्पत्तिधर्मकमपि न भवति, यथा आकाशम्, ❀ न च तथा तथाऽनुत्पत्तिधर्मकः शब्द इति, तस्मादुत्पत्तिधर्मकत्वादनित्यः शब्द इति निगमनम्॥

*संशयादूर्द्ध्वं भवितव्यताप्रत्ययस्तर्कः, यथा भवितव्यमत्र स्थाणुना पुरुषेण वेति॥

संशय-तर्काभ्यामूर्द्ध्वं निश्चितः प्रत्ययो निर्णयः॥

तिस्रः कथाः—वादो जल्पो वितण्डा। तत्र शिष्या-ऽऽचार्ययोः पक्षप्रतिपक्षपरिग्रहेण अभ्यासख्यापनाय वादकथा॥

विजिगीषुणा सार्द्धं "छल जाति-निग्रहस्थानसाधनोपालम्भो[1] जल्पः।" [न्या. सू. १।२।२]॥

स्वपक्षस्थापनाहीनो वितण्डा॥　　　　अनैकान्तिकादयो[2] हेत्वाभासाः॥

नवकम्बलो देवदत्त[3] इत्यादिच्छलम्॥　　　　दूषणाभासास्तु जातयः॥

निग्रहस्थानानि[4] पराजयवस्तूनि। तद्यथा—"प्रतिज्ञाहानिः, प्रतिज्ञान्तरम्, प्रतिज्ञाविरोधः, प्रतिज्ञासंन्यासः, हेत्वन्तरम्, अर्थान्तरम्, निरर्थकम्, अविज्ञातार्थम्[5], अपार्थकम्, अप्राप्तकालम्, न्यूनम्, अधिकम्, पुनरुक्तम्, अननुभाषणम्, अप्रतिज्ञानम्, अप्रतिभा, विक्षेपः[6], मतानुज्ञा, पर्यनुयोज्योपेक्षणम्[7], निरनुयोज्यानुयोगः[8], अपसिद्धान्तः, हेत्वाभासाश्चेति[9] निग्रहस्थानानि।" [न्या. सू. ५।२।१]॥

इति[10] नैयायिकदर्शनं[11] समाप्तम्॥　　　　[क्रमशः]

---

एतत्कुसुमचिह्नान्तर्गतः पाठः L प्रतौ नास्ति। १८ निगमनम् L प्रतौ नास्ति। 卐 तश्च L। "आप्तः खलु साक्षात्कृतधर्मा" न्या. भा. १।१।७।

* तुलना—"भवितव्यमिति य ऊहः स तर्कः" न्या. वार्तिक, पत्र ३२६। "अनवधारणात्मकः प्रत्ययः संशयः 'किंस्वित्' इति, अवधारणात्मकः प्रत्ययः 'एवमिदम्' इति निर्णय.। अय तु संशयात् प्रच्युतः कारणोपपत्तिसामर्थ्यात्......निर्णय चाऽप्राप्तो विशेषादर्शनात्।" – न्या. वार्तिक, पत्र ३२७। (कलकत्तासंस्कृतसीरिझप्रकाशित)।

---

१ °पलम्भो D.। २ अनेकान्तादयो L। ३ °दत्तादिच्छ° L। ४ ° स्थानानामिति परा° L। ५ °र्थकम् D। ६ कथाविक्षेपः L। ७ °योगोपे° D.। ८ °योगानु° D.। ९ °सश्चेति L। °भासाश्च निग्र° न्या० सू० पाठः। १० इति D. नास्ति। ११ °कमतं स° L।



# શ્રીવેરાવલ બંદરની પ્રાચીનતા

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીસુશીલવિજયજી

સૌરાષ્ટ્રની ભૂમિમાં આવેલાં અનેક બંદરો પૈકી શ્રીવેરાવલ દૂર દૂરના અન્ય અનેક પ્રદેશને જોડનારું ઘુઘવતા મહાસાગર અરબીસમુદ્રને કાંઠે આવેલ એક સુપ્રસિદ્ધ બંદરી શહેર છે. અહીંનો દરિયાકિનારો અતિ સુંદર અને ખરાબા વગરનો હોવાથી પરદેશમાંથી સ્ટીમરો તેમજ સંખ્યાબંધ જહાજો–વહાણો વ્યાપારાર્થે સીધાં અહીં આવી શકે છે. વેરાવલના દરિયાકિનારે દૃષ્ટિ ફેંકવામાં આવે તો દૂર રહેલી સ્ટીમરો ઉપરાંત નાની મોટી અનેકશઃ હોડીઓ, સેંકડો વિશાલ વહાણો નાંગરેલાં દૃષ્ટિગોચર થાય છે. આ બંદરની પ્રગતિ અર્થે સોરઠ સરકારે લાખો રૂપિયાનો વ્યય કરીને ફરતો પૂલ પણ બંધાવ્યો છે. દીવાદાંડી પણ ઘણી ઊંચી હોવાથી દૂર દૂરના વહાણો–સ્ટીમરોને આકર્ષણ કરતી દેખાય છે. જૂનાગઢ તરફ તેમજ ઉન્નતપુર (ઉના), દેલવાડા અને ગિરમાં જતી રેલ્વેનું આ જંકશન સ્ટેશન હોવાથી વેરાવલ એ વેપારઉદ્યોગની ખીલવણીના જબરજસ્ત મથક તરીકે જગતમાં મશહૂર છે.

અહીં કુલ વસ્તીનું પ્રમાણ લગભગ પીસ્તાળીશ હજારનું છે. જૈનોની વસ્તી પણ સારા પ્રમાણમાં છે. શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજકનાં લગભગ ૨૫૦ ઘરો છે અને શ્રી–જૈન શ્વેતામ્બર સ્થાનકવાસીનાં પણ લગભગ ૨૦૦ ઘરો છે. અહીંના જૈનોમાંથી કેટલોક વર્ગ મુંબઈ, એડન ઈત્યાદિ સ્થળે વ્યાપારાર્થે વસનારો હોઈ અતિ સુખી છે.

અહીં ગગનચુંબી બે સુંદર જિનમંદિરો છે. એક માયલાકોટમાં અને બીજું બહાર કોટમાં. માયલાકોટનાં મંદિરના મૂળનાયક શ્રીસુમતિનાથસ્વામી છે. મૂર્તિ મનોહર છે. રંગમંડપમાં આરસના વિવિધ ચિત્રોથી બનાવેલા સુંદર પટો છે. આ પટોને જોતાં મન ધરાતું નથી એવું એનું રચનાકૌશલ છે.

બહારકોટનું દેરાસર પણ અતિ રળિયામણું છે. મંદિરમાં દાખલ થતાં જાણે એક દિવ્ય વિમાનમાં દાખલ થતા હોઈએ તેવો આભાસ થાય છે. મૂળનાયક શ્રીચિંતામણિ-પાર્શ્વનાથની મૂર્તિ ઘણી જ પુરાણી અને મનોહારિણી છે. મંદિરની વિશાલતા સુંદર છે. બાજુમાં શ્રીમહાવીરસ્વામીનું મંદિર પણ સાથોસાથ છે.

આ ઉપરાંત જૈનજ્ઞાનવર્ધકશાળા, આત્માનંદ કન્યાશાળા, જૈન કન્યાશાળા, વર્ધ-માનતપ આયંબિલખાતું, આત્માનંદ જૈન દવાખાનું, ચાર–પાંચ વિશાલ ઉપાશ્રય. અને પાંજરાપોળ આદિ અનેક શુભસ્થાનકો છે. તદુપરાંત હાઈસ્કુલ, દવાખાનું, કચેરી ધર્મશાળા આદિ લોકોપયોગી સ્થાનો પણ છે. દરિયાકિનારે દરિયાઈ હવાની મોજ માણવા જૂનાગઢના નવાબે એક વિશાલ રાજમહેલ બંધાવ્યો છે.

દરિયાકિનારે કે ઊંચી અટ્ટાલિકા ઉપરથી જોઈએ અને જ્યારે આકાશ સ્વચ્છ-નિર્મળ હોય, વાદળાંની ઘનઘોર ઘટા દૂર દૂર ચાલી ગઈ હોય ત્યારે પરમપાવન તીર્થા-ધિરાજ ગિરિવર શ્રીગિરનારજી મહાતીર્થનાં અમૂલાં દર્શન થતાં વેરાવલબંદરની ગગનચુંબી

ઉજ્જવલ મહેલાતોની પાછળ જ જાણે શ્રીગિરનાર ગિરિરાજ આવેલો હોય તેવો આભાસ થાય છે.

આ શહેર ઘણું જ પ્રાચીન છે તેનો પુરાવો 'શ્રી આત્મપ્રબોધ' નામના ગ્રન્થમાં નીચે પ્રમાણે આપેલો છે :

"अथायुः क्षये च ततश्च्युत्वा अस्मिन् जंबूद्वीपे भरतक्षेत्रे सौराष्ट्रदेशे 'वेलाकुलपत्तनं' नाम नगरम्। तत्रारिदमनो राजा, तस्य सेवकः कामर्द्धिनामा क्षत्रियः काश्यपगोत्रीयः, तस्य भार्या कलावती, तस्याः कुक्षौ पुत्रत्वेनोत्पन्नः, तदा सा स्वप्ने महर्द्धिकं देवमपश्यत्, क्रमेण शुभलग्ने पुत्रजन्माभूत्, ततो देवर्द्धिरिति तस्य नाम कृतम्॥"

ભાવાર્થ :—

દેવાયુષ્યનો ક્ષય થતાં છતે ત્યાંથી ચ્યવીને આ જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્રમાં સૌરાષ્ટ્ર દેશમાં 'વેલાકુલપત્તન' [ વેરાવળપાટણ ] નામનું નગર, તેમાં અરિદમન નામનો રાજા, તેનો કાશ્યપગોત્રીય ક્ષત્રિય કામર્દ્ધિ નામનો સેવક, તેને કલાવતી નામની ભાર્યા(સ્રી) તેની કુક્ષીમાં પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યારે કલાવતીએ સ્વપ્નમાં મહર્દ્ધિક (મોટી ઋદ્ધિવાળા) દેવને દેખ્યો. ક્રમે કરી શુભ લગ્ને પુત્રનો જન્મ થયો. તેનું સ્વપ્નસૂચક દેવર્દ્ધિ એવું ગુણનિષ્પન્ન નામ રાખ્યું.

જે પુત્રરત્ને સંસારને તિલાંજલી દઈ, ભોગ-વિલાસોને ઠોકરે મારી, સર્વાવહાલાંનો ત્યાગ કરી, પરમપાવની ભગવતી પ્રવજ્યા (દીક્ષા) સ્વીકારી, જેઓ વિશ્વવંદનીય જૈનશાસનમાં પરમારાધ્ય શ્રીદેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ નામે ખ્યાત થયા, જેમણે વલ્લભીપુરમાં (વળામાં) વિદ્યમાન સકલ સિદ્ધાંતને પુસ્તકારૂઢ કર્યાં.

એ જ મહાપુરુષના જીવે પૂર્વભવમાં દેવતાઈ ઋદ્ધિ-સિદ્ધિ ભોગવતાં, શક્રેન્દ્ર મહારાજાની આજ્ઞાને શિરસાવંદ્ય કરી ચરમશાસનાધિપતિ ચરમાવતાર ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીર વિભુના ગર્ભને દેવાનન્દાની કુક્ષીમાંથી ઉદ્ધરી ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષીમાં મૂકી, શક્રેન્દ્રાજ્ઞાનું પરિપાલન કર્યું હતું.

શ્રીમહાવીર વિભુના ગર્ભને ઉદ્ધારનાર અને વિદ્યમાન સકલ સિદ્ધાંતને પુસ્તકરૂપે ઉદ્ધરનાર એ મહાપુરુષના નામથી દુનિયામાં કોણ અજાણ છે? અર્થાત્ જગતના ઇતિહાસમાં-ધર્મશાસ્રોમા તેમનું નામ અમર છે. એ જ મહાપુરુષની પવિત્ર-જન્મભૂમિ શ્રીવેરાવળ શહેર છે. એટલે આ શહેરની પ્રાચીનતા અતિપુરાણી છે.

આ શહેરની પૂર્વદિશામાં ભાલકા નામનું સુપ્રસિદ્ધ સ્થળ છે, જ્યાં શ્રીકૃષ્ણ વાસુદેવનો દેહોત્સર્ગ માનવામાં આવે છે હાલ પણ ત્યાં શ્રીકૃષ્ણવાસુદેવની મૂર્ત્તિ વિદ્યમાન છે.

જો આ વૃત્તાંત સત્ય હોય તો આ શહેર ઘણું જ પ્રાચીન છે-અને પુરાણું માની શકાય. અત્યારે પણ આજુબાજુના પ્રદેશો અને કોઇ કોઈ સ્થળેથી નીકળતા પુરાણા ખંડેરો પુરવાર કરી આપે છે કે આ બંદરી શહેર એક અસલી પુરાણું નગર હતું.

ઉક્ત કથનથી વાંચકો સમજી શકશે કે આ બંદરી શહેરની પ્રાચીનતા ક્યાં સુધી લંબાય છે.

( અનુસંધાન પૃષ્ઠ ૩૬ ઉપર )



# पंचतंत्रके उद्धारक पूर्णभद्र जिनपतिसूरिशिष्य थे ?

लेखक : श्रीयुत अगरचंदजी नाहटा

एक ही नामवाले विभिन्न व्यक्तियोंके समय एवं घटनावलीके निर्णय करनेमें बडी सावधानीकी आवश्यकता होती है। इसमें भी एक ही समयके समान नामवाले ग्रन्थकारोंकी घटनाएँ एवं कृतियोंके सम्बन्धमें तो प्रायः भूल-भ्रान्ति होती नजर आती है। यहाँ एक ऐसी ही परम्पराका घटस्फोट किया जा रहा है।[1]

सुप्रसिद्ध पंचतंत्रके जीर्णोद्धारित संस्करणके रचयिता पूर्णभद्रने अपने ग्रन्थमें रचना-काल सं. १२५५ फा. व. ३ व सोम मंत्रीके कथनसे रचनेका उल्लेख किया है। ग्रन्थकारने अपने गुरु एवं गच्छके सम्बन्धमें कुछ भी प्रकाश डाला न होनेसे उसी शतीके खरतर-गच्छीय जिनपतिसूरिजीके शिष्य पूर्णभद्रको उनसे अभिन्न मान लेनेकी भ्रान्ति होना सहज ही है। स्व. देशाईने अपने जैन साहित्यके संक्षिप्त इतिहासके पृ. ३४० में लिखा है कि—

"सं. १२५५ मां ख. जिनपतिसूरि शिष्य पूर्णभद्रसूरिए पंचाख्यानक (पंचतंत्र) शोध्युं के जेना पर इटलीनो विद्वान हर्टल मुग्ध थयो छे।"

मूल ग्रन्थकी प्रशस्तिमें कहीं खरतरगच्छ व जिनपतसूरिशिष्य सूचक शब्द न होने पर भी पत्ता नहीं देशाई महोदयने किसी अन्यके अनुकरणमें ऐसा लिख दिया है या सम-सामयिक ख. पूर्णभद्र भी एक विद्वान ग्रन्थकार थे। इससे सहज समय दोनोंको एक मानकर स्वयं भूल की है।

इसी भ्रान्तिको प्रो. एच. डी. वेलनकरने अपने जिनरत्नकोशके पृ. २२४ में दुहरा भी है उन्होंने भी पूर्णभद्रको जिनपतिका शिष्य लिख दिया है।

हाल ही में प्रकाशित प्रो. भोगीलाल सांडेसराने अपने पंचतंत्रके गुजराती अनुवादके उपोद्घातके पृ. ३४ में सं. १२८५ में धन्यशालिभद्रचरित, कृतपुण्यचरित व सं. १२८२ में अतिमुक्तकचरितके रचयिताको पंचाख्यानके रचयिता पूर्णभद्र होनेका (जैन साहित्यनो संक्षिप्त इतिहासके आधारसे) लिखा है।

---

१. पंचाख्यानकी प्रशस्तिमें उसके उद्धारक पूर्णभद्रसूरि थे स्पष्ट लिखा है—
"प्रत्यक्षरं प्रतिपदं प्रतिवाक्यं प्रतिकथं प्रतिश्लोकम्।
श्रीपूर्णभद्रसूरिर्विशोधयामास शास्त्रमिदम्॥

जबसे मैंने देशाईके इतिहासमें पूर्णभद्रसूरि शब्द पढा तभीसे मुझे खरतर पूर्णभद्र न होनेकी शंका हो गई थी अन्वेषण करने पर ज्ञात हुआ–वे सं. १२५५ में तो क्या पीछे भी आचार्य पद पर प्रतिष्ठित ही नहीं हुए थे एवं जैसा कि युगप्रधानाचार्य गुर्वावलीसे स्पष्ट है उनकी तो दीक्षा भी सं. १२५५ में नहीं हुई थी। गुर्वावलीके अनुसार ख. पूर्णभद्रगणिकी दीक्षा सं. १२६० के आषाढ वदी ६ को हुई थी।

## पंचतंत्र सम्बन्धी अन्य विशेष ज्ञातव्य

(१) उपाध्याय मेघविजयजीके पंचाख्यानोद्धारकी प्रति बीकानेरकी राजकीय अनूप संस्कृत लायब्रेरीमें देखनेमे आई है। प्रस्तुत ग्रन्थ सं. १७१६ नवरंगपुरमें रचित है। प्रशस्तिके अनुसार यह ४६०० श्लोकवाले (पूर्णभद्ररचित) पंचाख्यानका ही संक्षेप है। प्रति ९६ पत्र सं. १७५१ लिखित है।

(२) पंचाख्यानकी भाषा दि. विद्वान श्रावक निर्मलदासजीके रचित देहलीके ऐठ केकूचाके सरस्वती भंडारमें उपलब्ध है।

(३) पंचतंत्रकी एक सचित्र प्रति जोधपुरनरेशके पुस्तकप्रकाशग्रन्थागारमें है।

वैसे तो हिन्दीभाषामें इसके अनुवाद हो चुके हैं पर उनमें मुसलमान कवि जान रचित बुद्धिसागरग्रन्थ विशेष रूपसे उल्लेखनीय है। इसके प्रारंभमें इसके अरबी फारसी आदिके अनुवाद व विदेशोंमें प्रचारका उल्लेख इस प्रकार है—

उतपति ग्रन्थ कहुँ समुझाय, सुनहुँ सयाने सब मन लाय।
दाव सलेम ग्रन्थ यहु पायो, मस्त पाठ पंडित उपजायौ। १।
आगै कहिहौ याकी बात, यावै कर आयो जिहि घात।
जो लौं जीयो दाव सलेम, तो लौं ग्रन्थ कियौ ग्रन्थसे प्रेम। २।
आपु नही पढि पढि सुख पायौ, काइकौ नाहित दिखरायौ।
यातै राख्यौ ग्रन्थ पुराय, जिनको लेहु ग्रन्थ चुराय। ३।
वाकी जौ लौ संतति रही, तो लौ कथा न काहूँ लही।
पाछै भये शाह राजान, सब ही या सों लायो प्रांन। ४।
जाकै हाथ कथा यहु आई, जिन पाई तिन बहुत छिपाई।
कौलौ ढापी रहै सुवास, अंति लह्यौ मधि जगत प्रकाश। ५।

---

१. 'सं. १२६० आषाढ वदि ६ वीरप्रभगणि देवकीर्तिगण्यो रूपस्थापना कृता। सुमतिगणि–पूर्णभद्रगण्योर्व्रतं दत्तम्। आनंदश्रियो महत्तरापदं दत्तम्।"
(युगप्रधानाचार्यगुर्वावली)
प्रस्तुत गुर्वावली सिंघी जैन ग्रन्थमालासे शीघ्र ही प्रकाशित होनेवाली है।

दोहा– भये विलायत छत्रपति, ईस को सुनि या बात।
काहुकै करना चढी, गये सकल पछितात।

चौपाई– नौसरवां भयौ जब साहि, कीनी बहुत कथाकी चाह।
लख पचास मुहर खरचाय, छल सो लीनी कथा मगाय। १।
याकौ बांचि अमित सुख पायौ, लै आयौ सो बहुत वढायौ।
हिंदकी तै **तुरकी** करि भाख्यौ, नाम **कलेलादमना** राख्यौ। २।
एसौ लग्यौ ग्रन्थ सो चाव, उतहूँ याकौ दियो पुराव।
पाछै याकी संतति भई, तिनकै कथा प्रिया बहु भाई। ३।
जीचे तौ लौंना प्रगटाई, पाछे कर औरनकै आई।
पुनि **अनवर सुहेली** नाम करी **हुसैन** अधिक अभिराम। ४।
जिन्हें छत्रपति कै आई पांनि, अपनै नाव करी कवि आनि।
पातिसाह **अकबर** सुनि पाई, तब लै अपनै नांव जुटाई। ५।

दोहा– मै अब बांधी जान कहि, **शाहिजहांकै** नाम।
अमर अजर युगमें रहो, पुजवन मनसा काम। १०।

चौपई– प्रथम ग्रन्थ यह भयो सिलोक, कर्यो पहिलवी साहिदि लोक।
पाछै बाध्यो अरबी भाष, भई छत्रपति अभिलाष। १।
पाछै नजम बधायो साहि, एक निवसर कियो पुनि चार।
काहू कर्यो न एेसी भाषा, तातै मोर बडी अभिलाषा। २।
तुरकी अरवी बांधि सुनावति, तौ उन कीसी युक्ति न आवति।
कर्यो शास्त्र पंडित जैसौ, काहू पवनि आइ न तेसौ। ३।
तातै सुधी भाषा करी, उक्ति पुक्ति सोनीकै भरी।
दोहा और चौपाई वानि, करिकै सुगम सुनाई आनि। ४।

(सं. १६९५ मि. सु. १३ में रचित ग्र. २५०० शाहिजहाँको भेट, प्रति हमारे संग्रहमें)

जातक कथाओंको विश्वमें फैलानेवाला ग्रन्थ भी पंचतंत्र है। भदन्त आनंद कौसल्यायनने जातकके प्रथम खंडकी वस्तु कथामें पंचतंत्रके विदेशोंके प्रचारके सम्बन्धमें ज्ञातव्य बातें लिखी है जिससे वुद्धिसागरग्रन्थके उपर्युक्त वर्णनका स्पष्टीकरण हो जाता है अतः इसे नीचे दिया जा रहा है—

[ જુઓ : અનુસધાન ટાઇટલ પેજ ૩ ]

जातक कथाओंमें कई कथायें ऐसी हैं जो पृथ्वीके प्रायः हर कोनेमें पहुँच गई है। पंचतंत्र ही इन कथाओंको फैलानेका मुख्य साधन बना प्रतीत होता है। छट्ठीं सदीमें पंचतंत्रका अनुवाद पहलवी अथवा प्राचीन फारसीमें हुआ। यह अनुवाद खुसरो नौशेरवाँके राजवैद्यकी कृति था। इसी अनुवादसे पंचतंत्रका एक अनुवाद सीरियाकी भाषामें हुआ, जो जर्मन अनुवादके साथ सन् १८७६ में लीपजिग्से छपा। पंचतंत्र ही का एक अनुवाद लगभग ७५० ई. में अलभी काफके पुत्र अब्दुलाने किया जिसका नाम था कलेलादमना।[1] यह कथासंग्रह अरबोंको बहुत प्रिय हुआ। आगे चल कर जब वे योरुपके दक्षिण देशोंमें फैले तो उन्हें इन कथाओंको योरुपमें फैलानेका श्रेय मिला।

१८१९ में पंचतंत्र अरबी अनुवाद कलेलादमनाका अंग्रेजी अनुवाद हुआ। १४८३ में अरबी अनुवादसे ही पंचतंत्र जर्मनमें अनुदित हुआ। १०८० में इस अरबी अनुवादका ग्रीक भाषामें एक अनुवाद हो चुका था। १८८६ में इस ग्रीक अनुवादसे लातीनी भाषामें अनुवाद हुआ। इस प्रकार १५ वीं शतीके अन्तमें पंचतंत्रके अरबी अनुवादका फारसी अनुवाद हुआ जिसका नाम है 'अनवर सहेली।' १६४४ में उस अनवर सहेलीसे लिव्रे देल्युमिरे नामसे फ्रेंच अनुवाद हुआ १८७२ में ग्रीक अनुवादसे इटलीकी भाषामें अनुवाद हुआ। १२५० में अरबी अनुवादसे हीब्रूमें अनुवाद हुआ। इसी सदीके अन्तमें हीब्रूसे लातीनीमें भी। फिर आगे चलकर १८५४ मे सीधा अरबीमे भी एक अनुवाद हुआ।

---

१ यह बगदादके खलीफा अलमंसूरके दरबारमें लिखा गया था।



મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય,–જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૧૨-૫૦ : અમદાવાદ

વર્ષ ૧૬ : અંક ૩] [ક્રમાંક : ૧૮૩

# विषय–दर्शन



## વિનંતિ

શેષ કાળમાં પૂ. આચાર્યાદિ મુનિવરોએ માસિક જે સ્થળે મંગાવવાનું હોય તે સ્થળનું સરનામું લખી જણાવેઃ એવી વિનંતિ છે.

વ્યવ૦



!! ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૦ | क्रमांक |
| अंक : ३ | માગશર સુદિ ૭ : શુક્રવાર : ૧૫ ડિસેમ્બર | १८३ |


# जिनस्तुतिः ॥


संग्राहक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी


## १. श्रीआदिनाथस्तवः ।

अर्हन्तमादीश्वरमादिबुद्धिं, श्रियः पतिं नाभिभवं भवन्तम् ।
यमेकमप्येवमनेकरूपं, ध्यायन्ति लोकास्तमहं स्तवीमि ॥ १ ॥

स्वभावसात्म्यागतयोगसिद्धे, ताः सिद्धयोऽष्टावपि सुप्रसिद्धाः ।
सत्प्रातिहार्यर्द्धिमिषेण देव!, सेवां वितन्वन्ति तवैव नित्यम् ॥ २ ॥

सर्वज्ञसर्वातिशयैकसद्मनिश्छद्मपद्मासनसंनिविष्टम् ।
युगादियोगीश्वरयोगिनस्त्वां, विलोकयन्तः कलयन्ति योगम् ॥ ३ ॥

अर्द्धोन्मिषच्चारुमपारशान्तरसैकपूर्णं नयनद्वयं ते ।
निरीक्ष्य योगस्य रहस्यमेतच्चेरिसिष्यते शिष्यलवैस्तवैव ॥ ४ ॥

रागादिदोषाङ्कविमुक्तमौदासीन्यप्रसन्नास्यमृजुश्लथाङ्गम् ।
निसर्गसिद्धाद्भुतयोगमेकं, त्वामेव देवं शरणं श्रितोऽस्मि ॥ ५ ॥

॥ इति श्रीआदिनाथस्तवः ॥

[ મધ્ય પ્રાન્તના પ્રાચીન જૈન જ્ઞાનભંડારો તપાસતાં અચાનક એક ૩ પાનાની પ્રતિ મારા હાથમાં પડી. લિપિ અત્યંત સુંદર અને સુવાચ્ય હતી શ્રીઆદિનાથથી માંડીને શ્રીમહાવીરસ્વામી સુધી ૨૪ તીર્થંકર ભગવંતોની સ્તુતિઓ આ પ્રતિમાં આલેખિત હતી. પણ અન્તિમ પત્ર લુપ્ત થઈ જવાથી ૨૨ સ્તુતિઓ જ પ્રાપ્ત છે, કવિતાની દૃષ્ટિએ આનું મહત્ત્વ પણ વિશેષ છે. આના પ્રણેતા કોણ છે ? એ એક પ્રશ્ન છે. સંભવ છે અંતિમ સ્તુતિ પછી તેની પ્રશસ્તિ પણ હોય. માટે જો કોઈ પણ વિદ્વાનને આની બીજી પ્રતિ મળે તો પ્રકાશ પાડે, એવી આશા સાથે મળી આવેલી સ્તુતિઓ ક્રમશઃ પ્રગટ કરવામાં આવશે; જેમાંની પહેલી સ્તુતિ અહીં રજુ કરી છે. ]

સંગ્રાહક :



# આર્યોનો વિકાસ

## [ આદિકાળનું સાંસ્કૃતિક રેખાદર્શન ]

લેખક : પૂજ્ય ઉપાધ્યાય શ્રીસિદ્ધિમુનિજી

[ ૩ ]

**અતિપ્રાચીન કાળમાં** ભરતક્ષેત્રની જે સીમામર્યાદા હતી તે કાલાન્તરે જમીન અને સમુદ્રની ઉથલપાથલમાં સ્થિર રહેવા પામી હોય એમ જણાતું નથી, વળી, તેમાંના ઘણા દેશના લોકોએ પ્રાંતીયતા ધારણ કરી લીધી હતી અને તે ત્યાં સુધી કે, તેઓ 'તેઓનો દેશ ભરત અને તેમની જાતિ ભારત' એમ સામાન્યરીતે ઓળખવાનું સદંતર બંધ કરી, 'અમુક પ્રાંતીય દેશના કે પ્રાંતીય જાતિના છે' એમ પોતાને ઓળખાવવા લાગ્યા હતા. આવી પરિસ્થિતિમાં ભરત ક્ષેત્ર અને ભારત જાતિ તરીકે ઓળખવવાનું ક્ષેત્ર અને જાતિનું સરકલ ઘણું જ ટૂંકું બની ગયું. યાવત્, જૈનધર્મના તેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ અને ચોવીસમા તીર્થંકર શ્રીમહાવીરના સમય સુધીમાં ભરતની મર્યાદા—ઉત્તરમાં અફઘાનિસ્તાન, કાશ્મીર અને હિમાલયની પર્વતમાળા; પૂર્વમાં આસામ, બંગાળ અને બંગાળ ઉપસાગરનો પશ્ચિમ કિનારો; દક્ષિણમાં સીલોનના ટાપુને આવરી લેતો હિન્દી મહાસાગરથી બનેલા દક્ષિણના દ્વીપકલ્પનો કાંઠો; પશ્ચિમમાં અરબીસમુદ્રનો પૂર્વ કિનારો, સિન્ધ અને બલુચિસ્તાન; આવી રીતે અંકિત થઈ ગઈ અને ત્યાંના લોકો પોતાને ભારતજાતિના તરીકે ઓળખાવવા લાગ્યા. આજકાલ ભરતખંડ તરીકે ઓળખાવતા અને બલુચિસ્તાન તથા અફઘાનિસ્તાનના મોટા ભાગનો સમાવેશ કરતા આ ક્ષેત્રવિભાગમાં કેટલાક દેશો—જૈન માન્યતા પ્રમાણે સાડા પચીસ દેશો—આર્ય હતા, જ્યારે બાકીના અનાર્ય હતા. જે દેશોમાં આર્હતોનું—જૈનોનું આધિક્ય કે આર્હતોના આધ્યાત્મિક પ્રભાવનું વર્ચસ્વ હતું તે દેશો આર્ય કહેવાતા હતા અને જ્યાં આર્હતોનો બહુધા અભાવ કે તેમનું આધ્યાત્મિક પ્રભાવ આશ્રયી અવર્ચસ્વ હતું તે દેશો **અનાર્ય** કહેવાતા હતા, પરંતુ તે સર્વદેશોમાંના આર્યો કે અનાર્યો જાતિએ તો ભારત જ કહેવાતા હતા. ઈરાનીઓ આ ભારતોને હિન્દુ તરીકે સંબોધતા હતા. તેમની ભાષામાં 'સ'કારનું ઉચ્ચારણ 'હ'કાર થતું હતું તેથી તેઓ સિન્ધુની—હિન્દુની પેલી પારના રહીશોને લાક્ષણિક રીતે હિન્દુ અને તેમનો દેશ હિન્દુનો દેશ અથવા હિન્દુ કહેતા. ઈરાનીઓ મારફતે, ઉપર કહેવામાં આવ્યું છે તેમ મર્યાદિત બનેલા ભારતથી પરિચિત થયેલા અરબો, યુનાનીઓ અને ચીનાઓ પણ ભરતને હિન્દ, ઈન્ડિકા અને યિન્દુ, તેમજ ભરતના રહીશોને હિન્દુ, ઈન્ડુ અથવા ઈન્ડો અને યિન્દુને નામે ઓળખાવતા હતા; આમ છતાં ભારતવાસીઓ તો પોતાના દેશને ભરત અને પોતાની જાતિને ભારત જ કહેતા હતા. અરે! આક્રમણ કરનારી અનેક જાતિઓ, કે જે ભરતમાં આવીને વસી અને ઠરીઠામ થઈ ગઈ, તેઓએ પણ શરૂઆતના કાલમાં બહુધા આર્હત અને પાછળના કાલમાં આર્હત, બૌદ્ધ કે વૈદિક બની ગયા બાદ વિદેશી પ્રાંતીય જાતિત્વનો ત્યાગ કરી પોતાને ભારત જાતિના તરીકે ઓળખાવવા માંડ્યું હતું. ભરતમાં મુસલમાનોની સ્થાયી સત્તા સ્થપાયા પૂર્વે

ભારતોએ પરદેશીઓથી વ્યવહારમાં લેવાતાં 'હિન્દ, ઈન્ડિકા, ચિન્દુ કે હિન્દુ, ઇન્ડુ, ઇન્ડો' આવાં નામો પોતાના દેશ કે જાતિના માટે સ્વીકારી ઉપયોગમાં લીધાં હોય તેમ ભારતીય સાહિત્યથી બિલકુલ જાણવા મળતું નથી.

ઈ. સ. ની સાતમી સદી પછીના જૈન લેખકોએ આર્ય કાલકના શકકુલમાં જવાના પ્રસંગને આલેખતાં કાલકાચાર્યના મુખમાં ભરતદેશને માટે 'હિન્દુ'દેશ એવો શબ્દપ્રયોગ મૂક્યો છે, પરન્તુ તે તેમણે વિદેશીઓ આગળ તેમનાથી વપરાતા 'હિંદુગ' શબ્દનું કરેલું અનુકરણ માત્ર છે, નહિ કે તેઓ શકોને જે ભરતદેશમાં લઈ જવા માગતા હતા ત્યાં તે નામ પ્રચલિત હતું. ભારતજાતિએ હિન્દ, હિન્દોસ્તાન અને હિન્દુ, હિંદવાન આદિ શબ્દોનો પ્રયોગ પ્રાંતીય ભાષાઓમાં મુસ્લિમ રાજકીય વર્ચસ્વ સ્થપાયા પછી જ કરવા માંડ્યો હતો, કે જ્યારે કુસંપ આદિ વધી જવાના કારણે અથવા મુસ્લિમ સંસ્કૃતિની વિશેષ વિલક્ષણતાને લઈ પોતાનામાં વિદેશીઓને સમાવી લેવાની તાકાત ઓછી થઈ ગઈ હતી. આમ ભારતજાતિએ પોતાના દેશ અને જાતિના માટે પરદેશીઓથી બોલતાં નામને અપનાવી લીધાં પરંતુ તેનો સંબંધ સંસ્કૃતિ સાથે ન હોવાથી આર્હત, બૌદ્ધ, વૈદિક, મુસ્લિમ કે ક્રિશ્ચિયન અથવા ગમે તે સંસ્કૃતિનો હોય છતાં તે, જો ભારતમાં જન્મ્યો હોય તો, તેની જાતિ ભારત અને તેનો દેશ ભરત અથવા તેણે અપનાવેલાં નવીન નામ તરીકે તેની જાતિ હિન્દુ અને તેનો દેશ હિન્દુસ્તાન કહેવાય, નહિ કે જાતિની માફક તેની સંસ્કૃતિ પણ હિન્દુ તરીકે કહેવાય. ધર્મે મુસ્લિમ અને ક્રિશ્ચિયન પરંતુ જાતિએ આરબ ઈત્યાદિ અને સ્લેવ ઈત્યાદિ એવી રીતે તે તે જાતિની તે તે ધર્મથી ભિન્ન રીતે જો સ્પષ્ટ નોંધ લેવાતી હોય અથવા ઓળખાણ અપાતી હોય તે પછી ભારતજાતિના—હિન્દુજાતિના મુસ્લિમ કે ક્રિશ્ચિયન ધર્મમાં પલટાયેલા લોકો ધર્મે (સંસ્કૃતિએ) મુસ્લિમ કે ક્રિશ્ચિયન તરીકે પોતાને નોંધાવી શકે–ઓળખાવી શકે, પરંતુ જાતિએ તેઓ પોતાને હિન્દુ તરીકે જ નોંધાવી કે ઓળખાવી શકે, નહિ કે જાતિએ પણ મુસ્લિમ કે ક્રિશ્ચિયન તરીકે. એક લેખકના લખવા પ્રમાણે, હજ કરવા જનારા મુસ્લિમો ત્યાં ધર્મ અને જાતિ સંબંધમાં એવી જ રીતે નોંધ કરાવતા હતા. મુસ્લિમ રાજશાસનના સમયમાં અમુક વખત સુધી આવી જ પરિસ્થિતિ હતી, પરંતુ એ સામાન્ય પરિસ્થિતિએ ધીરે ધીરે પલટો ખાવાની શરૂઆત કરતાં ભારતના ધર્માન્તરિત લોકોએ જાતિસૂચક 'હિંદુ' શબ્દને, જાણે કે તે કોઈ પોતાની સંસ્કૃતિથી અસમ સંસ્કૃતિનો સૂચક ન હોય તેમ, તરછોડવા માન્યો. આ પછી અંગ્રેજોના શાસનકાલમાં પૂર્વોક્ત પરિસ્થિતિએ સર્વથા પલટો ખાવા માંડ્યો.

અંગ્રેજ શાસનકર્તાઓને ભિન્ન ભિન્ન સંસ્કૃતિ અથવા ધર્મ ધરાવતી હિન્દુજાતિની એકતા રહેવા દેવામાં સહીસલામતી ઓછી જણાતી હતી, તેથી તેઓએ શિક્ષણાદિ પ્રચારના વિવિધ પ્રયત્નોદ્વારા, જે 'હિન્દુ' શબ્દ ભારતજાતિના પર્યાય તરીકે બહુધા રૂઢ થવા પામ્યો હતો, તેને સંસ્કૃતિ કે ધર્મસૂચક તરીકે મનાવવા ભારે મંથન કર્યું. પરિણામે, 'મુસ્લિમ' શબ્દ, જે સંસ્કૃતિ કે ધર્મસૂચક હતો, તે બહુધા જાતિસૂચક પણ બની ગયો. આવી રીતે મુસલમાનો હિન્દુજાતિમાંથી બાકાત થઈ ગયા હતા કે થઈ રહ્યા હતા, ત્યારે બીજી બાજુ વૈદિકોએ જાતિસૂચક 'હિન્દુ' શબ્દને સંસ્કૃતિ કે ધર્મની સાથે જોડી દઈ ઓછો વ્યાપક

બનાવી તે રીતે વ્યવહાર કરવા માંડયો; અને તેથી ભૌગોલિક જન્મ તરીકે હિન્દુશબ્દનું જે સ્થાન હતું તે નષ્ટ થયું. આનું પરિણામ એ આવ્યું કે આજે ધર્માન્તરિત થયેલા હિન્દુજાતિના લોકો પોતાને હિન્દુ તરીકે ઓળખાવતા જ નથી, એટલું જ નહિ, પરંતુ હિન્દુજાતિના જૈનો અને બૌદ્ધો પોતે હિન્દુ જાતિના છે એ સ્પષ્ટ હોવા છતાંય તેઓમાંના કેટલાક પોતે હિન્દુ છે કે કેમ એ વાતના વિચારથી ગુંચવાડામાં પડી જાય છે; યાવત્ તેઓ પોતાને હિન્દુજાતિ તરીકે ઓળખાવવાનું બંધ કરી કેવળ સંસ્કૃતિ કે ધર્મસૂચક જૈન અને બૌદ્ધો તરીકે જ પોતાને ઓળખાવે એવી પરિસ્થિતિ આજે ઉત્પન્ન થઈ ગઈ છે. જો જૈનો કે બૌદ્ધો તેમ ન કરે તો વૈદિક સંસ્કૃતિને અનુસરી હિન્દુધર્મના નામે ઘડાતા કાયદાઓ, કે જે જૈનસંસ્કૃતિ કે બૌદ્ધસંસ્કૃતિ સાથે સામાન્ય હોતા નથી અથવા તો વિરુદ્ધમાં જતા હોય છે, તે તેમને પણ સ્વીકારવાની ફરજ આવી પડે. જેઓ એમ કહેતા હોય, કે વૈદિક સંસ્કૃતિ અને જૈન-બૌદ્ધ સંસ્કૃતિ એમાં ભિન્નતા છે જ નહિ અથવા ભિન્નતા મનાતી હોય તો તે કેવળ કાલ્પનિક છે, એમાં વાસ્તવિક રીતે મૌલિક ભેદ છે જ નહિ, તો તે તેમની નરી ભ્રમણા જ છે.

જૈન સંસ્કૃતિને અનેકાન્તવાદ, અહિંસાવાદ અને અહિંસાવાદને બંધબેસતું વિશિષ્ટ આચારવિધાન એ એવી મૌલિક બાબતો છે કે જેની વૈદિક સંસ્કૃતિનો એકાન્તવાદ, વૈદિક યજ્ઞાદિનિમિત્તે વિધાન કરાયેલો સ્પષ્ટ ભરપૂર હિંસાવાદ અને '**अहिंसा परमो धर्मः**'ની શ્રુતિને વેદમાં સ્થાન મળ્યા છતાંય, સંપૂર્ણ રીતે એ શ્રુતિને અમલમાં મૂકી શકાય તેવી રીતે ભૂત-જીવસમૂહની ઓળખ વૈદિકગ્રંથોમાં ન કરાયેલી હોવાથી, તેને અનુકૂલ આચારવિધાનનો અભાવ વગેરે વૈદિક મૌલિક બાબતો સાથે ભાગ્યે જ અભિન્નતા-એકતા સાધી શકાય. વૈદિક સંસ્કૃતિમાં એકાન્તવાદ, ધર્મનિમિત્તે હિંસાવિધાન અને તેના કેટલાક સંપ્રદાયોમાં મનાતો એકેશ્વરવાદ એ એવી બાબતો છે કે, એ સસ્કૃતિની અભિન્નતા અમુક અંશે મુસ્લિમ આદિ સંસ્કૃતિની સાથે સાધી શકાય, પરંતુ જૈન સંસ્કૃતિની સાથે તો નહિ જ. એ વાત ખરી છે કે, જૈન અને વૈદિક સસ્કૃતિની કેટલીક યોગાચારગત બાબતો અમુકઅંશે સમાન છે, કે જેનો શાબ્દિક ભેદ હોવાં છતાં આર્થિક મેળ મેળવી સમન્વય સાધવા આચાર્ય શ્રીહરિભદ્રસૂરિ જેવા વિચારકોએ પ્રયત્ન કર્યો છે, પરંતુ આવો પ્રયત્ન કરવાની સાથે એ આચાર્યોએ આડકતરી રીતે એ વાત પણ જણાવી છે કે, મોક્ષાર્થક યોગાચાર વિધાનને ઘટાવવા એકાન્તવાદને ત્યાગ કરવાની આવશ્યકતા છે, એટલું જ નહિ, યોગ વિષયના એ જૈનેતર-વૈદિક આચાર્યોએ ધાર્મિક બહાના નીચે અપવાદથી પણ ન ઘટી શકે એવા હિંસાવિધાનને કરનારાં શાસ્ત્રોનું અવલંબન છોડી દઈ, અહિંસાના વિધાનને સંપૂર્ણ રીતે સુન્દર બનાવે તેવાં શાસ્ત્રોનું અવલંબન ગ્રહી, તેની વિચારસરણીને અનુસરવુ જોઈએ. જો તેઓ તેમ ન કરે તો તેઓ ભદ્રિક, મહાનુભાવ અને અમુક અંશે સુવિચારક હોવાં છતા પણ, તેમનું આધ્યાત્મિક સ્થાન ધાર્મિક સામાન્ય ભૂમિકાથી વધારે આગળ હોઇ શકતુ નથી. અલબત્ત, તેમની એ સામાન્ય ભૂમિકા અતિશય ભવ્ય હોઈ આદરપાત્ર અને પ્રશસ્ય હોય છે એમ તો જૈન યોગાચાર્યો કહે છે જ, પરંતુ તેમનું એવું કથન એ તેમની મધ્યસ્થતા, સહિષ્ણુતા અને ગુણગ્રાહિતાને આભારી છે, નહિ કે પરસ્પર સંસ્કૃતિની સમાનતાને. જૈન સંસ્કૃતિમાં અસમાનતા રહેલી છે તે વિષે ઉપર કહેવામાં

આવ્યું છે તેથી વધારે કહેવાને આ મર્યાદિત લેખમાં સ્થાન ન જ હોય. વૈદિકોમાં વાહ-વાહ કહેવરાવવાની અથવા મિથ્યા સર્વથા સમન્વયવાદની આજકાલ પ્રવર્તી રહેલી ધૂનમાં તણાઈ આગળ આવવાની મહત્ત્વાકાંક્ષા નહિ રાખનારા બહુશ્રુત વિદ્વાનો અત્યારે મળી આવતા જૈન અને વૈદિક સંસ્કૃતિના સમર્થક મહત્ત્વના ગ્રંથોનો જો બારીકીથી અભ્યાસ કરી વિચાર કરશે તો તેમને ઉપર જણાવવામાં આવેલી હકીકત કેટલી સત્ય અને નક્કર પાયા પર છે તે સમજાયા સિવાય નહિ જ રહે, અરે! કોઈ સામાન્ય બુદ્ધિ ધરાવનાર શખ્સ પણ આચાર્ય શ્રીવિજયાનન્દસૂરિજીના 'તત્ત્વનિર્ણયપ્રાસાદ, અજ્ઞાનતિમિરભાસ્કર' વગેરે ગ્રન્થો, છેવટે ફક્ત આચાર્ય શ્રીસાગરાનન્દસૂરિજીનો 'જૈનસત્યપ્રકાશ'ના દીપાલિકા અંકમાં આવેલો 'શ્રમણ ભગવાન મહાવીર મહારાજાએ વિસ્તારેલું તત્ત્વજ્ઞાન' મથાળાવાળો એક ટૂંકો લેખ પણ જો મધ્યસ્થદૃષ્ટિથી વાચી વિચારશે તો, તેને સમજાયા સિવાય નહિ રહે કે, જૈન સંસ્કૃતિ અને વૈદિક સંસ્કૃતિમાં રાજકીય, સામાજિક, આર્થિક વગેરેને લગતી બાબતોમાં બહુંશે સામ્ય હોવા છતાં વિશિષ્ટ આધ્યાત્મિક વિષય પરત્વે મહાન અન્તર છે.

ઉપર જણાવ્યા મુજબની જૈન અને વૈદિક એ બે સંસ્કૃતિની મૌલિક ભેદવાળી સ્થિતિ હોવાં છતાં પણ, ભારત, હિન્દુ એ જાતિસૂચક શબ્દને સંસ્કૃતિ કે ધર્મના સૂચક માની લઈ જૈન અને વૈદિક સંસ્કૃતિને એક જ ધાટમાં ઢાળવાનો પ્રયત્ન થતો હોય ને રાજસત્તા તેને સીધી રીતે કે આડકતરી રીતે અનુમોદન આપી વૈદિક સંસ્કૃતિના ધોરણે કાયદા ઘડી આર્હતોના-જૈનોના માથે ઠોકી બેસાડતી હોય તો, જૈનોની ફરજ છે કે, એવી આપત્તિને ટાળવા તેઓએ સર્વ રીતે પ્રયત્ન કરી ચૂકવો જોઈએ. પોતાને અસાંપ્રદાયિક[1] જણાવતી રાજસત્તા સંસ્કૃતિઓને સમાંતર કરવાનો મિથ્યા ઘમંડ રાખી, બહુમતિના બળે દુરાગ્રહવશ બની જાતિ અને સંસ્કૃતિનો યથાયોગ્ય વિવેક ન જ કરી શકે અને પોતાનું કાયદા રચવાનું ધોરણ એમ ને એમ હાંકયે જ રાખે તો પછી જૈનોએ સૌની સાથે પરદેશીઓ પાસેથી ઉધાર લીધેલો જાતિ સૂચક 'હિંદુ' શબ્દ અનિચ્છા હોવા છતાં પણ છોડી દેવો જોઈએ, કે જેવી રીતે ધર્માન્તર થયેલા મુસ્લિમો વગેરેએ 'હિન્દુ' શબ્દ પોતાની જાતિ માટે સ્વેચ્છાથી છોડી દીધો છે. જૈનોના માટે આ એક માફક ન આવતી કમનસીબ વાત હોવાથી ત્યાં સુધી જવા પહેલાં તેમણે, અન્ય વિષયમાં ગમે તેટલા મત-ભેદ હોય તોપણ, આ વિષયમાં પૂરતું અને મજબૂત સંગઠન સાધી સંપૂર્ણ પ્રયત્ન કરી લેવો જોઈએ. આપણે એ આશા છોડી દેવી ન જોઈએ કે, રાજકીય બહુમતિ અલ્પમતિનો અવાજ નહિ જ સાંભળે. વ્યાજબી પ્રયત્ન કદી પણ સફળ થયા સિવાય રહેતો જ નથી. પછી તો ભવિતવ્યતા આપણને જૈનજાતિ તરીકે જ રાખવા માગતી હશે તો ત્યાં કોઈ ઉપાય નથી. મને તો લાગે છે કે, એમ નહિ જ બને. કોઈ કોઈ આન્દોલનોના પરિણામે ઉચ્ચારાતાં વચનોથી સંભવિત છે કે, હિન્દ સરકાર સંસ્કૃતિનો ગોટાળો વાળી હિન્દુજાતિથી જૈનોને જુદા પડવાની તક નહિ જ આપે. બસ, બનતો બધો પ્રયત્ન કરી જુઓ, એનું પરિણામ સારું આવશે જ.                    [ આ અંકે સમાપ્ત ]

---

૧. સર્વોદયના સિદ્ધાન્તોનો પ્રચાર કરતી, અશોકચિન્હવાવાળો રાષ્ટ્રધ્વજ ફરકાવતી અને એવી એવી અનેક સાંપ્રદાયિક રીતિઓને અપનાવતી હિંદ સરકાર 'અસાંપ્રદાયિક છે કે નહિ?' એ પ્રશ્નને બાજુ પર રાખી હું આ લખી રહ્યો છું.



# સતીશિરોમણિ વીરાંગના મૃગાવતી

[ ગતાંકથી ચાલુ ]

## [ ૪. કૌશાંબીમાં ]

અવન્તિપતિ ચંડપ્રદ્યોતનો દૂત કૌશાંબીપુરીમાં પહોંચ્યો. પહોંચતાં જ એણે મંત્રીશ્વર વિશ્વંભરની મુલાકાત લઈ રાજા શતાનીકને મળવાની અને ચંડપ્રદ્યોતનો હુકમ સંભળાવવાની ઈચ્છા જણાવી.

મંત્રીશ્વર આ સાંભળી ચમક્યા અને રાજાને જઈને સમાચાર આપ્યા કે, ચંડપ્રદ્યોતનો દૂત વિજયકુમાર આપને મળવા અને સાથે જ હુકમ સંભળાવવા માગે છે. એને મળવાનો કયો ટાઈમ આપવો છે?

આ સાંભળી શતાનીકને ફાળ પડી. ચંડપ્રદ્યોતનો હુકમ એટલે! તેમણે વાયુવેગે આ સમાચાર રાજરાણી મૃગાવતીને આપ્યા. મૃગાવતીએ તરત જ નિર્ણય સંભળાવ્યો: 'રાજસભા ભેગી કરો અને એ દૂતને રાજસભામાં જ હાજર કરો.'

મંત્રીશ્વરે તરત જ મંત્રણાસભા મેળવી. રાજ્યના થાંભલા સમા સામંતો, સેનાધિપતિ, ગુપ્તચર વિભાગ, ન્યાય વિભાગ, વગેરે વગેરે હાજર થયા. અવન્તિનો દૂત પણ આવ્યો. એણે આવતાં જ મંત્રણાસભામાં ચારે બાજુ વિલક્ષણ દૃષ્ટિક્ષેપ કર્યો. એણે રાજરાણીને રાજસિંહાસનની પાછળ જ પડદામાં બેઠેલી જોઈ.

રાજદૂતે અભિવાદન કરી પોતાના આવવાનો ઉદ્દેશ 'આ રૂક્કામાં છે' એમ કહી રૂક્કો સમ્રાટ શતાનીકના હાથમાં મૂક્યો.

રૂક્કો વાંચતાં જ રાજાના હાથમાંથી એ નીચે પડ્યો અને તે મંત્રીશ્વરે લઈ લીધો. આખી સભા આ જોઈ બેબાકળી બની ગઈ. કંઈક ભયંકર સમાચાર લાગે છે. ત્યાં તો પડદામાંથી અવાજ આવ્યો: 'મંત્રીશ્વર, લાવો રૂક્કો.' મંત્રીશ્વરે રૂક્કો રાજરાણીને પહોંચાડ્યો.

રૂક્કો વાંચતાં જ મૃગાવતીની આંખોમાંથી વીજળી ચમકારો થયો, હોઠ ફફડ્યા અને હાથ પછાડ્યો. આખી રાજસભા મહારાણીના શબ્દો સાંભળી રહી.

'મંત્રીશ્વર! આ રૂક્કો વાંચવા જેવો જ નથી. એને અગ્નિશરણ કરી દો અને આ રૂક્કો લાવનાર દૂતને સંભળાવી દો કે તારા રાજાને—પોતાને ભારતસમ્રાટ્ મનાવનાર રાજાને એટલીયે શરમ ન આવી કે એ શું માગે છે? એને કહો માગાં બેટીનાં હોય વહુનાં ન હોય અને હું તો તમારી બહેન જેવી કહેવાઉં. ચંડપ્રદ્યોતને કહેજો: તમે બધે યુદ્ધ ખેલ્યા હશે પણ કોઈ સિંહણની બોડના સ્વાદ ચાખ્યા નથી લાગતા.'

દૂત—મહારાજ! રાણીબા! આમાં સાહસ કે ઉતાવળ કરવા જેવું નથી. એક તમારે ખાતર આખું કૌશાંબીનું રાજ્ય બેદાનમેદાન થઈ જશે, રાજ્ય જશે, રાજ્ય-

વૈભવ જશે અને છેવટે બધું ખોઈ નેયે તમારે અવન્તિના ચરણે જવું જ પડશે; માટે મારી વિનંતિ સાંભળોઃ આપ ભારતસામ્રાજ્ઞી બની, કૌશાંબીના રક્ષક બનો અને જે જોઈએ તે મેળવી લો.

રાણી—અરે કોણ હાજર છે? આ દૂતને બહાર કાઢો. એ બોલતાંયે શીખ્યો નથી લાગતો. જા તું તો ચિઠ્ઠીનો ચાકર છે, તને દંડવો નકામો છે તારા સામ્રાટ્‌ને—અરે! આખા સામ્રાજ્યની સેનાને મોકલજે. તને અને તારા સમ્રાટ્‌ને ત્યારે જ ખબર પડશે કે અબલા સબલા બને છે—વીરાંગના બને છે ત્યારે તેનું સ્વરૂપ કેવું હોય છે તે.

અને સાંભળ, તારા સમ્રાટ્‌ને કહેજે કે એટલું અંતઃપુર સાચવીને બેસી રહે, નહિતર લંકેશ રાવણના ઇતિહાસની તારા હાથે પુનરાવૃત્તિ થશે.

બસ, હવે બોલીશ નહિ. જા, જલદી કૌશાંબી છોડી અવન્તિ પહોંચી જા.

અવન્તિના દૂતના ગયા પછી મંત્રણાસભા ઊઠીને ખાનગી દીવાનખાનામાં મળી. વાત થઈ કે અવન્તિપતિએ રાજરાણી સતીશિરોમણી મૃગાવતીનું માંગુ કર્યું છે.

સાંભળનાર બધાયે ચમકી ગયા. ચંડપ્રદ્યોતની આવી હલકી—તુચ્છ માંગણી માટે બધાને તિરસ્કાર છૂટયો. મંત્રીશ્વરે કહેવા માંડ્યું: "આર્યસંસ્કૃતિનો આદેશ છે કે આર્ય-રમણીનું સદાયે સંરક્ષણ કરજો, આર્ય નારીના સતીત્વના રક્ષણ માટે કુરબાની કરજો, ફના થજો. જે દેશ, જે પ્રજા, જે જાતિ કે કોમ પોતાની મા–બહેન–બેટી કે વહુની લાજ રાખે છે, શિયલને સાચવે છે તે દેશ, પ્રજા કે જાતિ સદાયે ઉન્નતિના શિખરે પહોંચે છે. સતીત્વનાં લીલામ ન હોય, સતીત્વની છેડતી ન હોય, સતીત્વનાં માગાં ન હોય, માગાં તો શિરનાં હોય. શિર સાટે શિયલ છે એમ માનજો. **शीलं परं भूषणम्** એ આપણા પૂર્વજોનું જીવનસૂત્ર છે."

રાણીએ માત્ર બે શબ્દો ઊમેરતાં કહ્યુંઃ "પ્રજાને મારી હાકલ છે કે પોતાના જીવનધન માટે તૈયાર થાય."

આખી કૌશાંબીની પ્રજાએ એ નાદ ઝીલી લેવાની તૈયારી બતાવી. મંત્રણાસભા મોટા દરબારરૂપમાં ફરી ગઈ. વાયુવેગે બધું વાતાવરણ પલટાવા માંડ્યું, નગરજનો દોડી આવ્યા. રાજમાતાની હાકલ સાંભળી તેમનું પૌરુષ જાગી ઊઠ્યું. તેમના હાથ યુદ્ધ માટે તલસાટ કરવા માંડ્યા.

પ્રજાએ એ પડઘો ઝીલી લીધો. મહાજનોએ કહેવા માંડ્યુંઃ "અરે! આ તો અવન્તિપતિ છે. કિન્તુ કોઈ ચક્રવર્તી હોત તો પણ આ જીવંત પ્રજા જીવનાના રક્ષણ માટે યુદ્ધ કર્યા સિવાય રહેત જ નહિ."

[ ૫. રણભેરી ]

અગ્નિદેવ પ્રજળે ત્યારે સૂકાં સાથે લીલાને પણ બાળે પણ યુદ્ધનો અગ્નિ પ્રજળે ત્યારે તો માનવજાતિનો સંહાર જ થાય. નાનાં ને મોટાં, જુવાન ને વૃદ્ધ, નગર અને ગ્રામને બાળીને મૃત્યુનું તાંડવ ખેલાય. જમરાજની લીલા ભજવાય.

અવન્તિપતિ ચંડપ્રદ્યોત જે જવાબની આશા રાખતો હતો; તે જ જવાબ આવ્યો. એણે યુદ્ધની ભેરી વગાડી અને મોટી સેના, ગજદળ, અશ્વદળ અને પાયદળ લઈ પોતે

જાતે જ સૈન્યના મોખરે ઉપડયો, માર માર કરતી એની સેના પાણીના ઘોડાપુરની માફક ઉછળતી આવી રહી હતી; પણ એની સેનામાં ઉત્સાહ નહોતો, આનંદ નહોતો, મનમાં સમજતા કે લૂંટનો માલ મળશે. પણ એક સતીશિરોમણી રાજરાણીના શિયલ વિનાશ માટે આપણું રુધિર રેડાય એ કેવી રાજભક્તિ? એમાં કયો વિજયધ્વજ ફરકવાનો હતો? અરે, આતે કેવી વિજયયાત્રા!

મોહનસિંહ—ભાઈઓ! આ વિજયયાત્રા નથી. આ તો વિનાશયાત્રા છે. આપણે ક્ષત્રિય બચ્ચા સ્ત્રી, બ્રાહ્મણ, ગૌ જેવાં નિર્દોષ જીવના રક્ષક કહેવાઈએ. એને બદલે એક સ્ત્રીરત્ન—સતીનારીના શિયલની લૂંટ કરવા આપણે જઈએ છીએ. એમાં ઉત્સાહ કે આનંદ ન હોય.

પ્રતાપસિંહ—ભાઈ! વાત તો તમારી સાચી છે પણ આપણા મહારાજા જીદ્દી, હઠીલા અને દુરાગ્રહી છે; ક્રોધી પણ એવા જ. વાઘને કોણ કહે તારું મોં ગંધાય છે?

ઉમરાવસિંહ—અરે યાર! જવા દોને એવી વાતોને. એ તો વત્સદેશ કેવો રુડો, રૂપાળો, રઢિયાળો છે! સાંભળ્યું છે કે સોના રૂપાની ખાણો છે, ગંગા નદીમાં સમુદ્રનાં રત્ન એ પ્રદેશમાં ઘસડાઈ આવે છે; એ જોવાનો આ અમૂલખ લહાવો છે.

અરે! અમે તો સાંભળ્યું છે કે ભગવાન મહાવીરદેવની ઉપાસના રાજ્યભરમાં થાય છે. કહે છે કે આ પ્રજાને આ રાજા અહિંસક યુદ્ધ કરશે, દુનિયાએ ન જોયેલું ન સાંભળેલું યુદ્ધ ખેલશે.

ચંડપ્રદ્યોતની સેના વિજયના કેફમાં દે–માર કરતી વત્સદેશમાં આવી પહોંચી.

શતાનીક રાજાનો હુકમ હતો કે શત્રુ રાજાને કે એના સૈન્યને કોઈ જાતનો સહકાર ન આપજો, હસતે મોંએ મરતાં શીખજો, મૃત્યુથી કોઈ ડરશો નહિ, મૃત્યુંજય બનજો, સાચા વીર બનજો–"ક્ષમા વીરસ્ય ભૂષણમ્"નું ખમીર બતાવજો પણ શત્રુસેના ઉપર દ્વેષ નહિ; શત્રુતા નહિ, મૈત્રી, પ્રમોદ, કરુણા રાખજો.

વત્સદેશની સીમા પર સૈન્ય ન હતું, યુદ્ધ સામગ્રી નહોતી, યુદ્ધનું વાતાવરણ નહોતું શત્રુસેના આવી દેશમાં પેઠી. એ પ્રજાએ આવનાર સેનાને પ્રેમથી સત્કારી. ઘેર ઘેરથી એમને સત્કાર સાથે સંદેશ મળતો કે, તમે તો ચિઠ્ઠીના ચાકર છો; યાદ રાખજો કે સ્ત્રી માટેનું યુદ્ધ આખાયે અવંતીને ભારે પડશે. એના વિજયમાં પ્રાણ નહિ હોય કેમકે શિયળ એ તો દૈવીસંપત્તિ છે. અસુરોને ત્યાં જ એ શોભે.

શત્રુસેના આ જોઈ સ્તબ્ધ બની ગઈ. લઢવું કોની સાથે? લઢે તેની સામે લઢાય. આ તો શાંત પ્રજા, નિર્દોષ માનવજાત. તેની સામે વિના કારણ શસ્ત્ર કેમ ઉપડે? આવી મજાની પ્રજાને વિના કારણે રેંસી નાખવામાં વિજય નથી. આપણે પરદેશી, આપણા ઉપર આ પ્રજાનું હેત જોઈ આપણા દિલનો દેવ યુદ્ધ માટે જરાયે ઉત્સાહ નથી આપતો. એ રુઠે તો આપણા કુળનું ધનોતપનોત ચાલ્યું જાય.

અવંતીના સેનાધિપતિએ ફરમાન કાઢ્યું કે નિર્દોષને કોઈ મારશો નહિ, નિઃશસ્ત્ર પ્રજા સામે શસ્ત્ર ન ઉપાડશો. મા, બહેન, બેટીઓ આપણાં ને એમનાં સરખાં છે. ખબરદાર, કોઈ કુદૃષ્ટિ ન કરશો, કોઈ પરાયું ધન–ધાન્ય ન લેશો, કોઈનેય ન પીડશો.

ચંડપ્રદ્યોતને આ સમાચાર મળ્યા. આવી પરિસ્થિતિથી એ પણ મુંઝાણો.

વત્સદેશની પ્રજા શૂરવીર છે, બહાદુર છે, દેશને માટે મરતાં આવડે છે, રાજાનો હુકમ છે—અરે! રાજા કરતાં વિચક્ષણ વીરાંગના મૃગાવતી દેવીનું ફરમાન છે કે, કોઈ શસ્ત્ર ન ઉપાડશો, યુવાનો સશક્ત અને પ્રૌઢો રાજધાનીમાં આવી જાય. વૃદ્ધો, બાલકો અને સ્ત્રીઓ પોતપોતાના સ્થાનમાં રહે. પોતાનું સત્ત્વ, શિયલ અને સ્વમાન જાળવે; દેશની પ્રતિષ્ઠા ને ગૌરવ સાચવે ને એ જાળવતાં હસતે મોંએ કુરબાની આપે.'

ચંડપ્રદ્યોત અને તેના મંત્રીશ્વરો, સામંતો ને સેનાપતિઓ મુંઝાણાઃ 'શું આમ ને આમ કૌશાંબીમાં પેસી જવું અને કદાચ પાછળથી હુમલો થાય તો અવન્તિનું ચકલુંયે અવન્તિના દરવાજે જીવતું ન પહોંચે, અરે! અહિંસક યુદ્ધ તે દુનિયામાં હોતાં હશે? બસ, પકડો, મારો, સતાવો, લૂંટી લ્યો.'

પદ્મસિંહ—મહારાજ શું પકડશું, શું લેશું? કોને મારશું? નિઃશસ્ત્રોને મારીએ તો આપણાં શસ્ત્રો લાજે, સ્ત્રીઓને મારીએ તો આપણું પૌરુષત્વ લાજે અને વૃદ્ધોને મારીએ તો, વીરત્વ લાજે. ધન અને ધાન્ય લૂંટીએ તો આપણે લૂટારા, ચોર અને ધાડપાડુ કહેવાઈએ. દુનિયાની કોઈ સભ્ય પ્રજા આમાં આપણું ગૌરવ ન સમજે.

તારાસિંહ—ભાઈ! આ તો લડાઈ છે. લડાઈમાં લાડુ ન હોય, અને મને તો લાગે છે કે યુદ્ધનો દાવાનલ કૌશાંબીના દરવાજે જ સળગશે. પણ ભાઈઓ! આપણે સાવચેત રહેવાનું છે.

હીરાસિંહ—બાપુ! મને તો એમ થાય છે કે આવી પ્રેમાળ પ્રજાને આપણે પ્રેમથી જ જીતવી જોઈએ. પ્રેમ અને સ્નેહ સામે કોઈ પરાયું કે પારકું નથી. બધાં સ્વજન જ છે. સ્વજન સામે શસ્ત્રો ન ઉપડે, ધરપકડ કે લૂંટ ન શોભે. માટે બધાને સંભળાવી દો કે વત્સની પ્રજાને કોઈ ન સતાવે.

ચંડપ્રદ્યોત—બધી વાતો જવા દો. આ પ્રજા એમ નહિ ડગે, નહિ ડરે. એ તો ખેતરોના પાક સળગાવો, ઢોરોને પકડો, ધનધાન્ય લૂંટો—આ સાંભળીને જ શતાનીક લડવા આવશે, પછી યુદ્ધ જામશે અને યુદ્ધમાં તો જીતીશું. બાકી આ અહિંસક અસહકારમાં તો આપણે જ ખોટ ખાવાની છે. આપણા સૈનિકોનો જુસ્સો ઓસરી રહ્યો છે અને પરદેશમાં ભૂખ્યા ને તરસ્યા મરવું પડશે.

ધર્મેન્દ્રસિંહ—મહારાજ! આપ કહેશો તેમ થશે. પરંતુ ધર્મ, અધર્મ, ન્યાય, નીતિ જોવાં તો જોઈએને?

આખરે ચંડપ્રદ્યોતને સૈનિકોના આગ્રહ સામે નમતું જોખવું પડ્યું અને હુકમ કર્યો—સીધા કૌશાંબી ઉપર ત્રાટકો, પાછળનું જોયું જશે.

બધા સૈનિકોએ વાતાવરણને ગૂંજવી દીધું. 'જય હો ચંડપ્રદ્યોતનો, રાજાધિરાજનો, અવન્તિનાથનો જય હો.'

[ ૬. ચમત્કાર ]

અવન્તિની સેના કૌશાંબીના ઉદ્યાનમાં પડી છે. ત્યાં એકવાર રાતે કિલ્લા ઉપર ચંડપ્રદ્યોતે બેત્રણ પડછાયા જોયા અને એને દિલ થઈ આવ્યું હાથ બતાવવાનું. તેણે

તરત જ હાકલ મારીઃ "હીરાસિંહ? જલદી આવ, મારાં ધનુષ્ય–બાણ લાવ, અને તું પણ સાથે ચાલ—જો સામે કિલ્લા પર કોણ છે?

કિલ્લા ઉપરની વ્યક્તિએ બરાબર હાથમાં બાણ લઈ ધનુષ્ય ચઢાવ્યું અને સણસણ કરતું નીચે આવનારની પાસે જઈને પડ્યું. આવનાર ચમકી ઊઠયા.

ધીમે રહીને આઘા તરી જઈ તીર ઝડપી લીધું. એને છેડે એક ચિઠ્ઠી બાંધી હતી. એને છોડી લઈ સાચવી રાખી. પછી પોતે બરાબર તાકીને તીર ચઢાવ્યું પણ વ્યર્થ, કિલ્લાની રાંગે અથડાઈને તે પાછું વળ્યું.

ઉપરનાં બેજણા હસતાં હસતાં અદૃશ્ય થયાં. ચંડપ્રદ્યોત વિલખો થઈ પાછો વળ્યો.

તંબુમાં આવી દીપકના પ્રકાશમાં પત્ર વાંચવા માંડ્યો.

"અવન્તિપતિ ચંડપ્રદ્યોતરાજ!

તમે જે આશાથી આવ્યા છો તેમાં નિરાશા જ મળવાની છે. હજીયે ચેતી જાઓ. તમારી આબરૂ, યશ અને કીર્તિ જાળવવા પાછા જાઓ. એક પ્રશ્ન પૂછું છું જેમ તમે મૃગાવતી દેવીની માંગણી કરી છે તેમ કોઈ બીજો તમારાં પટ્ટરાણી પરમ વિદુષી સતી સાધ્વી શીવાદેવીની માંગણી કરે તો, તમે શું કરો? શિવાદેવી શું કરે? તે વિચારજો. જેવા ઉદાર, મહાન અને સદાચારી તમે હશો એની જ છાપ તમારા ઘર અને કુટુંબ ઉપર પડશે. માટે હજીયે કહું છું પાછા વળો. દુનિયામાં વિજય અને પરાજય એ તો ક્ષણિક છે. અહીં તમે જીતો તોપણ વ્યર્થ છે, જીતવાનું અંતરમાં છે; તમારા આંતર શત્રુઓને જીતો તો જ સાચા સમ્રાટ, સાચા વિજેતા બની શકશો. તમને દેહની ભૂખ છે. યાદ રાખજો સતી સ્ત્રીનો સજીવ દેહ પતિચરણે, દેવચરણે કે અગ્નિચરણે જ હોય છે. બસ, માટે તમારે સમજીને પાછા વળવાની જરૂર છે. મારો સજીવ-દેહ તમને નહિ જ મળે–સ્વપ્નમાં પણ નહિ મળે. કદી જીતશો–તો પણ મારું સજીવ શરીર તો તમે નહિ જ મેળવી શકો. સર્પના માથાનો મણિ કદી મળી શકે? કેસરીસિંહની કેસરાળી મળી શકે? અરે રાજન્! અગ્નિ ઠંડો થાય, સુધાંશુ ગરમ થાય અને સમુદ્રદેવ મર્યાદા મૂકે કિન્તુ સતીનું સતીત્વ મળી શકે જ નહિ માટે વિચારશો.

"હું છું તમારી ભગિની મૃગાવતી."

આ પત્ર વાંચતા જ ચંડપ્રદ્યોત ઠંડો પડી ગયો. શું મૃગાવતી આવી વીરાંગના છે, જે ધાર્યું બાણ ફેંકી શકે છે? આ તો સારું થયું તીર મારી પાસેથી જ ગયું અને મને મારવા માટે જ ફેંક્યું હોત તો છાતીમાં સોંસરું ઊતરી જાત.

આહા! ધન્ય છે આવી વીરાંગનાઓને! આવી વીરપ્રસૂ ભારત માતાની વીર સુપુત્રીઓથી જ ભારત શોભે છે. પણ મારે આવી વીરાંગના જ જોઈએ છે.'

N (ક્રમશઃ)



જેસલમેર-જ્ઞાનભંડારનાં

# સંસ્મરણો

[૨]

[ ક્રમાંક ૧૮૧ પૃ. ૨૩ થી ચાલુ ]

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાન ગાંધી. વડોદરા.

**જર્મનીના** ડૉ. બુહ્‌લરે ઈસ્વીસન ૧૮૭૪ માં જેસલમેર-જ્ઞાનભંડારની મુલાકાત લીધી હતી, ત્યારે તેના પહેલાં ૫૦ વર્ષ પૂર્વે કોઈએ કરેલી ત્યાંના ભંડારની ૪૨૨ પોથીઓની સંક્ષિપ્ત નોંધરૂપ એક યાદી તેઓએ જોઈ હતી, સદ્‌ગત દલાલે સન ૧૯૧૬માં ત્યાંના ચાર ભંડારોની તાડપત્રીય અને કાગળો પર લખાયેલી મળી ૪૧૯ જેટલી પોથીઓની નોંધ લીધી હતી. તેમાંઃ—

(૧) કિલ્લાના બડા ભંડારની તાડપત્રીય ૩૪૭ પોથીઓ
,, ,, કાગળો પર લખાયેલી ૧૮ ,,
(૨) તપાગચ્છના ઉપાશ્રય-ભંડારની તાડપત્રીય ૯ ,,
,, ,, કાગળો પરની ૧૯ ,,
(૩) ડુંગરજી યતિજીના સંગ્રહની ,, ,, ૨૨ ,,
(૪) થીરૂશાહના ,, ,, ૪ ,, મુખ્ય છે.

દલાલે એવી રીતે ૪૧૯ પોથીઓ સંબંધી જરૂરી પરિચય આપેલો છે, ખાસ જરૂરી જણાયા તેવા મહત્ત્વના ગ્રંથોના આદિ અને અંતના ઉપયોગી ઉલ્લેખો તેમણે દર્શાવ્યા છે, જેથી તે તે ગ્રંથ અને ગ્રંથકાર, રચના-સંવત, સ્થળ તથા લેખન-સંવત વગેરે સંબંધી પ્રામાણિક માહિતી સુજ્ઞો મેળવી શકે. સદ્‌ગત દલાલે ત્યાંના ગ્રંથો સંબંધમાં અંગ્રેજીમાં જે કંઈ પરિચય-નોંધ લખી હતી, તે અમે તે જ સ્વરૂપમાં ત્યાં પ્રકાશમાં મૂકાવી હતી. મૂળ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ઉલ્લેખોને યથાશક્ય શુદ્ધ કરી પ્રસિદ્ધ કર્યા છે, છતાં પ્રાચીન લેખન-પદ્ધતિનો વિદ્વાનોને ખ્યાલ આવી શકે, તે માટે અનુસ્વારને અનુસ્વાર રૂપમાં જ રહેવા દીધાં, તેને બદલાવીને આધુનિક પદ્ધતિ પ્રમાણે અમે ત્યાં અનુનાસિકો કર્યા નથી. જે જે ગ્રંથો મુદ્રિત થયેલા-છપાયેલા છે, એમ અમને તે સમયે જણાયું, તે તે ગ્રંથો આગળ (મુ) ચિહ્ન અમે દર્શાવ્યું છે. દલાલની એ નોંધ ઝીણા ટાઈપોમાં છપાતાં પૃ. ૬૨ માં પૂરી સમાઈ ગઈ છે, એ પછી પૃ. ૬૩ થી ૮૦ માં જેસલમેર દુર્ગના તથા લોદ્રવાના મંદિરોના ૨૨ જેટલા શિલાલેખોને પણ નાના ટાઈપોમાં છપાવી પરિશિષ્ટમાં અમે પ્રકાશિત કરાવ્યા છે. ઉપયોગી અમરસાગરનો એક ઐતિહાસિક મહત્ત્વનો શિલાલેખ દલાલ હસ્તક શ્રી. જિનવિજયજીને મળેલો, જે તેમણે સંવત ૧૯૭૭ માં 'જૈન સાહિત્ય-સંશોધક' ત્રિમાસિકના પ્રથમ ખંડમાં ( પૃ. ૧૦૮ થી ૧૧૧ માં ) 'જેસલમેરકે પટવોં કે સંઘકા વર્ણન'માં પ્રકાશિત કરાવ્યો હતો.

ઉપર્યુક્ત ૪૧૯ પોથીઓમાંથી ઘણી પોથીઓને દલાલે ત્રુટિત અને અપૂર્ણ જણાવી

છે તથા ૨૧ જેટલી પોથીઓને 'ત્રુટિતપત્ર' 'ત્રુટિતપત્રસંગ્રહ' શબ્દથી સૂચવી છે, પરંતુ તેનો વિશેષ પરિચય તેઓ આપી શક્યા નથી. તેમાં કેટલેક સ્થળે હી. હં. ના લિસ્ટના નંબરો કૌંસમાં સૂચવાયેલા અમને જણાયા ત્યાં તેનાં લિસ્ટમાં જોઈ તેનો નામ-નિર્દેશ અમે તેની પત્ર-સંખ્યા અને શ્લોક-સંખ્યા સાથે કર્યો છે, જે અમારા અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પછી પૃ. ૬૯-૭૦ માં છપાયેલ છે.

દલાલે પ્રાયઃ પ્રો. પિટર્સનની પદ્ધતિનો સ્વીકાર કર્યો જણાય છે. જેમ પ્રો. પિટર્સને ખંભાતના શાંતિનાથજી તાડપત્રીય ભંડાર વગેરેની પોથીઓનો પરિચય કરાવતાં, તે તે ગ્રંથ લખાવી સમર્પણ કરનાર તે તે ગૃહસ્થોની સમગ્ર પ્રશસ્તિઓ પોતાના રિપોર્ટોમાં બહુધા પ્રકાશિત કરી નથી, તેમ સદ્ગત દલાલે પણ મહત્ત્વના ગ્રંથોના અંતમાંની ગ્રંથકારની પ્રશસ્તિ દર્શાવી છે, અને તે પ્રશસ્તિ પણ વિસ્તૃત હોય તો તેનું સામાન્ય સૂચન કરી તે ઉતારી નથી અને ત્યાર પછીની ગ્રંથ લખાવનાર, સમર્પણ કરનાર સદ્ગૃહસ્થની ઐતિહાસિક પ્રશસ્તિઓ ત્યાં ઉદ્ધૃત કરી નથી; તેમાં મુખ્ય હેતુ અવકાશનો અભાવ જણાય છે અને ગ્રંથોનો પરિચય કરાવવા તરફ મુખ્યતયા લક્ષ્ય રાખ્યું જણાય છે.

—એવી રીતે જોઈએ તો જણાશે કે-બડાભંડારની નં. ૯૦મી પોથીના અંતમાં જિનેશ્વરસૂરિના શિષ્ય ઉ. દેવમૂર્તિએ રચેલી ૨૫ શ્લોકોની પ્રશસ્તિ સૂચવી છે, પરંતુ ત્યાં ઉતારી નથી. એ રીતે નં. ૧૭૯ પોથીના અંતમાંની ૧૭ શ્લોકોવાળી, નં. ૧૮૧ના અંતની ૮ શ્લોકવાળી અને નં. ૧૮૩ના અંતની ૨૭ શ્લોકોવાળી પ્રશસ્તિ દર્શાવી નથી. નં. ૨૦૩ પોથીના અંતમાં તો ચરિત્રકાર લક્ષ્મીતિલકસૂરિની પણ ૩૫ શ્લોક પ્રમાણ વિસ્તૃત પ્રશસ્તિ ત્યાં ઉતારી નથી અને તે પછીની, લખાવી સમર્પણ કરનાર સદ્ગૃહસ્થની ૧૭ શ્લોકોની પ્રશસ્તિ પણ દર્શાવી નથી. નં. ૨૪૬ના અંતમાં બ્રાહ્મણગચ્છ સાથે સંબંધ ધરાવતી પ્રા ૧૦ શ્લોકોવાળી પ્રશસ્તિ ઉદ્ધૃત કરી નથી. નં. ૨૭૩ની ઉપકેશગચ્છના કકુદસૂરિ સાથે સંબંધ ધરાવતી ૨૩ શ્લોકોવાળી પ્રશસ્તિ આપી નથી. તથા પોથી નં. ૨૮૯ અને ૨૯૦ના અંતમાંની જિનેશ્વરસૂરિના શિષ્ય અભયતિલકે રચેલી ૩૧ શ્લોકોવાળી પ્રશસ્તિઓ ત્યાં ઉતારી નથી. તથા નં. ૨૯૪ના અંતમાંની જિનભદ્રસૂરિ અને શ્રાવક બલિરાજ સાથે સંબંધ ધરાવતી ૨૧ શ્લોકોવાળી પ્રશસ્તિ દર્શાવી નથી. નં. ૩૦૧ના અંતના ૩ શ્લોકો, તથા નં. ૩૧૧ અને ૩૩૨ના અંતમાં રહેલી ૪૩ અને ૩૪ શ્લોકવાળી વિસ્તૃત પ્રશસ્તિઓ ઉતારી લેવા તેમને અવકાશ મળ્યો જણાતો નથી, અથવા અનુકૂલતા મળી જણાતી નથી. તેવી જ રીતે નં. ૩૪૨ની પોથી જે જિનપતિસૂરિના શિષ્ય જિનેશ્વરસૂરિને સમર્પિત થઈ હતી, તેમની સાથે સંબંધ ધરાવતી ૨૩ શ્લોકોની પ્રશસ્તિ તેઓ દર્શાવી શક્યા નથી, તેમ જ નં. ૩૪૫ના અંતમાં ૪ શ્લોકો પણ તેઓએ ઉતાર્યા નથી.

સામાન્ય રીતે જોઈએ તો પૂર્વોક્ત ૪૧૯ પોથીઓમાં નાના-મોટા મળી લગભગ ૬૦૦ જેટલા ગ્રંથોનો સમાવેશ હોઈ તેનો પરિચય ત્યાં કરાવવામાં આવ્યો છે. રચનાની દૃષ્ટિએ વિચારીએ તો અઢી હજાર વર્ષ જેટલું પ્રાચીન અને તે પછીનું થોડું અર્વાચીન સમયનું પણ વિવિધ વિષયોનું સાહિત્ય એમાં સંગૃહીત કરવામાં આવેલું છે. જૈન સિદ્ધાંતના મહત્ત્વના મૂલ ગ્રંથો ઉપરાંત તેની નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને વ્યાખ્યાઓના ઉપયોગી પ્રાચીન ગ્રંથો એમાં જોઈ શકાય છે. તે સાથે જૈન ન્યાય, બૌદ્ધન્યાય, નૈયાયિક,

વૈશેષિક, સાંખ્ય, વેદાંત આદિ **સર્વદર્શનોના** જૂના ગ્રંથો એમાં જળવાઈ રહેલા છે, કેટલાક વાદ-વિવાદના અને ખંડન-મંડનના ગ્રંથો પણ તેમાં છે. જૈન ગણિત, ચરણ-કરણાનુયોગ ઉપદેશાત્મક તથા ધર્મકથા-ચરિતાનુયોગના કેટલાય અપ્રકાશિત ગ્રંથો તેમાં જણાય છે. તે સાથે **સર્વ સાધારણ વિષયના** વ્યાકરણ, કાવ્ય, કથા, છંદઃશાસ્ત્ર, અલંકાર, કોશ, નાટક, કલ્પ, મંત્ર જ્યોતિષ, શકુનશાસ્ત્ર, સ્તુતિ-સ્તોત્ર વિષયના અને બીજા પ્રકીર્ણ ગ્રંથો રહેલા છે, જેમાંના કેટલાક એવા પણ જણાય છે કે તેના જેવા શુદ્ધ અને પ્રાચીન ગ્રંથો બીજે ભાગ્યે જ હશે, તથા કેટલાકની બીજી નકલો અન્યત્ર કવચિત જ હશે. તેવા **અલભ્ય દુર્લભ** ગ્રંથો પણ એમાં જણાય છે.

**ભાષાની દૃષ્ટિએ** વિચાર કરીએ તો પ્રાકૃત અને સંસ્કૃત ગ્રંથોની આમાં વિપુલતા છે, તેમ છતાં થોડા અપભ્રંશ ભાષાના, હિન્દી ભાષાના અને ગૂજરાતી ભાષાના પણ ગ્રંથો આમાં છે.

**લેખન-કાલની દૃષ્ટિએ** વિચાર કરીએ તો વિક્રમની બારમી સદીના પ્રારંભથી માંડી પંદરમી સદીના અંત સુધીમાં લખાયેલી પ્રાચીન તાડપત્રીય પોથીઓ આમાં જણાય છે, ઘણા ગ્રંથોના અંતમાં લેખન-સંવત જણાવેલ છે.

**લેખન-સ્થળ** સંબંધમાં લક્ષ્ય આપીએ તો અણહિલપાટક (પાટણ), સ્તંભતીર્થ (ખંભાત), અજયમેર, જેસલમેર વગેરે સ્થળો મુખ્ય જણાય છે.

**પોથી પાનાં**-હજારો શ્લોકોવાળી મોટી મોટી પોથીઓમાં ૪૨૧, ૪૩૪, ૪૩૮ જેટલાં તાડપત્રો પડીમાત્રાવાળી પ્રાચીન લિપિથી, મનોહર અક્ષરોથી બંને બાજુએ લખેલાં જણાય છે. કેટલીક પોથીઓના રક્ષણ માટે રાખેલી ઉપર નીચેની કાષ્ટ-પટ્ટિકાઓ ઉપર સરસ રંગીન ઐતિહાસિક ચિત્રકામ પણ જોવામાં આવે છે.

તાડપત્ર પોથીઓના કદનો વિચાર કરીએ તો લંબાઇમાં ૩૭ ઈંચ જેટલાં લાંબાં તાડપત્રો જોવાય છે, તેમ નાનાં તાડપત્રો ૬ાા ઈંચ સુધીનાં પણ જોવા મળે છે. પહોળાઇમાં ૧ાા ઈંચથી ૨ાા ઈંચ સુધીનાં પહોળાં તાડપત્રોની નોંધ કરવામાં આવી છે.

આ ભંડારોમાં રહેલા કયા કયા ગ્રંથો આ દેશમાં અને પરદેશમાં છપાયા વગરના અપ્રકાશિત છે? તે જાણવા માટે તે વખતે અમે સાવધાનીથી શોધખોળ કરી હતી એથી જે જે ગ્રંથો એવા જાણવામાં આવ્યા, તે તે ગ્રંથોની આગળ ×નિશાની દ્વારા પાછળ કરેલી સમસ્ત ગ્રંથોની અકારાદિ ક્રમવાળી સૂચિમાં જ સૂચવ્યા છે. જુઓ (પૃ. ૮૧ થી ૮૮) જેમાંના કેટલાક ગ્રંથો વિદ્યાવ્યાસંગી વિદ્વાનોના ઉત્સાહથી છેલ્લાં ત્રીશ વર્ષોમાં પ્રકાશમાં આવ્યા છે.

તે સૂચિપત્રમાં નિર્દિષ્ટ થયેલા ૧ જૈન ગ્રંથકારોની તથા ૨ જૈનેતર ગ્રંથકારોની સૂચિ અમે ત્યાં તે તે ગ્રંથોના નિર્દેશ સાથે દર્શાવી છે (પૃ. ૮૯ થી ૯૩)

એ સિવાય ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી થઈ શકે તેવી ૬ સૂચીઓ કરીને તેના અંતમાં અમે જોડી છે (પૃ. ૯૪ થી ૧૦૧), જેના દ્વારા તે સૂચિપત્રમાં અને શિલાલેખોમાં મળી આવતાં જૈનાચાર્ય, મુનિ વગેરેનાં નામો, જૈન, જૈનેતર શ્રેષ્ઠી વગેરે, જૈન મુનિ-વંશ-ગચ્છાદિ, ગૃહસ્થોના વંશ, કુલ, જ્ઞાતિ, ગોત્ર વગેરેનાં નામો, રાજાઓનાં નામો તથા સ્થાનોનાં નામો સંબંધી ઉપયોગી માહિતી જિજ્ઞાસુઓ મેળવી શકે.     (ક્રમશઃ)

# ઢીંપુરી તીર્થ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીદર્શનવિજયજી. (ત્રિપુટી)

**ઢીંપુરી તીર્થ** પ્રાચીન તીર્થ છે. માળવામાં ચંબલ નદીને કાંઠે ધુમ્નારની ગુફા પાસે ઢીંપુરી તીર્થ હતું; જે આજે સંભવત: ચંદ્રાવતીના ખંડેરો તરીકે વિદ્યમાન છે. ઢીંપુરી તીર્થનો ઇતિહાસ આ પ્રમાણે સાંપડે છે :

વિમલયશા રાજાને સુમંગલા રાણીથી પુષ્પચૂલ અને પુષ્પચૂલા નામે પુત્ર-પુત્રી હતાં. પુષ્પચૂલનું વર્તન સારું નહોતું તેથી લોકો એને વંકચૂલ એવા નામથી ઓળખતા હતા. એક વાર રાજાએ મહાજનના કહેવાથી વંકચૂલને દેશવટો આપ્યો. તે, તેની બેન પુષ્પચૂલા અને તેનો પરિવાર રાજાની સરહદ બહાર નીકળી ગયાં. તેઓ ભૂલા પડયાં ને એક મોટા ભયંકર જંગલમાં અટવાઈ ગયાં. ભૂખ્યાં-તરસ્યાં પીડાવા લાગ્યાં. તે પ્રદેશમાં રહેનારા ભીલોએ તેમને સાથે લઈ જઈ પોતાની સિંહગુહાપલ્લીમાં રાખ્યાં અને વંકચૂલને પોતાનો રાજા બનાવ્યો. વંકચૂલ લૂંટારાનો ધંધો કરવા લાગ્યો અને પલ્લીનું રાજ્ય ચલાવવા માંડયો.

એક વાર આ૦ સુસ્થિતસૂરિ આબુથી નીકળી અષ્ટાપદજીની યાત્રાએ જતા હતા. વચમાં તેઓ સિંહગુહાપલ્લીએ આવ્યા ત્યારે વરસાદ શરૂ થયો; તેથી તેઓ અહીં જ ચોમાસુ રહ્યા. વંકચૂલે તો અહીં મારા રાજ્યમાં ધર્મોપદેશ ન દેવો એવી શરત કરી આચાર્યને ચોમાસુ રહેવા મકાન આપ્યું હતું. સાથોસાથ મુનિઓને શુદ્ધ આહારપાણી મળી શકે એટલા ખાતર હાલ આ ગામમાં કોઈએ દારૂ અને માંસ વાપરવાં નહીં એવો મનાઈહુકમ પણ જારી રાખ્યો હતો. ચોમાસુ પૂરું થતાં આચાર્ય મહારાજે વિહાર કર્યો. વંકચૂલ તેઓને વળાવવા ગયો. તેની સરહદ પૂરી થતાં તે અટક્યો. તેણે ત્યાં ગુરુમહારાજ પાસેથી ઉપદેશ સાંભળ્યો અને ચાર નિયમો સ્વીકાર્યા, પછી તે પોતાને ગામ આવી પહોંચ્યો.

તે ધાડ પાડતો હતો, એવામાં પહેલો નિયમ પાળવાથી તેનો જીવ બચ્યો અને બીજી વાર બીજો નિયમ પાળવાથી તેની બેન પુષ્પચૂલાનો જીવ બચ્યો. આથી તેને તે આચાર્ય પ્રત્યે ખૂબ પ્રેમ ઉપજ્યો અને નિયમપાલનમાં ખૂબ રુચિ વધી ગઈ.

વળી, કોઈ પ્રસંગે આ૦ સુસ્થિતસૂરિના ધર્મઋષિ અને ધર્મદત્ત નામના શિષ્યો અહીં આવ્યા અને ચોમાસુ રહ્યા; તેમાં એકે ત્રણ માસના અને બીજાએ ચાર મહિનાના ઉપવાસ કર્યા હતા. વંકચૂલે તેમની પાસે આવી તેઓને ધર્મોપદેશ દેવાની વિનતિ કરી, એટલે તેઓએ જિનચૈત્ય બંધાવવાનો ઉપદેશ આપ્યો અને વંકચૂલે શરાવિકા પર્વતની પાસે ચંબલને કિનારે તે જ પલ્લીગામમાં મોટું ચૈત્ય બનાવી તેમાં ભગવાન શ્રીમહાવીરસ્વામીની પ્રતિમાની સ્થાપના કરી ત્યાર પછી તો આ સ્થાન તીર્થ તરીકે ખ્યાતિ પામ્યું અને ચારે તરફથી ઘણા સંઘો અહીં યાત્રાએ આવવા લાગ્યા.

એક દિવસે એક શેઠ-શેઠાણી યાત્રાએ આવવા નીકળ્યા તે રન્તિ નદીને ઓળંગવાને નાવમાં બેઠાં, થોડું આગળ વધતાં તેમને અહીંનું શિખર દેખાયું, તેમની પાસે રાજાએ આપેલ

સોનાની કંકાવટી હતી, શેઠાણીએ ઉત્સાહમાં આવી તે જ કંકાવટીમાં કેસર, ચંદન અને કપૂર ઘોળ્યું પણ તેમાંથી છાંટણાં આપે તે પહેલાં તો કંઈક ભૂલ થવાથી તે કંકાવટી પાણીમાં પડી તળિયે ચાલી ગઈ. પછી તો શેઠની વિનતિથી વંકચૂલે એક ધીવરને તે શોધવા માટે પાણીમાં ઉતાર્યો. ધીવરે નદીને તળિયે જઈ જોયુ તો ત્યાં એક સોનાના રથમાં બે જિનપ્રતિમાઓ હતી અને તે પૈકીની જીવન્તસ્વામી શ્રીપાર્શ્વનાથની પ્રતિમાના હૃદય પર આ કંકાવટી પડી હતી, ધીવરે તે કંકાવટી લઈ બહાર આવી શેઠને આપી. શેઠે પણ તેને ઘણું ધન આપી ખુશી કર્યો. હવે ધીવરે વંકચૂલને નદી તળિયે રહેલ જિનપ્રતિમાની વાત કરી. અને વંકચૂલના કહેવાથી પાર્શ્વનાથની પ્રતિમા તેમાંથી કાઢી લાવી રાજાને આપી. વંકચૂલે તે પ્રતિમાને મહાવીરસ્વામીના ગભારામાં સ્થાપી; આ પ્રતિમા બહુ જ નાની હતી. વળી, વંકચૂલે બીજી પ્રતિમાજીને લઈ આવવા ધીવરને પાણીમાં ઉતાર્યો પરંતુ તે તે પ્રતિમાને લાવી શકયો નહીં એટલે તે રથ અને તે પ્રતિમા પાણીમાં જ રહ્યાં. વંકચૂલે આનો પૂર્વ ઈતિહાસ જાણવા માટે રાજપુરુષોને પૂછ્યું. આથી એક વૃધ્ધે જણાવ્યું કે, 'રાજન્! એક નગરનો રાજા શત્રુઓ સાથે લડવા ગયો એટલે તેની રાણીએ સોનાના રથમાં બે પ્રતિમા લાવી આ નદીના કાંઠે ગુપ્ત નિવાસ કર્યો હતો. રાણીને રાજાના મરણના ખોટા સમાચાર મળતાં તે રથ સહિત પ્રતિમાઓને નદીમાં પધરાવી પોતે પણ મૃત્યુ પામી; પરંતુ રાજા તો જીવતો હતો. તે શત્રુને હરાવી પાછો આવ્યો અને આ વૃત્તાંત સાંભળ્યો એટલે તેણે ભાગવતી દીક્ષા લઈ મુનિપણું સ્વીકાર્યું. આ પ્રમાણે પ્રાચીન ઈતિહાસ મળે છે.'

હવે વંકચૂલ રાજાએ ભગવાન પાર્શ્વનાથનું દેરાસર કરાવ્યું પરંતુ આ પ્રતિમા ત્યાંથી ઊઠયાં જ નહીં. આથી તેને ત્યાં જ રહેવા દીધાં. ભગવાન પાર્શ્વનાથની પ્રતિમા ભગવાન મહાવીરસ્વામીની પ્રતિમાથી નાની હતી અને તે તેનું બાળક હોય એવી લાગતી હતી; આથી લોકો તેને ચેલ્લણદેવ તરીકે ઓળખવા લાગ્યા અને સિંહગુહાપલ્લીનું ઢીંપુરી એવું નામ પાડયું હતું.

ત્યાર પછી વંકચૂલે ત્રીજા નિયમના પાલનથી રાજપ્રેમ મેળવ્યો ને ઉજ્જૈનમાં રાજપદ મેળવ્યું. ચોથા નિયમના પાલનથી મરીને બારમો દેવલોક મેળવ્યો.

આ૦ જિનપ્રભસૂરિ કહે છે કે ઢીંપુરી તીર્થ આજે વિદ્યમાન છે. નદીમાં પણ તે રથ અને તે પ્રતિમા છે; તે માટે લોકવાયકા છે કે, એક વૃદ્ધ ધીવરને પોતાનું વહાણ થંભી જવાથી તપાસ કરતાં સોનાના રથની ખીલી મળી હતી; જે તેણે રાખી લીધી અને સોનાનો રથ કાઢી, લઈ જવાનો મનસૂબો કરી રાખ્યો હતો, પરંતુ રાતે તે બિચારાને ઊંઘ ન આવી, બહુ ડર લાગ્યો અને તેને કોઈ મારી નાખશે એવા ભણકારા સંભળાવા લાગ્યા. આથી તે સવારે ઊઠી, જ્યાંથી લાવ્યો હતો ત્યાં ખીલીને મૂકી આવ્યો અને સુખી થયો. એમ કહેવાય છે કે કોઈ મ્લેચ્છ ભગવાન પાર્શ્વનાથને તોડવા આવ્યો હતો પરંતુ હાથ જ થંભાઈ ગયો. આ પ્રમાણે ત્યાં ઘણા ચમત્કારો થયા છે. આજે પણ ઢીંપુરીમાં ભગવાન મહાવીરસ્વામી અને ભગવાન પાર્શ્વનાથનો યાત્રામેળો ભરાય છે.

વંકચૂલે આ તીર્થની સ્થાપના કરી છે. (વિવિધ તીર્થકલ્પ)



# પ્રતિલાભિત વિહારિત કિંવા પ્રાભૃતીકૃત પુસ્તકો

લેખક : પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

મુંબઈ સરકારે આજે ત્રીશેક વર્ષો થયાં પૂનાના ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરને વહીવટ માટે પોતાની માલકીની લગભગ ૨૫૦૦૦ હાથપોથીઓ સોંપી છે. એમાં જૈન કૃતિઓને અંગેની હાથપોથીઓ આશરે પાંચ હજાર છે. આનું વર્ણનાત્મક સૂચીપત્ર તૈયાર કરવાનું મને ઈ. સ ૧૯૩૦માં આમંત્રણ મળતાં મેં એ કાર્ય પૂનામાં કટકે કટકે રહીને ૧૯૩૬માં પૂર્ણ કર્યું. આજે એ વાતને દોઢેક દસકો થવા આવ્યો છે, પરંતુ આગમિક સાહિત્ય પૂરતા ચાર ભાગો છપાયા છે અને પાંચમો છપાય છે. અનાગમિક સાહિત્યના ચાર ચાર ભાગવાળા બે ગ્રંથો થશે, પરંતુ એ તો સર્વથા અપ્રસિદ્ધ છે. અત્યારે એનો પહેલો ભાગ છપાય છે.

પૂનામાં જે વિવિધ હાથપોથીઓ જોવા-તપાસવાની મને સુંદર તક મળી તેથી મને ઘણી ઘણી બાબતો જાણવા મળી છે. એમાંથી એક બાબત વિષે હું અહીં થોડુંક કહીશ.

શ્રમણવર્ગને જ્ઞાનની આરાધનામાં સહાયક થાય એવાં સાધનોમાં પુસ્તકોનું દાન એક ઉત્તમ સાધન છે. અસલના જમાનામાં છાપવાની કળાથી લોકો પરિચિત ન હતા. શિલાછાપની પણ ખબર ન હતી એટલે પુસ્તકોની નકલો જોઈતા પ્રમાણમાં જલદી મળી શકતી નહિ. જાતે નકલ કરી લેવાની દરેકની તૈયારી ન હતી તેમજ દરેકના હસ્તાક્ષર જેવા જોઈએ તેવા સુંદર અને સુવાચ્ય ન હતા. આથી મોટે ભાગે લહિયાઓ પાસે નકલો કરાવતી મોટું પુસ્તક હોય તો ખર્ચ વધારે આવતો અને એ તો કોઈક ધનિક આપવા તૈયાર થાય તો બને.

આવી પરિસ્થિતિમાં સારા અક્ષરે લખાએલી પ્રતિ આપી પુણ્ય હાસલ કરવા—સાચો લાભ મેળવવા ધનિકો મુનિરાજોને પુસ્તક ભેટ આપતા. આ પ્રમાણે, જે પુસ્તકો અપાતાં એને માટે મોટે ભાગે 'પ્રતિલાભિત' શબ્દ વપરાતો હતો એમ જણાય છે. ઉદાહરણાર્થે હું મારા વર્ણનાત્મક સૂચીપત્ર (ભા. ૧)માંનાં કેટલાંક સ્થળોનો નિર્દેશ કરીશ.

પૃ. ૨ संवत् १७१३ वर्षे....ऋषभप्रमुखकुटुम्बयुतेन स्वश्रेयोऽर्थे पं. श्रीजिनविजयगणीनां प्रतिलाभितमिति ।

પૃ. ૭૩ संवत् १७१३ वर्षे...ताराप्रमुखकुटुम्बयुतेन स्वश्रेयोऽर्थं पं. श्रीजिनविजयगणीनां श्रीसमवायांगसूत्रपुस्तकं प्रतिलाभितं श्रीरस्तु ।

પૃ. ૧૪૧ संवत् १७०५ वर्षे....विजयदेवसूरीश्वराणां श्रा. फूलांनाम्न्या प्रतिरियं प्रतिलाभिता...।

કેટલીક વાર 'પ્રતિલાભિત' ને બદલે 'પ્રાભૃતીકૃત' એવો પ્રયોગ પણ જોવાય છે. દા. ત. પૃ. ૧૧માં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" संवत् १४५० वर्षे...श्रीआचाराङ्गचूर्णिपुस्तकं...श्रीजिनराजसूरीणां श्रीमेरुनन्दनोपाध्यायैः प्राभृतीकृतं....तैरपि प्राप्तमाचार्यादिकतः "

'પ્રાભતીકૃત' એટલે ભેટ તરીકે અપાયેલું. આ ઉલ્લેખ ઉપરથી એ વાત પણ ફલિત થાય છે કે એક મુનિ બીજા મુનિને પુસ્તક ભેટ આપતા.

આજે જેમ મોટે ભાગે અન્ન-પાણિ, ભિક્ષાર્થે—ગોચરીએ આવેલા સાધુ-સાધ્વીઓને આપવામાં-વહોરાવવામાં આવે છે અને કેટલીક વાર પુસ્તક પણ જાણે વહોરાવાય છે તેમ પૂર્વે પુસ્તક વહોરાવાતું. આને માટે **विहारित** એવો પ્રયોગ મળે છે અને એ 'વહોરાવવું'ની વ્યુત્પત્તિનો દ્યોતક છે. પૃ. ૩૨માંની નિમ્નલિખિત પંક્તિમાં **विहारिता** એવો પ્રયોગ છેઃ—

" संवत् १६६१ वर्षे....श्रीसुन्दरगणिवराणां विहारिता प्रतिरियम् "

પ્રતિલાભિત, પ્રાભતીકૃત અને વિહારિત એ ત્રણેમાં દાન દેવાનો અર્થ તરી આવે છે. એટલે કેટલીક વાર **दा** ધાતુનો આ અર્થમાં ઉપયોગ કરાયો છે. દા. ત. પૃ. ૧૧૫માં નીચે મુજબનો ઉલ્લેખ છેઃ—

" संवत् १२९२ वर्षे....श्रीअनुपमादेव्या आत्मश्रेयोऽर्थं श्रीओघनिर्युक्तिपुस्तकं श्रीमदनचन्द्रसूरिभ्यः प्रदत्तं । "

પૃ. ૧૭૭માં 'પ્રદત્તા' એવો પ્રયોગ છેઃ—

" संवत् १५७२ वर्षे....नयसिंघगणिभ्यः पुस्तिका प्रदत्ता । "

આ ઉલ્લેખમાં ચાંદૂની પુત્રી ગૌરીએ **રાજપ્રશ્નીયસૂત્ર** લખાવી એ આપ્યાની બાબત છે.

પૃ. ૧૭૧માં કહ્યું છે કે કુરદેવીએ જિનપ્રભસૂરિનો ઉપદેશ સાંભળી **ઔપપાતિક** અને **રાજપ્રશ્નીય** લખાવ્યાં અને વ્યાખ્યાનાર્થે સૂરિ, ઉપાધ્યાય અને સાધુને ખુશીથી આપ્યાં. અહીં **अदात्** એવો ઉલ્લેખ છે.

પુસ્તકો ભેટ આપવાની પ્રથાને લઈને એ આપનાર અને લેનારનાં નામ, પુસ્તકનું નામ અને એ બનાવનો સમય એમ વિવિધ હકીકતો આપણને પુસ્તિકાઓમાંથી જાણવા મળે છે. આજે પણ પુસ્તક ભેટ આપનાર પોતાનું નામ અને એ આપ્યાની તિથિ કે તારીખ લખી અન્યને-પૂજ્યને-સ્નેહીને-સાક્ષરને પુસ્તક ભેટ આપે છે. આ જ્ઞાન-દાનનો પ્રવાહ અવિચ્છિન્નપણે ચાલુ રહે એટલું ઇચ્છતો હું વિરમું છું.





# नालंदामें तीन दिन

[ एक संस्कार यात्रा ]

•

लेखक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी

•

**जैनसाहित्यमें** मगधका उल्लेख बड़े गौरवसे हुआ है। मगधमें ही श्रमण संस्कृति पल्लवित हुई है। श्रमण संस्कृतिके सार्वभौम प्रभावके ही कारण काशी देशवालोंको कहना पड़ा था कि मगधमें जो मरेगा वह गधा होगा। सांस्कृतिक साम्राज्यवादका यह एक उदाहरण है। नालन्दा, राजगृह और पाटलीपुत्र श्रमणोंके केन्द्र थे। भगवान महावीर और बुद्धदेवके जीवनका अधिक भाग यहीं पर व्यतीत हुआ था।

नालन्दामें जिस प्रकार बुद्धदेवने चातुर्मास बीताये थे उसी प्रकार भगवान महावीरने भी १४ वर्षावास किये थे। उन दिनों नालन्दा स्वतन्त्र नगर न होकर राजगृहका ही उपनगर था। 'सूत्रकृताङ्ग'में नालन्दाका विशुद्ध वर्णन है। महावीरके प्रधान गणधर इन्द्रभूति यहींके निवासी थे जो वैदिक परम्पराके प्रकाण्ड पण्डित और कुशल अध्यापक भी थे। इनका परिवार इतना विशाल था कि तीनों भाईयोंके पास १५०० छात्र विद्याध्ययन करते थे। यहीं बादमें भगवान महावीरके समवसरणमें जाकर दीक्षित हुये थे। इन्होंने द्वादशाङ्गीकी रचना कर भगवान महावीरकी कल्याणकारिणी सैद्धांतिक विचारधाराको दर्शनका पुट देकर साहित्यिक रूप दिया। यद्यपि इन्द्रभूति गौतमस्वामीकी विद्वत्ताके परिचायक ग्रन्थ या उनके मौलिक विचार सुरक्षित नहीं हैं, परंतु जैन आगमोंसे ही संतोष करना पड़ता है। आज भी नालन्दामें इन्द्रभूति गोत्रके सैंकड़ो घर विद्यमान हैं। परन्तु जैन समाजने अपने साहित्यिक नेताकी स्मृति सुरक्षित रखनेके लिये कुछ भी नहीं किया।

नालन्दासे सम्बन्धित मध्यकालीन जैन ऐतिहासिक साधन अत्यल्प उपलब्ध होते हैं। १४वीं शतीमें वाचनाचार्य राजशेखर पूर्वदेशकी यात्रा करते हुए नालन्दा भी आये थे। आचार्य श्रीजिनप्रभसूरिजीने अपने 'तीर्थकल्प'में नालन्दाकी कीर्ति लिपिबद्ध की है। मध्यवर्ती उत्तरकालमें पैदल यात्राकी सुविधा न होनेके कारण बहुसंख्यक जैनमुनि नालन्दा यात्राके लिये आया करते थे। वे अपनी सम्पूर्ण यात्राका वर्णन भी विशुद्ध ऐतिहासिक दृष्टिसे लिपिबद्ध करते थे। ऐसे उल्लेख प्राचीन गुजराती साहित्यमें पाये जाते हैं जो 'तीर्थमाला' रूपमें प्रसिद्ध हैं। १५६५में हंससोम मुनि नालन्दाकी यात्राके लिये आये

थे, वे उल्लेख करते हैं कि वहाँ सोलह जिन मंदिर थे[1]। विजयसागर दो मंदिरकी सूचना देते हैं[2]। जयविजय १० मंदिरोंकी स्थितिका उल्लेख करते हैं[3]। उपर्युक्त उल्लेखोंको बहुत समय नहीं हुआ। आज वहाँ केवल एक मंदिर पाया जाता है। जिसकी बनावट भी बहुत प्राचीन नहीं प्रतीत होती। सौभाग्यविजयजी यहाँ पर एक प्रासादकी चर्चा करते हुए गाँवमें एक जैनस्तूपकी भी सूचना देते हैं। यह स्तूप वर्तमानमें उपलब्ध नहीं। प्राचीन जिनमंदिरोंके अवशेष भी न तो मिलते हैं, न तो ऐसा स्थान ही दिखलाई पड़ता है जिसके साथ उस मंदिरके साथकी कहानी जुडी हो। सौभाग्यविजयजी प्रतिमाविहीन प्रासादका उल्लेख करते हैं।

वर्तमानमें एक मंदिर है उसमें जो जैन प्रतिमायें है उनका भारतीय जैनमूर्त्ति-विधानकी दृष्टिसे बहुत बड़ा महत्त्व है। कारण कि भारतीय शिल्पकला एवं विशेषतः मूर्त्ति-निर्माण कलामें मगधके कलाकार बहुत आगे रहे हैं। यहाँ तक कि सम्पूर्ण भारतमें मागधीय कलाकारोंकी अपनी स्वतंत्र शैली थी। आज भी मगधकी मूर्त्तियां दूरसे पहिचानी जा सकती हैं। श्रमण-संस्कृतिका केन्द्र मगधमें होनेसे कलाकारोने अपने सांस्कृतिक उत्प्रेरक तत्त्वोंको प्रस्तर पर रेखाबद्ध किया। यद्यपि मगधमें जैनमूर्तियोंकी संख्या बौद्धधर्मकी अपेक्षा बहुत कम है पर जितनी भी उपलब्ध हैं वे अन्य प्रान्तोमें प्राप्त जैन-प्रतिमाओंकी तुलनामें कलाकी दृष्टिसे अपना स्वतंत्र स्थान रखती हैं। जैन और बौद्धमूर्त्तियोंका निर्माण कलाकारों द्वारा हुआ करता था। अतः मगधकी मूर्तियोंमें परिकरके निर्माणमें पारस्परिक प्रभाव बहुत पड़ा है। मूल प्रतिमा पर तो कलाकारोका कृतित्व उतना नहीं झलकता जितना परिकरके निर्माणमें। उदाहरणार्थ मगधकी जितनी भी बुद्धमूर्त्तियां पायी जाती हैं उसमें अशोक वृक्षकी पत्तियां, देवदुन्दुभि, पुष्पमालधारी गगनविचरण करती हुई किन्नर-किन्नरियां पायी जाती हैं। बौद्धमूर्त्तिको विज्ञानकी दृष्टिसे ये उपकरण नहीं होने चाहिये। वहां तो अशोक वृक्षके स्थान पर पीपल ही चाहिये जो बोधिवृक्षका स्मरण दिला सके। अतिरिक्त दो उपकरण जैनमूर्त्ति-कलाकी बौद्धमूर्त्ति कलाको देन हैं। जैनोमें ये अष्ट प्रातिहार्यके अन्तर्गत माने गये हैं। जब कि बौद्धोंमें अष्ट प्रातिहार्य जैसी कोई कल्पना विकसित हुई हो इसका मुझे पता नहीं। अष्ट प्रातिहार्यमें प्रभावलिका प्रयोग बौद्धोंने बहुत किया है और वह भी

---

१. सोल प्रसाद तिहां अछइ जिनबिम्ब नमी जाई।
२. बिहुँ देहरे एक सो प्रतिमा, नवि लहइ वो धनि गणिमा।
३. प्रतिमा सत्तर सत्तर प्रासाद, एक एक स्युं मंडइ वाद।
४. एक प्रसाद छे जिन तणो चि., एक थूभ गाममाहिंजी,
अवर प्रसाद छे जूना जिके चि., प्रतिमा मांहि नांहिजी।

कलाके साथ। गुप्तकालीन बौद्धमूर्त्तियोंमें प्रभावली पर विविध आकृतिकी रेखायें मिलती हैं वह एक प्रकारसे बौद्धोंकी ही देन है। मगधकी जैनमूर्तियोंके पृष्ठ भागमें दो स्तम्भों पर आधृत अर्द्ध गोलाकार कमान, तदुपरि दीपक जैसा चिह्न पाया जाता है और मूर्त्तियां कमलासन पर खोदी जाती है। कहीं कहीं निम्न भागमें कमलकी नाल पर मूर्ति आधृत है। ऐसे भावसे कुछ मूर्त्तियोंके पृष्ठ भागमें सांचीका आरभी पाया जाता है। ये सब बौद्ध–मूर्त्तिकलामें विकसित अलंकरण है जिनका व्यवहार जैन–कलाकारों द्वारा भी अपनी मूर्त्तियोंमें हुआ है। नालन्दाकी शिखराकृति जो वहांकी मृण्मुद्राओंमें पायी जाती है वह भी बौद्धोंकी देन है। कुछ मूर्त्तियोंमें आरती, दीपक, नैवेद्य, शंख भी पाये जाते हैं। इस प्रकार एक ही शैलीके कलाकारों द्वारा दोनों धर्मोंकी मूर्त्तियां बननेके कारण पारस्परिक आदान–प्रदान कलात्मक दृष्टिसे हुआ है।

## नालन्दाकी जैनमूर्तियां

प्रायः यह कहा जाता है कि बौद्ध मूर्त्तिकलामें जितने आगे उतने ही जैन पश्चात् प्रायः। परन्तु नालन्दाकी जैन मूर्त्तियां उनकी इस धारणाको विपरीत सिद्ध करती हैं। इन मूर्तियोंको गुप्तकालीन बौद्ध मूर्त्तियोंकी तुलनामें आसानीसे रखा जा सकता है। मूर्त्तियोंके सब चित्र ही से संतोष करना पडेगा। प्रयत्न करने पर भी वहांके कलाप्रिय (?) व्यवस्थापककी आज्ञा फोटोके लिये प्राप्त न हो सकी। उनको ऐसा करना तीर्थंकरका अपमान प्रतीत हुआ। धन्य है उनकी सूझको !।

( १ ) मंदिरमें प्रवेश करते दाहिनी ओर एक आलेमें सप्तफणी १। फीटसे कम की ही पार्श्वनाथकी प्रतिमा अवस्थित है। उभय पार्श्वमें दो चामरधारी खडे हैं। निम्नभागमें चतुर्भुजा देवी सम्भवतः अधिष्ठित होगी। अष्ट प्रातिहार्य भी हैं।

( २ ) सामने अति श्याम पाषाण पर एक प्रतिमा है जिसका शारीरिक गठन शिल्पकलाकी दृष्टिसे अति उच्च कोटिका है। कलाकारने सम्पूर्ण शारीरिक अवयवोंके निर्माणमें शैथिल्य आने नहीं दिया। प्रतिमा पद्मासनस्थ होते हुए भी लम्ब शरीरी प्रतीत होती है। मुख पर प्रशान्तभाव झलक रहा है। उभय ओर इन्द्र कमलपत्र पर खडे हैं। कमलनाल अलगसे बनाई गई है। पार्श्वकी मुखकांति बता रही है कि वे कितनी सेवा-सुश्रुषा और भक्तिमें ओतप्रोत हैं। मानों उनकी चित्तवृत्तिका केन्द्र यह प्रकाशपुंज ही हो। प्रकाश वही है जिसकी परिचर्यामें वे अपना जीवन दे रहे हैं। इन्द्रोंके मस्तकका मुकुट और अन्तिम गुफा प्रारम्भिक पालवंशकालीन मुकुटकी स्मृति दिलाते हैं। गोलकर्ण भूषण भी पालकालीनसे लगते है। कलाकारने प्रतिमाके निम्नभागको उभय ओर तीन उपभागोंमें बांट दिया है। प्रथम, मध्यमें एक बालक दूसरेमें भक्त कर व भगवानके चरणोंमें श्रद्धाञ्जलि

दे रहा है। तीसरमें ग्रास और मध्यभागमें मृगलांछन स्पष्ट है जो शान्तिनाथकी प्रतिमाका सूचक है। दूसरी ओर प्रस्तर खिर गया है। ऊर्ध्व भागमें प्रतिमाका भामण्डल निरलंकृत ही है जिस पर मागधी कलाका प्रभाव है। मस्तक पर छत्र है जो अशोकवृक्षकी लताओ पर आधृत है। मस्तकके दोनों ओर इन्द्र पुष्पमाला लिये उत्सुकतापूर्वक गगनमार्गसे आये हुये बताये गये हैं। जहां पर इन्द्र खुदे हुये हैं उस भागका कटाव उभरा हुआ है। अब प्रश्न इतना ही रह जाता है कि इस कमनीय कलाकृतिका निर्माणकाल क्या होगा?। न तो इस पर कोई निर्माणसूचक लेख है और न बौद्धधर्मका (ये धम्मा हेतुपभवा) मुद्रालेख ही है जिससे इसके निर्माणका कुछ अन्दाज लगाया जा सके क्योकि बौद्ध धर्मके व्यापक प्रचारका प्रभाव जैन और वैदिक शिल्प पर भी पडा था। बौद्ध कालकी सभी मूर्त्तियों पर प्रायः उपर्युक्त लेख खुदवाया जाता था, अस्तु। इस प्रतिमामें लांछन है अतः इसे दसवीं शतीके पूर्वकी कृतिको मानना ही पडेगा। क्योंकि इतः पूर्वकालीन प्रतिमाओंमे कुछ-एकको छोड कर शेष लांछन विहीन है। जो भामाण्डल हैं वह बिलकुल सादा है। यदि इसे अन्तिम गुप्तकालीन प्रतिमाओंमें माने तो भी एक अडचन आती है, वह यह है कि उन दिनोंकी प्रभावली ही निर्माण शतीकी सूचिका होती है। अग्निकी ज्वालायें भामण्डलके चारों ओर बनाई जाती थी। मध्यमें प्रधान दीपक रहता था, जैसे कोई मशाल हो। गुप्तकालीन या बादके जो अवशेष मिलते हैं शायद ही कोई ऐसे हो जिनमें प्रभावली स्पष्ट न हो। इस मूर्त्तिको हमने १० और ११ वीं शती इस्वीके मध्यकी कलाकृति मानी है। कालनिर्माणमें आभूषण और पार्श्वकी वेषभूषा सहायक सिद्ध हुई है। श्याम पाषाण पर पालिश बहुत परिश्रमसे किया गया है।

(३) इस मंदिरमें मूलनायक ऋषभदेव है। मुखाकर्षण शारीरिक गठनकी अपेक्षा अधिक सुन्दर और उत्प्रेरक है। स्कन्ध प्रदेश पर केशावली स्पष्ट है। वृषभका चिह्न तथा तटसन्निकट भक्तगण अंजलिबद्ध खडा है। जहां पर पुष्पमाला धारण किये इन्द्र खडे हैं वहां दोनों ओर भी इस प्रकार खोदे गये हैं मानो मूर्तिका अभिषेक कर रहे हो। इसका निर्माणकाल १२ वीं शतीके बाद और १४ वीं के पूर्वका नहीं हो सकता।

(४) यह प्रतिमा सामनेकी पांचवीं है। २॥ फीटकी है। सप्तफणी पार्श्वनाथकी है। निम्नभागमें धर्मचक्र और हाथी हैं। यह प्रतिमा राजगृहके तृतीय पहाड पर पाई जानेवाली पार्श्वनाथकी प्रतिमासे बहुत अंशोंमें मिलती है। प्रेक्षकको कल्पना हो आती है कि दोनों एक ही कलाकारकी कृति तो नहीं है? या राजगृहवाली प्रतिमाके आधार पर इसका निर्माण हुआ है? कारण कि शारीरिक गठनमें पर्याप्त अन्तर है।

( ५ ) यह प्रतिमा-आकार प्रकारमें छोटी है और कलाकी दृष्टिसे भी सामान्य है। धर्मचक्र सुन्दर है। पार्श्व भागमें दाहिने चार और बांये पांच और प्रतिमायें है जो नवग्रहकी हैं। निम्न भागमें एक लेख खुदा है पर वह काफी बादका है।

इस प्रकार नालन्दाके मंदिरमें मूर्त्तियां पाई जाती हैं।

मागधी कलाकारोने जैन-मूर्त्ति निर्माणमें जैन संस्कृतिकी छोटीसी छोटी बातों पर भी बहुत ध्यान दिया था, इसके लिये एक उदाहरण प्रर्याप्त होगा।

इन्द्रोंके हाथमें जो चामर दिये हैं वे चमरी गायके न होकर गोटेके बने हुए हैं। जैसा कि लम्बी रेखाओंसे ज्ञात होता है। आज भी दिगम्बर जैन सम्प्रदायमें इसी प्रकारके चंवर व्यवहृत होते हैं। जैन मंदिरोमें दादा श्रीजिनदत्तसूरिजी महाराजके चरण भी विद्यमान हैं। विशाल धर्मशाला बनी हुई है, जो किसी जेलका स्मरण कराती है। व्यवस्थाके नाम पर बुद्धदेवका शून्यवाद छाया हुआ है। नालन्दामें एक दिगम्बर जैन मंदिर और धर्मशाला भी है। प्रयत्न करने पर भी हम दिगम्बर जैन-मंदिरका दर्शन न कर सके; अपराध यही था कि हम श्वेताम्बर मुनि थे।

## विचित्र अनुभव

नालन्दामें तीन दिन रह कर उसके सम्बन्धमें जितना हम लोग जान सके उसे उपर्युक्त पंक्तियोंमें लिपिबद्ध करनेका प्रयास किया गया है। यहां पर हमे पुरातत्त्वकी सामग्रीके सम्बन्धमें ऐसे विचित्र अनुभव हुए जिनसे हमे बडा दुःख और क्षोभ हुआ। बात यह है कि जिनकी नालन्दाके पास जमीन है वे कुछ लोगोंको-कतिपय वर्षोंके लिये यहां लिख देते हैं ये पट्टेदार उस अवधिमें खुदाई कर सारी सामग्री उड़ा ले जाते हैं। उनके द्वारा अवैज्ञानिक ढगंसे खुदाई करनेसे एक तो बहुतसी बहुमूल्य पुरातत्त्वकी सामग्री नष्ट हो जाती है अतः इस प्रकार देशका अहित होता है। ऐसी बहुतसी सामग्री विदेशोंमें चली गई है। आश्चर्य तो इस बातसे भी होता है कि वहांके अधिकारी इस पर कुछ ध्यान नहीं देते। नालन्दाके चौकीदारोंने भी वहांसे कितनी अमूल्य सामग्री गूम कर दी। आस-पासके गाँवोंमें खाना तलाशी लेने पर शायद ही कोई ऐसा मकान हो जिसमें कुछ पुरातत्त्व सामग्री छिपी न मिले।

नालन्दाके कलात्मक प्रतीकोको देखकर नालन्दाके अतीतकी झांकीकी वैसे तो इच्छा नहीं होती थी कि नालन्दासे वापस लौटे परन्तु समयाभावके कारण अनिच्छासे हमे २८ अप्रेलको लोटना ही पड़ा; कारण कि विहारशरीफमें भी बहुत सी सामग्री देखनी थी जो नालन्दासे लाकर वहां रखी गई थी।

# ॥ सर्वसिद्धान्तप्रवेशकः ॥

[गताङ्कतः क्रमशः]

संपादक : पूज्य मुनिराज श्रीजम्बूविजयजी

## [ वैशेषिकदर्शनम् ]

अथ वैशेषिकतन्त्रसमासप्रतिपादनायाऽऽह–×द्रव्य-गुण-कर्म-सामान्य-विशेष समवायानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगमः। तत्र नव द्रव्याणि–"पृथिव्यापस्तेजो वायुराकाशं कालो दिगात्मा मन इति द्रव्याणि।" [वैशे० सू० १-१-५]

तत्र पृथिवीत्वयोगात् पृथिवी। सा च द्विधा–नित्या चाऽनित्या च। तत्र परमाणुलक्षणा नित्या, कार्यलक्षणा त्वनित्या। सा च चतुर्दशगुणोपेता, तद्यथा–रूप-रस-गन्ध-स्पर्श-सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-परत्वा-ऽपरत्व-गुरुत्व द्रवत्व +वेगैश्चतुर्दशभिर्गुणैर्गुणवती ॥

"अप्त्वाभिसम्बन्धादापः" [प्र० भा० पृ० १४]। ताश्च रूप-रस-स्पर्श-सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-परत्वा-ऽपरत्व-गुरुत्व स्वाभाविकद्रवत्व-स्नेहवेगवत्यः। तासु च रूपं शुक्लमेव, रसो मधुर एव, स्पर्शः शीत एव ॥

"तेजस्त्वाभिसम्बन्धात् तेजः" [प्र० भा० पृ० १५]। तच्च रूप-स्पर्श-सङ्ख्या-परिमाण-पृथक्त्व संयोग-विभाग-परत्वा-ऽपरत्व-नैमित्तिक-द्रवत्व-वेगैरेकादशभिर्गुणैर्गुणवत्। तत्र रूपं शुक्लं भास्वरं च, स्पर्श उष्ण एवेति ॥

"वायुत्वाभिसम्बन्धाद् वायुः" [प्र० भा० पृ० १६] इति। स च अनुष्णाशीतस्पर्श-

---

१. नित्याऽनित्य च– L। तुलना—"सा तु द्विविधा-नित्या चाऽनित्या च। परमाणुलक्षणा नित्या, कार्यलक्षणा त्वनित्या।"–प्र० भा० (=प्रशस्तपादभाष्यम्) पृ० ४॥

× "धर्मविशेषप्रसूताद् द्रव्य-गुण-कर्म सामान्य-विशेष-समवायानां पदार्थानां साधर्म्य वैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम्"–वैशे० सू० १-१-४॥

+ यद्यपि "पृथिवीत्वाभिसम्बन्धात् पृथिवी रूप-रस-गन्ध-स्पर्श-संख्या-पृथक्त्व-संयोग विभाग-परत्वा-ऽपरत्व-गुरुत्व द्रवत्व-संस्कारवती" [प्र० भा० पृ० ४-५] इति सर्वेषु वैशेषिकग्रन्थेषु 'वेग'शब्दस्थाने 'संस्कार'शब्द पठित्वा चतुर्दशत्वं पृथिवीगुणानां वर्णितम्, तथापि संस्कारभेदेषु वेगस्यैव पृथिव्यां सम्भवाद् वेग एवाऽत्र उपात्तो ग्रन्थकृता इति बोध्यम्। यद्यपि "संस्कारस्त्रिविधो वेगो भावना स्थितिस्थापकश्च" [प्र० भा० पृ० १३६] इति प्रशस्तपादभाष्ये तदनुसारिषु च सर्वेष्वपि ग्रन्थेषु संस्कारभेदतया स्थितिस्थापकः परिगणितोऽस्ति, सोऽपि च पृथिव्यां वर्तते किन्तु वैशेषिकसूत्रेषु कुत्रचिदपि 'स्थितिस्थापक'सूचनानुपलब्धेरस्मिन्नपि च सर्वसिद्धान्तप्रवेशक-ग्रन्थे कुत्रचिदपि तस्याऽनुल्लेखात् स्थितिस्थापको नाऽभिमतोऽस्य ग्रन्थकृत इति प्रतिभाति। वेगो भावना चेति भेदद्वयमेव स्वीकुरुतेऽय ग्रन्थकारः इति प्रतीयते। तथा च भावनाया आत्मन्येव वृत्तेः परिशिष्टस्य वेगाख्यसंस्कारस्यैव पृथिव्यां वृत्तेः वेगवत्त्वमेव पृथिव्या वर्णितम्–इति बोध्यम् ॥

सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-परत्वा-ऽपरत्व-वेगैर्नवभिर्गुणैर्गुणवान् धृति-कम्पादिलिङ्गः शब्दलिङ्गो गन्धादिवियुक्तः अनुष्णशीतस्पर्शलिङ्गश्चेति ॥

'आकाशम्' इति पारिभाषिकी संज्ञा, एकत्वात् *तस्य। सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-शब्दैः षड्भिर्गुणैर्गुणवत् शब्दलिङ्गं चेति ॥

"कालः परा-ऽपरव्यतिकर-यौगपद्या ऽयौगपद्य-चिर-क्षिप्रप्रत्ययलिङ्गः" [प्र० भा० पृ० २६]। स सङ्ख्या परिमाण पृथक्त्व-संयोग-विभागैः पञ्चभिर्गुणैर्गुणवान् ॥

'इत इदम्' इति यतस्तद् दिशो लिङ्गम्। तद्यथा—इदमस्मात् पूर्वेण इदमुत्तरेणेति। सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभागैः पञ्चभिर्गुणैर्गुणवती, संज्ञा च पारिभाषिकी चेति ॥

"आत्मत्वाभिसम्बन्धादात्मा" [प्र० भा० पृ० ३०]। स च चतुर्दशभिर्गुणैर्गुणवान्। बुद्धि-सुख-दुःखेच्छा-द्वेष-प्रयत्नलिङ्ग×--धर्मा-ऽधर्म-संस्कार-सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभागाश्चतुर्दश गुणाः ॥

मनस्त्वाभिसम्बन्धाद् मनः। तच्च क्रमज्ञानोत्पत्तिलिङ्गं सङ्ख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-परत्व-वेगैष्टभिर्गुणैर्गुणवत्। इति द्रव्यपदार्थः ॥

---

२. अधृति°- D। तुलना—"विषयस्तूपलभ्यमानस्पर्शाधिष्ठानभूतः स्पर्श-शब्द-धृति-कम्प-लिङ्गः तिर्यग्गमनस्वभावो मेघादिप्रेरण-धारणादिसमर्थः।" - प्र० भा०, पृ० १८ ॥

३. गन्धादिमुक्तः- L। See "क्षितावेव गन्धः" - प्र० भा०, पृ० ११ ॥

४ °स्पर्शश्चेति- L॥ ५. °यौगपद्यचिर°- L॥ ६. °प्रत्ययः सङ्ख्या°- D। तुलना—"कालः परापरव्यतिकर-यौगपद्या-ऽयौगपद्यचिर-क्षिप्रप्रत्ययलिङ्गः।"-प्र० भा०, पृ० २६ ॥

७. इति- L। तुलना—"इत इदमिति यतस्तद् दिश्यं लिङ्गम्।" वैशे० सू० २-२-१० ॥

८. परि°- L॥ ९ °लिङ्गं मनः संख्या°- L॥

१०. °परत्वा-ऽपरत्वैः सप्तभिर्गुणै°- D। तुलना—"तस्य गुणाः संख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-परत्वा-ऽपरत्व-संस्काराः।" - प्र० भा०, पृ० ३६। "संस्कारश्च मूर्तत्वादेव वेगाख्यः।" - प्र० भा० व्योमवती पृ० ४२७। "सख्या-परिमाण-पृथक्त्व-संयोग-विभाग-परत्वा-ऽपरत्व-संस्काराः मन.समवेता ॥ १५४॥" - सप्तपदार्थी (शिवादित्यरचिता)।

---

* 'आकाश-काल-दिशामेकैकत्वादपरजात्यभावे पारिभाषिक्यस्तिस्रः संज्ञा भवन्ति - आकाशः कालो दिगिति" - प्र० भा० पृ० २३ ॥

× "प्राणा-ऽपान-निमेषोन्मेष-जीवन-मनो-गतीरिन्द्रयान्तरविकाराः सुख दु.खेच्छा-द्वेष-प्रयत्नाश्चा-ऽऽत्मनो लिङ्गानि" - वैशे० सू० ३-२-४। "आत्मलिङ्गाधिकारे बुद्ध्यादयः प्रयत्नान्ताः सिद्धाः" - प्र० भा० पृ० ३४। "आत्मलिङ्गेति। प्राणादिसूत्रे बुद्धिः कण्ठरवेण नोक्ता इति चेत्, सूत्रेण विनाऽस्याः प्रत्येयत्वात्, देवदत्तबुद्ध्या विष्णुमित्रस्येच्छाद्यदर्शनेनाऽऽत्मनीच्छादिकथनेन जनकतया तत्समानाधिकरणबुद्धेः सूचितत्वात्।" - प्र० भा० सेतु० पृ० ३८९।

# નવી મદદ

૫૧) પૂ. આ. વિજયઅમૃતસૂરિજી મ. ના સદુપદેશથી શ્રીપાંજરાપોળ જૈન ઉપાશ્રય, અમદાવાદ.
૫૧) પૂ મુનિ શ્રીકંચનવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સોસાયટી જૈન સંઘ, અમદાવાદ.
૫૦) પૂ પં. સુંદરવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈનસંઘ, ઈલોલ.
૫૦) શ્રીકીકાભટ્ટની પોળના જૈન ઉપાશ્રયના વહીવટદાર શેઠ વીરચંદભાઈ મૂળચંદભાઈ.
૨૦) પૂ. આ. વિજયહર્ષસૂરિજી મહારાજના સદુપદેશથી શ્રી જૈન સંઘ, ધોરાજી.
૧૫) પૂ ઉપા૦ શ્રીધર્મવિજયજી મ. ના સદુપદેશથી શ્રીજૈનસંઘ, રાણપુર.
૧૨) પૂ. મુ શ્રીકમલવિજયજીના સદુપદેશથી શ્રીજૈનસંઘ, બામણગામ.
૧૦) પૂ. પં. લલિતવિજયજીના સદુપદેશથી શ્રીજેઠાલાલ ગટાભાઈ, સમૌ.
૧૦) પૂ આ. વિજયભુવનતિલકસૂરિજી મ. ના સદુપદેશથી શ્રીતપગચ્છ અમર જૈન શાળા, ખંભાત.
૧૦) પૂ પં. તિલકવિજયજી મ.ના સદુપદેશથી શ્રીજૈન સંઘ, આમોદ.
૧૦) પૂ. મુનિશ્રીલલિતમુનિજીના સદુપદેશથી શ્રીવિશાશ્રીમાળી તપગચ્છ સંઘ, જામનગર.
૧૦) પૂ. પં. હેમસાગરજી મ.ના સદુપદેશથી શ્રીદેવચંદ ધરમચંદની પેઢી, ડભોઈ.
૧૦) પૂ. ઉ. ધર્મવિજયજી મ.ના સદુપદેશથી શ્રીજૈન સંઘની પેઢી, જુનાગઢ.
૧૦) પૂ. આ. વિજયહિમાચલસૂરિજી મ ના સદુપદેશથી શ્રીજૈન સંઘ, ઉદયપુર.
૫) પૂ. મુનિરાજ શ્રી સુબોધવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, પામોલ.
૫) પૂ. પં. પ્રવીણવિજયજી મ.ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, તલેગામ–દાભાડા.
૨) શ્રીવિશાશ્રીમાળી જૈન મહાજન, લાંઘણજ.



# ગ્રંથ–સ્વીકાર

૧. સદાચાર અને સુખ : લેખક-કવયિતા : ઉપાધ્યાય સિદ્ધિમુનિ, પ્રકાશક–સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય. અમદાવાદ. કિંમત દોઢ રૂપિયો.

૨. भक्तिभावना : (નૂતન સ્તવન સંગ્રહ)—રચયિતા : મુનિરાજ શ્રીભુવન-વિજયાન્તેવાસી મુનિ જમ્બૂવિજયજી प्रकाशक : શ્રી જૈનઆત્માનંદસભા, ભાવનગર.

૩ श्रीजिनजन्माभिषेक : अनुवादक : પં. બેચરચંદ્ર બાંઠિયા 'વીરપુત્ર' જૈન સિદ્ધાંત શાસ્ત્રી, ન્યાય–વ્યાકરણ તીર્થ, પ્રકાશક : શ્રીશ્વેતાંબર સાધુમાર્ગી જૈન હિતકારિણી સંસ્થા : બિકાનેર. મૂલ્ય ; સવા રૂપિયા.

૪. શ્રીઆત્મવિવેકમંજરી: યોજક મુનિરાજ શ્રીમહિમાપ્રભવિજયજી, પ્રકાશક–શેઠ લલ્લુભાઈ લીલાધર, માંગરોલ (સૌરાષ્ટ્ર)

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.

# विषय-दर्शन







॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| अंक : ४ | પોષ સુદિ ૮ : સોમવાર : ૧૫ જાન્યુઆરી | १८४ |


# श्रीअजितनाथस्तवः ॥

बाह्यान्तरङ्गारिजयं विधाय यश्चक्रे पितुः स्वस्य च नाम सार्थकम् ।
तं तीर्थनाथं जितशत्रुनन्दनं, भक्त्याऽजितं योगिगुरुं स्तवाम्यहम् ॥ १ ॥

ये जन्तवो देव ! तव प्रसादतो, लब्ध्वाऽऽत्मलाभं विरतिं प्रपद्य च ।
शान्ताः सदैकान्तनिवाससेविनः, प्रारम्भका योगविधेर्भवन्ति ते ॥ २ ॥

क्षुत्तर्षनिद्रेन्द्रियमारुतासनाभ्यासेन चिद्रूपनिरूपणोद्यताः ।
त्वां प्राप्य नाथं स्वयमेव हेलया, तन्निष्ठतायोगमयेन्ति योगिनः ॥ ३ ॥

यन्मानसे ध्वस्तसमस्तकल्पनावीचीत्रये शुद्धसमाधिपङ्कजे ।
त्वं हंसवत् स्वच्छतमे निलीयसे, निष्पन्नयोगाः स्युरमी न संशयः ॥ ४ ॥

इत्थं त्रिभेदक्रमयोगसाधनं, कुर्वन्ति ये देव ! तवोपदेशतः ।
तेषां न दूरेऽखिललब्धिशालिनां, श्रीवैजयेयाजित ! तावकं पदम् ॥ ५ ॥

॥ इति श्रीअजितनाथस्तवः ॥ २ ॥





# ઈતિહાસના અજવાળે

[ ૧૧ ]

લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

સમ્રાટ ખારવેલ સંબંધી ઐતિહાસિક નોંધ જોયા પછી, આપણી નજર જે વિક્રમ સંવત ચાલી રહ્યો છે એના પ્રવર્તાવનાર વિક્રમાદિત્ય તરફ વાળવાની છે. જે સંવતમા બે હજાર ને સાતમા વર્ષમાં આપણે જીવન જીવી રહ્યા છીએ એના સ્થાપક મહારાજા અંગે–સંવત્સર ચલાવનાર વિક્રમાદિત્ય અંગે વિદ્વાનોમાં મોટો મતફેર છે. એક રીતે કહીએ તો જૈનેતર લેખકોના લખાણોમાં ઘણી જૂજ માહિતી મળે છે અને તે પણ એક બીજા સાથે સામ્ય ધરાવતી નથી. આ સંબંધમાં વજનદાર વૃત્તાંત જૈનધર્મના ગ્રન્થોમાંથી ઉપલબ્ધ થાય છે. વિક્રમપ્રબંધ, વિક્રમચરિત્ર, સિદ્ધસેન દિવાકરજીનો પ્રબંધ અને બત્રીસ પૂતળીઓની વાર્તા જેવા પુસ્તકોમાં વિક્રમરાજાના પરાક્રમ અંગે ભારતવર્ષની પ્રજાના દુઃખ નિવારણમાં એ પરદુઃખભંજન રાજવીએ ભજવેલા ભાગ સંબંધમાં ઘણું કહેવાયું છે. એ બધા પર ઈતિહાસની મહોર છાપ મારી શકાય તેમ નથી જ. આમ છતાં જૈનધર્મના પવિત્ર એવા શ્રીકલ્પસૂત્રના પ્રાંત ભાગે જે 'કાલિકાચાર્યની કથા' ઉપલબ્ધ થાય છે અને એમાં ઉજ્જૈની સંબંધી જે માહિતી આપવામાં આવી છે તે સંવત્સર ચલાવનાર વિક્રમ રાજાના જીવન પર ઠીક ઠીક અજવાળું પાડે છે, એટલુંજ નહીં પણ એ અંગે જે સાલવારી નોંધાયેલી છે એ પરથી ચાલુ સવંતના અંકોડા સાંધવામાં કંઈ મુશ્કેલી નડતી નથી. જૈન ગ્રંથોએ પૂરી પાડેલ આ મહત્ત્વની સામગ્રી પછી જ 'પરદુઃખભંજન વિક્રમ રાજા' એ કલ્પિત વિભૂતિ છે એવી અમુક વિદ્વાનોની માન્યતા નાબૂદ થઈ, અને ધારાનગરીમાં બે હજાર વર્ષ પૂરાં થયાની સ્મૃતિમાં ઊજવણી કરવામાં આવી.

ઉજ્જૈનીમાં–ગર્દભિલ્લ નામા જુલ્મી રાજાના સમયમાં પ્રજા એટલી હદે દબાઈ ગઈ હતી કે, રાજવીના અત્યાચારો સામે હરફ સરખો ઉચ્ચારી શકતી નહીં! વિદ્યાસિદ્ધિના બળ પર નાચતો એ રાજા પ્રજાની વહુ–દીકરી પર ગમે તેવો વર્તાવ ચલાવતો. એ પોતાને અજેય માનતો અને સ્વચ્છંદતામાં મહાલતો. ત્યાં શ્રીકાલિકાચાર્ય નામા વિદ્વાન આચાર્યનાં પગલાં થયાં. તેમનાં સંસારીપણાનાં બ્હેન સરસ્વતી નામે સાધ્વી પણ વિચરતા એ સમયે અવંતીમાં આવી પહોંચ્યાં. રૂપવતી એ યુવાન સાધ્વીને જોતાં જ ગર્દભિલ્લ રાજાની નજર બગડી. તેણે પોતાના નોકરો મારફતે એ પવિત્ર સાધ્વીને ઉપાડી મંગાવી અંતઃપુરમાં મોકલાવી દીધી.

આ સમાચાર નગરીમાં પ્રસરતાં હોહાકાર મચી રહ્યો. જૈન સમાજ ખળભળી ઊઠ્યો. મહાજન એકત્ર થયું અને મોવડીઓએ દરબારમાં જઈ આ જાતના અત્યાચાર પરથી હાથ ઉઠાવવા પ્રાર્થના કરી પણ સત્તાના ઘેનમાં અંધ બનેલા રાજવીએ કોઈને મચક ન આપી. મહાજન નિરાશ વદને પાછું ફર્યું. આ સમાચાર વસતીમાં રહેલા સૂરિ શ્રીકાલિકાચાર્યના કાને પડતાં જ એ ભભૂકી ઊઠ્યા.

એક ચારિત્રસંપન્ન સાધ્વીના પવિત્ર જીવન પર આ જાતનો હુમલો ન જ ચલાવી લેવાય. એ તો માનવતાને લંછનરૂપ ગણાય. એ સામે પડકાર દેવો જોઈએ જીવનના ભોગે પણ સાધુતાનું રક્ષણ કરવું ઘટે. નારીજાતના અનુપમ આભૂષણસમા શિયળવ્રતનું સંરક્ષણ એ યુગધર્મ લેખાય. તેમણે જોઈ લીધું કે તેઓશ્રીના મંતવ્યને સાચું માનવા છતાં અવંતીની પ્રજા એટલી નિર્વીર્ય બની ગઈ હતી કે તેનાથી કંઈ થાય એવો સંભવ નહોતો. આસપાસના રાજાઓમાં પણ ગર્દભિલ્લ સામે યુદ્ધ ખેડવાની શક્તિ નહોતી. આ જોયા પછી પ્રાભાવિક આચાર્યે પોતાનું કર્તવ્ય જોઈ લીધું. સાધુવેશ અને એના કાનૂનો થોડા સમય માટે બાજુ પર મેલ્યા અને ભારતની સરહદ નજીકના પ્રદેશમાં રાજ્ય કરતા શકો પાસે પહોંચ્યા. અવંતીમાં પ્રવર્તી રહેલા જુલમની વાત કહી, ધર્મ અને પવિત્રતાના રક્ષણ માટે તેમને તૈયાર કર્યા. તેમના દ્વારા ગર્દભિલ્લનો પરાજય થયો. સરસ્વતી સાધ્વીને મુક્ત કર્યાં. પ્રજામાં શાંતિની સ્થાપના થઈ. પુનઃ આચાર્યશ્રી આલોચના પૂર્વક સાધુજીવનમાં પ્રવેશ્યા. અવંતીના પ્રદેશમાં અને બીજા આસપાસના ભાગોમાં આ શક લોકોએ લગભગ પાંચેક વર્ષ રાજ્ય કર્યાની વાત પુરવાર થાય છે.

આવું પવિત્ર કાર્ય કરવા સારુ સુષુપ્ત પ્રજામાં ફરજ અંગે જે મહાત્માએ પોતાના સાધુજીવનને હોડમાં મૂકી સમયોચિત પગલું ભર્યું, એમને આજના કેટલાક સાક્ષરો 'દેશદ્રોહી' તરીકે ચીતરી રહ્યા છે! યુ. પી. સરકાર, જે પુસ્તકમાં આવી મોમાથા વગરની વાતો ભરી છે, એને પાઠ્યપુસ્તક તરીકે ચલાવે છે! અફસોસ!!

આટલું લંબાણ કરવાનું પ્રયોજન એ કારણે છે કે જે ગ્રંથોના આધારે વિક્રમાદિત્યનું અસ્તિત્વ પુરવાર થાય છે એ ગ્રંથોના લખાણોને આજના સાંપ્રદાયિક રંગે રંગાયેલા સાક્ષરો કેવી ઊલટી રીતે રજૂ કરે છે એનો ખ્યાલ આવે અને સુષુપ્ત જૈન સમાજ જાગૃત બને.

કેટલાકના મંતવ્ય મુજબ ગર્દભિલ્લના પુત્ર વિક્રમે શકો પાસેથી ઉજ્જૈનીનું રાજ્ય પાછું જીતી લીધું. બાપની આબરુને લાગેલ બટ્ટો દૂર કરવા, પ્રજાને દરેક પ્રકારે સુખી કરી, ભારતવર્ષમાં શૂરાતનનો ડંકો વગાડ્યો, પણ બીજા વિદ્વાનો એ અંગે જુદો મત ધરાવે છે. વિક્રમાદિત્યને વિશેષ નામ નથી ગણતા પણ પરાક્રમદર્શક વિશેષણ માને છે અને ગુપ્તવંશના 'ચંદ્રગુપ્ત'ના કાળે પરદુ:ખભંજન વિક્રમ રાજાની સર્વ કાર્યવાહી ચઢાવે છે. ઈતિહાસકાર વિન્સેન્ટ સાહેબ પણ એ વાતને મળતા થાય છે. 'The Early History of India' P. 276. 277. માં લખે છે કે—

The Saka dynasty which was overthrown in or about 395 A. D. had been founded in the frist ceutury of the Christian era, probably by a chief named Bhiwaka Kshaharata, who was followed by Nahapana, a member of the same clan......

એ જ પેરેગ્રાફમાં ઉજ્જૈન સંબંધમાં નિમ્ન શબ્દો આવે છે.

The Capital of Chashtana and his successors was Ujjain, one of the most anceint cities of India; the principal depot for

the commerce between the forts of the west and the interior, famous as a seat of larning and civilization, and also notable as the Indian Greenwhich from which longtitudes were recorded. The place which is still a considerable town with many relics of its part greatness reltns its ancient have, and was for a time the capital of Maharaja Sindia.

ઉપરના ફકરામાં ઉજ્જૈન કેવું પ્રખ્યાત નગર હતું અને ધંધાનું કેન્દ્ર હતું તેમજ વિદ્યાધામ હતું અને વર્તમાનમાં 'ગ્રીનીચ' (યુરોપ)ને જે મહત્ત્વ અપાય છે તેવું મહત્ત્વ ભારતવર્ષમાં એ ધરાવતું હતું, ઇત્યાદિ નોંધ છે. એ ઉપરથી સહજ અનુમાની શકાશે કે ગર્દભિલ્લ પછી ગાદીએ આવનાર શકો કોઈ મામુલી માણુસો નહોતા પણ ચારિત્રસંપન્ન અને પ્રજાની આબાદીમાં વૃદ્ધિ કરનાર તેમજ જ્ઞાનપિપાસુ હતા. પાછળથી યુદ્ધકાળના એ વર્ષોમાં ગુપ્તવંશી ચંદ્રગુપ્તના હાથે કિંવા વિક્રમાદિત્ય નામા ગર્દભિલ્લ રાજવીના વંશજના હાથે ગમે તે કારણે પરાભવ પામ્યા હોય. દીર્ઘદર્શી સૂરિમહારાજ શ્રીકાલિકાચાર્યે એમને અવંતીની ગાદી પર આણવામાં કંઈજ ભૂલ નહોતી કરી; એ ઉપરના ફકરામાંથી દીવા જેવું તરી આવે છે. નારીજાતના ગૌરવની રક્ષા કરનાર એ મહાત્માના સામે ધૂળ ઉડાડનાર વૃંદાવન શર્મા જેવા હળદરના ગાંઠીએ ગાંધી બની બેઠેલા સાક્ષર નોંધી રાખે કે એ ધૂળ તેમની પોતાની આંખમાં જ પડવાની છે. સત્ય છૂપું રહેતું જ નથી.

એ છાપરે ચઢીને બોલવાનું છે યાને ઉઘાડું છે કે Chandragupta Vikramditya, although tolerant of Buddhism and Jainism, was himself on orthodox Hindu, specially devoted to the cult of Vishnu.

ભાવાર્થ—ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય જો કે બૌદ્ધ અને જૈનધર્મ પ્રત્યે ઉદાર દૃષ્ટિવાળો હતો, છતાં તે હિંદુ યાને વેદધર્મનો અનુયાયી હોઈ વિષ્ણુ ભગવાનનો ઉપાસક હતો.

આ ઉપરથી પણ સહજ પુરવાર થઈ શકે છે કે આચાર્ય મહારાજ કાલિકાચાર્યે ખોટું પગલું ભર્યું હોત અને જૈનોએ એમાં સાથ પુરાવ્યો હોત તો પાછળથી શકોનો પરાજય કરનાર વિક્રમાદિત્ય 'જૈનધર્મ' કે 'જૈનો' પ્રત્યે ઉદાર દૃષ્ટિવાળો ન રહી શક્યો હોત. દક્ષિણ પ્રાંતમાં નિર્દોષ જૈનોની કતલ વૈદિકધર્મી હોવાના કારણે ધર્માંધ બની જે રાજાઓએ કરેલી અને જેનાં ચિત્રો ત્યાંના મંદિરોની દિવાલ પર આજે પણ જોવામાં આવે છે એવું અહીં માળવામાં ગુપ્તવંશી વિક્રમાદિત્યે પણ કર્યું હોત અને એમ કરવામાં તે દક્ષિણના રાજાઓની જેમ હરગીજ દોષિત ન લેખાત. ટૂંકમાં કહેવાનું એટલું જ કે ઇતિહાસના ઊંડાણમાં અવગાહન કરતાં સહજ જાણી શકાય છે કે જૈનધર્મે રાષ્ટ્રના ઘડતરમાં, પ્રજાના ચારિત્ર્યના ઉચ્ચ ચણતરમાં સુપ્રમાણ ફાળો આપ્યો છે અને એ માટે જૈન ગ્રંથોમાં આવતી નોંધો, એ નથી તો અતિશયોક્તિભરી કે નથી તો ફુરસદના સમયના ફડાકા જેવા. જરૂર છે એ દિશામાં જૈનધર્મના અભ્યાસીઓએ વધુ રસ લઈ, એ પાછળ મંડી પડી આજના દેશકાળને અનુરૂપ આવે તે રીતે નક્કર વસ્તુસ્થિતિ જનતા સામે રજૂ કરવાની. આ જાતના કાર્યમાં ઝુકાવનાર બંધુઓને જૈન સમાજે પીઠબળ આપવું જોઈએ અને એ જાતનાં ઐતિહાસિક મંતવ્યો પ્રગટ કરવા સારુ એક અલગ ખાતું ઊભું કરવું જોઈએ. એને દસ્તક સારા પ્રમાણમાં ફંડ પણ જોઈએ જ. [ચાલુ]



# એક પ્રાચીન જૈન નિરીક્ષણ

લેખક : પં. શ્રીયુત ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી. વૈદ્ય.

## ( મહેમદાવાદ—પીપ્પલેશ્વર અને હાટકેશ્વર.[1] )

ગુજરાતનાં સુપ્રસિદ્ધ ગામોમાં રાજવંશીઓના વસવાટથી પ્રસિદ્ધ થયેલું મહેમદાવાદ ગામ, જૈનોની વસ્તીથી ભરપુર ખેડા શહેરથી પૂર્વમાં છ માઈલ દૂર અને પૂર્વમાં આવેલા મહુધા ગામથી પશ્ચિમે તેર માઈલ દૂર, તેમ બોમ્બે બરોડા સેન્ટ્રલ ઈંડિયા રેલ્વે સ્ટેશનથી અડધો માઈલ દૂર આવેલું છે. આ ગામમાં હાલ બ્રાહ્મણ, વાણિયા અને મુસલમાનોની મુખ્ય અને સમૃદ્ધ વસ્તી છે. બ્રાહ્મણ જાતોમાં ઔદીચ્ય સહસ્ર, ઔદીચ્ય ટોળકીઆ, વડાદરાબ્રાહ્મણ, નાઈબ્રાહ્મણ જાતિઓ મુખ્ય છે. વણિક જાતિઓમાં વીસા, ખડાયતા, નાગર અને ઝાલોરાઓ છે. શ્રીમાલી વાણિયાની અલ્પસંખ્યક જૈન વસ્તી પણ છે પરન્તુ જૈનદેવાલયનો અભાવ છે. નિરીક્ષણ કરતાં જૈનદેવળનું પ્રાચીન અવશેષ જોવામાં આવ્યું, તેનું વર્તમાન સ્વરૂપ આ પ્રમાણે છે.

**પીપ્પલેશ્વર અને હાટકેશ્વર મહાદેવ—મહાદેવ પોળ સામે:**

આ દેવાલયનો મુખ્ય ભાગ અને વેદિકા મળી આશરે ૨૫ + ૩૦ ફીટ સમચોરસ જમીન રોકે છે. મૂળ ગર્ભગૃહમાં પીપ્પલેશ્વરની સ્થાપના હાલ કરેલી છે. જે મૂળ ગર્ભગૃહ છે તે અંદરથી સાતેક ફુટ લાંબુ–પહોળું દેખાય છે. હાલ જેમાં હાટકેશ્વર સ્થાપ્યા છે તે બન્નેની વચ્ચે એક સાંકડું દ્વાર છે. તેથી સમજી શકાય છે કે પીપ્પલેશ્વર ગર્ભગૃહ હતું અને હાટકેશ્વર મંડપ હતો. બાજુની દિવાલો તોડીને ઉત્તરાભિમુખ દેવળને પૂર્વાભિમુખ બનાવવામાં આવ્યું છે. તેને અડોઅડ અષ્ટકોણ વેદિકા છે. તેમાં હાલ તો પીપળાના ચોતરા જેવુ જણાય છે પરન્તુ પૂર્વે–અસલ તે જૈનોના ચતુર્મુખ ભગવાનની વેદિકા હશે, કારણ કે તેમાં હાલ દક્ષિણ તરફ એક નાનો ગોખલો છે તેમાં બબ્બેની લાઈનમાં થઈ ત્રણ લાઇનોમાં તીર્થંકરોની છ મૂર્તિ કોતરેલી દેખાય છે, તેમ જ વચમાં એક ભાગ છોડી બીજામાં ખરબચડા

---

૧. આ દેવળ સંબંધી યોગ્ય માહિતી અને નિરીક્ષણની પ્રેરણાનું માન ભૂલાપોળમાં વસતા ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ–વૈદ્યરાજ માણેકધરજીને ઘટે છે. તેઓ તરફથી આ દેવળ વિષે એટલું કહેવામાં આવ્યું કે આ દેવળ પ્રાચીન જૈન દેવળ છે. કેટલાંક વર્ષો પૂર્વે આ દેવળમાં ખંડિત જૈનમૂર્તિઓ ઘણી હતી અને તે ખેડાના જૈન સંઘને ખબર પડવાથી નિરીક્ષણ માટે આવેલાં ત્યારે ખંડિત મૂર્તિઓ ચોરા ઉપર દ્વારબંધ પડેલી જોઈ હતી પરન્તુ સર્વ અસ્તવ્યસ્ત હોવાથી કાંઈ પણ તેના વિષયમાં કર્યા વિના પાછા ફર્યા હતા.

પથ્થરમાં કોતરાયેલી પરિકર સાથે આશરે એક વેંત ઊંચી મૂર્તિ છે. તે ઘણા ખરા ભાગોથી ટોચાઇ ગઇ છે. તેના ઉપર ચૂનાથી ધોળવામાં આવ્યું છે. ૭ મૂર્તિઓવાળી તક્તી અખંડિત છે. પીપ્પલેશ્વર એટલે ગર્ભગૃહ તરફની બહારની ભીંતની પ્રાચીન રચના જોતાં તેમાં કેડ જેટલે સુધી પથ્થરો જડેલા જોવામાં આવે છે અને તેના ઉપર ઈંટથી ચણતર કરેલું છે. તેના ઉપર નજર કરવાથી સમજાય છે કે દોઢેક માથોડું ઊંચે સુધીનો આ ભાગ કાયમ રહેલો છે અને તેના ઉપર ચણતર કરી બેડોળ ઘુમ્મટ બનાવેલો છે. આ દેવળની પશ્ચિમ દિવાલે એક ખડકીબંધ ઘર છે. તે તરફ જઇ જોતાં તેની પ્રાચીન રચના જોવામાં આવે છે. હાલ સ્થપાયેલા હાટકેશ્વરવાળો ભાગ પછી બનેલો હતો. તેના ઉપર સુશોભિત શ્વેત પ્લાસ્ટર વર્ષોની વર્ષાઓ થઈ જવા છતાં અને ક્વચિત્ હરિયાળી ઘાસે તેમાં મૂળિયાં નાખ્યા છતાં એવું ને એવું જ જોવામાં આવે છે.

**દેવાલયની સ્થાપના કરનાર અને તેનો સમયઃ**

ખંભાતનિવાસી સુપ્રસિદ્ધ શ્રાવક કવિ-સંઘવી ઋષભદાસે પોતાના રચેલા 'હીરસૂરિ-રાસ'ના પૃ. ૨૨૩ (આ. કા. મ. મૌક્તિક-૫)માં હીરસૂરિજીના સેવક પ્રસિદ્ધ શ્રાવકોની સંક્ષિપ્ત વિગત સાથે ટીપ આપી છે. તેમાં આ પ્રમાણે લખેલું છેઃ—

[1]ઠક્કર-જસરાજ જસવીર રે, મહિમુદપુરે દેહરું; આબુ ગઢિ સંઘવી થયા એ; ૧૮

આ કવિતામાં અપાયેલાં નામોવાળા શ્રાવકોનાં નામ સાથે જોડાયેલી ઠક્કર અવટંક પોરવાડ, શ્રીમાલી ઉપરાંત ઓસવાલોમાં પણ ગોત્ર તરીકે ઓળખાવવામાં વપરાયેલી, જે પ્રાચીન ધાતુપ્રતિમાલેખોમાં જોવામાં આવે છે. પોરવાડ જ્ઞાતિના નામ સાથે જોડાયેલી શિલાલેખોમાં વપરાયેલી અવટંકો-ઠક્કર, વ્યવહારી, શ્રેષ્ઠી, મહત્તર, મંત્રી, મહં, દોસી, સાહ, પં. પરીખ, સંઘવી, કોઠારી, ગાંધી, વોરા જોવામાં આવે છે, એ વિષે વિશદ વિવેચન કરવું અત્રે જરૂરી નથી. કહેવાનો સારાંશ એ છે કે તેઓ કઈ જ્ઞાતિના હતા તે અવટંક ઉપરથી નક્કી કરવું અસંભવ છે પરન્તુ તેમની સદી સત્તરમી છે. તે ઉપરથી તેને લગતા ધાતુમૂર્તિના પ્રમાણોથી નક્કી કરી શકાય છે; તેથી હું તે અહીં રજુ કરું છું.

संवत् १६४४ (?) वर्षे ज्येष्ठसित १२ सोमवारे प्राग्वाटज्ञातीय दो० जसवीरभार्या कीकीसुत दो० धनजीकारितं श्रीशांतिनाथबिंबं प्र० श्रीहीरविजयसूरिशिष्यश्रीश्रीविजयसेनसूरिभिः॥ (વડોદરા 'હિંદવિજય પ્રેસ' માલિકનું ગૃહચૈત્ય), જૈ. ધા. પ્ર લે. સં. ભા. ૨. પૃ. ૪૦.

संवत् १६४४ वर्षे ज्येष्ठसित १२ सोमवासरे प्राग्वाटज्ञातीय दो० जसवीर भा० कीकीसुत दो० कुअरजीकारितं श्रीमुनिसुव्रतबिंबं श्रीहीरविजयसूरिशि० श्रीविजयजेनसूरिभिः प्रतिष्ठितं। પૃ૦ ૪૨. લી. રા. ગૃહચૈત્ય વડોદરા. નરસિંહજીની પોળ.

सं. १६६८ वर्षे आषाढ सुदि २ शनौ सी. जसराजकारित चैत्ये श्रीसोम-

१. सं० १२८६ वैशाख सुदि २ शनौ प्राग्वाटज्ञा० ठ० राजड भा० राजलदेवीश्रेयार्थं सु० ठ०नोहपेन शांतिनाथबिंबं कारितं........श्रीमेरुतुंगसूरिशाखे प्र०........प्रभसूरि। (जै. धा. प्र. ले. सं. भा. २ दूदापुरा.)

चिंतामणिपार्श्वनाथपरिकरः प्र० त० श्रीविजयसेनसूरिभिः ॥ ( ખંભાત-માણેક ચોક પાર્શ્વનાથ ચૈત્ય. પૃ. ૧૭૬ ભા. ૨ જો ).

ઉપર આપેલા ત્રણે લેખો રાસની નોંધના સમયના જ છે. નામ પણ એક જ છે પરન્તુ અવટંકોમાં તફાવત છે. જેમાં એકને દોસી લગાડેલો છે અને બીજાને સા૦ લગાડવામાં આવ્યો છે. એક જ માણસોને બે અવટંકોથી પણ ઓળખાવેલા હોય એમ શિલાલેખોમાં જોવાય પરન્તુ એ હકીકત અહીં જો કબૂલ રાખીએ છીએ તો ત્રણ અવટંકો થાય છે એટલે જેની આપણને જરૂર છે તેની સાથે ઐક્ય કહેવું શક્ય નથી.

તેમજ જસરાજ અને જસવીર એ બન્ને પુત્ર-પિતા છે કે ભાઈઓ, તે પણ આધાર વગર કહી શકાતું નથી પણ તેઓ ધનવાન હતા અને દેવગુરુની સેવામાં તૈયાર રહેતા એટલી વાત તેમના કાર્ય ઉપરથી સમજી શકાય છે. જો તેમ ન હોય તો તેઓ આબૂ-દેલવાડાનો સંઘ અને દેવળ એમ બે કાર્યો કરી શકત નહીં. આ દેવળ સં. ૧૬૨૨ થી સં. ૧૬૫૨ સુધીમાં ગમે તે વખતે બંધાયું, કેમકે તેઓ હીરસૂરિજીના ભક્ત હતા.

આ જ સમય દરમ્યાન ગૂર્જરી સુલતાનોના હુકમથી સં. ૧૬૧૩માં શંકર ગામના વાસી જેઓનું નામ બુરજના લેખમાં સૂચવાયું છે તે શ્રાવકો-શેખા, દોસી રત્ના કે પારેખ ખીમા; એમાંના પણ કોઈ સાથે સંબંધ નથી કે જેમણે આ ગામમાં સરાય, મસ્જિદ અને તોરણ કરાવવામાં દેખરેખ રાખી હતી.

**દેવાલયના ધ્વંસનો સમયઃ**

વિ. સં. ૧૭૫૫ થી ૧૭૫૭ સુધી શંભાજીએ ગુજરાત જીતવું. વિ, સં. ૧૭૭૨માં સૈયદ-હુસેનનું દક્ષિણ આક્રમણ. વિ. સં. ૧૮૦૮માં મરાઠાઓનું દિલ્હી ઉપરનું આક્રમણ. વિ. સં. ૧૮૧૩માં પેશ્વા અને ગાયકવાડે મળી અમદાવાદ : જીતવું.

દેવલનો ધ્વંસ વહેલામાં વહેલો સં. ૧૭૫૫ અને મોડામાં મોડો સં. ૧૮૧૩ ધારી શકાય.

હાટકેશ્વરની સ્થાપના થોડા જ સમય પૂર્વે વીસલનગરા નાગરોએ કરી છે. તેમાં રંગરોગાનથી એવું પ્લાસ્ટર કરવામાં આવ્યું છે કે પ્રાચીનતાની કોઈ નિશાની હવે જોવાતી નથી. મહેમદાવાદમાં હાલમાં અસ્તિત્વ ધરાવતું કોઈ પણ ધર્મનું પ્રાચીન દેવલ જો હોય તો આ એક જૈન દેવલ જ છે. બાકીનાં તમામ અર્વાચીન છે. આ દેવલની આજુબાજુ અને મરૂઠીઆ પોળ સુધી તમામ નાગર વણિકોની જ વસ્તી છે. તેથી સો વસા સંભવિત છે કે પ્રાચીનકાળે તેઓ જૈન ધર્માનુયાયી હોવા જોઈએ.

આ ગામમાં પેશ્વાઓએ ખડાયતા વાણિયાઓને દેસાઈગીરી આપી મુખી બનાવ્યા હતા પરન્તુ ખડાયતાઓએ પછીથી પોતાનામાંથી એક સહી કમી કરી નાગરોને અધિકાર આપ્યો. સંભવિત છે કે આમાં ધર્મભેદ જ કારણરૂપ હોય.



# શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણની

## સમયવિચારણા

[વી. નિ. સં. ૯૮૦=વિ. સં. ૫૧૦ લગભગ વિદ્યમાન]

લેખક : પૂજ્ય ઉપાધ્યાય શ્રીસિદ્ધિમુનિજી

વિશેષાવશ્યક મહાભાષ્યાદિ ગ્રન્થોના કર્તા શ્રીજિનભદ્ર ક્ષમાશ્રમણ ક્યારે થયા, એ પ્રશ્નનો જવાબ અત્યાર સુધી જેવો જોઈએ તેવો સંતોષકારક મળ્યો નથી. એમના સમય સંબંધી વિચાર કરનારા અર્વાચીન ઘણાખરા લેખકો એમનો સ્વર્ગવાસ વી. નિ. સં. ૧૧૧૫=વિ. સં. ૬૪૫માં મૂકે છે. ઉપાધ્યાય શ્રીધર્મસાગરજી ગણિની માન્યતા પણ એ જ છે. તેઓશ્રી તપાગચ્છપટ્ટાવલીસૂત્રની સ્વોપજ્ઞવૃત્તિમાં આવા અભિપ્રાયનું લખે છે:—

"શ્રીવીરથી ૧૦૫૫-વિક્રમથી ૫૮૫ વર્ષે યાકિનીસૂનુ શ્રીહરિભદ્રસૂરિ સ્વર્ગસ્થ (થયા). શ્રીવીરથી ૧૧૧૫-વિક્રમથી ૬૪૫ વર્ષે શ્રીજિનભદ્રગણિ યુગપ્રધાન (સ્વર્ગસ્થ થયા). તેઓ, હરિભદ્રસૂરિએ જિનભદ્રના ધ્યાનશતક વગેરેની વૃત્તિ કરેલી હોવાથી (ધ્યાનશતકાદિના કર્તા જિનભદ્રથી) ભિન્ન છે, એમ પટ્ટાવલીમાં કહ્યું છે, પરંતુ તેમનું આયુષ્ય ૧૦૪ વર્ષનું હોવાથી તેઓ શ્રીહરિભદ્રસૂરિના સમયમાં પણ હોઈ શકે છે, અને તેથી (હરિભદ્રથી પાછળ થયેલા જિનભદ્રના ધ્યાનશતક પર હરિભદ્રસૂરિ કેવી રીતે વૃત્તિ કરી શકે એવી) આશંકાને અવકાશ નથી."[1]

"વિક્રમકાલથી ૫૮૫ વર્ષે હરિભદ્રરૂપી સૂર્ય અસ્ત થયો."[2] આવા અભિપ્રાયની પરંપરામત એક પ્રાચીન ગાથાના પ્રામાણ્યને અનુસરી આવી પડતી આપત્તિને દૂર કરવા ઉપર જણાવ્યા પ્રમાણે 'પટ્ટાવલી[3] અને ઉ. શ્રીધર્મસાગરજીને ભિન્ન ભિન્ન રીતે માર્ગ કરવો પડયો છે.' એ પ્રાચીન ગાથામાં હારિલ યુગપ્રધાન, કે જેઓના યુગપ્રધાનત્વકાલનો અંત વી. નિ. સં. ૧૦૫૫=વિ. સં. ૫૮૫ માં આવ્યો હતો, તેમના બદલે અમુક કારણે ભ્રાન્તિથી હરિભદ્રસૂરિ લખાઇ ગયા છે; બાકી અન્યાન્ય સાધનોથી હરિભદ્રસૂરિનો સમય

---

१ "श्रीवीरात् पंचपंचाशदधिकसहस्र १०५५ वर्षे, वि० पंचाशीत्यधिकपंचशत ५८५ वर्षे याकिनीसूनुः श्रीहरिभद्रसूरिः स्वर्गभाक् ॥ पंचदशाधिकैकादशशत ११५५ वर्षे श्रीजिनभद्रगणिर्युगप्रधानः ॥ अयं च जिनभद्रीयध्यानशतकादेर्हरिभद्रसूरिभिर्वृत्तिकरणाद्भिन्न इति पट्टावल्याम्, परं तस्य चतुरुत्तरशतवर्षायुष्कत्वेन श्रीहरिभद्रसूरिकालेऽपि सम्भवान्नाऽऽशंकावकाश इति ॥" - તપાગચ્છપટ્ટાવલીસૂત્રવૃત્તિ

२ "पंचसए पणसीए, विक्कमकालाउ झत्ति अत्थमिओ ।
हरिभद्दसूरिसूरो, भवियाणं दिसउ कल्लाणं ॥"

૩ શ્રીધર્મસાગરજી ઉપાધ્યાયે સૂચિત કરેલી આ પટ્ટાવલી, એમની પટ્ટાવલીના શોધક ઉપાધ્યાય શ્રીકલ્યાણવિજયજી ગણિ વગેરે જેને 'जीर्ण पट्टावली' લખે છે તે હોવી જોઈએ.

વિક્રમની આઠમી સદીના ઉત્તરાર્ધમાં યાવત્ નવમી સદીના પૂર્વાર્ધમાં સિદ્ધ થાય છે."[4] એમ કેટલાકોનું માનવું છે. આવી માન્યતા ધરાવનારાઓને ઉપરોક્ત આપત્તિ આવી પડવાનો સંભવ જ નથી. આ જ કારણથી એવી માન્યતા ધરાવનારામાંથી કોઇક જિનભદ્રને વી. નિ. સં. ૧૧૧૫=વિ. સં. ૬૪૫થી પણ આગળ લઈ જાય તો તે બનવાજોગ છે.

આ જિનભદ્રગણિ યુગપ્રધાનને 'सिरिदुसमाकालसमणसंघथयं'માં 'जिणभद्द' તરીકે લખ્યા છે[6] અને બીજા ઉદયના યુગપ્રધાનોના અનુક્રમની ગણતરીએ તેઓનો નંબર દશમો છે. એ સ્તવની અવચૂરિમાં હારિલના યુગપ્રધાનત્વ કાળનો અંત વી. નિ. સં. ૧૦૫૫માં મૂકી જિનભદ્રગણિનો ૬૦ વર્ષ યુગપ્રધાનત્વકાલ લખવામાં આવ્યો છે. ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી ગણિએ પણ એમને ઉપરોક્ત રીતે જ એટલે બીજા ઉદયના દશમા યુગપ્રધાન જિનભદ્રગણીશ્વર[7] તરીકે જ લોકપ્રકાશમાં—કાલલોક, સર્ગ ૩૪માં—નોંધ્યા છે. બીજા ઉદયના યુ. પ્ર. યંત્રમાં તેમને નીચે પ્રમાણે નોંધ્યા છે.

| યુ. પ્ર. નં. | યુગપ્રધાનનામ | ગૃહવાસ | વ્રતપર્યાય | યુગપ્રધાન | સર્વાયુ | મા. | દિ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | જિનભદ્રગણિક્ષમાશ્રમણ | ૧૪ વર્ષ | ૯૦ વર્ષ | ૬૦ વર્ષ | ૧૦૪ વર્ષ | ૬ | ૬. |

વાલભીયુગપ્રધાન પટ્ટાવલી પ્રમાણે જિનભદ્રગણિ ૩૦મા યુગપ્રધાન છે. સુધર્માસ્વામીથી નોંધાયલા યુગપ્રધાનત્વકાલની વર્ષગણતરી કરતાં જિનભદ્રગણિના યુગપ્રધાનત્વનો આદિ સમય વી. નિ. સં. ૧૦૫૫ અને અંત સમય વી. નિ. સં. ૧૧૧૫ આવે છે. તેઓનો ૧૦૧૧ માં જન્મ, ૧૦૨૫ માં દીક્ષા, ૧૦૫૫ માં યુગપ્રધાનપદ અને ૧૧૧૫ માં સ્વર્ગવાસ થયો હતો. જૈન સાહિત્યમાં અને ઘણી ખરી પટ્ટાવલિઓમાં જ્યાં જિનભદ્રગણિયુગપ્રધાનના સમયની નોંધ લેવામાં આવી છે ત્યાં બહુધા તેમને સમય આશ્રયી ઉપરોક્ત રીતે જ નોંધ્યા છે, પરંતુ આ સ્થળે એક વિચારણીય પ્રશ્ન ઊઠે છે કે; ઉપર જેના માટે સમય વિચારણા કરવામાં આવી છે, તે જિનભદ્રગણિ યુગપ્રધાન વિશેષાવશ્યકભાષ્યાદિ ગ્રન્થોના કર્તા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણથી ભિન્ન છે કે અભિન્ન છે? શ્રીધર્મસાગરજી ઉપાધ્યાય પોતે તો એ યુગપ્રધાન અને ક્ષમાશ્રમણને અભિન્ન—એક જ માને છે, પરંતુ તેઓના કહેવા પ્રમાણે પટ્ટાવલી એ બન્નેને અભિન્ન—એક માનતી નથી, અર્થાત્, જુદા માને છે. જો કે એ શ્રીધર્મસાગરજી નિર્દિષ્ટ પટ્ટાવલી, વી. નિ. સં. ૧૦૫૫ માં યુગપ્રધાનપદે આવ-

---

૪ શ્રીયુત પં. કલ્યાણવિજયજી આદિ.

૫ જેસલમેરના ભંડારોમાંની વિશેષાવશ્યક ભાષ્યની પ્રાચીન તાડપત્રની પ્રતિમાં લખાયલા શક સં. ૫૩૧=વિ. સં. ૬૬૬થી ચકિત થનાર શિલાદિત્ય રાજાના સમયમાં વિશેષાવશ્યકભાષ્ય રચાયું હતું કે તેની પ્રતિ થતાં પુષ્પિકાનો લેખનકાલ લખાયો હતો અથવા લખાયેલી પ્રતિની નકલ કરતાં ગ્રંથસમેત પુષ્પિકાની નકલ થઈ હતી એ સર્વ ત્યાં વિચારવાનું રહે છે. મને તો લાગે છે કે, શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણની મૂળ પ્રતિ ઉપરથી શ. સં. ૫૩૧માં જે પ્રતિ લખાઈ તેની એ સમયનોંધ છે, અને પછી જ્યારે એ પ્રતિની નકલ થઈ ત્યારે તેમાં પેલી સમય નોંધવાળી પુષ્પિકા પણ નોંધાઈ હશે.

૬ सिरिसच्चमित्त हारिलं, जिणभद्दं विदिमो उमासाइ।

૭ जिनभद्रो गणीश्वरः॥ उमास्वातिः पुष्पमित्रः

નારા જિનભદ્રથી ધ્યાનશતકાદિના કર્તા જિનભદ્રને જુદા દર્શાવતાં વી. નિ. સં. ૧૦૫૫માં સ્વર્ગસ્થ હરિભદ્રસૂરિ, તે જ સાલમાં યુગપ્રધાનપદ પર આવનારા જિનભદ્રના ગ્રંથ પર વૃત્તિ ન કરી શકે માટે એ યુગપ્રધાન જિનભદ્રથી ધ્યાનશતકાદિના કર્તા જિનભદ્ર ભિન્ન છે, એવી સહેતુક દલીલ કરે છે; તો પણ તેની સામે શ્રીધર્મસાગર ઉપાધ્યાય જિનભદ્રનું ૧૦૪ વર્ષ જેટલું લાંબુ આયુષ્ય હોવાની અને કેટલાક અર્વાચીન લેખકો હરિભદ્રનો સમય વિક્રમની છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં નહિ, પરંતુ આઠમી સદીના ઉત્તરાર્ધમાં હોવાની હકીકત રજૂ કરી, તેઓ એ દલીલનું વધારે મહત્ત્વ રહેવા દેતા નથી. આમ છતાં મને નથી લાગતું કે, પટ્ટાવલીકારની ઉપરોક્ત માન્યતાના સમર્થનમાં તેણે રજૂ કરેલા કારણ સિવાય બીજાં પણ કારણો નહિ હોય. એ કારણો કયાં હોઇ શકે તેની આપણે તપાસ કરવી જોઈએ. એ કારણોમાં સૌથી પ્રથમ અને મુખ્ય કારણ એ છે કે, વી. નિ. સં. ૧૦૫૫–૧૧૧૫ સુધીમાં વિદ્યમાન જિનભદ્ર એ યુગપ્રધાન છે, પરંતુ તેઓ ક્ષમાશ્રમણ નથી; જ્યારે ધ્યાનશતકાદિના કર્તા જિનભદ્ર એ ક્ષમાશ્રમણ છે.

વાલભીયુગપ્રધાન પટ્ટાવલીઓમાં બીજા ઉદયના આઠમા યુગપ્રધાન સત્યમિત્ર છે. તેમનો યુગપ્રધાનત્વકાલ વી. નિ. સં. ૯૯૪–૧૦૦૧=૭ વર્ષ છે. તેમની નોંધ લેતાં ઘણાખરા લેખકોએ લખ્યું છે કે, તેઓ છેલ્લા પૂર્વધર હતા. વી. નિ. સં. ૧૦૦૦ વર્ષ બાદ તેમનાથી પૂર્વજ્ઞાનનો વિચ્છેદ થયો હતો. એવી માન્યતા છે કે, ક્ષમાશ્રમણ પદધારક પૂર્વધર જ હોય, અને તેથી પૂર્વજ્ઞાનના વિચ્છેદ બાદ વી. નિ. ૧૦૫૫ વર્ષે યુગપ્રધાનપદ પર આવનારા જિનભદ્રગણિ પોતાના યુગના સર્વ શ્રેષ્ઠ આચાર્ય હોવા છતાં પૂર્વધર ન હોવાને લઈ ક્ષમાશ્રમણ ન હોઈ શકે. આપણે જોઈએ છીએ કે, 'દુઃષમાકાલશ્રમણસંઘસ્તવ' વગેરેમાં તેમના નામનો ઉલ્લેખ કરતાં ત્યાં બહુધા તેમના નામની સાથે 'ક્ષમાશ્રમણ' શબ્દ જોડવામાં આવ્યો નથી, યુગપ્રધાનયંત્રમાં તેમના નામની સાથે ક્ષમાશ્રમણ શબ્દ જોડેલો આપણને જોવા મળે છે, પરંતુ તે યુગપ્રધાન અને ક્ષમાશ્રમણ એ બે જિનભદ્રગણિને એક માની લેવાની ભ્રાન્તિનું પરિણામ છે.

યુગપ્રધાનયંત્રમાં બીજા ઉદયના અગિયારમા યુગપ્રધાન ઉમાસ્વાતિ છે. એમનો યુગપ્રધાનત્વકાલ વી. નિ. સં. ૧૧૧૫–૧૧૯૦=વિ. સં. ૬૪૫—૭૨૦ સુધી ગણવામાં આવે છે. 'દુઃષમાકાલશ્રમણસંઘસ્તવ' વગેરેમાં તેમના નામની સાથે 'વાચક' પદ જોડવામાં આવ્યું નથી, છતાં યુગપ્રધાનયંત્રમાં તેમના નામની સાથે 'વાચક' પદ જોડી લેવામાં આવ્યું છે. વિક્રમની આઠમી–નવમી સદીના ઉમાસ્વાતિ યુગપ્રધાન અને તેમનાથી સૈકાઓ પૂર્વે થયેલા સભાષ્યતત્ત્વાર્થાધિગમસૂત્રાદિના કર્તા ઉમાસ્વાતિ વાચક, એ બન્નેને એક માની લેવાના પરિણામે, વાચકપદ પૂર્વધર આચાર્યના માટે જ વપરાય છે એ, જેમ યુગ-પ્રધાનયંત્રમાં ભૂલી જવાયું છે, તેમ ક્ષમાશ્રમણપદ પણ પૂર્વધર આચાર્યના માટે જ વપરાતું જોઈએ પણ બીજા કોઈ પૂર્વધર ન હોય એવા આચાર્યના માટે નહિ, એ ભૂલી જવાયું છે.

આમ યુગપ્રધાન જિનભદ્રગણિના માટે 'ક્ષમાશ્રમણ' પદ ક્વચિત્ ભ્રાન્તિથી જ વપરાયેલું આપણે જોઈએ છીએ, જ્યારે ઘણી જગાએ તેમના નામની સાથે એ પદ

જોડાયલું આપણે જોતા નથી. વિશેષાવશ્યક ભાષ્યાદિના કર્તા શ્રીજિનભદ્રગણિના માટે આવી સ્થિતિ નથી. એમની પછીના સાહિત્યમાં સંખ્યાબંધ સ્થળે એમના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યાં તેમને બહુધા ક્ષમાશ્રમણ ઉપપદ સાથે જ આલેખવામાં આવ્યા છે, અને તેથી તેઓ પૂર્વધર હોઈ તેમનો સમય પૂર્વજ્ઞાન વિચ્છેદ થયા પહેલાં એટલે વી. નિ. સં. ૧૦૦૦=વિ. સં. ૫૩૦ પહેલાં હોવો જોઈએ, એમ સામાન્ય અનુમાન થઈ શકે છે. અસંદિગ્ધ સાધનના અભાવે તેમની વિદ્યમાનતાનો ચોકકસ સમય આપવો એ હાલ મારા માટે અશક્ય છે.

શ્રીજીતકલ્પ-સૂત્રની સંપાદકીય પ્રસ્તાવનામાં એ સૂત્રના સંપાદકે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના સમયનો વિચાર કરતાં, ' પટ્ટાવલીઓ તેમનો સ્વર્ગવાસ વી. નિ. સં. ૧૧૧૫=૬૪૫ માને છે,' એવા અભિપ્રાયનું લખી સોળમા સૈકા પછી લખાયેલી એ પટ્ટાવલીઓની માન્યતામાં કેટલી અસંદિગ્ધતા છે એ બાબતમાં તેઓ વિશેષ પ્રમાણો દષ્ટિગોચર ન થયેલાં હોવાનું જણાવે છે. આગમોધ્ધારક આચાર્ય શ્રીસાગરાનન્દસૂરિજી મહારાજ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણને વીર નિર્વાણની નવમી અને દશમી સદીના મધ્યથી કાંઈક પૂર્વમાં મૂકી રહ્યા છે. તેઓશ્રી વિશેષાવશ્યક ભાષ્યના ટીકાકાર શ્રીકોટયાચાર્યને વી. નિ. ની દશમી સદીમાં વિદ્યમાન હોવાનું જણાવી[૮] ભાષ્યકાર ક્ષમાશ્રમણ પૂજ્યપાદને તેમના ગુરુના ગુરુ તરીકે લખી રહ્યા છે. એ હિસાબે ભાષ્યકારનો સમય વી. નિ. ની દશમી સદીથી પૂર્વે જ આવે એ સ્વાભાવિક છે. ખરતરગચ્છની પટ્ટાવલીઓ, જો કે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સંબંધી લખતાં એકમત રહી શકતી નથી તો પણ, તે પરથી તારવતાં હું એવા અનુમાન પર આવું છું કે, જિનભદ્ર ક્ષમાશ્રમણ વી. નિ. સં. ૯૮૦=વિ. સં. ૫૧૦ની લગભગના સમયમાં વિદ્યમાન હતા. તેઓ ક્ષમાશ્રમણોના એકનિધાનભૂત અને સામાન્યતઃ તે કાલના આગમાર્થવેદી એવા યુગપુરુષોમાં પ્રધાન હતા. પરંતુ તેમની ગણતરી સાતિશયી, એકાવતારી અને યુગપ્રધાન સંબંધી અન્ય વિશિષ્ટતા ધરાવતા વિશિષ્ટ યુગપ્રધાન પુરુષોમાં નથી. તેમના સમયમાં એવા પુરુષો વાલભીયુગપ્રધાન પટ્ટાવલી પ્રમાણે—ભૂતદિન્ન અને કાલકાચાર્ય તથા માથુરીયુગપ્રધાન પટ્ટાવલી પ્રમાણે—ભૂતદિન્ન, દૂષ્યગણિ અને દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ હોઈ, તેઓ પોતે-આપણે જેનું નામ જાણતા નથી એવા કોઈ મહાન ગણ-ગચ્છના મુખ્ય પુરુષ હશે, એમ સમજાય છે. એમની પાછળના સમયમાં થયેલા સુપ્રસિદ્ધ મહાન ગ્રંથકારો અને ટીકાકારોએ તેમની કૃતિઓમાંથી સાક્ષી તરીકે અવતરણ ટાંકતાં તેમના નામનું બહુ બહુ મહત્ત્વનાં વિશેષણો પૂર્વક સ્મરણ કર્યું છે. હું પણ તેમની વિદ્યમાનતાના અંગે સમય વિચારણા કરતાં તેમને સર્વાદર પૂર્વક સ્મરણ કરું છુ અને આ લેખના વાચકોને સૂચન કરું છું કે, શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ વી. નિ. ૧૦૦૦=વિ. સ. ૫૩૦ પૂર્વે થયા હતા એવો મત, મેં જે દર્શાવ્યો છે તેને કોઈ સિદ્ધાન્ત તરીકે ન જ માની લે; કારણ કે હજુ આ વિષયમાં અન્યાન્ય ઘણાં સાધનો મેળવવા પૂર્વક બહુ જ વિચારણાને અવકાશ છે.

---

૮ જુઓઃ તેમણે લખેલો શ્રીકોટયાચાર્ય કૃત વૃત્તિયુત શ્રીવિશેષાવશ્યક ભાષ્યનો ઉપક્રમ.



# સતીશિરોમણિ વીરાંગના મૃગાવતી

[ ગતાંકથી ચાલુ ]

**અહીંથી** હવે પાછું ફરવું ઠીક નથી. યુદ્ધમાં ફાયદો નથી દેખાતો. ખરે જ મૃગાવતીના તીરે ચમત્કાર જ કર્યો છે. બસ, આ પાર કે પેલે પાર. કાલે જ યુદ્ધ શરૂ કરી દઉં. જીતીશ તો મૃગાવતી ક્યાં જશે? અને હારીશ તો એને પ્રત્યક્ષ તો મળાશે. એનાં દર્શન તો થશે જ.

[ ૭. યુદ્ધનો અગ્નિ ચેત્યો ]

પ્રાતઃકાળે ચંડપ્રદ્યોત સૂર્ય જેવો ચંડ બન્યો, તેણે યુદ્ધની હાકલ કરી. કૌશાંબી જીતો, ધનુષ્ય ને બાણો, ભાલાં ને તરવાર, મુદ્‌ગલ ને ધણ ઉછળવા લાગ્યા. કૌશામ્બીનો દરવાજો તોડવા હાથીઓ શણગારો ને દ્વાર પર હુમલો કરો.

આખરે કૌશાંબીની સેના પણ કિલ્લા ઉપર આવી રાજા શતાનીક, રાણી મૃગાવતી પણ કિલ્લા ઉપર દેખાયાં. સામા પક્ષની તૈયારી જોઈ રાજા અને રાણીએ વિચાર કર્યો કે આક્રમણ પછી યુદ્ધ ન કરવાનો અર્થ કાયરતા કે શરણાગતિ જ લેખાશે. કિલ્લામાં રહી લાંબા સમયે પણ પાણી અને અનાજ ખૂટતાં ભૂખે ને તરસે મરવું પડશે. એના કરતાં બહેતર છે કે મર્દની માફક સામી છાતીએ મરવું. મૃગાવતી આજે પુરુષવેશે હતી. એની ભવ્ય આકૃતિ આજે વધુ મનોહર બની હતી. એમાં હિમ્મત અને ગંભીરતાની છાપ હતી. એણે હુકમ છોડવા માંડ્યા. બસ, ચલાવો—સામા પક્ષને જવાબ આપો.

મારા વીરો ! આપણે તો દેશના રક્ષણ માટે અને માતાઓ, બહેનો, બેટીઓની આબરૂ માટે લડવાનું છે. મૃત્યુ તો અનિવાર્ય છે. જન્મ્યો તે જરૂર જવાનો છે. મૃત્યુથી ડરશો નહિ. પાછી પાની કરશો નહીં. 'જનની જણ તો ભક્ત જન કાં દાતા કાં શૂર' એ વાક્ય યાદ રાખજો. ચંડપ્રદ્યોત ભલે ચંડ હોય, એની સેના ભલે વિશાલ હોય એની સામગ્રી ભલે અમાપ હોય પરન્તુ કૌશાંબી પાસે છે સત્ત્વ, શીલ, નૈતિક બલ અને પ્રચંડ ઉત્સાહ. આમાં આપણો બીનોજ જય છે. બસ, વીર પુત્રો ! તમારી વીરતાને શોભાવજો. અંતે આપણો જ વિજય છે.

યુદ્ધનો અગ્નિ બન્ને પક્ષે ચેત્યો. એની ભયંકર જ્વાળાઓ માનવીઓના ચિત્કારરૂપે નીકળવા લાગી. કૌશાંબીની સેનાના મારા સામે ચંડપ્રદ્યોતની સેનાને પાછા હઠવું પડ્યું. તીર, ગોળા, પથ્થર, અગ્નિશસ્ત્રોના વરસાદ સામે, ચંડપ્રદ્યોતની રણવાહિની ન ટકી શકી; બીજો વ્યૂહ ગોઠવવા તેને પાછા હઠવું પડ્યું.

મૃગાવતી કિલ્લાના બુરજ ઉપરથી આ બધું જોઈ રહી છે. એની સાથે એની વીર સખીઓ છે, રાજા છે, સેનાધિપતિ છે, બધા સૈન્યને દોરવણી ને ઉત્સાહ આપે છે. સંધ્યા સમયે યુદ્ધ શમ્યું. આજે વિજય હતો કૌશાંબીનો–મૃગાવતીનો.

સંધ્યા સમયે વિજયના ઘેનમાં શતાનીક, મૃગાવતી વગેરે આવ્યાં. સૌ વિજયાનંદમાં મસ્ત હતાં. પરંતુ શતાનીક બેચેન હતો. રાત્રિના સૂતી વખતે એણે પ્રિયતમા મૃગાવતીને કહ્યું: આજે મને જ્વર જેવું દેખાય છે.

મૃગાવતીએ રાજા પાસે જઈ માથે હાથ ફેરવ્યો. જ્વર ઉગ્ર હતો જ. તેણે કહ્યું: હમણાં મટી જશે એમ આશ્વાસન આપી નમસ્કાર મહામંત્રનો ત્રણ વાર જાપ કરતાં જ્વર ઊતરવા માંડ્યો. થોડી જ વારમાં રાજાને શાંતિ થઈ, શાતા વળી.

રાજાએ કહ્યું: 'મૃગાવતી ! તારું સતીત્વ અજબ છે, તારી ધીરજ અને હિમ્મતમાં ભારે ચમત્કાર છે.'

રાણી—નાથ ! એ બધું ભલે હોય પરંતુ 'ભાગ્યં ફલતિ સર્વત્ર,' આપ સાજા સારા રહો, એટલે બસ છે. બાકી તો પ્રાણી માત્ર કરેલાં કર્મનું ફળ ભોગવે છે.

[ ૮. અકસ્માત ]

શતાનીકનો જ્વર ઊતર્યો. બીજે દિવસે પુનઃ ઘોર ઘમસાણ મચ્યું. વત્સની સેના ખૂબ જ ઉત્સાહથી ચંડપ્રદ્યોતની સેના ઉપર તૂટી પડી પરંતુ સામે સેનાનો સમુદ્ર ઊમટ્યો હતો. એકની જગ્યા ત્રણ પૂરે એટલી વિપુલ સંખ્યા હતી. દિવસો જાય છે અને યુદ્ધનો રંગ પલટાય છે.

આમાં જ્વર ઊતર્યા પછી અશક્ત થયેલા શતાનીકને એકવાર ભયંકર અતિસાર થયો. યુદ્ધનો થાક, કંટાળો અને ચિંતાએ તેમાં વધારો કર્યો. મૃગાવતી બહુ જ સાંત્વન આપતી પરંતુ રાજાને ચિંતા સતાવી રહી હતી. એમનો વારસદાર નાનો રાજકુમાર ઉદાયન હજી તો પારણામાં જ રમતો હતો. આ રાજ્ય કોણ સાચવશે એ ચિંતા જ એમને સતાવી રહી હતી.

રાજાની ભયંકર માંદગીના સમાચાર સાંભળી મંત્રીશ્વર ત્યાં આવ્યા, સેનાધિપતિ આવ્યા, નગરશેઠ આવ્યા. બધા શાંતિથી વાતોએ વળગ્યા છે. રાજાનો માનીતો વૈદ્યરાજ હીરો માત્રાઓ તૈયાર કરી રહ્યો છે. ત્યાં મૃગાવતીદેવી આવ્યાં. સૌએ માનભેર તેમને રસ્તો આપ્યો. હીરાએ એક પડીકી માત્રાની ચટાડી અને તરત જ રાણીજીના ટેકાથી–હાથના ટેકાથી તે બેઠા. બધાની સામે જોઈને બોલ્યા હું તો જાઉં છું, રાજ્ય અને પ્રજાને સંભાળજો.

રાણી સામે જોઈને બોલ્યા: નાના રાજકુમારને સાચવજે. ત્યાં તો નાનો રાજકુમાર દોડતો દોડતો આવી માની ગોદમાં લપાયો. રાજાએ બોલાવ્યો છતાં ન ડગ્યો. રાણીએ પ્રેમથી એને રાજા પાસે બેસાડ્યો.

રાજા—બેટા, ચિરંજીવ થા. કૌશાંબીને જાળવજે. વત્સની વાત્સલ્યપ્રિય પ્રજાને સમજજે અને જાળવજે. નાનો રાજકુમાર કાંઈ પણ સમજ્યા વિના રાજા ને રાજમાતા સામે જોઈ રહ્યો.

મૃગાવતી—નાથ ! તમે શાંતિ રાખો. લગારે ચિંતા ન કરશો. આ તમારો બાલ-

કુમાર અવન્તિની શેરીઓમાં જઇને વિજય મેળવી આવશે. અવન્તિની લક્ષ્મીને-રાજલક્ષ્મીને ઉત્સવમાં પધરાવશે. બસ, હવે શાંતિ રાખો. આ સાંભળતાં જ રાજા હર્ષથી પુલકિત બન્યો અને અશક્તિનો ઝોકો આવતાં જ નીચે ઢળી પડ્યો. હાં હાં નાથ! કહેતી મૃગાવતીએ ઊભા થઈ બધાંને કહ્યુંઃ બહારના ખંડમાં બેસો. તેણે રાજાને "**नमो अरिहंताणं**" સંભળાવવા માંડ્યું. નાથ! આપ શાંતિથી બિરાજો.

**अरिहंते　शरणं　पवज्जामि**
**सिद्धे　शरणं　पवज्जामि**
**साहु　शरणं　पवज्जामि**
**केवलीपन्नत्तं धम्मं शरणं पवज्जामि ॥**

રાજા આ મધુરી મીઠી વાણી સાંભળવામાં નિમગ્ન બન્યો.

હીરાએ પુનઃ હીરાની માત્રા ચટાડી. રાજા એકદમ જાગ્યા-ભાનમાં આવ્યા.

રાણીએ મંત્રીશ્વર સિવાય બધાંયને જવાનું કહ્યું રાજાને હવે સારું છે, કોઈ ચિંતા કરશો નહિ. આપણા યુદ્ધનો કાર્યક્રમ બરાબર જળવાઈ રહેવો જોઈએ.

બધાના ગયા પછી મંત્રીશ્વરે રાજરાણીને કહ્યું: રાજા અલ્પ સમયના મહેમાન છે. રાજ્યની શોભા રહે, વિજય આપણને મળે અને બાલક રાજકુમાર ભવિષ્યનો રાજા બને તેની પૂર્ણ તૈયારી રાખવી.

રાણી—મંત્રીજી! તમે તો વયોવૃદ્ધ છો, મારા પિતા તુલ્ય છો. આપણે અત્યારનો વિચાર કરો. મને તો એમ લાગે છે કે હમણાં થોડા દિવસ સુધી રાજાની તબિયતના સમાચાર સામાન્ય સારા જ આપવા. સેનાનો ઉત્સાહ મરી ન જાય, શત્રુ ફાવી ન જાય અને આપણું ગૌરવ જળવાઈ રહે એનો ખ્યાલ રાખવાની જરૂર છે. બાકી બધું પછી જોઈ લેવાશે.

મંત્રીશ્વર—રાણીજી! આપની વાત સાચી છે. ભવિષ્યનું આપણે સંભાળીશું. અત્યારે લાઠી ભાગે નહિ અને સાપ મરે નહિ આ નીતિ આપણે જાળવવી પડશે.

ત્યાં તો રાજાનું છેલ્લું ડચકું સંભળાયું. રાણી નાથ! નાથ! બોલતાં પાસે જઈ '**नमो अरिहंताणं**' સંભળાવવા લાગી. રાજા છેલ્લું **नमो अरिहं**...........બોલતાં સ્વર્ગે સંચર્યા.

રાણી—મંત્રીશ્વર! આ સમાચાર સાત દિવસે બહાર પાડવાના છે અત્યારે રડવાનું નથી, અને શોકનું પ્રદર્શન કરવાનુ નથી, આ વેગને વશ થવાનું નથી.

મંત્રીશ્વર—રાણીજી! તમારી વાત સાચી છે. આજનું તમારું ડહાપણ, ગાંભીર્ય અને ધીરજ જોઈ મને પણ આશ્ચર્ય થાય છે. હું તમને સતીદેવી, રાજમાતા કે રાજરાણી તરીકે જ ઓળખી શક્યો હતો. કિન્તુ આજના પ્રસંગે તમારું ધૈર્ય, સત્ત્વ, ગાંભીર્ય અને ડહાપણ જોઈને એમ થાય છે કે તમે ભારતીય-આર્ય નારીનાં સાચાં પ્રતિનિધિ છો.

રાણીજી—અત્યારે આ પ્રસંગે બીજું રહેવા દો. હીરાને કહી દો કે વાત ગુપ્ત રાખે. રાજા જીવતા છે, દવા ચાલે છે, સારું થઈ જશે-આ સમાચાર બધે ફેલાવે.

પરમ દિવસે જાહેર કરાશે, રાજાની માંદગી ગંભીર છે. પાંચમે દિવસે જાહેર કરવું કે અન્તિમ સમય છે અને સાતમે દિવસે સમસ્ત નગર જનો રાજાનાં અંતિમ દર્શને આવે અને સાયંકાલે જાહેર થાય કે રાજાજી સ્વર્ગવાસ પામ્યા છે. આ દરમ્યાનમાં મારો યુદ્ધવ્યૂહ સાંભળો.

કાલથી હું જ યુદ્ધે ચઢીશ. ચંડપ્રદ્યોતની સેનાના દાંત ખાટા કરી નાખીશ. મારે તો જીવનમરણની ચિંતા જ નથી. પરન્તુ વિજય એ જ આપણો ઉદ્દેશ છે ચંડપ્રદ્યોતને મારે સમજાવવું છે કે એ સ્ત્રી જાતિનું ગૌરવ સાચવતાં શીખે, સ્ત્રીના સતીત્વને સન્માન આપતાં શીખે, સતીત્વ વેચાતું નથી મલતું; એતો આત્માની ઉજ્જવલ જ્યોતિ છે. સતીત્વ દરેક આત્માને પ્રિય છે.

બસ, બીજા દિવસથી જ રાજરાણીના પ્રોગ્રામનો અમલ થયો. રાજાની તબિયત સુધારા પર છે, એવા સમાચાર ફેલાયા.

રાજરાણી યુદ્ધે ચઢયાં. એના પરાક્રમે, અતુલ ઉત્સાહબલે વત્સની સેનાએ ચંડપ્રદ્યોતને મૂંઝવ્યો. મૃગાવતી ખરે જ રણચંડી બની હતી. એની પ્રેરણાનું અમૃતપાન કરી સેના વિજયને માર્ગે કૂચ કરી રહી હતી. આખરે, ચંડપ્રદ્યોતને પાછા હઠવું પડયું અને વત્સદેશની બહાર સેના ઉપાડી લઈ નવો વ્યૂહ ગોઠવ્યો. ચંડપ્રદ્યોત મનમાં સમજી ગયો. વીરોને જીતવા સહેલા છે કિન્તુ વીરાંગનાઓ અને વીરપ્રસૂ માતાઓને જીતવી સહેલી નથી. એતો જગતની અદ્વિતીય શક્તિ છે. જે માતા વીરોને જન્મ આપે છે, વીરોનાં પારણાં હીંચોળે છે, વીરોને ખોળામાં રમાડે છે, એ વીરાંગનાઓને-એમની શક્તિને દેવ-દાનવ કે માનવ પહોંચી શકે તેમ નથી.

ત્યાં સાતમે દિવસે પ્રજાએ જાણ્યું: કૌશાંબીપતિ શતાનીક આખરે મૃત્યુ પામ્યા છે.

મૃગાવતી રાજધાનીમાં આવ્યાં, શોક પળાવ્યો, યુદ્ધ બંધ કરાવ્યું.

ચંડપ્રદ્યોતને મન આ અકસ્માત એક કોયડો હતો. એને આ સમાચારે નચાવ્યો, કુદાવ્યો, હસાવ્યો.

N.　[ચાલુ]

---

# સમાચાર

૧. પૂજ્ય મુનિરાજ શ્રીન્યાયવિજયજી મહારાજશ્રી સં. ૨૦૦૭ ના માગશર સુદિ ૪ને વાર મંગળવારે અમદાવાદમાં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે.

૨. પૂજ્ય આચાર્ય શ્રીવિજયમાણિક્યસિંહસૂરીશ્વરજી મહારાજ શ્રી માગશર સુદિ ૧૪ ના રોજ બોદામાં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે.

૩. પૂજ્ય મુનિરાજ શ્રીમહેન્દ્રવિજયજી મહારાજશ્રી માગશર વદ ૮ ના રોજ વાપીમાં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે.



## જેસલમેર-જ્ઞાનભંડારનાં

# સંસ્મરણો

[૩]

[ ક્રમાંક ૧૮૩ પૃ. ૬૯ થી ચાલુ ]

લેખક : પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાન ગાંધી. વડોદરા.

જેસલમેરના ચારે ભંડારોનો આવશ્યક પરિચય વગેરે અમે ત્યાં સંસ્કૃત પ્રસ્તાવનામાં (પૃ. ૯ થી ૧૬)માં જણાવેલ છે, અને વિવિધ વિષયના અપ્રસિદ્ધ ગ્રંથો અને ગ્રંથકારોનો પરિચય પણ સેંકડો ગ્રંથોના અવલોકન-પરિશીલનથી ઘણા પરિશ્રમથી બહુ સાવધાનીથી સંસ્કૃતમાં (પૃ. ૧૭ થી ૬૮માં, આપેલો છે; જેની પાછળ બે વર્ષથી વધારે સમય સુધી અમે સતત પરિશ્રમ કર્યો હતો. પરિણામે ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમાં ૨૧મા નંબર તરીકે 'જેસલમેર જૈનભાંડાગારીયગ્રંથાનાં સૂચિપત્રમ્' 'એ કેટલોગ ઓફ મેન્યુ. ઈન ધી જૈન ભંડારસ્ એટ જેસલમેર' એવા નામથી સન ૧૯૨૩માં સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા તરફથી તે ગ્રંથ પ્રકાશિત થયો હતો, જેની નકલ હવે વેચાતી મળતી નથી.

'જૈસલમેરકે જ્ઞાનભંડાર' એ નામનો એક હિંદી લેખ શ્રીઅગરચન્દ્ર અને ભંવરલાલજી નાહટાએ 'જ્ઞાનોદય' નામના 'ભારતીય જ્ઞાનપીઠ કાશીથી' પ્રકાશિત થતા માસિકના ૬ઠા અંકમાં સન ૧૯૪૯ના ડિસેંબરમાં પ્રકાશિત કરાવ્યો છે, તેમાં આ સૂચીનું સ્મરણ કર્યું છે, પરંતુ તેને ભૂલથી સં. ૧૯૯૩માં પ્રકાશિત થયેલી જણાવી લાગે છે, ખરી રીતે સન ૧૯૨૩માં વિક્રમ સંવત ૧૯૭૯માં એ જેસલમેર ભાં. ગ્રંથ. સૂચી પ્રકાશમાં આવેલી છે. (ક્રમશઃ)

પૂર્વોક્ત જેસલમેર-ભંડાર-ગ્રંથસૂચીની સંસ્કૃત પ્રસ્તાવનામાં ત્યાંના ભંડારોનો પરિચય કરાવતાં તથા ત્યાંના અપ્રસિદ્ધ ગ્રંથોનો અને તેના ગ્રંથકારોનો પરિચય કરાવતાં અમે ત્યાં પ્રાસંગિક આવશ્યક સૂચન કર્યું હતું; તેમાં કેટલાક સાક્ષરોએ કરેલી સ્ખલનાઓનું પણ પ્રમાણિક દૃષ્ટિએ સંશોધન કર્યું હતું, જેથી એવી ભૂલો અન્યત્ર આગળ વધે નહિ.

એ સમયે સન ૧૯૨૦માં ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાળામાં ગ્રં. ૧૪ તરીકે પ્રકાશિત થયેલ કુમારપાલ-પ્રતિબોધ પ્રાકૃતગ્રંથ મારા જોવામાં આવ્યો, તેની સંસ્કૃત પ્રસ્તાવનામાં સંપાદક શ્રીજિનવિજયજીએ એક સૂચન કર્યું હતું, તે મને યોગ્ય લાગ્યું નહિ. સં. ૧૪૫૮ની તાડપત્રીય પોથીને ઉદ્દેશી ત્યાં તેમણે આવા આશયનું જણાવ્યું હતું કે "પ્રાયઃ તાડપત્રાત્મક પુસ્તકોના સમૂહોમાં આ પુસ્તક છેલ્લું અમને જણાય છે, કારણ કે આ પુસ્તક પછીનું અર્વાચીન બીજું કોઈ પુસ્તક કોઈ પણ ગ્રંથાગારમાં અમને દૃષ્ટિ-ગોચર થયું નથી, અથવા સાંભળવામાં આવ્યું નથી."

પરંતુ આ તરફ જેસલમેર-કિલ્લાના બડાભંડારની ગ્રંથસૂચીમાં એ સં. ૧૪૫૮ પછીની લખાયેલી તાડપત્રીય પોથીઓના ઉલ્લેખો અમે દર્શાવ્યા છે, જેમાં અર્વાચીન

સંવત ૧૪૮૩માં લખાયેલી સર્વસિદ્ધાન્તવિષમપદપર્યાયની પોથી પણ સૂચવી છે—એથી ઉપર્યુક્ત વિધાન અયુક્ત હતું-એમ સૂચવવાની મને ત્યાં ફરજ પડી હતી. (જે. પ્રસ્તાવના પૃ. ૧૦-૧૧) એ પછી પાટણ-જૈનગ્રંથભંડારની સૂચીમાં પણ સં. ૧૪૯૭ સુધીમાં લખાયેલાં કેટલાંક તાડપત્રીય પુસ્તકોના પ્રમાણિક ઉલ્લેખો તરફ અમે લક્ષ્ય ખેંચ્યું છે, (જૂઓઃ ગા. પ્રાચ્યગ્રંથમાલા ગ્રંથ. ૭૬ ).

એવી રીતે સદ્‌ગત દલાલે કરેલી કેટલીક સ્ખલનાઓને સુધારી લેવાનો પણ ત્યાં શક્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે. દલાલે ત્યાં જે. નં. ૧૦ની પોથીના ત્રીજા ક્રમાંક તરીકે ઉવાસગ (ઉપાસક) દશાચૂર્ણિ સૂચવી આદિની એક ગાથા દર્શાવી છે, અને અંતનો 'સપ્તમાંગ-ચૂર્ણિઃ ગ્રંથાગ્ર શ્લો. ૧૦૧' વગેરે ઉલ્લેખ આપ્યો છે. એ વાંચતાં શંકા થવાથી મૂળ પોથી તપાસવાની આવશ્યકતા જણાઈ, એ અશક્ય લાગતાં એ પોથી પરથી સ્વ. શ્રીહંસ વિજયજી મહારાજે કરાવેલી નકલ અહીંના તેમના સંગ્રહમાંથી મેં મેળવી; તપાસી જોતાં જણાયું કે–પૂર્ણભદ્રગણિએ (જિનપતિસૂરિ-શિષ્યે) વિ. સં. ૧૨૭૫માં જ્યેષ્ઠ વ. ૬ સપ્તમ અંગને અનુસારે સંક્ષેપમાં પ્રાકૃતમાં રચેલ આનંદ વગેરે દસ ઉપાસકોની કથાઓની એ મંગલગાથા હતી, તે પછીની તેની અભિધેયાદિ સંબંધ સૂચવતી બીજી ગાથા, તથા તે કથાના રચનાર રચના—સંવત વગેરે નિર્દેશવાળું તેનું અંતિમપદ્ય તથા એ નં. ૧૦ની પોથી લખાવનાર ઊકેશવંશી શ્રાવક ભુવનપાલની ૧૦ શ્લોકોવાળી પ્રશસ્તિ ઉતારી અમે અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ. ૧૭-૧૮માં દર્શાવેલ છે. નં. ૧૦ની પોથીમાં (૧) ધન્ય-શાલિ-ભદ્રચરિત્ર આપેલું છે, જે જેસલમેરુ દુર્ગમાં સં. ૧૨૮૫માં એ જ પૂર્ણભદ્રગણિએ રચેલું છે, (૨) અતિમુક્ત-ચરિત્ર પણ તે જ ગણિએ સં. ૧૨૭૫માં પ્રહ્‌લાદનપુરમાં રચેલું આપેલું છે, તે પછી (૩) દશોપાસક કથા પણ તે જ ગણિએ સં. ૧૨૭૫માં પ્રાકૃતભાષામાં રચેલી છે, તેમ સમજવું જોઈએ. એ સંક્ષિપ્ત કથાઓ પછી પોથી લખાવનાર શ્રાવક ભુવનપાલની પ્રશસ્તિ પછી (૪) ઉપાસક દશાંગની વિષમપદોની પંજિકા ૧૦૧ શ્લોક-પ્રમાણ અવચૂરિ જેવી જણાય છે, તેને અંતમાં લેખકે 'સપ્તમાંગચૂર્ણિ'ના નામથી ઓળખાવી છે. એનો પહેલાંનો ભાગ બરાબર ન તપાસવાથી, તથા પં. હી. હં. ના લિસ્ટમાં તેવી નોંધ જોવાથી દલાલે પણ પાછળની ત્રીજી કૃતિનો જૂદો પરિચય ન કરાવતાં છેલ્લા ઉલ્લેખને આધારે તેને ઉપાસક દશા-ચૂર્ણિ તરીકે જણાવી હતી, તેથી અમે ત્યાં તે પ્રામાણિક ઉલ્લેખ સાથે સ્પષ્ટતા કરી છે. (જૂઓઃ અપ્રસિદ્ધ પૃ ૧૭-૧૮)

જે. ભં. ગ્રંથસૂચી (પૃ. ૬૦)માં વાદસ્થલ, [ કર્તા પ્રદ્યુમ્નસૂરિ ] અને બીજો ગ્રંથ પ્રબોધોદયવાદસ્થલ, [ કર્તા-જિનપતિસૂરિ ] એમ જણાવી એ બંનેનો વિષય સમાન સૂચવવામાં આવ્યો હતો. એ સંબંધમાં વિશેષ સ્પષ્ટતા કરવાની જરૂર જણાતી હતી, એથી એ ગ્રંથો પરથી શ્રીહંસવિજયજી મહારાજે કરાવેલી હ. લિ. પોથીઓ અહીંના તેમના સંગ્રહમાંથી મેળવી તેના આગળ પાછળના ઉલ્લેખો ઉદ્ધૃત કરી અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચયમાં જૈન-વાદગ્રંથ વિભાગમાં પૃ ૨૭ થી ૨૯માં એ ગ્રંથોનો વિશેષ પરિચય અમે કરાવ્યો છે. એ ઉપરથી સમજી શકાય તેમ છે કે—વિક્રમથી તેરમી સદીમાં જૈન શ્વે. મૂર્તિપૂજક—સમાજમાં એક વિવાદ ઉપસ્થિત થયો હતો, તેના આયાતુ-પ્રત્યાયાતોનું સૂચન એમાંથી મળે છે. વાદના વિષય સાથે ગુજરાતનો સંબંધ છે.

અત્યારે અમદાવાદ નામથી ઓળખાતા નગરના સ્થાનમાં તે પ્રાચીન સમયમાં **આશાપલ્લી** (આસાવલ્લી) નામનું વિશિષ્ટ નગર હતું. જ્યાં અનેક જૈન મંદિરો, ઉપાશ્રયો અને અનેક શ્રીમંત જૈન શ્રાવકો (અધિકારીઓ)નાં વિશિષ્ટ સ્થાનો હતાં. સિદ્ધરાજના રાજ્ય સમયમાં જેની જાહોજલાલી હતી. જ્યાં અનેક વિદ્વાન જૈનાચાર્યોએ સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથોની રચના કરી હતી, જેનો નિર્દેશ અમે જેસલમેર અને પાટણના જૈન ભંડારોની ગ્રંથસૂચીઓમાં કર્યો છે. શ્વે.વાદી દેવસૂરિ, દિ.વાદી કુમુદચંદ્ર સાથે વાદ કરવા જે સ્થળથી પાટણ તરફ પધાર્યા હતા, તે આશાપલ્લી, જે હાલ 'આસાવલ' પરાના નામથી ઓળખાય છે, તે સ્થળ સાથે આ વિવાદ સંબંધ ધરાવે છે. ત્યાં મંત્રીશ્વર ઉદયનના નામથી અંકિત 'ઉદયન-વિહાર' નામનું વિશાલ પ્રખ્યાત જૈનમંદિર હતું, ત્યાંની જિન-પ્રતિમાઓ પાસત્થા વગેરે શિથિલાચારીઓએ સ્વીકારી હોવાથી તે વંદનીય નથી, એવો વાદ વિધિમાર્ગ (ખરતરગચ્છ)વાળા જિનપતિસૂરિએ તથા તેમના અનુયાયીઓએ કર્યો હતો અને તેનો પ્રતિવાદ ઉપર્યુક્તવાદી દેવસૂરિના શિષ્ય મહેન્દ્રસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ કર્યો હતો, જેમાં એ પ્રતિમાઓને વંદનીય ઠરાવવા પ્રમાણ-યુક્તિથી વાદ કરેલો હોઈ તેમના ગ્રંથને વાદસ્થલ તરીકે ઓળખાવવામાં આવેલ છે. એ ગ્રંથની રચના તેમણે પોતાના પિતા સા. ક્ષેમંધરને પ્રબોધ કરવા માટે જણાતી છે.

ઉપર્યુક્ત ગ્રંથના ખંડનરૂપ બીજો ગ્રંથ જિનપતિસૂરિએ રચ્યો હતો, તેને પ્રબોધોદયવાદસ્થલ નામથી અહીં ઓળખાવેલ છે. તેના ઉલ્લેખ પરથી જણાય છે કે-તેમણે ગૂજરાતમાં આશાપલ્લીપુરમાં સ્વપક્ષ અને પરપક્ષના મોટા સમાજ સમક્ષ અને દંડનાયક અભયડ (શ્વે. મૂર્તિપૂજક) વગેરે વિશિષ્ટ સભ્યો સમક્ષ ઉપર્યુક્ત વાદીને નિરુત્તર કર્યા હતા. ઉપરના ગ્રંથમાં સૂચવેલ સા. ક્ષેમંધર પોતાના સકળ કુટુંબ-પરિવાર સાથે શ્રીજિનદત્તસૂરિએ પ્રકાશિત વિધિમાર્ગના પ્રતિબોધથી ભાવિત હતા-એ વગેરે પાછળના ગ્રંથના ઉલ્લેખોથી જણાય છે (જૂઓ: જે. ભં. ગ્રંથસૂચી, અપ્રસિદ્ધગ્રંથ—ગ્રંથકૃત્પરિચય પૃ. ૨૭થી ૨૯).

**પ્રમાણાન્તર્ભાવ**-સ્વ. દલાલે જે બડાભંડારની નં. ૬ પોથીને 'પ્રમાણાંતરુચિ' નામથી ઓળખાવી હતી. પાટણ ભં. ની સૂચીમા પણ તેવો ઉલ્લેખ કર્યો હતો, તે પછી હંસવિ. મ. ના સંગ્રહની તે પોથી મેળવી તપાસ કરતાં તેના અંતમાં પણ તેવો જ નિર્દેશ જોવામાં આવ્યો. પં. હી. ના લિસ્ટના આધારે જૈન ગ્રંથાવલીમાં તેને માટે 'પ્રમાણાંતઃસ્તવ' અને 'બૌદ્ધમીમાંસાદલન' એવાં નામો જોવામાં આવ્યાં; પરંતુ ઉપર્યુક્ત અશુદ્ધ પોથીની વિશેષ તપાસ કરતા 'પ્રમાણાન્તર્ભાવ' નામ હોવાનું જણાઈ આવ્યુ, તે અમે અપ્રસિદ્ધગ્રંથ- ગ્રંથકૃત્પરિચય (પૃ. ૩૦-૩૧)માં તેના આધાર સાથે સૂચવ્યુ છે, તથા તે પોથીમા પડેલાં ૧૪ પત્રોમા મીમાંસકદર્શનના શાબરભાષ્યના પ્રથમ અધ્યાયનો પ્રથમ પાદ હોવાનું સૂચન પણ કર્યું છે, અને દેવભદ્ર તથા યશોદેવ પૂર્વોક્ત પ્રમાણાન્તર્ભાવના કર્તા નહિ, પણ લેખકો જણાય છે. એ વગેરે ત્યાં સં. પરિચયમાં અમે જણાવ્યું છે.

**પ્રા. કુવલયમાલાકથાના કર્તા**—પં. હી. ના જે. લિસ્ટમાં, તથા તેને અનુસરતા પ્રો. શ્રીધર ભાંડારકરના રિપોર્ટ (૨, પૃ. ૨૮)માં પ્રા. કુવલયમાલાકથાના કર્તાનું નામ હરિભદ્રસૂરિ જણાવ્યું હતું, તે બરાબર ન હતું. દલાલે ત્યાં નં. ૨૨૮માં તેના કર્તાનું

નામ દક્ખિણ્ણઇંધ (દાક્ષિણ્યચિહ્ન)સૂરિ અપરનામ ઉદ્દ્યોતન જણાવેલું, તે બરાબર હતું. તેના સમર્થન માટે :અમે પ્ર. કાંતિવિ. મ. ના સંગ્રહની (પૂનાની પોથીની નકલરૂપ) નવી અશુદ્ધ પોથી મેળવી તેનો ઉપયોગ કરેલો, તથા રત્નપ્રભસૂરિએ રચેલો કુવલયમાલા કથાનો સંસ્કૃત સંક્ષેપ પણ તપાસી જોયેલો, તથા શ્રીદેવચંદ્રસૂરિના પ્રા. શાંતિનાથચરિતમાં આવેલો તેના નામ-નિર્દેશવાળો આધારભૂત ઉલ્લેખ પણ અમે ત્યાં દર્શાવ્યો છે-(જૂઓ જે. અપ્રસિદ્ધ૦ પૃ. ૪૨-૪૩ જૈનધર્મકથા-ચરિતાનુયોગ વિભાગ)

**પ્રા. મહાપુરુષચરિતનો લેખનસંવત**—જે. બડાભંડારની નં. ૩૧૧મી પોથી શીલાચાર્યે રચેલ પ્રા. ચતુષ્પંચાશત-મહાપુરુષચરિતની છે, તે તાડપત્રીય પોથીને પં. હી. ના લિસ્ટમાં, તથા તેને અનુસરતા પ્રો. શ્રીધર ભાંડારકરના રિપોર્ટ (ભા. ૨, પૃ. ૨૮)માં **સં. ૧૧૨૭માં** લખેલી જણાવી હતી; પરંતુ તેના અંતિમ ઉલ્લેખમાં તે પોથીને સ્પષ્ટ રીતે કુમારપાલના રાજ્યકાલમાં લખેલી જણાવેલી હોવાથી તથા કુમારપાલનો રાજ્ય-કાલ સં. ૧૧૯૯થી ૧૨૩૦ જાણીતો હોઈ આ સૂચિપત્રમાં સૂચવેલ સં. ૧૨૨૭ ઉચિત છે, એ સંબંધમાં અમે અપ્રસિદ્ધ પૃ. ૪૩-૪૪માં સ્પષ્ટીકરણ કર્યું છે.

**પ્રા. પૃથ્વીચંદ્રચરિત્રના કર્તા રચનાસંવત**—પં. હી. ના લિસ્ટમાં, તથા શ્રીધર ભાં. ના રિપોર્ટ (ભા. ૨, પૃ. ૨૭)માં આ ચરિત્રના રચનારનું નામ **નેમિચંદ્રસૂરિ** જણાવ્યું હતું, તથા રચનાસંવત **૧૧૩૧** જણાવેલ હતો; પરંતુ તે નં. ૧૪૬ના ગ્રંથની પ્રશસ્તિ મેળવી તપાસતાં તથા અન્ય પ્રમાણો તપાસી જોતાં તેના કર્તાનું નામ સ્પષ્ટ રીતે **શાંતિસૂરિ** જણાયું, તથા રચના-સંવત **૧૧૬૧** (વીરનિર્વાણસંવત ૧૬૩૧) વાસ્તવિક છે એ અમે પ્રમાણો સાથે અપ્રસિદ્ધ પૃ. ૪૬-૪૭માં સૂચિત કર્યું છે.

**પ્રા. ચંદ્રપ્રભચરિત્રના કર્તા અને રચનાસંવત**—પં. હી. ના લિસ્ટમાં, તથા તેને અનુસરતા પ્રો. શ્રીધર ભાં. ના રિપોર્ટ (ભા. ૨, પૃ ૨૮)માં આ ચરિત્રના કર્તાનું નામ સિદ્ધસૂરિ જણાવ્યું છે, તથા તેનો રચનાસંવત **૧૧૩૮** જણાવેલ છે; પરંતુ ગ્રંથકારની પ્રશસ્તિ વગેરે વિચારતાં તેનું નામ ઉપાધ્યાય **યશોદેવ** સ્પષ્ટ જણાય છે, જેનું પૂર્વનામ ધનદેવ જણાવેલું છે. આશાવલ્લીપુરીમાં ભાંડશાલિક ધવલે કરાવેલા પાર્શ્વજિનભવનમાં એ ચરિત્રનો પ્રારંભ કર્યો હતો અને અણહિલ્લવાડપત્તનમાં સિદ્ધરાજ જયસિંહના રાજ્યસમયમાં સંવત **૧૧૭૮** મા વીરજિનમંદિરમાં એને સમાપ્ત કરવામાં આવ્યું હતું. ગ્રંથના અંતમા પ્રા. **अडसत्तरीए** ઉલ્લેખ છે, તે સં. માં **अष्टसप्तति** ૭૮નો સૂચક છે, સિદ્ધરાજ જયસિંહનો રાજ્ય-સમય સં. ૧૧૫૦થી ૧૧૯૯ સુધી પ્રસિદ્ધ છે, એથી એ જ સંવત યથાર્થ ગણાય, સં. ૧૧૩૮માં તો તેનો જન્મ પણ ભાગ્યે જ થયો હશે. એ વગેરે વિચારથી અપ્રસિદ્ધ પૃ. ૪૮માં એ ચરિત્ર (નં. ૨૫૬) પોથીનો પરિચય કરાવતાં એ હકીકતોને અમે સ્પષ્ટ કરી છે, તથા બીજાં પ્રમાણોથી તેનું સમર્થન કર્યું છે.

(ક્રમશઃ)



# मेरी स्मरणीय यात्रा

लेखक : श्रीयुत अगरचंद नाहटा

भ्रमण भी ज्ञानवृद्धिका प्रधान साधन है। इससे अनुभव बढता है व ज्ञान परिपुष्ट होता है जो पुस्तकीय ज्ञानकी अपेक्षा बहुत महत्त्वपूर्ण होता है।

मारवाडमें स्थित कतिपय जैन मुनिराजोंके दर्शन, प्राचीन जैन तीर्थस्थानोंकी यात्रा एवं जोधपुरके हस्तलिखित संग्रहालयद्वयका अवलोकन-इन तीनों उद्देश्योंसे प्रेरित होकर गत मार्गशीर्ष कृष्णा तृतीयाको श्रीताजमलजी वोथरा व उनकी पुत्रीके साथ बीकानेरसे प्रस्थान किया और १३ दिन भ्रमणमें बडे आनन्दसे बिताये। प्रस्तुत लेखमें उसी स्मरणीय यात्राका संक्षिप्त विवरण उपस्थित किया जा रहा है। आशा है, पाठकोंको यह ज्ञानवर्द्धक सिद्ध होगा।

हमारी इस यात्राका प्रधान उद्देश्य आत्मानुभवी महान संत भद्रमुनिजीके दर्शनका था पर रास्तेमें आते व जाते हुए एवं निकटवर्ती जिन कतिपय प्राचीन स्थानोंके अवलोकनका आकर्षण वर्षोंसे था उनको भी हो आना, प्रोग्राममें सम्मिलित कर लिया गया था। सर्व प्रथम हमारा प्रोग्राम कापरडा तीर्थकी यात्राका था पीछेसे वह असुभीताजनक ज्ञात होने पर घंघाणी तीर्थयात्राके उद्देश्यसे सीधे जोधपुर ही चले गये। वहां गुरांसा उदयचंदजीके यहां सामान रखकर बस सर्विस द्वारा गंगारामकी पोल पहुंचे। यहांसे घंघाणी ३-४ मील है। सौभाग्यवश हमें वहीं जानेवाले तीन साथी भी अच्छे मिल गये जिनके कारण हम उस अज्ञात रास्तेको पार करके घंघाणी समय पर आनंदके साथ पहुंच सके। घंघाणी मारवाड-का एक प्राचीन नगर था जिसकी साक्षी अभी भी इधर-उधरके खंडहरोंसे भलीभांति मिल जाती है। तालाबके पास ही यहां एक भव्य जैन मंदिर विद्यमान है जो उस गांव-भरमें सबसे ऊंचे स्थान पर निर्मित होनेसे उसका शिखर दूर दूरसे दिखाई देता है। एक अन्य मंदिर भी खंडहरके रूपमें विद्यमान है व एक उपाश्रय भी है। सं. १९०० में यहां १०० जैन घरोंकी बस्ती थी। सं. १८५६ में भी ४० घर जैनोंके होनेका श्रीज्ञान-सुन्दरजीने लिखा है पर कालकी कुटिल गतिसे आज यहां एक भी जैनका घर नहीं है।

बीस वर्ष हुए जबसे कविवर समयसुन्दरजीका "घंघाणी पद्मप्रभु स्तवन" पढनेमें आया तभीसे यहांकी यात्रा करनेकी उत्कंठा लगी हुई थी। कविवरके उल्लेखानुसार सं. १६६२ के ज्येष्ठ शुक्ला १२ को दुधेला तालाबके पास खोखर देहरेके पीछे खुदाई करते हुए भुंहरे (भूमिगृह)में ६५ प्रतिमाएं प्रकट हुई थी जिनमेंसे पद्मप्रभु मूलनायककी सपरिकर प्रतिमाको सम्राट सम्प्रतिके बनवानेका व आर्य सुहस्तिसूरिद्वारा प्रतिष्ठित होनेका उल्लेख है। कविवरने उस प्रतिमाके पृष्ठ भागमें खुदा हुआ वीर सं. २७३ के माह सुदि ८ की प्रतिष्ठाका सूचक अभिलेख भी पढा लिखा है। दूसरी प्रधानमूर्ति अर्जुन (श्वेत) सुवर्णकी पार्श्वप्रतिमा थी जिसे सम्राट चन्द्रगुप्तने बनवाई थी। वास्तवमें यदि ये प्रतिमाएं आज प्राप्त होतीं तो जैन इतिहासमें ही नहीं, भारतीय इतिहासमें बहुत ही, महत्त्वपूर्ण बात होती, पर खेद है मुसलमानोंके समय आक्रमणके भयसे इन्हें पुनः भूमिगृहमें रख दी गई प्रतीत होती है जिसका अब कोइ पता नहीं; फलतः अभी वे अप्राप्य है। 'खरतर-गच्छीय पट्टावली'के अनुसार इन प्रतिमाओंकी प्राचीन लिपिको अम्बिकादेवीकी सहायतासे वा. राजसमुद्र (पीछेसे जिनराजसूरि)ने पढ़ी थी। अभी तो केवल तीन जैन मूर्तियें ही इस मन्दिरमें विद्यमान हैं जिनमें १ उपर तल्लेमें व १ नीचे मूलनायकके रूपमें सं. १९५८ एवं १९१४ की प्रतिष्ठित पाषाण प्रतिमाएं हैं और एक धातुकी प्रतिमा है जिसका सं. ९३७ का लेख नाहटाजीके जैन लेख संग्रह भा. २ (लेखांक १७०९)में प्रकाशित है।

मंदिरके आगे कूवा है और उसीसे संलग्न ४-५ विशाल छत्रियें है जो बहुत सुन्दर बनी हुई है। गांवमें बहुतसे घर टूटी फूटी व खंडहरकी हालतमें खडे हैं। जागीरदारका गढ व महल भी विद्यमान है। एक अन्य छोटा जैन मंदिर जो खंडहरके रूपमें खडा है जिसका द्वार बन्ध किया हुआ है। मंदिरके पूजारी सेवगजीने हमें बेरेकी जमीन आदि की खुदाईसे प्राप्त एक पाषाणकी जैन मूर्ति उपाश्रयमे बतलाई जिसका अभिलेख इस प्रकार है—

"॥ऊ०॥ संवत् १४९७ वर्षे मार्ग सुदि ३ श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं खरतर-गच्छे श्रीजिनभद्रसूरिभिः। कारिते ऊकेशवंशे पीपाडगोत्रे भीमापुत्र देल्हासुश्रावकेण पुत्र-आसासहितेन भातृलाखूपुण्यार्थं।"

घंघाणी तीर्थकी यात्रा कर ऊँट करके हम निकटवर्ती स्टेशन पहुंचे व ट्रेनमें बैठकर जोधपुर आये। वहां गुरांसाके यहांसे अपना सामान लाकर उसी समय ही गाडीसे सिवाणाके लिये रवाना हो गये। प्रातःकाल मोकलसर स्टेशन पर उतरने पर विदित हुआ कि पूज्य

भद्रमुनिजी महाराज सिवाणेसे विहार कर गये हैं व ३–४ दिनमें ही पाली पहुंचेंगे अतः उसी गाडीमें पुनः बैठकर रानीवाडा स्टेशन पर ऊतर कर ऊंटकी सवारीसे वडगांव गये। यह अच्छा गांव है, निकटमें पहाड़ीका दृश्य बहुत सुन्दर है। वहां उपधान तप चल रहा था-व पूज्य मणिसागरसूरिजी महाराज विराज रहे थे, उनके दर्शन कर मन्दिरोंके दर्शन करके रास्तेके एक गांवके मन्दिरका दर्शन कर पुनः राणीवाडा स्टेशन पर आकर भीनमालके लिये रवाने हुए। साचोर जानेका विचार था पर समय कम होनेसे उसे स्थगित रखना पडा।

भीनमाल मारवाडके प्राचीनतम स्थानोंमें है। यहांका अवलोकन वृत्तान्त स्वतंत्र लेखमें देनेके कारण यहां उसे नहीं देकर आगेकी यात्राका वृत्तांत दिया जा रहा है। भीनमालसे चलते हुए मार्गमें जालोर ऊतरके पुरातत्त्वविद् मुनि-कल्याणविजयजीसे मिलनेका विचार था पर समयकी कमीके कारण उसे भी स्थगित रखना पडा और हम सीधे पाली ही पहुंचे। रातका समय था अतः पंचायतीके नोहरेमें जाकर ठहरे। प्रातःकाल तलाश करने पर विदित हुआ कि पू. भद्रमुनिजी यहां पधार गये हैं व शांतिनाथ मंदिरके सामनेके आश्रयमें ही ठहरे हुए हैं। स्नान व पूजादि कर महाराजश्रीके व्याख्यानमें पहुंचे। उनके आध्यात्मिक प्रवचन सुन कर वास्तवमें ही चित्त बहुत प्रसन्न हुआ। व्याख्यानान्तर थोड़ी वातचीत होनेके वाद वस्तीमलजी घाडिवाके यहां गये और दोपहरमें पुनः महाराजजीसे तात्त्विक विषयोंकी वातचीत हुई। दूसरे दिन भी व्याख्यान श्रवण व मन्दिरोंके दर्शन कर दोपहरमें 'कलाधर' के संपादक कवि भौरेजीसे मिले। फकीरचंदजी बुबकियाके पुत्रसे मिलकर उनके यहां की हस्तलिखित प्रतियों देखनेके लिये प्रयत्न किया पर असफल रहा। खरतरगच्छीय श्रीपूज्यजीके उपाश्रय भी गया पर वहां चेलेजी आदिके न होनेसे वह संग्रह भी नहीं देखा जा सका। कवि भौरेजीके पास 'पृथ्वीराज रासो 'की एक त्रुटित प्रति देखी और उनके साथ ही वीर लोंकाशाह पुस्तकालयका निरीक्षण किया। इस पुस्तकालयमें पत्र–पत्रिकाएं अच्छी संख्यामे आती हैं। संचालक महाशय वडे उत्साही व विचारक प्रतीत हुए। पटोंकी थोडीसी हस्तलिखित प्रतियोंको देखकर महाराजजीसे मिले। थोडी वातचीत होनेके बाद महाराजने पहाडीकी ओर विहार किया तो हम भी गुफा तक पहुंचाने गये। रास्तेमें भी कुछ वार्तालाप होता रहा, गुफाके बाहर बैठकर आपके रचित २–३ पद भी लिखे। जिन्हे स्वतंत्र लेखमें प्रकाशित किया जा चुका है×।

१ देखें 'जैन भारती 'में "जैनमत सहजानन्दजीकी अनुभववाणी" शीर्षकसे प्रकाशित मेरा लेख।

सत्संगका बडा महत्त्व है। हमे पालीके दो दिन बडे आनन्ददायक प्रतीत हुए। मन चाह रहा था कि कुछ और लाभ उठाया जाय पर समय कम था। अतः रातको ही पालीसे रवाने होकर ताजमलजी मारवाड जंक्सनकी गाडीसे और मै जोधपुरकी गाडीसे रवाना हुए। यहां हमारा साथ भी छूट गया जो बडा दुःखद प्रतीत हो रहा था।

पालीसे मैं जोधपुर आकर गुरांसाके यहां ठहरा। गुरांसा उदयचंद्रजी राजवैद्य सौजन्य-मूर्त्ति व उदारमना व्यक्ति हैं। उनके हस्तलिखित संग्रह देखनेकी इच्छा प्रगट करने पर दोपहरका समय निश्चित किया गया। अतः स्नान, पूजनादि कर केशरियानाथजीके मंदिर पहुंचा। दर्शनकर निकटवर्त्ती उपाश्रयमें साध्वीजी लालश्री व मुनि ज्ञानसुन्दरजीसे मिला। तदन्तर महन्त लाधूरामजीसे मिलकर बद्रीप्रसादजी साकरियाके घर पहुंचा पर उनके सुपुत्र ओफिस चले गये थे। अतः वहांसे महावीरसिंहजी गहलोतसे मिलने गया पर वे भी नहीं मिले। वहांसे 'जिनवाणी' कार्यालयकी पूछताछ करते हुए विजयमलजी कुंभटसे मिला और जैनरत्न पुस्तकालयके निरीक्षणके लिये दूसरे दिनका समय नियत करके गुरांसाके यहां आया। अवकाश पाकर म्युज़ियम भी देख आया। यहां जोधपुर राज्य व एक प्राचीन स्थानसे प्राप्त कई पीतलकी जैन प्रतिमायें देखी। वहांसे कोर्ट गया पर वहां भी महावीरसिंहजीका पता न चला तब वापिस गुरांसाके यहां आकर कुछ हस्त-लिखित प्रतियां देखी। रातको भूपतरामजी साकरिया व कुन्दनमलजीके आ जानेसे उनके साथ महो. विश्वेश्वरनाथजीसे एवं पं. नित्यानंदजीसे मिला।

पूर्व निश्चयानुसार प्रातःकाल सामायिक, स्नान-पूजनादिसे निवृत्त हो विजयमलजीके यहां गया पर वे नहीं मिले। तब कुन्दनमलजीके साथ महोपाध्याय स्व. रामकरणजी आसोपाके घर गया। उनके सुपुत्र जयनारायणसे काफी देर तक बातचीत हुई। फिर विजयमलजीसे मिला और जैनरत्न पुस्तकालयकी प्रतियोंका ७ घंटे तक निरीक्षण किया। इस पुस्तकालयके सम्बन्धमें भी एक स्वतंत्र लेखद्वारा प्रकाश डाला जा चुका है।[१]

रातको गुरांसाके यहांके ग्रन्थोंका निरीक्षण किया और तीसरे दिन प्रातःकालसे १२ बजे तक उनका अवलोकन समाप्त कर बसद्वारा सुप्रसिद्ध कापरडा तीर्थ पहुंचा। मन्दिर बडा दर्शनीय है। प्रातःकाल स्नान पूजनादिसे निवृत्त होकर बसद्वारा पीपाड पहुंचा। यह तलावके घाट पर जैन मंदिर है उसका दर्शन कर शहरके मन्दिरके दर्शन किये। यहांके स्व. चतुर-सागरजी यतिके हस्तलिखित प्रतियोंके निरीक्षण करनेकी बड़ी इच्छा थी। पर उनके शिष्यने सूचीपत्र दिखा दिया वह भी बहुत समझें। जब सूचीसे अवलोकन

१ 'जिनवाणी' व. ७, अं. ६-७.

योग्य ग्रन्थोंके नाम नोट करने लगा तो निषेध कर दिया। ऐसे ही यतिशिष्योंके द्वारा हमारे हस्तलिखित अनेक संग्रहालयोंकी बडी दुर्गति हुई है, अस्तु। वहांसे स्टेशन जाकर पीपाड रोडके लिये रवाना हुआ। कापरडा तीर्थसे बीकानेरकी ३ बाइयें भी साथ हो गई थी उनके साथ ही रातको मेडता रोड पहुंचे। मुसाफरखानेमें ही सोनेकी योजना कर रहे थे कि फलोधी तीर्थकी पेढीका व्यक्ति जो यात्रियोंके सम्मुख आता है, मिल गया तब बैलगाडी मंगाकर पेढ़ीमें पहुंचे। फलौधी १३ वीं सदीसे प्रसिद्धि प्राप्त जैनतीर्थ है। यहां अभी विद्यालयकी स्थापना हुई थी व उपधान तप चल रहा था। जोधपुरमें साध्वीजी लालश्रीजीसे यहां हरिसागरसूरिकी अस्वस्थताके समाचार मिले थे। आकर देखा तो हालत ज्यादा बिगडी हुई ही प्रतीत हुई। दोपहरमें जैतारणके श्रावकसे ज्ञात हुआ कि विदुषी आर्या विचक्षणश्रीजी केकिन्द पधार गई हैं। बस, पूर्व निर्धारित प्रोग्राममें यही एक आवश्यक कार्य बच पाया था। अतः रातको वापिस आ सकनेकी सुभीता जानकर उन्हींके साथ मेडतासिटी और वहांसे बसमें केकिन्द पहुंचा। यहांका मंदिर बहुत भव्य एवं दर्शनीय होनेका फलौधीमें कवीन्द्रसागरजीने कहा था, अतः दर्शन किये।

चतुर्दशीका दिन था। साध्वीजी पाक्षिक प्रतिक्रमण कर रही थी अतःउपाश्रयमें खडे खडे २–४ मिनिट बातचीत करके ही संतोष करना पडा और पुनः उसी समय बसमें बैठकर मेडता सिटी आया। वहांसे रेलमें बैठकर मेडता रोड पहुंचा। पेढीसे सामान लाकर रातकी ट्रेनसे ही रवाना होकर बीकानेर आ पहुंचा। इस प्रकार अपने १३ दिनके प्रवासमें कई तीर्थस्वरूप प्राचीन स्थानों व हस्तलिखित भंडारोका अवलोकन एवं मुनिवरोंके दर्शनादिका लाभ मिलने पर यह यात्रा मुझे सफल प्रतीत हुई॥

# નવી મદદ

૧૦૧) પૂ. મુનિ શ્રીદર્શનવિજયજી મ. (ત્રિપુટી)ના સદુપદેશથી શ્રી નાગજી ભુદરની પોળ જૈન ઉપાશ્રય. અમદાવાદ.

૨૫) પૂ. આ. વિજયજંબૂસૂરીશ્વરજી. મ. ના સદુપદેશથી એક સદ્‌ગૃહસ્થ તરફથી. પાટણ.

૧૫) પૂ. ઉ. હેમેન્દ્રસાગરજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ-વિજાપુર.

૧૦) પૂ આ. વિજયહિમાચલસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ-ઉદયપુર.



# ગ્રંથ-સ્વીકાર

૧. जीवनमें स्याद्वाद : (હિંદી) લેખક: શ્રીચંદ્રશંકર પ્રાણશંકર શુકલ, પ્રકાશક: જૈન સંસ્કૃતિ સંશોધન મંડલ. બનારસ હિંદૂ યુનિવર્સિટી બનારસ. મૂલ્ય: બાર આના

૨. जैन ग्रन्थ और ग्रन्थकार : (હિંદી) લેખક: પં. ફતેચંદ બેલાની. પ્રકાશક: ઉપર મુજબ મૂલ્ય: દોઢ રૂપિયો.

૩. जैन धातुप्रतिमा लेख-प्रथम भाग : (સંસ્કૃત) સગ્રા-સંપા. મુનિશ્રી કાંતિસાગરજી. પ્રકાશક: મંત્રી, શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, સુરત.

### દરેકે વસાવવા યોગ્ય

# શ્રી જૈન સત્ય પ્રકાશના વિશેષાંકો

## (૧) શ્રી મહાવીર નિર્વાણુ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

## (૨) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

### શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબ આપતા લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય **ચાર આના.**

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્ય મ૦ના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણુ આના

### કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, પાંચમા, આઠમા દશમા, અગિયારમા, બારમા, તેરમા, ચૌદમા તથા પંદરમા વર્ષની પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકના અઢી રૂપિયા

— લખો —

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

**શ્રી જૈન સત્ય પ્રકાશનું વાર્ષિક લવાજમ ત્રણ રૂપિયા**

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




તંત્રી

## ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૨-૫૧ : અમદાવાદ

વર્ષ ૧૬ : અંક ૫ ]  [ ક્રમાંક : ૧૮૫

# વિષય-દર્શન

| વિષય: | | લેખક: | પૃષ્ઠ: |
|---|---|---|---|
| ૧. | શ્રીસંભવનાથસ્તવ : | સં. પૂ. મુ. શ્રીકાંતિસાગરજી : | ૧૦૫ |
| ૨. | શ્રીવૃન્દાવનલાલ વર્માસે મેરા પત્રવ્યવહાર | પ્રે. પૂ. મુ. શ્રીકનકવિજયજી : | ૧૦૬ |
| ૩. | 'ગૂજરાતનો નાથ' રૂપેરી પડદે અને ગૂજરાતના દક્ષિણદ્વારના સેનાની મહામંત્રી ઉદયન : | શ્રી. જયભિખ્ખુ : | ૧૧૩ |
| ૪. | પ્રાચીન કોટારક-ઉર્ફે મહુડી : | પં. શ્રી. ચીમનલાલ લ. ઝવેરી : | ૧૨૦ |
| ૫. | સર્વસિદ્ધાન્તપ્રવેશક : | સં. પૂ. મુ. શ્રીજંબૂવિજયજી. | ૧૨૫ |
| ૬. | યવ રાજર્ષિ અને ગર્ધભસિંહ રાજા : | પં. શ્રી. ચીમનલાલ લ. ઝવેરી | ૧૧૮ |
| ૭. | નવી મદદ | | ટાઈટલ પેજ બીજું |



# નવી મદદ

૫૦) પૂ. ઉ. શ્રીધર્મવિજયજી મ.ના સદુપદેશથી શ્રીગોડીજી જૈન ઉપાશ્રય. મુંબઈ.

૧૫) પૂ. મુનિ શ્રીલક્ષ્મીભદ્રવિજયજી મ.ના સદુપદેશથી એક શ્રાવિકા-બહેન તરફથી.

૫) પૂ. મુનિ શ્રીનીતિવિજયજીના સદુપદેશથી શ્રીસુરેશચંદ્ર મંગળદાસ. અમદાવાદ.



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष : १६ | विक्रम सं. २००७ : वीर नि. सं. २४७७ : ई. स. १९५१ | क्रमांक |
|---|---|---|
| अंक : ५ | महा सुद ९ : गुरुवार : १५ फेब्रुआरी | १८५ |


# श्रीसंभवनाथस्तवः ॥

संपादक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी

नतपुरन्दरकौसुमशेखरक्षरदमन्दमरन्दमनोहरम् ।
पदपयोजयुगं तव संभव !, प्रहृतमोहतमोऽहमभिष्टुवे ॥ १ ॥

विमलकेवलसंभव ! संभवाभिधविभो ! त्वदनुग्रहशालिनाम् ।
विशदबोधमयी तव देशिते, वरमते रमते मतिरङ्गिनाम् ॥ २ ॥

असुमतां जगदीश ! परम्परानुगनयावलिशालिनि शासने ।
त्वदनुभावत एव रुचिः शुचिः, शुभवतां भवतान्तिहरी भवेत् ॥ ३ ॥

एवं जिनेश ! सुरेश्वरसेविता, सुरमणीवदियं चरणद्वयी ।
परितुतोष न येषु जनेषु तैः, सुचरणाचरणा कथमाप्यते ? ॥ ४ ॥

इति विबोधसुदृक् चरणात्मकं, सुगतिमार्गमवाप्य तवोदितम् ।
शिवपदं सुखदं समवाप यो, जिनपते ! न पतेत् पुनरप्यसौ ॥ ५ ॥

॥ इति श्रीसंभवनाथस्तवः ॥ ३ ॥



# श्रीवृन्दावनलाल वर्मासे

## मेरा पत्र-व्यवहार

प्रेषक : **पूज्य मुनि श्रीकनकविजयजी**, बनारस

**महान्** ज्योतिर्धर युगप्रधान आचार्य श्रीकालकसूरिके शकानयनके प्रसंगको लेकर कुछ जैनेतर विद्वानोंने अनेक बार विरुद्ध ऊहापोह किया है। फलतः जैन समाजमें भी समय समय पर उसकी प्रतिक्रियायें होती रहीं। कुछ समय पूर्व देहली रेडियोसे प्रसारित नाटिकामें पूज्य आचार्य कालकसूरिको देशद्रोहीके रूपमें चित्रित किया था। जैन समाजमें उसका विरोध होने पर तुरन्त ही रेडियो संचालकोंने क्षमा मांग ली। अतः वह प्रसंग तो उतने ही से समाप्त हो गया। किन्तु हिन्दी साहित्यके प्रसिद्ध लेखक श्रीवृन्दावनलाल वर्मा और "हंसमयूर" जैन समाजके लिये प्रायः एक वर्ष होने चला; बराबर चर्चाका विषय बना हुआ है। उसका मुख्य कारण एक यह भी है कि "हंसमयूर" युनिवर्सिटीकी उच्च कक्षाओंके विद्यार्थियोंके पाठ्यक्रममें भी है। जिससे आनेवाली समाजके थातीरूप हजारों विद्यार्थी एक महान् जैनाचार्यके प्रति गलत दृष्टि कोनसे देखते हो जानेकी आशंका है।

किन्तु इसके पूर्व एक छोटासा प्रयत्न "राष्ट्रीय स्वयंसेवक संघके उत्तर प्रदेशीय मुख-पत्र "राष्ट्रधर्म" लखनऊसे प्रकाशित पत्रमें भी आजसे वर्ष पूर्व हुआ था। २००४ में जब मेरा चातुर्मास कानपुरमें था, वह देखनेमें आया था। "शकारि विक्रमादित्य" नामकी एक लम्बी लेखमाला पत्रके संपादक श्रीराजीवलोचनजी अग्निहोत्री द्वारा लिखी गई थी। उसमें भी आचार्य कालकसूरिको देशद्रोही बताते हुए साध्वी श्रीसरस्वतीको गर्दभिल्लके साथमें गांधर्वविवाहसे संबन्धित होते हुए तथा परिणामस्वरूप दशवर्षीय बालककी माताके रूपमें चित्रित किया था। उस समय श्रीराजीवलोचनजीसे संपर्क स्थापित करनेका मैंने प्रयत्न किया था, किन्तु बादमें स्वतः वह पत्र बंध हो जानेसे वह विचार दब गया।

इधर गत वर्षसे राष्ट्रधर्मका प्रकाशन पुनः प्रारम्भ हो गया है। राष्ट्रधर्मके नए संपादक श्रीज्ञानेन्द्र सक्सेना गत वर्ष उसकी व्यवस्थाके लिए बनारस आये थे। उनसे श्रीअग्निहोत्रीजीकी उस लेखमालाके विषयमें वार्तालाप हुआ। श्रीसक्सेनाने विश्वास दिलाया कि श्रीअग्निहोत्रीजी तथा श्रीराष्ट्रीय स्वयंसेवक संघका लक्ष्य कभी वैसा नहीं रहा कि सांप्र-दायिक द्वेष बढाया जाय और यथासंभव शीघ्र ही उसका निर्णय किया जाय।

इस विषयमें हमारा अन्तिम वार्तालाप निम्न प्रकारसे हुआ था।

**રાજા:**—જો તેમ હોય તો ઘણું સારું. સવારે તેમને ગાદી સોંપી દઈશ અને હું બીજાં રાજ્યવહિવટી કાર્યો કરીશ.

**મંત્રી:**—એ તો આપ કહો છો તે બરાબર છે પણ ચારિત્ર લઈને સંસાર છોડ્યા પછી ફરી તે સંસારમાં આવે તો વ્રત ભાંગે. જેણે વ્રત લઈને ભાગ્યું તે તો છપ્પનના મેળમાં પણ ન આવે અને લોકો જેમ તેમ બોલે તે સાંભળવું પડે, તો રાજકુલને કેટલું નીચું જોવું પડે! એટલે એવુ થાય તો સારું ન દેખાય. પછી તો આપને યોગ્ય લાગે તે ખરું.

**રાજા:**—વાત તમારી ઠીક છે. ચારિત્રભ્રષ્ટ થવાથી માણસ મટી જતો નથી, ગરીબ પ્રાણી પર.તો દયા થાય અને વ્રત છોડે એટલે પ્રાણી મટી પથ્થર થઈ જાય? ને તેના પ્રત્યેનો મૂળધર્મ જ ભૂલી જવાય? એ ધર્મ ભૂલીને ક્રૂર થવું એ જ દયાધર્મનો મૂળ પાયો છે? નુકશાન થતું હોય તો છોડનારને અંગત થાય છે. તે તો તેને ભોગવવાનું છે પણ તેથી બીજાઓએ પોતાના સામાન્ય ધર્મને ભૂલી જવો એ ધર્મ કેવી જાતનો?

**મંત્રી:**—બાપુ! એ વાત હું નથી કહેતો. ધર્મ તો આપ કહો છો તે જ છે પણ આપણા કુળની અપકીર્તિ લોકો કરે તે મારાથી ન સંભળાય, તેથી મેં આપને આ વાત કરી. બાપે રાજ્ય આપ્યા પછી કોઈ છોકરાએ બાપને રાજ્ય પાછું આપ્યાનું હજી સુધી મેં સાંભળ્યું નથી પછી તો આપને યોગ્ય લાગે તે ખરું. ક્ષત્રિયોને તો મોત સારું પણ અપકીર્તિ–સાંભળવી પડે તે નહીં સારી, તેમજ આપણે રાજ્યકર્તા હોઈ આપણો જ સેનાપતિ અમુક કાર્ય માટે પ્રતિજ્ઞા કરે ને પછી પાળી ન શકે તો આપ તેને શિક્ષા કરો કે નહી, તો પછી આ પણ એવી જ બાબત છે ને?

**રાજા.**—(થોડીવાર વિચારીને) ઠીક, હું તે વિષે વિચારીશ અને યોગ્ય જણાશે તો ઘટિત કરીશ, તમે જઈ શકો છો. મંત્રીએ જાણ્યું પાસો. હવે સિદ્ધો જ પડશે અને માર્ગમાં આવતો કાંટો દૂર થશે એટલે રાજાને મારીને અથવા તો પદભ્રષ્ટ કરીને મારા છોકરાને ગાદીએ બેસાડીશ એમ વિચારતો તે ઘેર ગયો વિચારવમળમાં પડેલો રાજા મિથ્યાભિમાનના જોરે તલવાર લઈ રાત્રે કુંભારને ઘેર ગયો. બારણાની તરડમાંથી દીવાના પ્રકાશમાં મુનિજીને મધ્યરાત્રિએ પાઠ કરતા જોયા. એને ત્રણ કવિતાઓ સાંભળી. પહેલી કવિતાથી તેણે જાણ્યું કે મારા પિતાજી જ્ઞાની છે. મારા અહીં આવ્યાની વાત તેઓ જાણી ગયા છે. બીજી કવિતાથી જાણ્યુ કે, મારી બેન **અણુલ્લિકાને** કોઈએ ભોયરામાં સંતાડેલી છે અને ત્રીજી કવિતાથી જાણ્યું કે સતાડનાર મારો **પ્રધાન દીર્ઘપૃષ્ઠ** છે, માટે એના ઘરની પૂરી પૂરી ઝડતી લેવાશે તો મારી બેન જડશે. એમ નિર્ણય કરી તે દ્વાર ઉઘાડી તેમની પાસે ગયો અને યથાર્થ વિગત નિવેદન કરી. મત્રીના ઉશ્કેરવાથી પોતે બદલેલા મનોભાવ માટે ઋષિજી પાસે માફી માગી ઘેર ગયો. સવારે રાજાએ સદર હુકમથી મંત્રીનું ઘર તપાસાવતાં તેની બહેનનો પત્તો મેળવ્યો. તેથી રાજાએ તેને દેશનિકાલની આજ્ઞા આપી કાઢી મૂક્યો અને ઋષિજી સ્વજનોને મળી ઉપદેશ આપી પાછા ગુરુ પાસે ગયા અને બનેલી સર્વ વિગત કહી સંભળાવી. ગુરુજી પણ એ વાતથી આશ્ચર્ય ચકિત થયા અને **યવ રાજર્ષિજીએ** પછી શાસ્ત્રાધ્યયન કરવા માંડ્યું.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# विषय-दर्शन



---

## નવી મદદ

૨૫) પૂ. મુનિરાજ શ્રીચંદ્રોદયસાગરજી મ.ના ઉપદેશથી જૈન ઉપાશ્રય શાહપુર, અમદાવાદ.



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | विक्रम सं. २००७ : वीर नि. सं. २४७७ : ई. स. १९५१ | क्रमांक |
| अंक : ६ | फागण सुद ७ : गुरुवार : १५ मार्च | १८६ |

# श्रीअभिनन्दनजिनस्तवः ॥

संपादक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी

येन बन्धुजनताऽपि समस्ताऽकारि जन्मनि सुखैः प्रतिहस्ता ।
तं त्रिसन्ध्यमभिनन्दननाथं, संप्रणौमि विनतामरनाथम् ॥ १ ॥

प्रातरेव तव देव ! मुदाऽरं, यो हि पश्यति मुखाब्जमुदारम् ।
दर्शनं न खलु दुर्लभमस्य, ब्रह्मणोऽपि नियतं परमस्य ॥ २ ॥

पूज्यसे दिनदलेऽप्यसि देव !, स्तूयसे च जिन ! येन स एव ।
पूज्यते प्रतिपदं सुरसार्थैः, स्तूयते च वचनैः सुरसार्थैः ॥ ३ ॥

एककाऽपि तव पूजनसन्ध्या, यस्य याति जिननाथ ! न सन्ध्या ।
तत्कृतस्य सुकृतस्य न संख्यामीशते गणयितुं गुरुमुख्याः ॥ ४ ॥

एवमेवमभिनन्दनदेवं, यस्त्रिसन्ध्यममरैः कृतसेवम् ।
वीक्षतेऽर्चति च चेतसि धत्ते, तस्य भक्तिमिह को न विधत्ते ॥ ५ ॥

॥ इति श्रीअभिनन्दनस्तवः ॥ ४ ॥



# कालकाचार्यके सम्बन्धमें पत्रव्यवहार

श्री. सम्पादक महोदय,

श्री. जैन सत्यप्रकाश, अमदावाद,

आपकी पत्रिकाके पिछले अंकको पढ़नेसे विदित हुआ कि जैनाचार्य श्रीकालकसूरिके नाम पर विद्वानोंने क्या क्या कह डाला है। शकानयन–प्रसंगको लेकर उन्हें देशद्रोहीके रूपमें चित्रित करना एवं उनकी बहिन साध्वी सरस्वतीके चरित्र पर आक्षेप करना–ये ऐसी निर्मूल और मनगढन्त बातें हैं जिन्हें स्वतन्त्र भारतके इतिहासकार कदापि सहन नहीं कर सकते। कालकचरित्रका विषय स्वतन्त्ररूपसे अनुसन्धानके योग्य है; उस पर फिर कभी प्रकाश डालूंगा; पर स्थान-मानको ध्यानमें रखते हुए दिग्दर्शनके रूपमें यह छोटीसी टिप्पणी लिखी गई है, आशा है आप इसे अपने पत्रमें स्थान देंगे।

आचार्य कालकसूरिका स्थान जैन समाजमें ही नहीं अपितु भारतीय इतिहासमें भी महत्त्वपूर्ण है। शकोंका भारत पर आक्रमण, विक्रम संवत्‌का प्रारंभ एवं विक्रमादित्य–चरित्र आदि भारतीय इतिहासकी गुत्थियां हैं और इन्हें सुलझानेके लिये जितने प्रमाण उपलब्ध हैं उनमें 'कालकचरित्र' अपना विशेष महत्त्व रखता है। इस सम्बन्धमें निम्न लिखित बातें ध्यान देने योग्य है।

कालकके पिता वैरिसिंह धारमें राज्य करते थे और कथानकमें उनका राज्यमोह छोड़कर अपनी बहिन सरस्वतीके साथ उज्जैन जाना, वहांके राजा गर्दभिल्लका उस पर आसक्त होना, जिसके प्रतिकार–स्वरूप कालकका शकनरेशको उज्जैन पर चढ़ाई करनेके लिये प्रवृत्त करना–इत्यादि वर्णन हैं। इन बातोंको लेकर इस भूमि पर बाह्य आक्रमण करानेका दोष कालक पर लगाया गया है! हमें यह क्यों न समझना चाहिये कि पापात्मा गर्दभिल्लको प्रायश्चित्त कराकर समाजमें व्यवस्था स्थापित करनेके लिये उन्हें यह कार्य करना पड़ा? और इस कथानकमें भी सत्यका कितना अंश निहित है? यह ग्रन्थ चरित्र–ग्रन्थ है जो धार्मिक दृष्टिसे रचा गया है; इतिहास नहीं। इसी कृतिमें गर्दभिल्लके पुत्रका नाम 'विक्रमादित्य' बतलाया गया है, जो 'शकारि' विक्रमादित्य है। पर शकोंके शासनकी विशेष जानकारी और विक्रमादित्यका नाम–ये अभी तक

इतिहासमें चर्चाके विषय बने हुए हैं। 'विक्रमादित्यके पिता गर्दभिल्ल' और 'वैरिसिंहका धारमें राज्य करना'—आदि बातें इतिहासमें अज्ञात है। इस प्रदेश पर शकोंका पहला हमला ईसा पूर्व पहली शताब्दीमें हुआ था; तब उनका राज्य सिन्धमें था; उनको जीतनेवाले विक्रमका उदय कुछ बरसों बाद हुआ—यहां तक तो ठीक संगति बैठती है, पर कथानकके अनुसार शकाक्रमणके समकालीन कालक शक-विजयके बाद ही प्रतिष्ठान पहुंचे जहां वे 'शालिवाहन' राजा से मिले; यह इतिहासकी भारी निर्बलता है, क्यों कि उस समयका शालिवाहन नामक राजा अभी तक इतिहासमें अज्ञात है। इसी प्रकार अन्य भी कई संदेहास्पद बातें हैं।

कालक कथानक लगभग ई. दसवीं शताब्दीकी रचना है और ऊपर लिखी बातोंके सम्बन्धमें इस समयसे पूर्वका कोई प्रमाण उपलब्ध नहीं है[1]। उक्त कथानकके लेखकके लिये यह स्वाभाविक ही था कि उस समय इनके विषयमें जो जो बातें सुनी जाती थीं, सब लिख दी और कथानकको रुचिकर बनानेके लिये कुछ अपनी ओरसे भी। इन सबका याथातथ्य निर्णय करना शेष है। वस्तुतः 'विक्रमादित्य' और विक्रम संवत् भी अभी तक चर्चाके विषय बने हैं; पूर्वके शिलालेखोंमें इसे 'कृत' या 'मालव' संवत् कहा गया है। इस संवत्के साथ 'विक्रम' यह नाम पहली बार ई. ७९४ के काठियावाड़से प्राप्त एक अभिलेखमें मिलता है। इसी प्रकार 'कालक-कथानक' की बातें जो लगभग एक हजार बरस बाद लिखी गई है, इस समयसे पूर्वके प्रमाणकी अनुपलब्धिमें सब सत्य नहीं हो सकती।

इतनी उलझनें होते हुए, जब कालकाचार्यके सम्बन्धमें ही हमारा ज्ञान सीमित है, —निश्चित रूपसे कुछ नहीं कहा जा सकता, तब केवल कथानकके आधार पर उसे यथार्थ मानकर उस पर नये नये भवनोंका निर्माण कर लेना कहां तक उपयुक्त है यह तो सोचनेकी बात है।

हरिहर त्रिवेदी, M. A. D. Litt;
काव्यतीर्थ इन्दौर.

१. लगभग छट्ठी-सातवी शताब्दीके ग्रन्थोंमे भी कालकसूरिका जिक्र मिलता है उसके लिये देखो— कालककथासंग्रह. —संपा०



# પ્રાચીન કોટારક-ઉર્ફે મહુડી

લેખક : પં. શ્રીયુત ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી

[ ગતાંકથી ચાલુ ]

[ ૨ ]

**નદીના વહેતા** પ્રવાહની બાજુમાંથી જ ટેકરા ઉપર જવાનો માર્ગ છે. બરાબર ટેકરા ઉપર ચઢતાં મથાળે એક નાની દેરી જેવું બનાવેલું છે, તેમાં કાળમીંઢ પથ્થરમાંથી તૈયાર કરેલી મૂર્તિ નજરે પડે છે, તેની આશરે ઊંચાઈ ૨૧ ઈંચ અને પહોળાઈ ૧૧ ઈંચ છે, આ મૂર્તિને ચાર હાથ છે જે તૂટેલા છે. એની બન્ને બાજુએ એકેક પુરુષ અને તેની પાછળ એકેક સ્ત્રી જોવાય છે. આ કોઇમાંથી છૂટો પડેલો ભાગ લાગે છે અને તે જૈન દેવાલયમાં હોય છે તેવા ગર્ભાગારના અગ્રદ્વારની બારસાખનો ભાગ જણાય છે.

આગળ અને આજુબાજુ કેટલાક પથ્થરો પડેલા છે પણ વધારે અગત્યનું જોવાનું તો આગળ હોવાથી અમે આગળ ચાલ્યા, કેટલુંક ચાલ્યા પછી એક ઢાળ આવ્યો, તે ઊતરી સામે ઢાળે ચઢતાં એક ઝાંપો જોવામાં આવે છે. સામેની બાજુએ ત્રણ મકાનો છે, તે પૈકી એકમાં દેવળને સંભાળનાર મહંત-પૂજક રહે છે અને બીજું દેવલ ગણાય છે. દેવળ અને મહંતના મકાન વચ્ચે કેટલાંક ભગ્ન શિલ્પો પડ્યાં છે, તેની નોંધ પછી આપીશું.

મુખ્ય દેવળની અગ્ર દિવાલના દ્વારના ઉપરની કોરણીવાળી છત અસલ ચણતરની નથી પણ તે બીજા સુંદર દેવળથી છૂટી પડેલી અવ્યવસ્થિત રીતે બેસાડેલી છતાં દર્શનીય છે. તેની સામે છૂટી વિશાળ જગ્યા છે પરન્તુ ડાબી બાજુએ પડી ગયેલાં મકાનો લગભગ ત્રીસ પાંત્રીસ ગજ લાંબે સુધી પથરાયેલાં છે.

વંડાના દ્વારની અંદર પેસતાં મંદિરના દ્વારની બાજુમાં પ્રવેશકની જમણી બાજુની ભીંતમાં લગભગ ત્રણેક ફીટ ઊંચી સ્ત્રીની કાળમીંઢ પથ્થરથી તૈયાર કરેલી શિલ્પના અદ્વિતીય નમૂનારૂપ મૂર્તિ છે. આ સ્ત્રીને માથે મુકુટ, કાનમાં વાળીઓ, શરીર ખૂલ્લું, સ્તનો સુઘટ્ટ ઉન્નત અને વૃત્ત, હાથે ચૂડીઓ અને ઓઢણી ઓઢેલી છે. તેની ડાબી કેડ ઉપર બાળક છે; તેણે વાળી ઝાલી રાખી હોય અને તે સ્ત્રી છોડાવની હોય તેનો ભાવ નજરે પડે છે. આ મૂર્તિનો પગ પણ કંઈક ખંડિત છે. કાળા કઠોર પથ્થરમાંથી તૈયાર કરેલી હોવા છતાં તેમાં શિલ્પીએ સુકોમળતા અને સુઘટિતતા લાવવાનો અદ્વિતીય પ્રયત્ન કર્યો છે. આ મૂર્તિને મહંત મહાશય જસોદામાતા કહે છે પણ તેમ માનવાને ખાસ પુરાવો નથી.

દેવળની ડાબી દિવાલની પશ્ચિમ (તરફની) ભીંતમાં એક નાના ગોખલાં શ્વેત પથ્થરથી ઘડેલી એક સ્ત્રીની નાની મૂર્તિ છે. ઉંચાઈ આશરે નવ ઇંચ અને પહોળાઈ સાડા દસ ઇંચ છે. આ મૂર્તિના વસ્ત્રાલંકારો બતાવવામાં શિલ્પીએ ઠીક પ્રયત્ન કરેલો છે, અને

પ્રાચીન શિલ્પોમાં–દર્શનીય છે. આ આખુંયે દેવળ એક સામાન્ય ઘૂમટથી વાળેલું એક નાના મકાન જેવું છે, દર્શનીય શિલ્પ જેવું તેમાં કાંઇ નથી. એની અંદરનું ગર્ભદ્વાર અને અગ્રદ્વારો પ્રાચીન છે. ઉંબરો અને તેની આગળનો અર્ધકમલાકાર પથ્થર અને તેની બન્ને બાજુએ શંખાકૃતિઓ છે કેટલાક આ ચિહ્નને વૈદિક માનવા દોરાય છે પણ તેમ નથી. તે પ્રાચીન જૈન શિલ્પસ્થાપત્યોના અભ્યાસીઓથી અજાણ્યુ રહે તેવુ નથી; છતાં જો કોઈ મહાશયોની જાણ બહાર હોય તો પ્રાચીન અર્વાચીન જૈન દેવળો જોવા તેમને વિનંતિ છે. હાલ જે આસન ઉપર વિષ્ણુની મૂર્તિ સ્થાપિત છે. તેનું આસન વસ્ત્રાચ્છાદિત હોવાથી ચોક્કસ થઈ શક્યું નથી. દેવળમા પેસતાં જ જમણી બાજુએ ઓરડી છે, તેમાં આ જ ટેકરાને પશ્ચિમ છેડે આવેલા ખાડાસાથી થોડાં વર્ષો પૂર્વે ખોદતા નીકળેલી ચાર મૂર્તિઓમાંની એક મૂર્તિ સ્થાપેલી છે, જે અહીંના મહંત કેસરિયાજી તરીકે તેમની ઐહિક ઈચ્છા પૂરી થવાથી પૂજે છે. આ મૂર્તિ વિષે સર્વથી પ્રથમ વડોદરાના પુરાતત્ત્વાધિકારી શ્રી. હીરાનંદ શાસ્ત્રીજીએ વિવરણ પ્રસિદ્ધ કરી તેને બૌદ્ધ મૂર્તિ તરીકે ઓળખાવી હતી પણ બીજા નિરીક્ષકો ડૉ. હસમુખભાઈ ધીરજલાલ સાંકળિયા, સારાભાઈ નવાબ અને મુનિ શ્રીન્યાયવિજયજી ત્રિપુટી વગેરેએ તેમ ન હોવા વિષે વિવેચનો કરેલાં છે, એટલે પુનરાવર્તન કરવાની જરૂર નથી. આથી અહીં છૂટાં પડેલા ધ્વસાવશેષોની મારી દૃષ્ટિએ નોંધ આપીશ.

**મૂર્તિ નં. ૧**–જેને મહંત એકલિંગજી તરીકે માને છે પણ તે ઇંદ્રની છે, તેની ડાબી બાજુએ એક સ્ત્રી છે. આ મૂર્તિનો જમણો પગ તૂટેલો છે, એની લંબાઈ બે ફુટ અને પહોળાઈ આઠ ઇંચ છે.

**મૂર્તિ નં. ૨**–ઇંદ્રાણી, તેની જમણી બાજુએ એક પરિચારિકા છે. આ મૂર્તિનો ડાબો પગ તૂટેલો છે. ઉંચાઈ ૨૮ ઈંચ, પહોળાઈ ૧૧. ઈં.

**મૂર્તિ નં. ૩**–ઇંદ્રાણી. મુખાકૃતિ ખંડિત છે, કેડમાંથી તૂટેલા પગ પછવાડે વૃષભ છે. ઊંચી ફુ. ૨, પહોળી ફુ ૧.

**મૂર્તિ નં. ૪**–પુરુષાકૃતિ. બે હાથ, જમણો પગ-પંજો તૂટેલો, ખભે જનોઈ, કંઠમાં હાર, કેડે–લટકતી સેરયુક્ત કંદોરો.

**મૂર્તિખંડ નં. ૫**–આ સપરિકર તીર્થંકરની મૂર્તિના પરિકરનો જમણી બાજુનો ભગ્નાવશેષ છે. તીર્થંકરની મૂર્તિની ડાબી બાજુએ એક પરિચારિકા અને એક પુરુષ છે.

**મૂર્તિ નં. ૬**–દિવાલના ગોખલામાં ત્રિમુખ પદ્માસનસ્થ જનોઈ સાથે જમણી બાજુએ પુરુષ અને ડાબી બાજુએ સ્ત્રી છે. ૧૧ ઇંચ ઊંચી છે.

## કેસરિયાજી ઉર્ફે પ્રાચીન જૈન પ્રતિમા

પ્રવેશકની જમણી બાજુની ઓરડીમા એક મૂર્તિ છે. મૂર્તિની નીચેનો પરિધ આશરે ૩૪–૩૫ ઈંચ છે, તેને નીચે ૬ ટેકાઓ છે. પછી સહજ ખુલ્લી પટ્ટી, તે પછી ફરી ૬ ટેકાઓ ઉપર સમપટ્ટી છે. આ ઉપલી અને નીચેની ભૂમિકાઓ વચ્ચે બે છેડાઓ ઉપર સિંહાકૃતિઓ છે અને મધ્યમા ધર્મચક્ર તથા તેની બે બાજુએ હરણો છે. આ બન્ને આકૃતિ-ભાગો જોતાં સ્પષ્ટ થાય છે કે તે તીર્થંકરોના ઉપદેશ માટે બનાવેલા સમવસરણનું પ્રતીક અને પશુવર્ગ કયા વિભાગમાં રહેતો તે સૂચવ્યુ છે. એ લાઈન મૂર્તિની બે બાજુએ ચાલુ

છે. તેમાં હાથી બન્ને બાજુ દેખાય છે તે બીજા વિભાગની વ્યવસ્થા છે. તે ઉપરની ભૂમિકા પરિષદ્ ઉપવિશન માટે છે તે સૂચવવા ખાલી પટ્ટી છે. તે ઉપર વેદિકાનો ભાગ સૂચવવા અલગં પટ્ટી છે, મૂર્તિનું આસન અલગ છે. તે લગભગ એક ફુટ લાંબુ હશે. તેમાં મૂર્તિ છૂટી જ છે. તેના આસન ઉપર વેલબુટ્ટાઓનો ઉઠાવ સુંદર રીતે કોતર્યો છે, મૂર્તિ પિત્તળમય છે પરન્તુ નેત્રોના ભાગમાં ચાંદી પૂરેલી છે. મસ્તક ઉપર ઉષ્ણિષ્ દેખાડવામાં આવ્યુ છે, મૂર્તિનો પાછલો ભાગ નીચલા ભાગથી છૂટો છે પરન્તુ તે બરોબર સ્થિર ગોઠવાયેલો છે. તેમાં કિરણવ્યાપ્ત ભામંડળ દેખાડવામાં આવ્યું છે. તે ચળકાટ મારતું શ્વેત દેખાય છે તેથી જણાય છે કે તેના ઉપર ચાંદીનો લેપ કરેલો છે. ત્યારે મૂર્તિની બન્ને બાજુએ માંડવીનો દેખાવ આપતી સુંદર સ્તંભાકૃતિઓ બતાવી છે. બન્ને બાજુએ બારીકાઈથી જોનારને બે પુરુષો સ્પષ્ટ દેખાય છે. તે ચામરધરો છે અને છેક ઉપલી લાઈનની વાંકીચૂંકી આકૃતિઓ આસોપાલવના ઝાડની પત્રપંક્તિઓ સૂચવવા માટે છે. સિંહોની દેખાતી આકૃતિઓ વ્યાઘ્રાસન સૂચવવા નહિં પણ સમવસરણના વિભાગ સૂચવવા માટે છે.

આ મૂર્તિને બૌદ્ધ મૂર્તિ કહેવામાં મોટી ભૂલ થઈ છે, કારણ કે સમવસરણને સૂચવતી રચના અને બીજી મૂર્તિઓમાં છે, તે વિષે બુદ્ધ–તથાગતના સંબંધમાં કાંઈ ગોઠવણ નથી, એટલે આ બન્નેની લાક્ષણિક જુદાઈ સમજવા માટે ખાસ ધ્યાનખેંચે તેવી વસ્તુ છે. આ મૂર્તિના પીઠ ભાગની પાછળ લેખ છે, જેની અસલ કોપી મારી પાસે છે. જેવી રીતે આ મૂર્તિના મસ્તકના ઉષ્ણિષનો દેખાવ આપવાનો પ્રયત્ન થયો તેવો જ પ્રયત્ન પ્રાચીન મૂર્તિઓમાં દેખાય છે. તેનો જીવતો દાખલો સૌરાષ્ટ્રમાં ચમારડીમાં જાળના ઝાડ તળે પડેલી મૂર્તિ જેવો જ છે. આ આકૃતિ માટે તેને બૌદ્ધ ઠરાવવાનો પ્રયત્ન બિનઅનુભવનું પરિણામ છે. પાછલા કાળના શિલ્પમાં આ જાતની ખોડ જ માત્ર આવી છે, જેની તેના નિરીક્ષકોએ દરકાર નથી કરી.

[ ચાલુ ]

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૩૬ નું ચાલુ ]

સ્મિથ સાહેબની ઉપરની લાંબી નોંધ જણાવે છે તેમ જૈનધર્મી અમોઘવર્ષે લગભગ બાસઠ વર્ષ રાજ્ય કર્યું. જિંદગીનો મોટો ભાગ યુદ્ધ ખેડવામાં ગાળ્યો. નાસિકમાંથી રાજગાદી ફેરવીને નિઝામના પ્રદેશમાં આવેલ 'માલખેડ'માં તે લઈ ગયો. વૃદ્ધાવસ્થામાં પગ મૂકતાં જ એ પ્રતાપી રાજાએ પોતાના કુંવર કૃષ્ણને રાજ્ય સોંપ્યું, જે બીજા કૃષ્ણ તરીકે પ્રસિદ્ધ થયો. અને પોતે બાકીનું જીવન મુનિપણું સ્વીકારી આત્મશ્રેયમાં ગાળ્યું.

અમોઘવર્ષે જૈનધર્મના દિગંબર સંપ્રદાયને ભારે ઉત્તેજન આપ્યું હતું. એમાં નવમા સૈકામાં તેમજ દશમાના શરૂઆતમાં શ્રીજિનસેન અને શ્રીગુણભદ્ર જેવા વિદ્વાન્ ધર્મનેતાઓની આગેવાની તળે વધુ રાજવીઓને પોતાના અનુયાયી બનાવ્યા. પોતાની પ્રબળ શક્તિના જોરે ધસાઈ ગયેલા બૌદ્ધધર્મને સખત ફટકો માર્યો કે જે બારમા સૈકામાં દક્ષિણમાંથી તદન નાબૂદ થઈ ગયો.

દક્ષિણમાં દિગંબર સંપ્રદાયે મહત્ત્વનો પ્રભાવ પાથર્યો છે. એ અંગે જે સામગ્રી આજે મોજુદ છે એ જોતાં એક કાળે જેવો જૈનધર્મનો પ્રભાવ મગધમાં વિસ્તર્યો અને સંખ્યાબંધ રાજકુળોમાં એ પ્રવર્તતો હતો તેવો દક્ષિણમાં પણ વિસ્તર્યો હતો.

# ઇતિહાસના અજવાળે.

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

પૂર્વે જોયું તેમ કાલકકથાના સંગીન આધારથી જ સંવતપ્રવર્તક વિક્રમરાજા ઇતિહાસમાં સ્થાન પ્રાપ્ત કરે છે. તેમ જૈન-આગમોમાં, ત્યારપછી વિદ્વાન્ આચાર્યોએ રચેલી કૃતિઓમાં સખ્યાબંધ નગરીઓ, ગોત્રો અને અન્ય વાતો વર્ણવેલી, દૃષ્ટિગોચર થાય છે કે જેના આધારે શોધખોળના ક્ષેત્રમાં જેમ જેમ પ્રગતિ થતી જાય છે તેમ તેમ એ સર્વના અંકોડા સહજ મળી જાય છે અને એ ઉપરથી પૂર્વ કાળે નિર્ગ્રંથોએ અને શ્રમણોએ સ્વકલ્યાણસાધના સાથે જનકલ્યાણ કરવામાં જે તમન્ના દાખવી છે એનો તાદૃશ ચિતાર આંખ સામે ખડો થાય છે.

લેખના પ્રારંભ જણાવ્યું છે કે ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ સાહેબના જોવામાં 'જૈનધર્મ'ના ઝાઝા ગ્રંથો આવ્યા નથી છતા જે જોયેલા એ ઉપરથી જે નોંધો એમણે 'Early History of India' નામના પોતાના ઇતિહાસમા રજુ કરી છે તે આપણા ધાર્મિક સાહિત્ય સાથે લગભગ મળતી આવે છે. એ વિચારતા આપણે લગભગ પ્રાંત ભાગે આવી ચૂકયા છીએ.

કનોજ સંબંધી લખતાં તેઓ જણાવે છે કે ઉત્તર હિંદનું-સમ્રાટ હર્ષના રાજ્યકાળે-સાતમા સૈકામાં-એ પાટનગર હતું. નવમા-દશમા સૈકામાં મિહિરભોજ અને મહેન્દ્રપાલના સમયમાં પણ હતું, પણ એ પૂર્વે પંચાલની રાજધાની તરીકે એ વિખ્યાત હતુઃ એમ કહી તેઓશ્રી મહાભારતના કાળની આખ્યાયિકા નોંધે છે. એમાં પશ્ચિમને ઉત્તર તેમજ દક્ષિણ રૂપ બે ભાગમાં વહેચે છે. અહિચ્છત્રાને ઉત્તર પ્રદેશની રાજધાની અને કાંપિલ્યને દક્ષિણ પ્રદેશની જણાવે છે. ચીની મુસાફર હ્યુએનસંગે સાતમા સૈકામાં એ સ્થાનોની મુલાકાત લીધાંની નોંધ પણ છે. કનોજમાં રાજધાની થતાં આ ઉભયનું મહત્ત્વ ઓસરવા માંડ્યું. બરેલી જિલ્લામાં આવેલ આજનું રામનગર એ ભૂતકાળની અહિચ્છત્રા અને ફરૂકાબાદ જિલ્લામાં આવેલ કંપિલ તે પૂર્વકાળની કાપિલ્ય યાને કંપીલા (Kampilya). અહીં ઉપરમાં ઉલ્લેખ ટાંકવાનું કારણ એટલુ જ છે કે એ દરેક સ્થાનો અંગે જૈન સાહિત્યમાં વિસ્તારથી નોંધો પ્રાપ્ત થાય છે. અહિચ્છત્રા નગરીનો સંબંધ તો ભગવંત શ્રી પાર્શ્વનાથને કમઠ મેઘમાળીએ કરેલો ઉપસર્ગ અને ધરણેન્દ્ર નાગરાજે આવીને કરેલું એનું નિવારણ, એ મહત્ત્વના પ્રસંગ સાથે સંકળાયેલો છે. વળી, તેરમા તીર્થપતિની જન્મભૂમિ થવાનું માન કંપિલાના ફાળે જાય છે. આમ રાજા અને બપ્પભટ્ટિસૂરિ મહારાજના વૃત્તાન્તમાં પણ કનોજની વાત આવે છે. ટૂંકમા કહેવાનુ એટલું જ કે જૈન સાહિત્યમાં જે જે કહેવામાં આવ્યું છે એમાં અતિશયોક્તિ અલ્પ છે જયારે તથ્ય વધુ છે. ત્યાગી શ્રમણોને કલ્પના પર વિહરવાનું કારણ નહોતું.

મગધ-રાજગૃહી, પાટલીપુત્ર, ઓરિસ્સા, ઉજ્જૈન અને પંચાલ આદિ તરફ વિહંગાવલોકન કર્યા પછી દક્ષિણ પ્રદેશ સંબંધમાં 'ઇતિહાસ'માં કેવો પ્રકાશ ફેંકાયો છે એ તરફ નજર કરીએ.

Buddhism, although still infuential, and supports by a large section of a propulation, was slowly declining and suffering

gradual supersession by its rivals, Jainism and Brahmanical Hinduism...

The orthodox Hindus borowed from their Buddhist and Jain rivals the practice of excavating Cave-temples and one of the earliest Hindu works of this class is that made at Badami in honour of Vishnu by Mangalesa Chalukya, at the close of the sixth century. Jainism was specially popular in the Southern Maratha Country.

ભાવાર્થ—બૌદ્ધધર્મ જો કે લાગવગ ધરાવતો હતો અને વસ્તીના એક મોટા ભાગનો એને ટેકો હતો છતાં તેના હરીફ એવા જૈનધર્મ, અને વૈદિક ધર્મના વધતા પ્રભાવથી એ ઘસાતો ચાલ્યો હતો....જુનવાણી વૈદિકોએ હરીફ એવા બૌદ્ધધર્મી અને જૈનધર્મીઓ પાસેથી ગુફા, મંદિરો ખોદાવવાની રીત અખત્યાર કરી અને મંગળેશ ચૌલુક્યે બદામી પહાડી પર વિષ્ણુભગવાનનું દહેરું બંધાવ્યું. લગભગ છઠ્ઠા સૈકાના પ્રાંત ભાગે જૈનધર્મ ખાસ કરી દક્ષિણના મરાઠી રાજ્યોમા લોકપ્રિય હતો.

પાના. ૩૮૬ ના ઉપર્યુક્ત લખાણથી સહજ તારવી શકાય કે જૈનધર્મે પોતાની પ્રભા દક્ષિણ પ્રદેશમાં વિસ્તારી હતી ગુફામદિરો અથવા તો પાર્વતીય પ્રદેશમાં દેવાલયો નિર્માણ કરવાં અથવા તો શ્રમણો માટે ટેકરીઓમાં ગુફાઓ કોરી વસવાટનાં સ્થળો તૈયાર કરવાં એ વૈદિક સંસ્કૃતિમાં નહોતું. એના સૌ પ્રથમ ઉત્પાદક બૌદ્ધો અને જૈનો હતા. જે સંખ્યાબંધ ધામો આજે પણ પર્વતઆશ્રયી નયણે ચઢે છે એ પ્રતિ મીંટ માંડતાં અને ઈતિહાસની શૃંખલા સાથે જે વૃતાન્તો જોડાયેલાં છે, એનો વિચાર કરતાં એમાં 'જૈનો' અગ્રપદ ધરાવે છે, એમ કહેતુ એ અતિશયોક્તિ વગરનું નિર્ભેળ સત્ય છે.

The long reign of the next King Amoghavarsha, who occupied the throne for at least sixty-two years, was largely spent in constant wars with the Eastern Chalukya Raja's of Vengi. He trsnsferred his capital from Nasik to Manyakheta, now Malkhed in the Nizam's dominions. In his old age he avdicated in favour of his son Krishna II, and devoted the brief remainder of his life to ascetic practices. The Digambara or naked, sect of the Jains was libarally patronised by Amoghavarsha. The repid progress made by Digambara Jainism late in the ninth and early in the tenth century, under the guidance of varions notable leaders, including Jinasena and Gunebhadra, who enjoyed the favour of most than one monarch, had much to do with the marked decay of Buddhism, which daily lost ground until it finally desappeared from the Deccan in the twellth century. ( A. D. 815-877. )

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ : ૧૨૪ ]

# मध्यभारतकी जैन स्थापत्य-कला

लेखक : डॉ० हरिहर त्रिवेदी M. A. D. Litt, काव्यतीर्थ

**मध्यभारतमें** जैन स्थापत्यकलाका स्थान अतिमहत्त्वका है। उसमें प्राचीन खोजके लिये बहुत अवकाश है। यह खोज केवल जैन इतिहासमें ही नहीं, भारतीय सांस्कृतिक इतिहासमें अपूर्व प्रकाश देनेमें भी समर्थ है। उक्त विषयके अभ्यासियोंके लिये इस प्रदेशकी खोज त्रुटित शृंखलाओंको जोडनेमें बडे कामकी है। श्रीयुत डॉ हरिहर त्रिवेदी, जो मध्यभारतके पुरातत्त्व विभागके असिस्टन्ट डायरेक्टर एवं इंदौर म्युझियमके क्यूरेटर भी हैं, पुरातत्त्वके प्रखर अभ्यासी और शिल्पकलाके मर्मज्ञ विद्वान् हैं। उन्होंने जबसे मध्यभारतमें पुरातत्त्व संशोधन कार्यका आरंभ किया है तबसे वे जैन स्थापत्यकला पर मुग्ध हुए हैं, और निजी खोजके आधारसे जैनधर्मके महत्त्वका अनुभव भी कर रहे हैं। उन्होंने इस विषयमें पर्याप्त सामग्री भी इकट्ठी की है जिसके विहंगावलोकनके फलस्वरूप इतिहासकी भूमिका पर यह लेख लिखा है। जैन जनता इससे अपने प्राचीन गौरवका ख्याल कर सकती है और अपने धर्मविस्तारका महत्त्व भी समझ सकती है। जैन भाईयोंको चाहिये कि ऐसी सामग्री इकट्ठी करनेमें अपना हाथ बटावें और ऐसे विद्वानोंको उत्साहित करते रहें। **संपा०**

**अठारहवीं** शताब्दीके अन्तिम चरणमें हमारे देशमें पुरातत्त्वकी खोजका डंका बजा था। बातकी बातमें विद्वानोंका ध्यान इस नये विषयकी ओर आकर्षित हुआ, अशोक तथा गुप्तकालीन शिलालेख पढ़े लिखोंकी चर्चाका विषय बने और इस विषयको लेकर जहां तहां अनुसन्धान होने लगे। पुरातत्त्व एवं प्राचीन इतिहासकी शोधमें संसार मन्त्र-मुग्ध सा हो गया और थोड़े ही समयमें प्राचीन वर्णमालाका ज्ञान प्राप्त किया गया जिसके बल पर शिलालेख और ताम्रपत्रोंको पढ़कर उनसे अवगत महत्त्वपूर्ण साहित्यके सहारे प्राचीन इतिहासकी वृद्धि हुई। धीरे धीरे प्राचीन सिक्कों और मुद्राओंने भी जनरुचिको अपनी ओर खींचा और साथ ही मध्यकालीन इतिहासके ज्ञानकी ओर प्रवृत्ति हुई। इस बातमें लगभग सौ वर्षका काल व्यतीत हो गया।

उक्त विषयमें पर्याप्त प्रगति प्राप्त करनेके साथ ही पढ़े-लिखे लोग इस चर्चासे ऊब गये; क्योंकि वह नया विषय स्वल्प कालके लिये ही आकर्षणकी वस्तु थी। इसमें नवीनताका संचार करनेकी दृष्टिसे धीरे धीरे पुरातत्त्वके अन्य विविध अंग-प्रत्यंगोंकी सृष्टि हुई जिनमें कला एक प्रमुख विषय है। इसके स्थापत्य, वास्तु, मूर्ति, चित्र, ललित इत्यादि अनेक भेद और उपभेद विशेषज्ञोंने अपनी रुचिके अनुसार अपनाये और वे आज भी इनकी खोजमें प्रवृत्त हैं। फिर भी अभी तक न तो इस क्षेत्रमें पर्याप्त काम ही हुआ है और न हमारे प्रान्तकी कला अपने किसी खास नामसे सम्बोधित हुई है। कलाके तीन प्रमुख भेद माने जाते हैं—हिन्दू, बौद्ध और जैन; इनमेंसे अन्तिम उपभेदकी ओर हमारी

रुचि अत्यन्त न्यून या नहीं के बराबर है, जिसके अध्ययनके लिये हमारे प्रान्तमें पर्याप्त साहित्य उपलब्ध हो सकता है और जिसके अध्ययनके बिना कलाकी श्रृंखला टूटी सी नजर आती है। प्रान्तोंने अपनी कलाको किसी विशेष नामसे सम्बोधित किया है—जैसे गुजरातकी कला, नेपाली कला, बंगला कला इत्यादि; और कहीं कहीं किसी अन्य विशेष नामसे भी इसे जाना जाता है—जैसे राजपूत कला, मुस्लिम कला, इत्यादि। पर वस्तुतः कलाकी सृष्टि किसी देश या जनविशेषसे सम्बन्ध नहीं रखती; स्थान, समय और परिस्थितिके मानसे उसमें आवश्यकतानुसार परिवर्तन होता रहता है। यही बात प्राचीन, माध्यमिक तथा आधुनिक इन नामोंके लिये भी सुसंगत होती है। स्वतन्त्र मध्यभारतमें इस विषयका स्वतन्त्र रूपसे अध्ययन करने तथा उसके सहारे प्रान्तको प्रगति पथ पर लानेके उद्देश्यसे इस विषयका यहां दिग्दर्शन किया जाता है। इसका ऐतिहासिक विवेचन ही प्रमुख उद्देश्य होनेके कारण विस्तारभयसे उसके प्रकार, रचना, बनावट इत्यादिका वर्णन नहीं किया जायगा।

हमारे देशमें स्थापत्य-कलाके अध्ययनकी जो कुछ सामग्री उपलब्ध हो सकती है उसका सिंहावलोकन करने पर हम इसी निष्कर्ष पर पहुँचते हैं कि वह या तो मुसलमानोंके आक्रमणोंके पूर्वकी हैं या उनके यहां स्थायीरूपसे बस कर शासन करनेके बादकी। महमूद गजनवीके समयसे तुगलक–काल तक, अर्थात् स्थूल मानसे ग्यारहवींसे चौदहवीं शताब्दी तक देशमें जो आक्रमण हुए, उनमें भवनों और देवालयोंका केवल ध्वंस ही हुआ, जिनमें जैनालयोंकी संख्या अधिक थी। उस कालमें निर्माणकी संभावना नहीं के बराबर थी। चौदहवीं शताब्दीके अन्तमें तैमूरके हमलेके कारण दिल्लीकी सल्तनत ढीली हो गई और प्रान्तोंमें सूबोंके हाकिम स्वाधीन होने लगे। उन्होंने भी विध्वंस किया अवश्य, किन्तु वह कम हुआ। इन चार शताब्दियोंमें अनेक जैनालय धराशायी हुए—जैसे अमरोल, सुजवाया और चैत [ग्वालियर], चन्देरी, [गूना] ईदार [शिवपुरी], पैथा [मुरैना], छापेड़ा [राजगढ], दादुर [धार] और सन्धारा [मन्दसौर]।

पंद्रहवीं शताब्दीमें सुल्तानोंके आधिपत्यमें मालवाकी परिस्थिति फिर बदली। ये शासक इस भूमिको अपनी समझते थे और इनके शासनमें कला, साहित्य, वाणिज्य आदिको प्रोत्साहन मिला। खिलजी नरेशोंके जमानेमें संस्कृतके अनेक ग्रन्थ रचे गये जिनका अब धीरे धीरे पता लग रहा है। मन्दसौर जिलेके खडावदा नामक ग्राममें इस वंशका उत्कृष्ट संस्कृत भाषामें अंकित एक शिलालेख भी मिला है। इन्होंने अनेक महल, कुए, बावड़ियां आदि बनवाये जिनमें धार, मॉंडू, सादलपुर, टीकरी आदिके नाम विशेष

उल्लेखनीय हैं। इस कालकी एक विशेषता यह है कि हिन्दू और जैन समाजमें पारस्परिक प्रेम और सहिष्णुताकी वृद्धि हुई और इसके फलस्वरूप हिन्दू और जैन मन्दिरोका पास ही पास निर्माण हुआ जिसके कुछ उदाहरण सादलपुर [धार], तारापुर [वरमपुरी], रोलीगाँव [झाबुआ], नडेरी [गूना], और सन्धारा तथा केथूली [मन्दसौर] इत्यादि हैं।

सोलहवीं शताब्दीके मध्यकालमें गुजरातके बहादुरशाह द्वारा चितौड़ और मालवा पर किये हमलोंके कारण (सन् १५३३-४ ई.) इन दोनों प्रदेशोंके बीच आवागमन और सम्पर्क बढा। व्यवसायकी दृष्टिसे गुजरातसे यहां आनेवाले लोग जिनमें जैन-समाजकी संख्या अधिक थी, अपने साथ गुजरातकी भाषा, विचार-सरणि, धार्मिक एवं सामाजिक सिद्धांतोंके साथ ही साथ वहांकी स्थापत्यकलाको भी लेते आये। बारहवीं शताब्दीमें गुजरातके कुमारपाल सोलंकीने जैनधर्मको अंगीकार किया था और राज्याश्रयके कारण वहां जैन स्थापत्य-कलाकी वृद्धि भी हुई थी; पर तेरहवीं शताब्दीमें इस पर आघात पहुंचनेके कारण वहांके कुछ कारीगर आश्रय ढूंढते हुए मालवभूमिमें पहले ही आ चुके थे। इधर यातायातकी कठिनाईके कारण जैन-समाजके बहुतसे लोग इसी भूमिमें पहिलेसे ही बस गये थे जिसके कारण मन्दिरोंका निर्माण आवश्यक हुआ। हिन्दू और जैन स्थापत्य-कलाके तुलनात्मक अध्ययनकी दृष्टिसे यहां एक बातका निदर्शन करना आवश्यक जान पडता है। हिन्दू अपने घरोंमें भी पूजापाठ, जप, तप, श्राद्ध, प्रार्थना इत्यादि किया करते हैं, पर जैनियोंके लिये प्रार्थना और पूजाका स्थान खास कर मन्दिर ही रहता है। शैव और वैष्णव तो पूर्वानुभवके कारण नवीन निर्माणकी दिशामें कुछ उदासीन हो गये थे, पर जैनाचार्योंकी संख्यामें वृद्धि होती गई जिनकी कुशलतासे कोरी हुई कारीगरी कलात्मक दृष्टिसे सूक्ष्म तथा प्रेक्षणीय हैं।

सोलहवीं शताब्दीमें अकबरकी चतुर नीतिके कारण कला-स्रोत तीव्र-गतिसे प्रवाहित होने लगा पर इस समय तैयार किये गये मंदिरोंमें जैनालय ही विशेष रूपसे दर्शनीय हैं। मूर्ति एवं स्थापत्य-कलाकी ओर शैव तथा वैष्णवोंकी न्यून प्रवृत्तिके कारण ऊपर बतलाये जा चुके हैं; फिर भी जिन, शैव और वैष्णव मन्दिरोका निर्माण इस समय हुआ उनमें भी जैन-स्थापत्य कलाकी ही छाप नजर आती है क्योंकि उनके शिल्पकारोंमें जैनधर्म-प्रधान गुजरातसे आये हुए लोगोंकी संख्या अधिक थी। उदाहरणके तौर पर हमें बड़वानीका स्मरण हो आता है जहां के 'सिद्धनाथके मंदिर'की बनावट जैनालय जैसी है और जिसके कारण बड़वानीका नाम किसी समय 'सिद्धनगर' था जो वहांकी एक बावड़ीके शिलालेख और पुरानी सनदोंमें अंकित है।

इस प्रकार १५-१६ वीं शताब्दी मालवाके जैनालयोंका पुनरुद्धारका काल समझा जाना चाहिये। इस कालमें बरई (ग्वालियर), राखेत्रा, (गूना), चन्देरी, रतलाम, रामपुरा (मन्दसौर) इत्यादि स्थानोंमें जैनालयोका निर्माण भी हुआ जो कलात्मक विन्यासके मानसे सचमुच अनूठे हैं।

मालवके जैन कला-स्रोतका उद्गम गुजरातमें होने पर भी उसकी पुष्टि समय समय पर स्थानीय झरनों द्वारा ही हुई और परिस्थितिके मानसे निजी अनुभवका सन्निवेश अनिवार्य सा हो गया। इस शस्यश्यामला भूमि पर बाह्य आक्रमण निरन्तर होते रहे और उनसे रक्षाके लिये मध्यकालके उन्नत नगरों और ग्रामोंके आसपास दीवारें, मिनारें, परकोटे आदि पाये जाते हैं। यही कारीगरी राजपूतकालमे निर्मित जैनालयोंमें भी काम कर गई जो इस समयकी एक विशेषता है और जिसके उदाहरणके तौर पर मन्दसौर जिलेके कुकडेश्वर और केथूलीके मन्दिरोंकी कुछ विशेषता यहां अंकित की जाती है।

कुकड़ेश्वरका पार्श्वनाथका विशाल मन्दिर एक चबूतरे पर बंधा है और बादमें बने हुए कंगूरोंसे सुशोभित एक द्वारवाले परकोटेसे घिरा है। इसके स्तम्भफलक, शिखर, दासा, सरदल तथा अन्य भागों पर विविध तैल-चित्र पाये जाते हैं। शिखरके निर्माणमें कुशल शिल्पीने अपनी कला और प्रतिभाका सुन्दर समन्वय किया है। मंदिरके अन्तराल भागमें भित्तियों, आलों, स्तम्भों, फलकों, तथा अन्य स्थान पर देवप्रतिमाएं तथा बेलबूटे उकेर गये हैं जिनमें कृष्णकी व्रजलीला, वासुदेवका व्रज-गमन, भीम और जरासन्धका मल्लयुद्ध इत्यादि दर्शनीय हैं। गर्भगृहका द्वार मध्यकालीन स्थापत्य-कलाका एक खासा उदाहरण है और मन्दिरकी प्रतिमाओं, भित्तियोंकी आकृतियों स्थापत्य कला इत्यादिकी दृष्टिसे यह कृति पुरातत्त्वके एक छोटेसे संग्रहालयके समकक्ष मानी जा सकती है। केथूलीका जैनालय भी परकोटेसे घिरा है और भीतर जानेके लिये केवल एक ही द्वार है। द्वारकी दासा, देहली और चौकटकी नक्शी और कोराईका काम तथा उस पर उत्कीर्ण प्रतिमाएं शिल्पशास्त्रकी दृष्टिसे अध्ययनके योग्य हैं। ठीक यही बात मंदसौरके पास 'बाई' नामक स्थान पर स्थित जैनालयके लिये चरितार्थ हो सकती है।

उदाहरणके तौर पर विस्तारभयसे यहां केवल ये दो ही उदाहरण दिये हैं। हमारी मालव-भूमिमें इसकी प्राण-स्वरूप अमूल्य निधियां बिखरी पडी हैं जिनकी कोराईमें तत्कालीन जीवनका आभास दिखाई देता है; जैसे बनडचा (इन्दौर)का जैनालय परकोटेसे घिरा हुआ और मुसलमानी ढंगका बना है। इन सब उदाहरणोंसे पता चलता है कि हमारी जैन स्थापत्य-कला समयके फेरसे प्रभावित होती गई। राजपूतोंके शासन-कालमें इन्हीं

जैनालयोमें हाथी, घोडे, सवार इत्यादिकी आकृतियां भी उत्कीर्ण होने लगी और इसके अनन्तर उन्नीसवीं शताब्दीमें मराठोंके समयमें शरीरसे मोटे पर नाटे कदके द्वारपाल, छडीदार, चोबदार इत्यादिके सन्निवेशके साथ ही साथ उनकी नर्तकियोंकी वेषभूषामें भी परिवर्तन अवश्य हुआ, पर कलाके मूल स्रोतमें विशेष अन्तर न आने पाया।

जैसा कि अनुमान है, इस स्रोतको सतत प्रवाहित रखनेकी प्रवृत्ति व्याघातोंसे भरी थी। यहांके जैनालयोंके उत्कर्षमें केवल आक्रमणकारी मुसलमान शासक ही बाधक न थे, संकुचित विचारवाले और धर्मान्ध तथा अहम्मन्य ब्राह्मणोंके मनमें "हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैन-मन्दिरम्"वाली भावना काम कर रही थी। इतना ही नहीं; अपनी इस कलाको जीवित रखनेके हेतु हमारे जैन बन्धुओंको कहीं कहीं संघर्ष भी करना पडा, जैसा कि मन्दसौर जिलेके कोठडी नामके ग्राममें स्थित राम-मन्दिरके उदाहरणसे स्पष्ट है। इस मन्दिरकी स्थापत्य-कला मध्यकालके जैनालयकी सी है और इसमें स्थापित प्रतिमाका पूरा नाम "जैनभंजन जयेश्वर राम" है जो किसी समय इस स्थल पर धर्म निमित्तसे लडे गये संग्रामका द्योतक है। इसके साथ हमें यह न भूलना चाहिये कि विध्वंसके जमानेमें एक ही स्थान पर पास पास खडे हुए हिन्दू और जैनागारोंमें जैन-मन्दिरोंको ही विशेष क्षति पहुंचाई गई है, सम्भवत यह कार्य द्रव्य-प्राप्तिकी लालचसे हुआ हो, यह बात मन्दसौर जिलेके सन्धारा और केथूली नामक ग्रामोंमें विशेष रूपसे पायी जाती है। केथूलीसे लगभग छः मील पश्चिममें नावली नामक स्थान पर परमार-कालीन हिन्दू देवालय और प्रतिमाएं हैं जहां अपेक्षाकृत कम क्षति पहुंचाई गई है। इस विध्वंसके कारण कई जैन-स्थल ऊजड होनेके उदाहरण भी देखे जाते हैं जिनमेंसे भानपुरा (मन्दसौर) और धोनाकोना (मुरैना)के नाम विशेष उल्लेखनीय हैं। दोनों स्थानों पर प्राचीन वस्तीके स्थल बिलकुल वीरान हो गये हैं जहां आज भी पूर्ण और खण्डित जैन प्रतिमाएं जमीन पर या उसमें आधी गडी हुई नजर आती हैं और पास ही क्रमशः लगभग तेरह और बीस फीट लम्बी एक एक अपूर्ण तैयार की हुई जैन तीर्थंकरोंकी प्रतिमा पडी है। पर इतने संघर्ष और कठिनाईके जमानेमें भी जैन समाजकी कलाकी प्रवृत्ति कम होनेके बजाय बढती गई जिससे अनेक जैनालयोंका निर्माण हुआ।

वैष्णव और शैव हिन्दू-समुदाय उक्त कालमें नवीन निर्माणकी ओर कम प्रवृत्त हुआ, यह बात ऊपर बतलाई गई है। कुछ मन्दिर इस कालमें बने भी, पर उनमें या तो जैनालयकी झलक आ गई है या वे बीजवाड [देवास]के विजयेश्वर-मन्दिरकी भांति जैनालयोंके अवशेषोंसे बने हैं, अथवा परित्यक्त जैनालयोंको अपना कर उनमें हिन्दू प्रतिमाएं

स्थापित की गई हैं जिसके उदाहरणके लिये रदेन [मुरैना]के जैन-मन्दिरका स्मरण हो आता है जिसमें कुछ समयके अनन्तर स्थापित शिवलिंगकी पूजा आज भी होती है।

इस प्रगति-कालमें धनाढ्य पुरुषों द्वारा बनवाये हुए तालाव, वावड़ी, गुफा इत्यादिमें भी कलाके अध्ययनके योग्य बहुत-कुछ साहित्य उपलब्ध हो सकता है जिसकी ओर विस्तार-भयसे हम संकेत मात्र कर देना पर्याप्त समझते हैं।

ऊपरके विवेचनसे स्पष्ट है कि मालवमें उत्तर मध्यकाल और विशेषकर उसके अन्तसे आज तक स्थापत्य-कलाने जो प्रगति की, उसे जाननेके लिये हमारे जैन-मन्दिर पर्याप्त आकर्षककी वस्तुएं हैं। इनके निर्माणमें कुशल शिल्पकार कहीं कहीं कलामें तत्कालीन जीवनका आभास अंकित करनेमें सफल भी हुआ है और साथ ही जैनसमाजके उस अहिंसारूपी सिद्धांतकी झलक भी छिटक आई है जो महात्मा गांधीका अमोघ शस्त्र था और जिसके बल पर हमने अपनी स्वतन्त्रता प्राप्त की है। इसी कारण हमारी कलाके ये उत्कृष्ट प्रतीक पुरातत्त्वके अनुसन्धानमें अपना विशेष स्थान रखते हैं। इस उपेक्षित किन्तु महत्त्वपूर्ण कडीके विना हमारी कला-श्रृंखला टूटी और अपूर्ण सी नजर आती है तथा आधुनिक कालसे इसका सीधा सम्बन्ध होनेके कारण प्रान्तकी प्रगतिके लिये इसका विशेष अध्ययन अनिवार्य है। इस छोटेसे लेखमें इस विषयका दिग्दर्शन केवल इस दृष्टिसे किया गया है कि इस पर विचार करनेसे विद्वानोंकी रुचि इसके खोजकी ओर अधिकाधिक प्रवृत्त हो, और संभव है किसी न किसी दिन हमारी इस प्रादेशिक कलाका वही इकाईका स्थान माना जाय जो आज गुजरात, बंगाल, काश्मीर इत्यादिकी कलाके लिये स्वीकृत हो चुका है। [ नई दुनिया, इन्दौर ]

---

ગુજરાતના દક્ષિણદ્વારના સેનાની મહામંત્રી ઉદયન
લેખક : જયભિખ્ખુ
[ હપ્તાનો શેષ ભાગ આવતે અંકે ]

# પ્રતિસંસ્કૃતથી અલંકૃત પાઇય કૃતિઓ

લેખક : પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

**મર્યાદા :**–ઉત્તર ભારતની પ્રાચીન સમયની ભાષાઓ તરીકે સંસ્કૃત અને પાઈયિ (પ્રાકૃત)નો નિર્દેશ કરાય છે. આ 'પાઈયિ'થી જૈન આગમોની 'અદ્ધમાગહી' (અર્ધમાગધી) અને બૌદ્ધ તિપિટકોની 'પાલિ' ભાષા ઉપરાંત મરહટ્ઠી (માહારાષ્ટ્રી) સોરસેણી (શૌરસેની) ઈત્યાદિ ભાષાઓનો નિર્દેશ કરાય છે અને આગળ વધીને ગુજરાતી, મરાઠી વગેરેનો પણ 'પાઈયિ' તરીકે ઉલ્લેખ કરાય છે, પરંતુ અહીં તો પાઇયથી અદ્ધમાગહી, મરહટ્ઠી અને સોરસેણી અને ક્વચિત્ અવહટ્ઠ (અપભ્રષ્ટ) અભિપ્રેત છે અને એનો સંબંધ પણ મુખ્યતયા જૈન કૃતિઓ સાથે વિચારવા પૂરતો આ પ્રયાસ મર્યાદિત છે.

**સંસ્કૃતના પ્રકાર**:–સંસ્કૃત ભાષાના અનેક પ્રકારો છે. અહીં તો આપણે એના (૧) લૌકિક–કાલિદાસ જેવાની સંસ્કૃત કૃતિઓ જે ભાષામાં રચાયેલી છે તે ભાષા અને (૨) **ઋગ્વેદ** ઈત્યાદિની રચના જે ભાષામા થયેલી છે તે ભાષા યાને વૈદિક સંસ્કૃત એ બે જ પ્રકારો નોંધીશું. લૌકિક સસ્કૃતનો ઊંડો અભ્યાસ કર્યો એટલે આપોઆપ વૈદિક સંસ્કૃતનો અભ્યાસ થઈ ગયો. ઋગ્વેદ વગેરેના અર્થ સમજાઇ જાય એવી પરિસ્થિતિ નથી. જેમ લૌકિક સંસ્કૃતનું વ્યાકરણ છે તેમ વૈદિક સંસ્કૃતનું પણ છે અને એ તો બી. એ. અને એમ. એ. ની પરીક્ષા માટે ઋગ્વેદના કોઈ કોઈ મંડલનો અભ્યાસ કરનારને કહેવુ પડે તેમ નથી. અહીં 'પ્રતિસંસ્કૃત' ગત 'સંસ્કૃત' શબ્દથી લૌકિક સંસ્કૃત ભાષા સમજવાની છે.

પ્રતિસંસ્કૃત એટલે પાઈયિ લખાણનું લૌકિક સંસ્કૃત તરીકે પરિવર્તન–રૂપાંતર.

**મુશ્કેલી**:–સંસ્કૃત અને પાઇય ભાષાઓ મૂળે એક છે. એ બેમાં જે કેટલીક બાબતોમાં તફાવત છે તેમાં ઉચ્ચારણને લગતો તફાવત અહીં નોંધીશું. સંસ્કૃત શબ્દના ઉચ્ચારણનું અમુક રૂપે પરિવર્તન થતાં એ સંસ્કૃત શબ્દ મટીને પાઈયિ બને છે અને તેથી તો સંસ્કૃત લખાણને–**કાદંબરી** જેવી કૃતિને પાઇયમાં ઉતારવી મુશ્કેલ નથી. પાઈયિ લખાણનું સંસ્કૃતમાં પરિવર્તન કરવુ એ આટલુ સુગમ નથી. કયા સસ્કૃત શબ્દનું ઉચ્ચારણની દૃષ્ટિએ પરિવર્તન કરવાથી આ પાઇય શબ્દ બન્યો હશે એમ વિચાર કરવો પડે છે. વળી, પાઈયિ ભાષામાં અનેક 'દેશ્ય' શબ્દો છે, એમાંના કેટલાયે એવા છે કે જેના ઉચ્ચારણને મળતા આવે એવા સંસ્કૃત શબ્દો આજે તો ભુલાઈ ગયા છે. કહો કે નાશ પામ્યા છે. આથી 'પાણ' માટે 'આંડાલ' અને 'મુણ' જેવા ધાતુ માટે 'જ્ઞા'નો પ્રયોગ કરવો પડે છે આમ હોવાથી પાઈયિ લખાણનું સંસ્કૃતમા રૂપાન્તર કરવું–પ્રતિસસ્કૃત કરવુ એ કાર્ય સંસ્કૃતનું પાઇય રૂપાન્તર કરવાના કાર્ય કરતાં વધારે વિષમ છે–અઘરું છે.

**પર્યાય**:–પ્રતિસસ્કૃત એ અર્થમા 'છાયા' શબ્દ વપરાય છે અને એ તો દ્વૈભાષિક પ્રાચીન ભારતીય નાટકોના અભ્યાસીઓને પણ જાણીતો છે અગ્રેજીમા એને Sanskrit rendering તેમજ shade[૧] કહે છે. આ અર્થમા જિનવિજયજીએ જિનેશ્વરસૂરિકૃત **કહાણયકોસ**[૨] ની 'પ્રસ્તાવના (પૃ. ૧૫)મા પ્રિતિસસ્કાર' શબ્દ વાપર્યો છે.

---

૧ આ શબ્દ ડૉ. ઉપાધ્યેએ વાપર્યો છે.

૨ આ પાઈયિ કૃતિ 'કથાકોષ પ્રકરણ' એવા સંસ્કૃત નામથી 'સિંઘી જૈન ગ્રંથમાલા'માં ઇ. સ. ૧૯૪૯માં પ્રસિદ્ધ કરાઈ છે.

**પ્રશ્નાવલી** :– આપણે પ્રતિસંસ્કૃતથી અલંકૃત પાઇય કૃતિઓ વિચારીએ તે પૂર્વે નીચે મુજબના પાંચ પ્રશ્નોની નોંધ લઇશું.

(૧) પ્રતિસંસ્કૃત માટે કયા કયા પર્યાયો છે?

(૨) પ્રતિસમ્કૃત કે એના કોઈ પર્યાયનો પ્રયોગ સૌથી પ્રથમ કોણે અને ક્યારે કર્યો?

(૩) પ્રતિસંસ્કૃત કરવાની વૃત્તિ શાથી ઉદ્‌ભવી?

(૪) પ્રતિસંસ્કૃતથી વિભૂષિત એવી સૌથી પ્રાચીન કૃતિ કઇ છે?

(૫) જેમ પાઇય કૃતિઓનો પ્રતિસંસ્કાર કરાયો છે તેમ કઈ કઇ સમ્કૃત કૃતિનું પાઇયમાં રૂપાન્તર કરાયુ છે અને એવી કૃતિમાં સૌથી પ્રાચીન કઇ છે અને આવું કાર્ય પ્રથમ કોણે કર્યું અને શાથી?

આ પ્રત્યેક પ્રશ્નનો અંતિમ–નિર્ણયાત્મક ઉત્તર અપાય તે માટેનાં જરૂરી સાધનો મારી પાસે નથી એટલે અત્યારે તો દિશાસૂચન રૂપે ઉત્તરો વિચારું છું અને તેમા પણ ત્રીજા પ્રશ્નને પ્રથમ સ્થાન આપું છુ

શ્રમણ ભગવાન મહાવીરે અને મહર્ષિ બુદ્ધે પોતપોતાની ધર્મઘોષણા અને એના પ્રચાર માટે પાઇય ભાષાનો–લોકભાષાનો આદર કર્યો એટલે આનો પ્રભાવ જ્યાં સુધી રહ્યો ત્યાં સુધી સસ્કૃત ભાષાના પુનરુત્થાનનો ભાગ્યે જ અવકાશ મળ્યો હશે. આગળ જતાં 'ગુપ્ત' યુગમાં સંસ્કૃત સાહિત્ય સોળે કળાએ ખીલ્યું. **સિદ્ધસેન** દિવાકર એ જમાનામાં થયાનું અને જાતે બ્રાહ્મણ હોવાનુ મનાય છે. **પ્રભાવક ચરિત** [પૃ. ૫૮] પ્રમાણે એમણે જૈન 'પ્રાકૃત' આગમોને સંસ્કૃત ભાષામાં ઉતારવાનો વિચાર કર્યો. આ હકીકતને **પ્રભાવક ચરિત** કરતાં કોઈ પ્રાચીન કૃતિનો ટેકો હોય તો એ જાણવામાં નથી. તેમ છતાં આ હકીકતને સાચી માનીએ તો પાઇયના પ્રતિસંસ્કૃતના બીજનો ઉદ્‌ભવ **સિદ્ધસેન** દિવાકર જેવાની વૃત્તિને આભારી હોય એમ કહી શકાય.

અત્યાર સુધીમાં જે હાથપોથીઓ મળી છે તે પૈકી કોઈ પણ પ્રાચીન હાથપોથીમાં કોઈ પણ જૈન આગમની સંસ્કૃત છાયા અપાયેલી જણાતી નથી, તેમજ કોઈ પ્રાચીન વિબુધવરે આવી છાયા રચ્યાની નોંધ પણ મળતી નથી. આમ કહેવુ બરાબર જ હોય તો પ્રતિસંસ્કૃતના ઉદ્‌ભવનો સમય ઇ. સ ની પાંચમી સદીની આસપાસનો હશે એમ માનવામાં હરકત જણાતી નથી.

આ સંબંધમાં એક બીજો વિચાર સ્ફુરે છે. એક વખત એવો આવ્યો હશે કે જ્યારે પાઇય ભાષા અને એમા ગૂંથાયેલા સાહિત્યનો અભ્યાસ સ્વતંત્ર અને સીધો ન કરાતાં સમ્કૃત ભાષારૂપ માધ્યમ દ્વારા કરાતો હશે, અને તેમ કરવાનું એક કારણ આ બંને ભાષાનો બોધ ચાલુ નહિ રહ્યો હોય એ હશે ગમે તેમ પણ સસ્કૃત ભાષાની સહાયતા લીધા વિના પાઇય કૃતિ ન સમજાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન થતાં પાઇય કૃતિનું પ્રતિસંસ્કૃત રચવાનો વિચાર ઉદ્‌ભવ્યો હશે, અને જો તેમ ન જ હોય તો આ જાતના કાર્યને આથી વેગ તો મળ્યો હશે.

**છાયા** :–પ્રતિસંસ્કૃત માટે 'છાયા' એ પર્યાય સુપ્રસિદ્ધ છે 'સાર્થ ગૂજરાતી જોડણી કોશ'ની ચોથી આવૃત્તિમાંયે આ અર્થમાં 'છાયા' શબ્દ નોંધાયેલો નથી તો પછી 'પ્રતિ-સસ્કૃત' શબ્દ તો હોય જ શાનો ?

**પ્રતિસંસ્કૃત** :–અમદાવાદની 'જૈન ગ્રથ પ્રકાશક સમિતિ' દ્વારા ઇ. સ. ૧૯૩૭માં જે **અષ્ટક પ્રકરણ** જિનેશ્વરસૂરિકૃત વૃત્તિ અને એ વૃત્તિગત પાઈય વિભાગના સસ્કૃત રૂપાન્તર સહિત પ્રસિદ્ધ થયુ છે, તેમા આ રૂપાન્તરને 'પ્રતિસસ્કૃત' તરીકે અતની પુષ્પિકામા ઓળખાવાયું છે, અને એ પ્રતિસંસ્કૃતના કર્તા તરીકે 'નવાંગ વૃત્તિકાર' **અ**ભયદેવસૂરિનુ નામ અપાયું છે.

**તત્ત્વાર્થસૂત્ર અને કાવ્યપ્રકાશનું પાઈયમાં રૂપાંતર**:—સસ્કૃતનો અભ્યાસ કઠણ લાગવાથી આજકાલ કેટલાયે વિદ્યાર્થીઓ અગ્રેજી છઠ્ઠા ધોરણમાં સસ્કૃતને બદલે અપર ભાષા તરીકે "અર્ધમાગધી" લે છે. આ વિદ્યાર્થીઓનો સંસ્કૃતનો અભ્યાસ કાચો ગણાય. એમાંથી જે એમ. એ. માં 'અર્ધમાગધી' લે છે તેને મુંબઈ વિદ્યાપીઠની યોજના મુજબ **સ્યાદ્વાદમંજરી** જેવો સસ્કૃતમાં રચાયેલો ગહન ગ્રંથ ભણવાનો વારો આવે છે ત્યારે એ હતાશ થઈ જાય એમાં કશી નવાઈ નથી, પરંતુ **તત્ત્વાર્થસૂત્ર** અને એનુ ભાષ્ય કે એની **સર્વાર્થસિદ્ધિ** નામની ટીકા ભણતીવેળા પણ **તત્ત્વાર્થસૂત્ર**નાં સૂત્રો જો એને પાઈય ભાષામાં હોય તો કેવું સારુ એવો વિચાર આવે છે, આની મને જાણ થતા વિદ્યાર્થીને સહાયક થવાના કારણ ઇત્યાદિને લઈને મેં કેટલાંક વર્ષો પૂર્વે **તત્ત્વાર્થસૂત્ર**નું પાઇયમાં રૂપાન્તર કર્યુ. વળી, **કાવ્યપ્રકાશ** માટે પણ મેં આમ કર્યું છે. જો કે એમાંથી એકેને છપાવવાનો મને સુયોગ હજી સુધી તો મળ્યો નથી. ન્યાયવિશારદ ન્યાયતીર્થ મુનિશ્રી **ન્યાયવિજયે અધ્યાત્મતત્ત્વાલોક** નામની પોતાની કૃતિ પાઈયમાં ઉતારી છે. એનું નામ **અજ્ઝતત્તાલોય** છે.

**સંસ્કૃતીકરણ**—યશોવિજયગણિએ **દ્રવ્યગુણપર્યાયરાસ** રચી એના ઉપર ગુજરાતીમાં વિવરણ કર્યું છે, આનુ મહત્ત્વ જોઈને આ ગુજરાતી લખાણને સંસ્કૃતમા ઉતારવાનો પ્રયાસ થયો છે. વિનીતસાગરના શિષ્ય ભોજસાગરે આ કાર્ય કર્યું છે એમણે આ કૃતિનું નામ **દ્રવ્યાનુયોગતર્કણા** રાખ્યુ છે. ૧

આ ઉપરથી સંસ્કૃત કૃતિનું પાઈયમાં રૂપાન્તર થાય એવી સંભાવના જોઈ શકાય. હરિષેણે વિ. સં. ૯૮૯ યાને શકસવત્ ૮૫૩માં રચેલા **બૃહત્કથાકોશ**માં તો અતિ સસ્કૃતીકરણનાં ઉદાહરણો મળે છે. બાકી કેટલાયે પાઈય શબ્દોને સસ્કૃતનો સ્વાગ સજાવીને અને કેટલીક વાર એમ ને એમ સસ્કૃત તરીકે સ્વીકારી લેવાયા છે. કેટલાય જૈન ગ્રન્થકારોએ તો તેમના સમયની પ્રચલિત ભાષાના [ દા. ત. ગુજરાતીના ] શબ્દોને સસ્કૃત સ્વરૂપે રજૂ કર્યા છે

---

૧. આ **દ્રવ્યાનુયોગતર્કણા** દયાવિજયના રાજ્ય દરમ્યાન અર્થાત્ વિ. સં. ૧૭૮૫ થી ૧૮૦૯ના ગાળામાં રચાઈ છે. એમાં ૫૬૨ પ્રકરણો છે. આ કૃતિ "રાયચંદ જૈન શાસ્ત્રમાલા" તરફથી વીર-સવત્ ૨૪૩૨ મા પ્રસિદ્ધ થઈ છે. દ્રવ્યાનુયોગના અભ્યાસીને એ આશીર્વાદ રૂપ છે. **જિનરત્નકોશ** (પૃ. ૧૮૩ ) માં સૂચવાયા મુજબ આ ઉપર સ્વોપજ્ઞ ટીકા છે.

**પ્રતિસંસ્કૃતથી વિભૂષિત કૃતિઓ:**—પ્રતિસંસ્કૃતને અંગે આટલો ઊહાપોહ કરી હવે હું એનાથી વિભૂષિત કેટલીક પાઇય કૃતિઓનો નિર્દેશ કરવા પ્રવૃત્ત થાઉં છું. સૌથી પ્રથમ આપણે આગમોનો વિચાર કરીશું તો જણાશે કે પ્રાચીન સમયમાં કોઇ અંગ, ઉપંગ, છેયસુત્ત, મૂલસુત્ત, પઇણ્ણગ કે ચૂલિયાસુત્ત ઉપર કોઈએ પ્રતિસંસ્કાર કર્યો હોય એમ જણાતું નથી. આ કાર્ય અંશત: આધુનિક વિદ્વાનોને હાથે થયું છે. દા. ત. **ચઉસરણ** ઇત્યાદિ દસ પઇણ્ણગો ઉપર સંસ્કૃતમાં છાયા આગમોદ્ધારકે તૈયાર કરી છે અને એ છાયા સહિતની **ચઉસરણ** ઇત્યાદિ દસ પઇણ્ણગોની આવૃત્તિ આગમોદય સમિતિ તરફથી ઇ. સ. ૧૯૨૭માં પ્રસિદ્ધ થયેલી છે.

પંચપ્રતિક્રમણમાંનાં કેટલાંક સૂત્રો એ મૂલસુત્તરૂપ **આવસ્સય**માંના સુત્ત છે. આ સૂત્રો પૈકી પાઇય સૂત્રોનુ પ્રતિસસ્કૃત "પંચપ્રતિક્રમણસૂત્ર"ની કેટલીક આવૃત્તિઓમાં જોવાય છે.

**જીવવિચાર, નવતત્ત્વ** અને **દંડગપયરણ** જેવાં પ્રકરણોનું પણ પ્રતિસંસ્કૃત થયેલું છે. કર્મવિષયક ગ્રંથો પૈકી **કમ્મપયડિ** અને **પંચસંગ્રહ** જેવા મનનીય ગ્રંથો જે ગુજરાતી અનુવાદ સહિત છાપાયા છે તેમા એનું પ્રતિસસ્કૃત અપાયેલું છે. અજ્ઞાતકર્તૃક **પંચસુત્ત** સસ્કૃત છાયાથી વિભૂષિત છે.

જિનચન્દ્રકૃત **સંવેગરંગસાલા**નુ પ્રતિસસ્કૃત દેવભદ્રસૂરિએ—**વીરચરિય, પાસનાહ-ચરિય, કહારયણકોસ** ઇત્યાદિ રચનારા અને ગણિ ગુણચન્દ્ર તરીકે સુવિખ્યાત વિબુધવરે કર્યું છે.

**અષ્ટકપ્રકરણવૃત્તિ**નું પ્રતિસંસ્કૃત નવાંગવૃત્તિકાર **અભયદેવસૂરિ**એ કર્યું છે.

હાલમાં થોડા વખત થયા **નંદી** વગેરે આગમો સંસ્કૃત છાયા સાથે છપાય છે. **વિસેસાવસ્સયભાસ**ની ગાથાઓની સંસ્કૃતમાં છાયા અપાયેલી છે.

**ઉત્તરજ્ઝયણ** ઉપરની વાદિવેતાલ, શાન્તિસૂરિકૃત **પાઇય ટીકા**માં જે કથાઓ પાઇયમાં છે તેનુ સસ્કૃત રૂપાન્તર **પદ્મસાગરગણિએ** કર્યું છે. અજ્ઞાતકર્તૃક **જંબૂસ્વામ્યધ્યયન-પ્રતિસંસ્કૃત** પણ એ જાતની કૃતિ છે. હરિભદ્રસૂરિકૃત **વીસવીસિયા**, ધર્મદાસગણિ કૃત **ઉવએસમાલા**, ધનપાલકૃત **ઉસભપંચાસિયા** અને **વીરથુઈ**, જયકીર્તિએ રચેલી **સીલો-વએસમાલા**, લક્ષ્મણગણિકૃત **સુપાસનાહચરિય** જિનહર્ષગણિની **રયણસેહરકહા**, જિનમાણિકચે કે એના શિષ્ય **અનંતહંસે** રચેલું **કુમ્માપુત્તચરિય**, યશોવિજયકૃત **અજ્ઝ-ખ્પમયપરિક્ખા** ઇત્યાદિ અનેક શ્વેતાંબરીય કૃતિઓનું પ્રતિસસ્કૃત થયેલું છે.

સોરસેણીમાં રચાયેલી દિગંબર કૃતિ **મૂલાચાર** અને દુર્ગદેવકૃત **રિટ્ઠસમુચ્ચય**, અવહટ્ઠમાં રચાયેલી જોઇન્દુકૃત **પરમપ્પયાસ** તેમજ **સિદ્ધહેમચન્દ્ર**—[ અ. ૮ ] ગત અવહટ્ઠ મુક્તકોનુ પ્રતિસંસ્કૃત થયેલું છે. **અપભ્રંશપાઠાવલી**માં કેટલાંક અવહટ્ઠ ઉદ્ધરણો સસ્કૃત છાયા સાથે અપાયેલાં છે.

અજૈન કૃતિઓ પૈકી **રામપાણિવાદકૃત કંસવહ**, **અબ્દુલ રહમાને** અવહટ્ઠમાં રચેલ **સંનેહયરાસ** યાને **સંદેસરાસગ**, કોઊહલે મરહટ્ઠીમાં રચેલી **લીલાવઇકહા** ઇત્યાદિનું પ્રતિસંસ્કૃત છપાયું છે.

પ્રાચીન ભારતીય નાટકો પ્રાયઃ દ્વૈભાષિક છે. એમાં જે ભાગ જાતજાતની પાઇય ભાષામા છે તેની છાયા આધુનિક આવૃત્તિઓમાં જોવાય છે. નાટકોની છાયા પ્રથમ કોણે ક્યારે કરી એ પ્રશ્ન વિચારવા જેવો છે,

આમ અનેક જૈન તેમજ અજૈન કૃતિઓ ગણાવી શકાય. એની સંપૂર્ણ સૂચિ આગળ ઉપર રજૂ કરવાનો હું ઇરાદો રાખું છું.

**છાયાથી હાનિ અને લાભ**—કોઈ પણ વસ્તુ એકાન્તે લાભદાયક કે હાનિકારક નથી. સમુચિત ઉપયોગ થાય તો શુભ ફળ મળે. ગણિતના દાખલાઓ–મનોયત્નો ઇત્યાદિ ઉકેલવાની ચાવીઓ રજૂ કરતા પુસ્તકોનો મર્યાદિત અને સમજભર્યો ઉપયોગ આવકારપાત્ર છે. પણ દાખલો બેસાડવાને બદલે પરભાર્યો એનો જ ઉપયોગ કરાય તો તેથી સરવાળે હાનિ છે. આ હકીકત માર્ગદર્શિકા [ Guide ] ને પણ લાગુ પડે છે. અહીં આ બાબત છાયાને અગે હું વિચારું છું. સૌથી પ્રથમ, એનો તીવ્ર વિરોધ કરનાર ડૉ. ઉપાધ્યેએ "પરમાત્મ પ્રકાશ" ની અંગ્રેજી પ્રસ્તાવનાના અતમાં છાયાથી થતાં જે નુકસાનોનો ઉલ્લેખ કર્યો છે તે હું ક્રમવાર નોંધુ છું જેથી એ સંબંધમાં તટસ્થપણે વિચાર થઇ શકે:—

( ૧ ) આ એક ભૂલભરેલો માર્ગ છે કે, જેનું સમર્થન ભાષા અને ઇતિહાસ એ બેમાંથી એકેને લગતી દૃષ્ટિથી થતુ નથી.

( ૨ ) છાયા એ કઢંગુ સંસ્કૃત થયા વિના રહે તેમ નથી, કેમકે લૌકિક સંસ્કૃતે નહિ માન્ય રાખેલાં વાક્ય–વિન્યાસ અને વર્ણન–શૈલીનો વિકાસ અપભ્રંશે સાધ્યો છે.

( ૩ ) કેવળ છાયા વાંચીને વિષયને અંગેની તૃષ્ણા છિપાવવાનું કાર્ય ઘણા વાચકો કરે છે એ એનું દુષ્પરિણામ છે.

( ૪ ) પાઇય કૃતિઓની છાયા આપવાની પદ્ધતિએ ભારતીય ભાષાવિજ્ઞાનને ચોક્કસ હાનિ પહોંચાડી છે. પાઇયનો અભ્યાસ જતો કરાયો. મૃચ્છકટિક અને શાકુંતલ જેવાં નાટકોને સસ્કૃત કૃતિ માની લેવાઇ, જો કે એના પ્રણેતાઓએ જાતે એનો મોટો ભાગ પાઇયમાં રચ્યો છે, અતમાં આને લઇને આધુનિક ભારતીય ભાષાઓને–પાઇય ભાષાઓને ભૂલી જઇને સસ્કૃત દ્વારા પુષ્ટ કરાય છે.

અંતમાં "પ્રશ્નાવલી" વિષે સપ્રમાણ વિચાર રજૂ કરવા હું વિશેષજ્ઞોને વિનવુ છું, જેથી સાહિત્યનો આ એક અંશ તૈયાર થશે.

---

૧. આ બે કૃતિની તેમજ "ચત્તારિઅટ્ઠ" થી શરૂ થતા પદ્યની વિવિધ પરિપાટી વગેરેની છાયા મેં સપાદિત કરેલાં પુસ્તકોમાં છે.

# સતીશિરોમણિ વીરાંગના મૃગાવતી

[ ક્રમાંક : ૧૮૪ થી ચાલુ ]

મૃગાવતીમાં વિચક્ષણ રાજદ્વારી નેતાનું ડહાપણ અને ગાંભીર્ય હતું. એની બુદ્ધિ, એની શકિત ભલાભલા મુત્સદ્દીઓને પણ હંફાવે તેવી હતી.

એણે બાર દિવસ શોક પાળી રણસંચાલનની દોરી હાથમાં લીધી. એણે મંત્રીશ્વર, સેનાધિપતિ, સામંતોને ભેગા કર્યા અને કઈ રીતે યુદ્ધ સંચાલન કરવું તે માટે અભિપ્રાય માગ્યા.

**મંત્રીશ્વર**—બા, આ ચંડપ્રદ્યોત સૂર્ય જેવો ચંડ છે તેમજ પૂરો હઠાગ્રહી છે પોતે ખુવાર થશે અને બીજાને ખુવાર કરશે. માટે જે પગલુ ભરીએ તે વિચારીને ભરવું જોઈએ. એને અવન્તિના બીજા ખડિયા રાજાઓનું બળ મળે છે. એને બહારનો પુરવઠો મળે છે. આપણે માટે બધું એણે બંધ કર્યુ છે, એટલે મને તો લાગે છે કે હવે સમાધાન કરવું જોઈએ.

**સેનાધિપતિ**—મહારાણીજી, મંત્રીશ્વરની વાત તો સાચી છે.

આપની પ્રેરણાથી અને આપના જુસ્સાથી સેનામાં આટલો સામનો કરવાની હિમ્મત છે. બાકી સામા પક્ષની સાગરથીયે વિશાલ સેના સાથે કોણ ટકી શકે તેમ હતું? ભારતમાં આજે ચંડપ્રદ્યોતની હાક વાગે છે. આજે એવું કોઈ રાજ્ય કે રજવાડું નથી જે સામે આપણે મદદની આશા રાખી શકીએ, માટે જે કરવું તે વિચારીને કરવા જેવું છે.

**મૃગાવતી**—તમારા બધાનો આશય હું સમજું છું. કૌશામ્બીપતિને મેં વચન આપ્યું છે કે, રાજકુમારને હું રાજ્યાભિષેક કરાવીશ, રાજ્ય બચાવીશ અને પ્રજાનું સંરક્ષણ કરીશ. મારે જીવીને જ આ કરવાનું છે. નહિ તો ચંડપ્રદ્યોતની કશી મનાઈ નથી કે તે મારી ખાતર વત્સદેશને ફના કરે, કૌશામ્બીનો નાશ કરવા કટીબદ્ધ થાય.

મેં આ બાર દિવસ બાહ્ય દૃષ્ટિએ શોક પાળ્યો છે પણ અંતરમાં તો દીર્ઘ મંથનભરી વિચારણા ચાલી રહી છે.

કહો સામંતો! તમારો શો અભિપ્રાય છે?

**સામંતો**—રાજમાતા! અમે તો તમારી પાછળ છીએ. અમે રાજ્યનું રક્ષણ કરતાં પ્રાણ હોમીશું, બત્રીશાંનાં બલિદાન દેશું પરંતુ વળી. એમ થાય છે કે આટલું કરતાંયે રાજ્ય રહેશે કે કેમ? ચંડપ્રદ્યોત તો રાક્ષસ જેવો છે, એની ક્રૂરતા–નિર્દયતા અજબ છે, એ ગયો છે પણ પાછો આવવા માટે એટલે અમે તો એ જ કહીએ છીએ કે આપ જે કહેશો તેમ કરીશું પણ વિચારીને પગલું ભરવા જેવું ખરું.

**મૃગાવતી**—સાંભળો, બધા શાંતિથી સાંભળો. મને તો રાજાએ રાજ્યની રક્ષક નીમી છે. હું તો રાજ્યના રક્ષણ માટે સર્વસ્વ ન્યોછાવર કરીને પણ રાજ્યનું રક્ષણ કરીશ. ચંડપ્રદ્યોત ભલેને રાક્ષસ રહ્યો, એનેય રાજ્ય કરવું છે, જગતમાં જીવવું છે. જે પ્રજા કોઈ પરદેશીની આજ્ઞા–હુકમ જ માને, એને સહકાર કે નૈતિક ટેકો ન આપે તે પરદેશી રાજ્ય શું કરવાનો હતો? હું વનવન ભમીશ, પહાડે પહાડે ઘૂમીશ, જંગલે જંગલે ફરીશ પણ અવન્તિપતિને અહી ચેનથી રાજ્ય નહી જ કરવા દઉં. વત્સદેશમાં રાજ્ય કરે તો ઉદાયન જ. એ સિવાય બીજો નહિ. ઉત્તમ પુષ્પોની એ જ ગતિ કાંતો દેવાધિદેવને મસ્તકે, નહિ તો ધરતીના પેટાળમાં જ રોળાવાનું. એમ વત્સમાં રાજ્ય એકનું જ રહેશે, બીજાનું નહિ.

હું રાજ્યનું રક્ષણ કરીશ, ઉદાયીને જ, રાજા બનાવીશ અને પ્રજાનો જુસ્સો જીવંત

રાખીશ. આ કરતાં મારું લોહી વહાવીશ, પણ મારી ટેક નહીં જ છોડું. બસ, જાઓ કરો ફત્તેહ-જય આપણો છે.

વત્સ દેશની જય હો, કૌશામ્બીપતિનો વિજય હો. જય વીર.

આ સાંભળી બધા તૈયાર થઈ ઊઠયા. એકાંતમા બેસી મૃગાવતીએ ખૂબ વિચાર્યું. પડખે જ સૂતેલા રાજકુમાર ઉદયન સામે પ્રેમથી જોયું. મૃગાવતી બોલી· બેટા ! તારા માટે હું બધુ જ કરીશ પણ મારા શિયલના ભોગે તો કશું જ નહિ કરું. અરે, ચડપ્રદ્યોતને હું ખબર પાડી દઉ કે સતી કેવી હોય છે ?

**ઉદાયન**—( હસતો હસતો ખોળામાં આવ્યો. દૂધ પીધું અને માની હડપચી પકડીને બોલ્યો: ) બા .....પુ......બા .....પુ...ની રાણી આ સાંભળી બોલી ઊઠયાં· બેટા ! તારા બાપુજી બહાર ગયા છે, રાજ લેવા. એ આવશે અને તને ગાદીએ બેસાડશે.

ચાલ સૂઈ જા બેટા ! મારા વીર ! ઊંઘી જા મારે ઘણું કામ છે, લે વીરા સૂઈ જા. આમ કહી બાલકુમારને માથે હાથ પપાળતી, પપાળતી ચિર વિચારવમળમાં ઊતરી ગઈ.

આખરે વિચાર સૂઝયો. બસ, એ જ ઠીક છે, આગળનુ આગળ જોયુ જશે. અરે, છેવટે, મરતાં તો આવડે છે ને ?

**હીરા**—જા ! મત્રી વિશ્વંભરને બોલાવ.

મૃગાવતી વિચારે છેઃ એમની સલાહ તો લઉં જ, એ તો મારા પિતા જેવા છે. એમનો અવિશ્વાસ શો ?

હીરા ઊઠીને ગઈ. મંત્રીશ્વરને બોલાવી લાવી.

**મંત્રીશ્વર**—કેમ રાજરાણી ! મને અત્યારે આ સમયે કેમ બોલાવ્યો !

**રાણી**—જુઓ તમારાથી કશું જ છાનું નથી. તમે તો મારા પિતા જેવા છો. ચંડપ્રદ્યોત માટે મેં નક્કી કર્યું છે, તે સાંભળો.

આજે તમારે જ આ રૂક્કો લઈને જવું પડશે. મેં લખ્યું છે તેમ કહેશો. હજી ઉદાયન બાલક છે, હું પતિ શોકમા ગ્રસ્ત છુ, તમે શાંતિ રાખશો, મારી ફરજ છે મારા સંતાનને હું સુરક્ષિત બનાવી એનો રાજ્યાભિષેક કરું. તમને મારા ઉપર પ્રેમ છે તો કૌશામ્બીની સરહદના સંરક્ષણ માટે અજેય કિલ્લો કરાવી આપો, તમારા હાથે જ મારા પુત્રરત્નને ગાદીએ બેસાડો. કૌશામ્બીની પ્રજાને અભય આપો અને સૈન્ય સહિત પાછા અવન્તિ પહોંચી જાઓ, મારુ કામ પૂર્ણ થયે હુ આવીશ "

આ સાંભળી મંત્રીશ્વર સ્તબ્ધ જ થઈ ગયા, બોલ્યાઃ

હેં ! આ કોણ લખાવે છે ? શુ રાજકુમારને ગાદીએ બેસાડશો એમ ? બસ, પછી જઈ રહ્યાં તમે ભલે, ચંડપ્રદ્યોત મનમાં મલકાય, ભલે ખાંડ ખાય.

ખરેખર, નીતિકારોએ લખ્યું છે **સ્ત્રિયશ્ચરિતં ભગવાન્ ન વેત્તિ** એ આજે જોયું.

ભલે હું જ જાઉં પણ આજે મને ખબર પડી ગઈ કે અમારાં રાજરાણી કેવાં વિચક્ષણ છે ! કેવાં રાજદ્વારી છે અને સ્ત્રીની બુદ્ધિ પાનીએ—આ કહેવત સર્વથા સાચી નથી એ પણ આજે સમજ્યો. તમે તો મારી આંખો ઉઘાડી દીધી

બસ, કાલે સવારે જઈશ તમારા આશીર્વાદ છે તો બધુ સારુ થશે તમે તો રાષ્ટ્રની ઈજ્જત અને ગૌરવ સાચવ્યાં છે.

મૃગાવતીની પત્રિકા વાંચી ચંડપ્રદ્યોત પ્રસન્ન થયો. એનું કામ મારે કરવું જ જોઈએ, ભલેને ઉદાયન ગાદીએ બેસે, ભલેને વત્સરાજ્ય સ્વતંત્ર રાજ્ય રહે.

એણે સૈનિકોને હુકમ કર્યો. અહીંથી અવન્તિ તરફ પાછા વળો.

ચંડપ્રદ્યોતે અવન્તિથી ઇંટો મગાવી કિલ્લો બનાવરાવ્યો, વત્સદેશને ધનધાન્યથી ભરી દીધો, પ્રજાને અભાર આપ્યું. અલ્પ સમયમાં આમ કેમ બન્યું તે કોઈ જાણતું નથી. જાણે છે રાજમાતા મૃગાવતી અને મંત્રીશ્વર વિશ્વંભર. સાથે એક ત્રીજું જણ જાણે છે, તે છે મૃગાવતીની વિશ્વાસુ સખી હીરા; પણ એ તો રાણીજીનો બીજો દેહ હોય તેવી વિશ્વાસુ અને અભિન્નહૃદયા છે.

[ ૧૧ જ્ઞાનામૃતનું પાન ]

વર્ષોને જતાં વાર લાગે છે? કિલ્લો થઈ ગયો. પ્રજા કલ્લોલ કરે છે. ત્યાં ચંડપ્રદ્યોતે રાજરાણી મૃગાવતીને કહેવરાવ્યુંઃ હવે મારી વિનંતિ માની જાઓ.

રાણીજીએ કહેવરાવ્યું કે, રાજા, હજી ધીરજ ધરો, મારા બાલકુમારનો રાજ્યાભિષેક તમારા હાથે જ કરાવવાનો છે.

આમ કહેવડાવી કૌશામ્બીના ધાન્યભંડારો ને જલાશયો ભરાવ્યાં. કૌશામ્બીનો અભેદ્ય કિલ્લો—તેનાં દ્વાર બંધ કરાવ્યાં અને ચંડપ્રદ્યોત આ હકીકત સાંભળી ચમકી ગયો. શું હું ઠગાયો! બસ, હવે તો કૌશામ્બીનો વિનાશ કરીને જ પાછો આવીશ.

એની વિપુલ સેના સાગરના પ્રવાહની જેમ ઉલટી પડી કૌશામ્બીની સરહદે. તેમણે ત્યાં પડાવ નાંખ્યો.

મૃગાવતીએ આ સમાચાર સાંભળ્યા.

તેને ત્રણ જગતના નાથ વીરપરમાત્મા યાદ આવ્યાઃ હે દીનાનાથ! હે જગવત્સલ! આજે મારે તમારો જ આધાર છે, આપ તો વીતરાગ છો, મારી પ્રાર્થના સ્વીકારો, મને આપનાં મહાવ્રતોની દીક્ષા આપી અભય આપો.

હે વીતરાગ પ્રભુ! આપ જ મારા પિતા, માતા, નેતા, દેવ અને ધર્મના ગુરુ છો. હે પ્રભો! આપ જ મારા પ્રાણરૂપ છો, મારે માટે તો આપ જ સર્વસ્વ છો, મારું સ્વર્ગ અને મોક્ષ આપ છો મારું જીવન, મારું તત્ત્વ, ગતિ અને મતિ પણ આપ જ છો.

હે જગવત્સલ પ્રભુ! આજે આપનું "ધમ્મસારથિ" પદ સફલ કરી મને બચાવો, મારો ઉદ્ધાર કરો.

હે નાથ! આપની મધુરી ધર્મદેશના સાંભળી જગતના જીવો શાંતિ પામે છે, તેમ મને એવું અમૃતપાન કરાવો

ભગવાન મહાવીરસ્વામી તો સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ હતા. તે વખતે ભારતવર્ષમાં તેઓ મહાજ્ઞાની, મહાન્ ધર્માચાર્ય અને તત્ત્વવિદ્ તરીકે પ્રસિદ્ધ હતા.

એમણે ત્રીશ વર્ષની ભરયુવાનીમાં દીક્ષા લઇ ઘોર તપસ્વી બની કર્મોનો નાશ કરી સર્વજ્ઞ દશા પ્રાપ્ત કરી હતી.

તેમના ઉપદેશથી મોટા મોટા રાજા-મહારાજાઓ, શ્રીમંતો, સેનાધિપતિઓ, બ્રાહ્મણો, પંડિતોએ પ્રતિબોધ પ્રાપ્ત કરી આત્મકલ્યાણ સાધ્યું હતું.

ભગવાન મહાવીરદેવના ઉપદેશમાં આત્મવાદની સિદ્ધિ અને આત્માની શુદ્ધિ એ મુખ્ય વસ્તુ રહેતી.

રાગ અને દ્વેષને જીતો, કષાય, વિષય અને મદનો ત્યાગ કરી આત્માને ઓળખો. આ આત્મા જ પરમાત્મા થવાનો છે, એના ગુણો અત્યારે પ્રચ્છન્ન છે તે પ્રગટ થતાં જ પરમાત્મ-પણું પ્રાપ્ત થશે.

ઈશ્વિર અંતરમાં છે, આ આત્મા ઇશ્વરી અંશ નહિ કિન્તુ સ્વયમેવ પરમાત્મા છે. એના ગુણો પ્રગટ થાય એટલી જ વાર છે.

રાજરાણી મૃગાવતીની આ ભાવના જાણી, ભગવાન્ મહાવીર વિહાર કરી કૌશામ્બીના ઉદ્યાનમાં પધાર્યા.

એમના અતિશયથી રોગ શમતા, પ્રાણીઓના વૈરવિરોધ જતા રહેતા, સંસારી જીવો સુખ અને શાંતિ અનુભવતા.

મૃગાવતીને સમાચાર મલ્યા; ભાવતું ભોજન આવ્યું છે પરમાત્મા મહાવીરદેવ કૌશામ્બીના ઉદ્યાનમાં પધાર્યા છે.

એણે હુકમ કર્યો. કૌશામ્બીના દરવાજા ઉઘાડી નાંખો ભગવાનનાં દર્શન કરવા સૌ જાઓ, શત્રુથી કોઈ ડરશો નહિ; પાછળ શું થશે તેનો ગભરાટ રાખશો નહિ.

જગતના નાથ પ્રભુ પધાર્યા છે, શત્રુ મિત્ર થશે. વૈરનો અગ્નિ શમી જશે અને બધાનું કલ્યાણ થશે.

ચંડપ્રદ્યોતને સમાચાર મળ્યા કે ભગવાન્ મહાવીરદેવ પધાર્યા છે. એણે પ્રેમથી, ભક્તિથી પ્રભુને નમસ્કાર કર્યા, અને ઉદ્ઘોષણા કરાવી કે ભગવાનનાં સૌ દર્શન કરો, યુદ્ધ બંધ કરો.

સમવસરણ રચાયું છે; દેવો, માનવો, પશુઓ, બધા પોતપોતાના સ્થાને વૈર ને વિરોધ ત્યજીને શાંત ચિત્તે બેઠા છે. ભગવાન્ સમોસરણમાં બિરાજ્યા અને ધર્મદેશના શરૂ કરી. જાણે સાક્ષાત્ વાણીદેવતા મુખમાં બિરાજમાન હોય એવી પ્રિય ભાષા – મીઠી ભાષા વહી રહી હતી, જાણે ક્ષીરસમુદ્રનો ધીર ગંભીર મધુર પ્રવાહ વહેતો હોય એવી મંજુલ વાણી વહી રહી હતી.

હે ભવ્યપ્રાણીઓ ! હીરા જેવો ઉત્તમ માનવદેહ પામી, પ્રમાદનો ત્યાગ કરી ધર્મનું આરાધન કરો

આહાર, નિદ્રા, ભય અને મૈથુનનો અનાદિકાલથી જીવને અભ્યાસ છે, માટે એ પ્રિય લાગે છે. કિન્તુ એ તો હલાહલ વિષ જેવાં છે, તેનો ત્યાગ કરી, વિષય અને કષાયોનો ત્યાગ કરી આત્મિક સુખ મેળવો.

જે સુખ રાજાધિરાજોને નથી, અરે, મોટા મોટા ચક્રવર્તીઓને નથી, માંધાતાઓને નથી. અરે, દેવો અને દેવરાજોને નથી તે સુખ વિષય અને કષાયનો જય કરી; એનો જયાનંદ લૂટવામાં છે, – ઉપશમમાં છે. માટે વિષય અને કષાયોનો જય કરો.

આ ઇંદ્રિયજન્ય સુખ તો ક્ષણિક છે, કિંપાકફલસમું હલાહલ છે.

ચારિત્ર સંયમ એ જ સાચો શાંતિનો માર્ગ છે. સંતોષ, સેવા, શીલ-સદાચાર માનવીને શાંત આપે છે જીવન અજવાળે છે.

મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાથી આત્માનું અજ્ઞાન જાય છે. અજ્ઞાન

એ ઝેર છે, જ્ઞાન એ અમૃત છે. જ્ઞાની વિવેકી, સંયમી અને શીલસંપન્ન બને છે. એને પર-સ્ત્રી અને પરધન તૃણ જેવું તુચ્છ ભાસે છે. સાચા આત્મજ્ઞાનીને વિષયાભિલાષા વિષવત્ ભાસે છે. માટે ઉત્તમ માનવભવ અનેક ભવોમાં દુર્લભ માનવ-દેહ મેળવીને આહાર, નિદ્રા, ભય અને મૈથુનથી ન લેપાશો. ત્યાગ, તપ, સંયમ, ક્ષમા અને ધૃતિથી તેને શોભાવો. આ દેહના સાચા અલંકારો તો એ છે."

સભાજનો મુગ્ધ થઈ સાંભળી રહ્યા હતા. ચંડપ્રદ્યોત પશ્ચાત્તાપથી પ્રજ્વલી રહ્યો હતો. મૃગાવતી પ્રભુની વાણીના અમૃતને પ્રેમથી ઝીલી રહી હતી.

એ એકાએક ઊભી થઈ અને બોલી: "પ્રભો, મારા નાથ, હું તો આજે જ દીક્ષા લઈ આત્મકલ્યાણના પુનિત પંથે વિહરવા ઈચ્છું છું."

આ સાભળી અવન્તિપતિ ચંડપ્રદ્યોત શું કહે છે?

**ચંડપ્રદ્યોત**—દેવી! તમે સતી છો, સાધ્વી છો, તમે તમારું જીવન અજવાળો, મારા જેવા પામરોને તારો. આપણે પ્રભુ મહાવીરદેવની ધર્મદેશનાનું અમૃતપાન કરીએ. આ અમૃતસંજીવનીએ મારું વિષય-નાગનું ઝેર ઉતાર્યું છે. આજથી પ્રતિજ્ઞા કરું છું કે પરસ્ત્રી મારે મા-બહેન તુલ્ય છે. તમે મારી માતા સમાન છો, તમારો ઉદયન મારો લઘુબંધુ છે."

આ સાંભળી ચંડપ્રદ્યોતની આઠ મહારાણીઓ પ્રતિબોધ પામી. જાણે પતિના અપ-કૃત્યનું પ્રાયશ્ચિત્ત કરતી હોય તેમ બોલી: "હે આર્યપુત્ર! તમારી રજા હોય તો અમે આઠે રાજરાણીઓ અત્યારે દીક્ષા લઈ રાજમાતા મૃગાવતીદેવીની શિષ્યા બની તેમની આજીવન સેવા કરવા ઇચ્છીએ છીએ."

ચંડપ્રદ્યોત ક્ષણવાર ખમચાયો, મૂંઝાયો, અવન્તિની લક્ષ્મી જેવી રાજરાણીઓ ત્યાગી બને, તપસ્વીની બને, વિનીતા શિષ્યાઓ બને, એ તો મારાં અહોભાગ્ય!

બસ, બીજે દિવસે ચંડપ્રદ્યોતે ઉદયનને રાજા બનાવ્યો. મૃગાવતીએ દીક્ષા લઈ આત્મકલ્યાણ સાધ્યું અને અવન્તિપતિની ગુલાબ અને માલતીના ફૂલથીયે વધુ સુકોમળ રાજરાણીઓ સંયમ લઈ મૃગાવતીની શિષ્યાઓ બની. ત્યાં એક જ ઉદ્‌ઘોષણા થઈ રહી હતી.

**अरिहंते शरणं पवज्जामि।**
**संघं शरणं पवज्जामि।**
**श्रीवीरशासनं शरणं गच्छामि।**

મૃગાવતીએ ચંડપ્રદ્યોતને ખમાવ્યો, ચંડપ્રદ્યોતે એ સતીશિરોમણી વીરાંગનાને ખમાવી ને નમસ્કાર કરી વિદાય દીધી.

કહે છે કે આ સતીશિરોમણી મૃગાવતીએ તો અવન્તિપતિના અંતઃપુરમાં ધર્મજ્યોતિ પ્રગટાવી શાસનપ્રભાવના કરી અને અન્તે કેવલી થઈ, સિદ્ધ બુદ્ધ બની અજરામર શાશ્વતપદ પ્રાપ્ત કર્યું હતું. N.

[ આ અંક સમાપ્ત ]



# ગ્રંથસ્વીકાર

૧. **સુબોધવાણીપ્રકાશ** : (મૂળ સંસ્કૃત-અંગ્રેજી અને ગુજરાતી અનુવાદ સાથે) **લેખકઃ** ન્યાયવિશારદ-ન્યાયતીર્થ મુનિરાજ શ્રીન્યાયવિજયજી મ. **પ્રકાશકઃ** શ્રીહેમચંદ્રાચાર્ય જૈનસભા, પાટણ. મૂલ્ય રૂા. ૧૦-૦-૦

૨. **જૈનદર્શન** (આઠમી આવૃત્તિ) લેખક અને પ્રકાશક ઉપર મુજબ, મૂલ્ય રૂા. ૨-૦-૦

૩ **સપરિશિષ્ટ શ્રીતત્ત્વતરંગિણી ટીકાનુવાદ**—(મૂળ સંસ્કૃત અને ગુજરાતી અનુવાદ) **મૂળ તથા ટીકાકર્તા** મહોપાધ્યાય શ્રીધર્મવિજયજી ગણિવર, **અનુવાદકર્તાઃ** આચાર્ય શ્રીજંબૂસૂરીશ્વરજી મ. પ્રકાશકઃ શ્રીમુક્તાબાઈ જ્ઞાનમંદિર ડભોઈ. મૂલ્ય રૂા. ૧-૦-૦

૪. **समाज और जीवनः (हिंदी) सपादकः श्रीजमनालाल जैन, प्रकाशकः भारत जैन महामण्डल, वर्धा, मूल्य रू. १-०-०**

૫ **जीवनजौहरी अर्थात् श्रीजमनालालजी बजाज (हिंदी) लेखकः श्रीरिषभदास रांका, संपादकः श्रीजमनालाल जैन, प्रकाशकः उपर मुजब मूल्य रू. १-४-०**

૬. **નીતિમાર્ગાનુસારીના પાંત્રીશ બોલ અથવા માણસાઈ એટલે શું ?** (ગુજરાતી) લેખકઃ મુનિ રત્નચંદ્રજી. **પ્રકાશકઃ** જૈનસિદ્ધાંત સભા, ૨૫૯ લેમિંગ્ટનરોડ, શાંતિસદન, મુંબઈ.

૭. **સંદેશસુધાઃ** (ગુજરાતી) **લેખકઃ** પં. શ્રીપ્રવીણવિજયજી મ. **પ્રકાશકઃ**-જૈનસંઘ, તલેગામ—દાભાડા, (જિ. પૂના) મૂલ્ય વાંચન-મનન.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश




તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૪-૫૧ : અમદાવાદ

વર્ષ ૧૬ : અંક ૭]      [ક્રમાંક : ૧૮૭




# વિષય–દર્શન





# પ્રાચીન સંતવાણી

### સં. પં. શ્રી. અંબાલાલ પ્રે. શાહ

વિરલા કોઈ જીરવઈ, જુંવણ સામિપસાઉ;
ભર ઓહર સાયર સહઈ, કુટ્ટઈ ઇયર તલાઉ. ૨૧

⊙

પરધણ પરગુણ પરવયણ, એક દીઠાં ન સુહાઈ,
પિક્ખવિ જલહર વરસતઉ, સાયર ખીણઉ થાઈ. ૨૨

⊙

દૂરહ દેસહ આવિઆ, વડીય કરેવિણૂ આસ,
જકિખહિં ભિક્ખ ભમાડિઆ, જિમ સઉ તિમ પંચાસ. ૨૩

⊙

પય પૂરિઉં પયોહરે, ગબ્ભ ધરિઉ દસ માસ,
ચિંતા તે પરમેસરહ, હીઆ મ મૂંકિસિ આસ. ૨૪



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : ७ | ચૈત્ર સુદ ૯ : રવિવાર : ૧૫ એપ્રિલ | १८७ |



# મંગલમય મહાપર્વ

[ ભ૦ મહાવીરદેવનો જન્મદિવસ ]

**ચૈત્ર શુદિ તેરશ** એ ભગવાન મહાવીરદેવના જન્મનો મંગલકારી પવિત્ર દિવસ છે. એ દિવસ જીવનશુદ્ધિનું મહાપર્વ ગણાય. આ દિવસે ભગવાન મહાવીર દેવના જીવનનો આદર્શ સામે રાખી એમણે બતાવેલા માર્ગે કેટલાં ડગલાં ભર્યાં એનું લેખું કાઢી એ માર્ગે વણથભી કુચકદમ ભરતા જઈએ તો જ એ મહાપર્વની ઊજવણી સાર્થક બને

આખાયે જગત ઉપર દૃષ્ટિપાત કરીએ તો રાષ્ટ્ર, સમાજ અને વ્યક્તિ વચ્ચે વહેતા વિષમ પ્રવાહોથી માનવજાત કારમી ભીસમાં આવી પડી છે પ્રત્યેક માનવી સામે અનેક અવરોધો ઊભા છે આખુયે જીવન મુઝવણભર્યું અને કઠણ બનતું જાય છે આવતી કાલનો પ્રશ્ન સૌ કોઈને કોયડારૂપ બની ગયો છે જીવનશુદ્ધિ અને જીવનવિકાસનો કોઈ માર્ગ મોકળો જણાતો નથી

આવી સ્થિતિ શા કારણે ઊભી થઈ અને શાંતિ કઈ રીતે સ્થાપી શકાય એ માટે કેટલાક મહારથીઓ શોધ કરવા લાગ્યા છે અને એ દિશામાં શાંતિની જે સામગ્રી એકઠી કરી રહ્યા છે, તેને જ શાંતિનો સાચો ઉપાય માની-મનાવી રહ્યા છે. પરંતુ જે સામગ્રી યુદ્ધ કે કલહ માટેની પુરવાર થઈ ચૂકી છે એનાથી સાચી શાંતિ આવે એવી આશા કોણ રાખે! ખરું જોતાં બુદ્ધિવાદીઓની આ

માયાવી શાંતિઝંખના સમગ્ર માનવજાતને અનિવાર્ય યુદ્ધ તરફ ઘસડી રહી છે, એમ ચોક્ખું જણાઈ આવે છે.

લગભગ અઢી હજાર વર્ષ ઉપર પણ વિચારોની આવી જ વિષમતાએ માનવજાતમાં ભારે કોલાહલ થઈ રહ્યો હતો. બળિયાના બે ભાગ જેવી સ્થિતિ પ્રવર્તી રહી હતી, ચક્રવર્તી જેવો રાજા ખંડિયા રાજાને દબાવતો, ખંડિયો રાજા પોતાની પ્રજાને સતાવતો, પ્રજાવર્ગનો શેઠિયો પોતાના નોકર ઉપર દોર જમાવતો, નોકર પોતાની સ્ત્રીને ત્રાસ આપતો, સ્ત્રી પશુવર્ગ ઉપર અધિકાર જમાવતું, પશુ મોટા જંતુને કચરતું, ત્યારે મોટું જંતુ નાનાને ગળી જતું; આમ વિષમતાની પરંપરાનું પવનવેગી ચક્ર સૌ કોઈ ઉપર વીંઝાઈ રહ્યું હતું એવા સમયે સાચી શાંતિનો ઉપાય શોધનાર એક મહાપુરુષનો જન્મ થયો અને તેમણે પોતાની દીર્ઘકાલીન તપસ્યા પછી દુનિયાભરમાં અહિંસાદ્વારા સાચી શાંતિનો સંદેશ પાઠવ્યો, તે આજના અનિવાર્ય યુદ્ધના ભણકારાના ટાંકણે ઓછો ઉપયોગી નથી.

ભગવાન મહાવીરદેવે અહિંસાદ્વારા જે શાંતિનો માર્ગ બતાવ્યો છે તે કોઈ પણ ક્ષેત્રમાં કે કાળમાં વ્યાપક અને અબાધિત સિદ્ધાંત પુરવાર થયો છે.

આથી જ આવા પર્વ દિને ભગવાન મહાવીરદેવના જીવનનો આદર્શ અને એમણે બતાવેલો માર્ગ આપણા સૌ માટે એક માત્ર સરાહનીય માર્ગ છે, એમ માનવું જોઈએ.

ભગવાન મહાવીરદેવની જીવનઘટનાઓની હકીકત અને વિસ્તારભરી વાણી આજસુધી ઉપલબ્ધ છે એ વાણીને વિશદ કરનારા મહાપુરુષો એમના પગલે ચાલીને સિદ્ધિ પામ્યાના દૃષ્ટાંતો છે, અસીમ ઐશ્વર્યમાં રહેનારા દેવોએ પણ એમના જીવન અને વાણીની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી છે ત્યારે આપણા જીવનઘડતર માટે એ વાણી સદાકાળ ઉપયોગી હોય એમાં શંકાને લેશ અવકાશ નથી.

ભગવાન મહાવીરદેવના જીવનને અનેક પાસાંઓ છે, એમાં જીવનઘડતરનો સારબોધ ભર્યો પડ્યો છે, એમાંથી પ્રેરણા મેળવી શકાય એવી અનેક ઘટનાઓ પણ છે જ, આથી પ્રત્યેક માનવીએ એમના જીવનનો અને ઉદ્બોધનનો વિવેકપૂર્વક બારીકાઈથી અભ્યાસ કરવો જરૂરી છે.

અહીં તો એ મહાપુરુષના જીવનનું સારભૂત તત્ત્વ શું છે એ તરફ આપણે ધ્યાન દોરીએ તોયે આજના મુંઝવણભર્યા માર્ગનો ઉકેલ પામી શકાય એમ છે. ભગવાન મહાવીરદેવની સાધનામાંથી જે વિચાર ઉદ્ભવતો તે વર્તન અને વાણીમાં પરિણમતો હતો અને તેથી જ તેઓ અલૌકિક સિદ્ધિને વર્યા હતા. વિચાર, વર્તન અને વાણીનું આ એકરૂપ તત્ત્વ જ જીવનઘડતરનો મૂળ પાયો છે. "આ

દિશાએ જીવનનો આરંભ કરનાર સ્વયં મહાપુરુષ બની જાય છે. સાધુ પુરુષની એક વ્યાખ્યા પણ આપણને એવી જ સાંપડે છે:

**" चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता। "**

—વિચાર, વાણી અને વર્તનમાં સજ્જન પુરુષો એક રૂપ હોય છે

વસ્તુત: આપણી સામે જે સમસ્યાઓ ઊભી થઈ છે કે થાય છે તે વિચાર, વર્તન અને વાણીની વિસંવાદિતાને જ આભારી હોય છે ગમે તેવી તાર્કિક કે ઓજસ્વી વાણી વર્તન વિના ઉદ્ભવે તો તેની સામાને કશી અસર થતી નથી, એમાંથી પ્રેરણાયે મળતી નથી આથી જ મહાપુરુષોના જીવનચરિતોમાંથી વિવેકી વિચારો કેળવી, વર્તન અને વાણીમાં ઉતારીએ તો ભાગ્યે જ હતાશ થવાનો પ્રસંગ સાંપડે જીવનના કોઈ પણ ભાગની સિદ્ધિ માટે આ તત્ત્વ ઉપયોગી છે એમાં શંકા નથી ભગવાન મહાવીરદેવની કોઈ પણ ઘટના લો તોયે તેમા આ તત્ત્વ આપણને જરૂર જણાઈ આવશે અને આપણને પ્રેરણા કરશે આથી આવા મહાપર્વ દિને આપણે ભગવાનના જીવનમાંથી આટલો જ માત્ર સાર ગ્રહણ કરીશું તોયે તેમનો જન્મદિવસ ઊજવ્યાની સાર્થકતા ગણાશે, એ મહાપુરુષે બતાવેલો માર્ગ આપણને સદા ઉજ્જવલ બનાવે એટલું જ માત્ર ઇચ્છીએ.



## ભ૦ મહાવીર જન્મદિન અંગે કેટલાક સમાચાર

૧. સૌરાષ્ટ્રમ. ચૈત્ર સુદિ ૧૨ના દિવસે ભ૦ મહાવીર જન્મ દિન અંગે સરકારી રજા પાળવાનો જાહેર હુકમ બહાર પડ્યો છે તે દિનસે સૌરાષ્ટ્રમાં તમામ કોલેજો, સ્કૂલો, કચેરીઓ વગેરે બંધ રાખવામાં આવશે

૨. અખિલ ભારત રેડિયો સ્ટેશનથી ભ૦ મહાવીર જન્મદિને અડધા કલાક ઉપરાંતનો કાર્યક્રમ રાખવામાં આવશે

૩. અમદાવાદ રેડિયો સ્ટેશનથી પણ ભ૦ મહાવીરદેવના જીવનપ્રસંગો, સ્તવન, સજ્ઝાય વગેરેનો કાર્યક્રમ નક્કી કરાયો છે

૪. વડોદરા રેડિયો સ્ટેશનથી પણ પં૦ શ્રીલાલચંદ ભગવાન્ ગાંધી ભ૦ મહાવીર-દેવના જીવનપ્રસંગો વિશે બોલવાના છે.

વિદ્યાનંદવિજય



# પ્રાચીન કોટારકુ—ઉર્ફે મહુડી.

લેખક : પં. શ્રીયુત ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી

[ ગતાંકથી ચાલુ ]

## [ ૩ ]

**મહુડીની નજીક** અને પૂર્વે આવેલા ખડાત ગામની પશ્ચિમે નદીના ઊંડા વાંધાઓના ઊંચા ટેકરા ઉપર કોટારકથી ઉત્તરે સાંકળેશ્વર મહાદેવને નામે એક જૂનું, સાદું મંદિર છે, તેનું મુખ નદી તરફ દક્ષિણ દિશાએ છે. મંદિર સાદા શ્વેત કકરા પથ્થરો વડે બાંધેલું છે, શિખરનું ઈંડું પડી ગયું છે, આગળનો ઓટલો વિદ્યમાન છે પરન્તુ તેના ઉપર બાંધેલો મંડપ તૂટી ગયો હોવાથી ખુલ્લો છે દેવળ આશરે વીસથી પચીસ ફુટ લાંબુ અને બારથી ચૌદ ફૂટ પહોળું છે. તેનો મંડપ સમચોરસ દશ સાદા સ્તંભો ઉપર ઊભો કરેલો છે, તેની દક્ષિણ તરફ દીવાલમાંના બે સ્તંભોમાં જુદા જુદા ભાગો પાડી ઉપર અષ્ટકોણ કરી લટકતી સાંકળો અને ઘંટો બતાવ્યા છે, આ બન્ને પ્રાચીન સ્તંભો કોઈ પ્રાચીન દેવળમાંથી છૂટા પડેલા છે, જે કોઇ વિશાળ દેવળના હશે.

આ દેવળના ગર્ભગૃહનું બારસાખ ત્રણ શાખાનું છે. હાલમાં અન્યત્ર જોવામાં આવતી બારસાખોની રચનાથી આ બારસાખની રચના જુદી પડે છે, આ બારસાખનો ઉંબરો અને બે બાજુની સાખો પ્રાચીન છે, ઉપલો પથ્થર નવો ગોઠવેલો છે. દ્વારના ઉંબરાની નીચે પાદોપવેશન શિલા અર્ધ કમલાકાર અને બે શંખો યુક્ત છે. દ્વારની શાખાઓની રચના ચપટ છે, એમાં કિનાર, ઉપાડી ભાગ પાડ્યા છે, અને પત્રપંક્તિ આલેખેલી છે. તેમાં ચતુર્ભુજ ઈંદ્ર અને ઇંદ્રાણી આલેખવામા આવ્યા છે, જમણી તરફની ઇંદ્રાણીની પાછળ બે દેવો છે અને ડાબી તરફના ઇંદ્રની પાછળ બે પરિચારિકાઓ છે

દેવળનો ગર્ભાગાર સમચોરસ છે, તેની પૂર્વ દીવાલમાં એક ગવાક્ષ છે. તે બે હાથ ઊંચો અને દોઢ હાથ પહોળો છે, તેમાં ચતુર્ભુજ દેવ અને દેવીની મૂર્તિઓ છે. દેવ જમણી બાજુએ છે અને દેવી ડાબી બાજુએ છે. દેવની મુખાકૃતિને દાઢી આલેખેલી છે. માથે ઊભો મુકુટ છે. તેના જમણા ઉપલા અને નીચલા હાથમા ત્રિશૂલ અને નરમુંડ છે, અને ડાબા હાથો તૂટેલા છે. તેવી જ રીતે દેવીના જમણા હાથો તૂટેલા છે અને ડાબા હાથોમાં કમળ છે.

દેવળના મંડપમાં પૂર્વ તરફની દીવાલમા મોટો ગોખલો છે, તેમાં ઉપર વર્ણવવામાં આવી એવી ખંડિત મૂર્તિ છે, તેની ઉંચાઈ ફુટ—૩, અને પહોળાઈ ફુટ—૨ છે. વાહન વૃષભ અને દેવીનું વાહન મોર છે. બન્નેના હાથો ચાર ચાર છે, દેવના ડાબા હાથમાં છોકરો છે

અને જમણા હાથમાં ગદા છે. જમણો હાથ નીચે વળેલો છે અને તૂટેલા હાથમાં ત્રિશૂલ છે. તેમજ ડાબા ઉપલા હાથમાં સર્પ છે. દેવીના જમણા ઉપલા હાથમાં મશાલ છે અને નીચેનો હાથ તૂટી ગયેલો છે.

**મૂર્તિ–૧.** દેવળની પશ્ચિમ દીવાલે આવેલા મંડપના ગોખલામાં ત્રણ મૂર્તિઓ આસરે મધ્યમાંથી જ ભાંગેલી છે, જે ગોઠવેલી પડી છે. તેમા એક બે ફુટ ઊંચી અને અગિયાર તસુ પહોળી છે, જે ઈન્દ્રાણીની છે. ડાબા ખભાથી આખો હાથ તૂટી ગયેલો છે પણ તેના હાથમાં ચામરો છે તેણે ગળાથી પગ સુધી પુષ્પમાળ પહેરેલી છે.

**મૂર્તિ નં. ૨.** દેવ:મૂર્તિ, પેટ મોટું, હાથીના જેવું મોં, હાથ ચાર, વાહન નથી. જમણા બન્ને હાથ પોંચામાંથી તૂટેલા, ગળેથી ખંડિત, કાન હાથી જેવા, માથે ઊભા ઘાટનો મુકુટ અને ડાબી તરફના ઉપલા હાથમાં સર્પ છે.

**મૂર્તિ નં. ૩.** દેવી, વાહન સિંહ, ડાબા નીચેના હાથમાં માળા, ડાબા ઉપલા હાથમાં ચક્ર, જમણા ઉપલા હાથમાં ત્રિશૂલ તૂટેલું, નીચેના જમણા હાથની આકૃતિ પારખી શકાતી નથી. કાનમાં કુંડળો, મુટ આભૂષણ યુક્ત; માથાનો ચોટલો, તેમાં પાડેલો સેંથો, તેને અડીને લલાટની ઉપલી ધારે બાંધેલી મોતીની સેર વગેરે. કલાકારે આ મૂર્તિ અને અન્ય મૂર્તિઓમાં આભૂષણોનો સુંદર દેખાવ આપવા પ્રયત્ન કરેલો છે. કપાળમાં તિલક છે, આ મૂર્તિનો છાતીનો ભાગ તૂટી ગયો છે.

**મૂર્તિ નં. ૪.** દેવળની પછીતમાં બહાર એટલે ઉત્તર દીવાલમાં એક ગોખલો છે. તેમાં એક શકરવાહન દેવની મૂર્તિ છે. તેની સાથે દેવી નથી, શસ્ત્ર વગેરેની નોંધ થઈ શકી નથી

દેવળના ગર્ભગૃહમાં શિવલિંગ અને પાર્વતીની મૂર્તિનો ગોખ છે. તે સામે એક મોટો નંદિ–પોઠીઓ અને બે નાના પોઠીઆઓ છે. તે સિવાય પાંચ ૭ પથ્થરનાં ઘડેલાં માથાંઓ અણઘડ શિલ્પીના ઘડેલાં છે. તેને ઘણું કરીને લોકો બળીઆને નામે ઓળખતા હશે, તે મંડપમાં છૂટાં જ હારબંધ પડ્યાં છે, દેવળની ઉપરનો શિખરનો ભગ્નાવશેષ આમલસાર બહાર ભગ્ન સ્થિતિમાં પડ્યો છે. આ દેવળે આવવા માટે ગામથી પૂર્વદિશાએ ચાલી એક ઊંડા વાંઘામાં ઊતરી ટેકરો ચઢીને અવાય છે અને અહીથી દક્ષિણ બાજુ અર્ધ ઢાળ ઊતરી કોટારક આવી શકાય છે.

કોટારકજીના દેવળના વંડાના અંદરની બાજુના ગોખલામાં હાલમાં જ એક મૂર્તિ જડી છે, તેને વિષ્ણુભગવાન્ માનીને વસ્ત્રાભૂષણો પહેરાવવામાં આવેલાં છે. તે મૂર્તિ ચતુર્ભુજ છે, શ્યામ કસોટીના પથ્થરની બનેલી છે અને તેની નીચે **कस (केस)** એવા બે સ્પષ્ટ અક્ષરો ઉપરાંત બીજા પણ અક્ષરો છે, જે પૂરા વાંચી શકાયા નથી. આ મૂર્તિ આસરે દોઢ ફુટ ઊંચી અને અડધો ફુટ પહોળા પથ્થરમાંથી કોતરેલી છે. આ મૂર્તિમાં મુખ્ય મૂર્તિની બન્ને બાજુ પગ પાસે આસરે બબ્બે ઇંચ ઊંચી મૂર્તિઓનાં બે યુગલો છે. મૂર્તિ દેવળના ઉત્તરંગની જ છે અને તે ઇંદ્રની છે પથ્થરની જાત ઘણું કરીને કસોટીની છે. આવી મૂર્તિઓ આ જગ્યાએ ચાર પાંચ જોવામા આવે છે, જેની નોંધ થઈ ગઈ છે.

કોટારકજીના ગર્ભગૃહની બારસાખોનો ઉપલો પથ્થર નવો ગોઠવેલો છે, બાકીનું પ્રાચીન

છે. મૂળ દેવળ પથ્થરથી સાદું બાંધેલું હતું. તેના ઉપર ઇંટોથી ચણીને દેવળ બનાવ્યું છે. અસલના બે થરો કાયમ રહ્યા છે.

અહીંથી પશ્ચિમ બાજુ ઝાંપા બહાર ઢાળમાં ઊતરી સામે ટેકરે જતાં વરખડીના ઝાડ તળે એક મૂર્તિ ઘસાઈ ગયેલી પડી છે, જે ઝાડને આધારે ગોઠવેલી છે. તે સાંકળેશ્વરના મંડપની પૂર્વ દીવાલના ગોખલાની મૂર્તિ જેવી જ છે, તેથી ફરી વર્ણન કર્યું નથી.

અહીંથી ટેકરો ઊતરી મહુડી ગામ તરફ ચાલતાં માર્ગમાં જમણી બાજુએ એક પીપળાનું ઝાડ આવે છે. તેના થડ પાસે સાંકળેશ્વરમા સૂચવ્યા મુજબની બે મૂર્તિઓ પડી છે. તેમાં મૂર્તિ નં. ૧ માં એક પુરુષ અને બે સ્ત્રીઓ છે ત્યારે બીજી ઉપર સૂચવ્યા મુજબ છે.

**મૂર્તિ ખંડ નં. ૧.** શ્વેતવર્ણી આરસ પથ્થરમાં કોતરેલો ટુકડો જૈન તીર્થંકરોની પરિકર યુક્ત મૂતિનો છે, તેમાં આ પ્રમાણે આકૃતિઓ છેઃ—

**છત્ર નં. ૨.** તેની નીચે આસોપાલવના ઝાડનું નિશાન બતાવવા બે બાજુએ બે પાંદડાંની આકૃતિઓ, છત્ર ઉપર તીર્થંકરના સ્વરમા સ્વર પૂરનાર સરણાઈ વગાડનાર બેઠેલો છે. તેની જમણી બાજુએ એક હાથી તેની, બાજુએ સ્વર્ગમાંથી આવતી દેવાંગનાઓ અને તેની નીચે પુષ્પહાર લઈ ચઢાવવા આવતી સ્ત્રીઓ અને પુરુષોની પંક્તિ છે, જ્યારે ડાબી બાજુનો ભાગ તૂટી ગયેલો છે. આનું ઘડતર વિક્રમની ચૌદમી સદીનું મને લાગે છે. આ સ્થાનની નજીકમાં એક ટેકરો છે, તેને લોકો ભંગીઆવાડો કહે છે, ત્યાં તેમનું દેવસ્થાન હાલ છે પણ દેવળ નથી.

મહુડીથી વાધપર જતાં સંભાને વાધે ઊતરતાં કેટલેક દૂર નદીમાં જોતાં દેવાલયનો ભગ્નાવશેષ ટુકડો નદીના બળવાન પ્રવાહમાં તણાઈ આવેલો તો આજે પણ મેં જોયો કે જેમાં કોરણી કરેલી હતી. કહેવાનો સારાંશ એ છે કે નદીએ કરેલો નાશ અવિસ્મરણીય છે. કોણ કહી શકે તેમ છે કે તેણે પોતાના ઉદરમાં શું શું દાબી રાખ્યું છે અને શું કયાં તાણીને ફેંકી દીધું છે !

આ સિવાય ખડ્ગાસને ઊભેલી શ્રી. અજિતનાથ ભગવાનની મૂર્તિ જે ખંડિત છે, અને કોટારકના વાંધાથી બે ત્રણ વાંધા ઊતરીને આસરે ગાઉ દોઢ ગાઉ દૂર પડેલી છે. હુ ધારું છું કે તે **ખડાત ગામથી** નજીકમાં હશે, પરન્તુ તેને હુ જોઈ શક્યો નથી. એ પ્રમાણે આ નદીના ઊંડા વાંધાઓમાં અને જુદા જુદા ટેકરાઓ ઉપર સંશોધકોને અનેક અવશેષો પ્રાપ્ત થઈ શકે તેવું છે. આ ઉપરથી પ્રાચીન કાળે તે કેટલુ મનોહર અને વિશાળ હશે અને જૈનોનાં કેટલાં દેવળો હશે તેની કલ્પના થઈ શકશે

અગાઉ ખડાયતા જ્ઞાતિ વિષે વિચારણા કરતાં જે વિચારો માત્ર અનુમાનના આધારે કર્યા હતા તે વિચારો આજે ધ્વંસાવશેષોના વર્ણન ઉપરથી નિશ્ચિત સ્વરૂપ લઈ રહ્યા છે. તે વિચારો અને નૂતન વિચારો પણ અહીં રજૂ કરું છું.

**खडात** કે **खडायता** શબ્દની વ્યાખ્યા બે રીતે થાય છે.

**खड्+मात=आयतनः** અર્થ—૭ દેવાલય,

**षट्+आयतनः** અર્થ—ષટ્કાય જીવોની અહિંસા પાળનાર કોટિકગણના ભટ્ટારક.

**सर्+मात=आयतनः** અર્થ **सरित्** નદીને કાંઠે બાંધેલાં દેવળોને સ્થાને વસેલું ગામ.

પ્રાચીન કાળે અહીં જૈન ધર્મગુરુઓ અને તેમના ઉપાસક ખડાયતા વણિકોની વિશાળ

વસતી હતી અને પ્રાચીન કાળે જ તેઓએ ૭ દેવળો અહી બંધાવેલાં, જેના હાલ અવશેષો વિદ્યમાન છે. ખડાયતા નામ પડવાનું કારણ પણ આ જ છે.

તા૦ ક૦—મહુડીના મારા નિરીક્ષણ સમયે અહીંથી ખોદતાં પ્રાપ્ત થયેલી મૂર્તિઓ વિષે ત્યાંના પૂજકે જણાવ્યુ હતુ કે અહીથી નીકળેલી બીજી મૂર્તિઓ વિજાપુર સરકાર લઈ ગયેલ છે, એટલે તે વિષે જાણવાનુ મારે માટે અશકય હતુ. પરન્તુ–'ભારતીય વિદ્યા'ના વર્ષ ૧ ના અંક બીજામાં તેના પ્રસિદ્ધ થયેલા ફોટાઓ જોયા અને તે સાથે અપાયેલાં વર્ણનો વાંચ્યાં; એ વર્ણનો જુદા જુદા બે ત્રણ માણસોએ લખેલાં હતા પરન્તુ તેનાં ચિત્ર જોતાં તે વર્ણનો મને પ્રતીતિજન્ય થયા નહી, તેથી ચિત્રના આધારે તેની વિગતો રજુ કરુ છુ. આ મૂર્તિઓની લંબાઈ પહોળાઈ કે ઉંચાઈના માપની કલ્પના ચિત્ર ઉપરથી થતી નથી એટલે તે લખી શકતો નથી. અન્ય લેખકોનાં લખાણમા પણ તે જોવામા આવતી નથી, વર્ણન આ પ્રમાણે છે:

**ચિત્ર ૮**—આ મૂર્તિ ચતુષ્પાદ પટ્ટ ઉપર અવસ્થિત હોવા છતા સમવસરણના ત્રણ વિભાગો દેખાય છે, જેના બીજા વિભાગમાં એક બાજુ સિંહાકૃતિ સ્પષ્ટ છે. પ્રથમ લાઈનમાં ઊભી નવ આકૃતિઓ દેખાય છે તે બધી ધ્યાનસ્થ હોય તેવી હોવાથી ભગવાન મહાવીરના નવ ગણધરોની સૂચક છે અને તેથી આ મૂર્તિ ભગવાન્ મહાવીરની છે. કારણ કે તેમના ગણધરો ૧૧ હતા પણ ગણ નવ હતા. મૂર્તિના મસ્તકની જમણી રચના શિલ્પીએ અસલ સ્વરૂપે આપી છે. પાછળ ભામંડળ દર્શાવ્યુ છે. મૂર્તિની જમણી અને ડાબી બાજુએ મૂર્તિના વિધાયક પતિ, પત્ની કે રાજા, રાણી સંભવે છે અને તે પ્રભુ પ્રત્યેની ભક્તિ જ સૂચવે છે, ખોળામાં બાળક જોઈને અંબિકા કહી શકાય નહીં, અંબિકા તો ભગવાન નેમનાથ હોય ત્યાં જ હોય, તે સિવાય નહીં. ચિત્રમાં દેખાતી બન્ને આકૃતિઓના વિષયમાં સ્પષ્ટ કરવામાં તેના ચિહ્નો બરાબર સ્પષ્ટ નહી દેખાતા હોવાથી પરિપૂર્ણ રીતે કહી શકતો નથી છતા તે બન્ને કોણ છે એ વાતમાં કશો સંદેહ જ નથી

**ચિત્ર-૯** આ ચાર ટેકા ઉપર અવસ્થિત સ્પષ્ટ રીતે ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથની સપ્તફણાયુક્ત સર્પાસન ઉપર પદ્માસને વિરાજિત મૂર્તિ છે. આ મૂર્તિને બારીકાઈથી જોતાં બીજી લાઇન વ્યાઘ્ર અને સિંહની છે અને મધ્યમાં વિશાળ વટવૃક્ષનો દેખાવ છે, જ્યારે સર્પાસન ઉપર કમળચક્ર દેખાય છે, જેમા ભગવાન્ બેઠેલા છે સર્પફેણના વાંકા ચૂકા ઘાટો વડે બાજુ પરની મૂર્તિઓને આધાર આપવામા આવ્યો છે અને ભગવાન ધ્યાનસ્થ છે. આસનની નીચે અર્ધ સર્પાકાર મૂર્તિઓ ધરણેંદ્ર-પદ્માવતીની છે પરંતુ ઉપરની મૂર્તિઓ તો મનુષ્યાકૃતિઓ જ છે અને તે ઉપાસક-ઉપાસિકાઓ જ છે શાસ્ત્રી શ્રી હીરાનંદજીનુ કહેવુ છે કે તેના જમણા હાથમાં બીજોરૂં છે, ત્યારે શ્રી. સારાભાઈ પોથીનુ પાનુ હોવ.નું કહે છે પણ દેખાતી આકૃતિ તે બાબતમા સંમતિ કે વિમતિ આપવાની ના કહે છે. બન્નેમાથી ગમે તે હોય તો પણ તેને બુદ્ધમૂર્તિ કહેવા માટેનો તો આધાર જ નથી. આવી તો સહસ્રાવધિ ભૂલો જૈનેતર અને અનેક વિદેશીઓ વગર સમજ્યે કરે જ જાય છે. ચિહ્નોની ખાત્રી માટે જુઓ નીચેની કવિતા:—

"ક્રોડવદન શૂકરારૂઢો શ્યામ રૂપે ચાર,
હાથ બીજોરૂ કમલ છે દક્ષિણ કર સાર;

જક્ષ ગરૂડ વામપાણીએ કુલાક્ષ વખાણે,
નિર્વાણીની વાત તો કવિ વીર તે જાણે."—(શાંતિજિન સ્તુતિ)

ખરી હકીકત તો એ છે કે, આજુબાજુની આકૃતિઓ ઉપરથી મૂળ વ્યક્તિ બુદ્ધ ઠરાવવાનો પ્રયત્ન એ તો તદ્દન ખોટો છે. ખરી રીતે તો જૈન અને બૌદ્ધ મૂર્તિનો સાચો ભેદ ઉપવીત–જનોઈ વડે જ ચોક્કસ થાય છે, તે તો આ ચારમાંથી એકેને પણ નથી. એટલે બૌદ્ધ કહેવી તદ્દન અયોગ્ય છે, ચિહ્નો ઉપરથી બૌદ્ધ ઠરાવાતી હોય તો ભગવાન શાંતિનાથનો મુખ્ય સેવક યક્ષ પણ બીજોરાવાળો છે અને તેનું વાહન શૂકર છે, હાથ ચાર હોય છે.

આ નોંધ આપવાની જરૂર માત્ર એટલી જ છે કે બીજોરાનુ નિશાન જૈનોમાં નથી એવું માનનારને એની ખરી વસ્તુ સમજાય એ માટે જ છે.

**ચિત્ર—૬** આ મૂર્તિના ચિત્ર ઉપરથી તે ખંડિત થયેલી જણાય છે. મૂર્તિના ખભા ઉપરની જટાકૃતિઓ તે ઋષભદેવની હોવાની ખાત્રી આપે છે, મૂર્તિની નીચેનો ડાબી બાજુનો ભાગ માત્ર ડાઘરૂપે દેખાય છે પણ તેની કોર ઉપર દેખાતી આકૃતિથી જણાય છે કે, ત્યાં કંઈક ખાસ ચિત્ર હોવું જોઈએ. ડાબી બાજુ દેવ કે મનુષ્યની મૂર્તિ સ્પષ્ટ છે. તેના ડાબા ખભા પાછળ હાથ ઊંચો હોય તેવી રેખાઓ દેખાય છે પણ મુખાકૃતિ તેવી નથી એટલે દેવ નહિ પણ મૂર્તિ કરાવનારની તે મૂર્તિ છે. તેના ડાબા ઢીંચણ પાસે બે સૂતેલી આકૃતિઓ દેખાય છે. તેમાંનો એક પુરુષ અને બીજી સ્ત્રી જ છે. સ્ત્રીના બન્ને હાથો માથા તરફ વળેલા છે અને જમણો પગ સીધો લાંબો કરી તેના ઉપર ડાબો પગ મૂકેલો છે. તેની પાસેનો પુરુષ પ્રસારિત સીધી ભુજાઓવાળો છે. આ ચિત્રનો ભાવ મારી સમજ પ્રમાણે મૂર્તિવિધાયકના માતાપિતાઓ જૈનશાસ્ત્રમાં બતાવેલા પંડિતમરણની વિધિ મુજબ ઋષભદેવનું ધ્યાન કરતાં મૃત્યુ પામ્યા હોય તેનું ચિત્ર આલેખેલુ સંભવે છે. આ મૂર્તિ ખંડિત થવાથી તેનો લેખ કદાચ ખંડિત થયો હોય પરન્તુ બાકીની ત્રણ મૂર્તિના લેખો તો અવશ્ય હોવા જ જોઈએ પરન્તુ પ્રસિદ્ધિમાં માત્ર એક જ લેખ જોવામાં આવે છે. એ સર્વ મૂર્તિઓના લેખોની તપાસ ઘણી જરૂરી છે, જે પ્રત્યે વિદ્વાનો ધ્યાન આપશે.

કોટારકના મહંત મહાશયના કહેવા ઉપરથી જણાય છે કે આ મૂર્તિઓ ૬ થી ૧૨ તસુથી વધારે મોટી નથી પણ અહીં જે મૂર્તિ મહંત પૂજે છે, તે તો એના પરિકર ઉપર સાથે ત્રણ–સાડા ત્રણ ફુટ ઊંચી છે.

અહીંના નિરીક્ષણ સમયે અહીંના મહંત હાજર છે. તેઓએ અહીંના અવશેષો દેખાડતાં આ પ્રમાણે વિચારો જણાવ્યા:—

"આ દેવળ અને તેની બારસાખો, મૂર્તિઓ ઓનરગો ખરી રીતે એ પ્રાચીન જૈન દેવળોના જ છે. પાછળથી વૈષ્ણવો આવ્યા તેઓએ તે ખાલી પડેલા મંદિરોને પોતાનાં કર્યાં.'

આ મહંતશ્રી જેઓને પ્રથમ વખત જ જોઉં છું, તેમની બોલવાની છટા, બાહ્ય આકાર અને સ્વરૂપ એ બધી વસ્તુ વિચારતાં મને લાગ્યું કે જરૂર તેઓ જૈન શ્રમણપરંપરામાંથી ઊતરી આવેલા હોવા જોઈએ. તેઓ જણાવે છે કે, 'અમારા પૂર્વજો સાતમા આઠમા વર્ષથી અહીં વસેલા છે. પૂર્વે અહીંની ઉત્પન્ન ગાંગીરા દસ હજાર રૂપિયાની હતી.' [સમાપ્ત]

# "ગૂજરાતનો નાથ" રૂપેરી પડદે

## અને

# મહામંત્રી ઉદયન

[ ક્રમાંક ૧૮૫ થી સંપૂર્ણ ]

લેખક · જયભિખ્ખુ

**શ્રી. કનૈયાલાલ મુનશીકૃત પાટણની 'પ્રભુતા, ગુજરાતનો નાથ, ને રાજાધિરાજ' વિષે જૈનોને ઘણું કહેવાનું છે, ને ઘણું કહેવાયું છે પણ તાજેતરમાં 'ગુજરાતનો નાથ' પરથી ફિલ્મ ઊતરતી હોવાથી એ નવલકથાનાં પાત્રો — ખાસ કરીને મહામંત્રી ઉદયનના — ચિત્રણ અને પ્રસંગોની ભાઈશ્રી જયભિખ્ખુ પાસે લખાવવામાં આવેલી આ થોડીક ઐતિહાસિક વિવેચના જનતાને સત્યાસત્યની પરીક્ષા કરવામાં મદદરૂપ થશે એવી આશા છે.—તંત્રી.**

વાચકોને યાદ હશે જ, કે શ્રી જૈન સત્ય પ્રકાશના ફેબ્રુઆરી મહિનાના અંકમાં "મહામંત્રી ઉદયન અને 'ગુજરાતનો નાથ' રૂપેરી પડદે" નામક લેખના પ્રથમ હપ્તામાં માનનીય શ્રી. મુનશીજીએ કેવી રીતે એલેકઝાંડર ડુમાના અનુકરણમાં 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' ને 'રાજાધિરાજ' લખ્યાં. ને એમાં ઇતિહાસ રજૂ કરવાને બદલે ઐતિહાસિક વ્યક્તિઓનાં નામનો મેળ બેસાડીને પોતાની નવલોની રચના કરી કેટલાક સમયની લોકરુચિ સામાજિક હોય છે, જ્યારે ઘણીવાર લોકરુચિ ઇતિહાસ તરફ વધુ હોય છે. અને કલાકારને પોતાની રચનામાં ઘણીવાર લોકરુચિને અનુસરવુ પડે છે. આ નવલ–ત્રય એવી રીતે રચાઈ છે. પણ બીજી રીતે સામાન્ય જનતામાં એવો ભાસ થયો છે કે આ ઇતિહાસ જ છે અને કમનસીબી એ બની કે એની પ્રસ્તાવના લખનાર મશહૂર સાક્ષરવર્ય શ્રી નરસિંહરાવ ભો. દીવેટિયા જેવાએ પણ ('ગુજરાતનો નાથ'ના ઉપોદ્‌ઘાતમાં) પ્રમાણપત્ર આપ્યું કે 'ઐતિહાસિક પ્રસંગો મુખ્ય ભાગે સાચા લીધા છે.'

આ પ્રમાણપત્રની સામે એક વાનગીરૂપ ગતાંકમાં 'ખતીબ પર ખંભાતમાં થયેલો જુલમ' વાળા પ્રસંગની સત્યાસત્યતા વિષે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીના 'ગુજરાતના મધ્યકાલીન રજપૂત ઇતિહાસ'માંથી એક પ્રકરણ રજૂ કર્યું હતુ, જેમા અદલ ઇન્સાફના રસિયા ગૂર્જરેશ્વર જયસિંહને માર્ગમાં કેવી રીતે ખતીબ મળે છે, ને પોતે જનાનખાનામાં રહેશે તેવું બહાનું કાઢી કેવી રીતે ખંભાત ઊપડે છે, ને ત્યાં જઈ વિક્રમી આદર્શવાળો એ રાજવી કઈ રીતે ખૂબ ઝીણવટભરી તપાસ કરે છે ને પછી પોતાના પાટનગરના ઇન્સાફના પવિત્ર સિંહાસનેથી પોકાર કરે છે કે 'મારા રાજ્યમાં સર્વ લોકો સુખશાન્તિનો સમાન રીતે ઉપભોગ કરી શકે એવી પ્રજાપાલનની સુવ્યવસ્થા રાખવી એ મારું કર્તવ્ય છે,' એમ કહી—એ તોફાનની જવાબદારી જેને શિર હતી તે બ્રાહ્મણો અને અગ્નિપૂજકોમાંના દરેક સમુદાયના બબ્બે મુખ્ય નેતાઓનો યોગ્ય દંડ કરે છે.

ભારતના ઇતિહાસમાં અને ધાર્મિક સહિષ્ણુતાના બનાવોમાં સોનેરી અક્ષરોએ નોંધવા લાયક આ કિસ્સાની માનનીય શ્રી મુનશીજી જેવા સિદ્ધહસ્ત નવલનવેશના હાથે કેવી દુર્દશા થઈ ને આ પ્રસંગ કેવી રીતે રજૂ થયો તે 'ગુજરાતના નાથના કેટલાંક પ્રકરણો' જોતાં ખાતરી થશે. આ પ્રસંગમાં તેઓએ સિદ્ધરાજને સ્થાને બ્રાહ્મણયોદ્ધા કાકને મૂકીને 'કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી' જેવો ઘાટ કર્યો છે. તેમજ જેનો દોષ બ્રાહ્મણ તથા અગ્નિપૂજકો માથે સિદ્ધ થયો, એ દોષ મહામંત્રી ઉદયનની સરનશીની નીચે આવેલા ખંભાતના શ્રાવકો માથે મઢી દીધો છે.

'ખંભાતને રસ્તે' વાળા પ્રકરણમાં શ્રી મુનશીજી કહે છે:

'એવામાં પાટણના રાજકર્તાઓમાં એક નવો મુત્સદ્દી દાખલ થયો તે ઉદો મહેતો... જ્યારે તે મંત્રીપદ પામ્યો ત્યારે તેને પાટણની સત્તા હાથ કરવાની ઘણી હોંશ હતી. પણ મુંજાલના વ્યકિતત્વ આગળ તેની હોંશ નકામી ગઈ. તેણે કર્ણાવતી અને ખંભાત બેય માગી લીધાં અને મીનલદેવીએ તે તેને આપ્યા.

'ઉદાની મહત્ત્વાકાંક્ષા અપાર હતી. બધા મંત્રીઓને ઝાંખા કરવા તે ધર્મધુરંધર બની રહ્યો. કર્ણાવતી અને ખંભાત જેવાં બંદરોમાં ધસડાઈ આવતી અઢળક દોલત તેણે જૈન મતના ઉદ્ધાર માટે ખરચવા માંડી. દેશદેશના જૈન સાધુઓ, જૈન વિદ્વાનો ઉદા મહેતાના દરબારમાં આંટાફેરા મારવા લાગ્યા. અને ભૂખડીબારસ ધર્મીઓ ન્યાલ થવા લાગ્યા. ઉદાએ ધીમેધીમે માથું ઊંચકવા પ્રયત્ન કર્યો એટલે મુંજાલે તેની પાસેથી કર્ણાવતી લઈ લીધું. ઘવાયેલો મંત્રી ખંભાતમાં જઈ રહ્યો.

'ખંભાત ગુજરાતનું મુખ્ય બંદર હતું. અને ગુર્જર ધનાઢ્યો દરિયાઈ વેપાર ઘણો જ કરતા હોવાથી એ શહેર નીચે બધાની મૂડી હતી. આથી ઉદાની દોલત અને સત્તા અનુપમ થઈ પડી. ખંભાતમાં પૈસો હતો અને તેમાં તે જૈનધર્મનું અને ઉદાની સત્તાનું મથક બન્યું.'

[ આ પ્રકરણના અંતે એવું આવે છે કે સિદ્ધરાજનો મોકલ્યો કાક ખંભાતમાં ઉદા મહેતાની સત્તા તોડવા જઈ રહ્યો છે. હવે આવે છે પ્રકરણ તેરમુ; શીર્ષક છે 'ખતીબ.' એ પ્રકરણનો જરૂરી ભાગ નીચે પ્રમાણે છે;]

'મહા સુદ બારસની સવારે કાક છેક ખંભાતની પાસે આવી પહોંચ્યો...તેણે વિસામો લેવાનો નિશ્ચય કર્યો...એક ઘટાદાર વૃક્ષ નીચે દેવતા પાડી રાંધવા બેઠો. રાંધતાં રાંધતાં એણે ઉદા મહેતાનો વિચાર કરવા માંડ્યો. એકદમ ઉપરની ઘટા હાલી.. ઉપર જોયું તો ઝાડની ઘટામાં વાંદરા જેવું લાગ્યુ. ઝાડમાં ભરાઈ રહેનાર નહોતો વાંદરો અને નહોતો માણસ... કાકે તેને હેઠે ઊતરવા હાથના ચાળાથી સૂચવ્યું. .પેલો આદમી ધ્રૂજ્યા કરતો હતો...પણ તે કંઈ બોલ્યો નહિ તેમ ઊતર્યો નહિ

'કાકનો મિજાજ ગયો. બાણ સાંધવા માંડ્યું...પેલા માણસે ન સમજાય તેવો દયામણો અવાજ કર્યો, અને તે હેઠળ ઊતરવા માંડ્યો.

'તું છે કોણ?'

'મુસલમીન!' પેલાએ ભોંય સાથે દાઢી ઘસતાં કહ્યું.

'અહીં ક્યાંથી આવ્યો?'

પેલાએ ખંભાત તરફ આંગળી કરી.

'આ ઝાડ પર ક્યાંથી આવ્યો?'

'થોડાક ગુજરાતી શબ્દો, થોડા ન સમજાય એવા શબ્દો, અને હાથના ચાળાથી સમજાવ્યું કે તેના **ઘરબારનો નાશ કરવામાં આવ્યો છે; અને બૈરી છોકરાંને મારી નાખવામાં આવ્યાં છે.**

'કોણે?'

'ઈસબરાક,' કહી શ્રાવકો જ્યાં ચદન ઘસતા હતા, ત્યાં પેલાએ આંગળી કરી

'શ્રાવકોએ? શા સારુ?'

'યવન,' પેલાએ ટૂંકામાં જવાબ આપ્યો. કાક સમજ્યો.

'તારું નામ શું?'

'ખતીબ.'

'તેં કોઈને ફરિયાદ કરી?'

ખતીબે ડોકું ધુણાવ્યું અને આકાશ તરફ આંગળી કરી; 'અલ્લાહ!'

'ઉદામંત્રી પંસે ફરિયાદ કરવી હતી ને?' કાકે પૂછ્યું.

'ઇસબરાક.'

× × ×

આ પછી કાક ખતીબને લઈને ખંભાતમાં આવે છે, ત્યાં 'મિથ્યાદષ્ટિ' કહી ખતીબને મારવા શ્રાવકો એકત્ર થઈ જાય છે, એક તરફ ને એકલા કાકનું ને બીજી તરફ હજારો પ્રજાજનો ને સિપાઈઓનું જુદ્ધ જામે છે. ને ત્યાં આ સમશેરબહાદુર કાક મહાશયે માત્ર લાકડાની પટાબાજીથી તલવાર–ભાલાવાળાઓ સામે જુદ્ધ કર્યું. અને વાત આગળ ચાલે છે.

આ ખંભાતમાં જ બ્રાહ્મણ યોદ્ધા કાકને દામુ મહેતાના ભત્રીજા ચાગા સાથે મેળાપ થાય છે ને પારકા છોકરાને જતિ કરી ધર્મધુરંધર બનનાર ઉદા મહેતાનું ખટપટી જીવન અહીં નિરૂપાય છે.

અસ્તુ. અહીં કંઈ બધા પ્રસંગો રજુ કરી એની છાનબીન કરવાની નથી. ચોખાની તપેલીમાંથી એક ચોખો ચાંપી જોતાં જેમ ચઢ્યા ન ચઢ્યાની ખાતરી કરી શકાય છે, તેમ આ પ્રસંગ રજૂ કરી, એ જ કથયિતવ્ય છે, કે આ પ્રસંગો કપોલકલ્પિત છે ને જે મુસલમાન ખતીબનાં **ઘરબાર બાળી નાખવાનું ને બૈરાં-છોકરાં મારી નાખવાનું ભયંકર તહોમત જૈનો માથે મઢીને** આલમમાં તેઓને એક ખૂની તરીકે રજૂ કરવામાં આવ્યા છે, તે સામે માનનીય શ્રી. મુનશીજી પાસે ઇન્સાફ માગવાનો છે! કાકનું જે વખતે સ્થાન નથી, તે વખતે તેને રજૂ કરી, યશમાત્રનો પોટલો એને માથે બધાવી શ્રી. મુનશીજીએ બ્રાહ્મણવર્ગની કઈ સેવા કરવા ધારી હોય તો નિરર્થક છે 'આલાની ટોપી માલાને માથે મૂકવા'થી બ્રાહ્મણ સંસ્કૃતિની સેવા કદી થઈ શકશે નહિ એ તો **काकः काकः पिकः पिकः** ।

વિશેષમાં એ ખાસ નોંધવાલાયક બીના છે કે: શ્રી મુનશીજીએ પોતે આ ખતીબવાળા પ્રકરણને અહીં ઇતિહાસનું રૂપ આપવા પ્રયત્ન સેવ્યો છે, તેઓશ્રી ફૂટનોટમાં–"**જામી ઉલ હિકાયત. સર હ ઈલીઅટના ઇતિહાસમાં આપેલા તરજુમા પરથી**'- એમ લખીને એક ભારે ભ્રમણા વાચકોના મગજમાં પેદા કરે છે ને કોઈ મુસલમાન લેખકના ઇતિહાસના આધારે જ આ લખાયું છે એવો આભાસ ઉપજાવવાનો યત્ન કર્યો છે.

આપણે એ મૂળ કિતાબ વિષે જ તપાસ કરીએ, એટલે શાખા કરતાં મૂળ હાથમાં આવી જાય અને એમ કરતાં 'જામી–ઉલ–હિકાયત'મા વસ્તુ જ ભિન્ન જોવા મળે છે ને શ્રી. મુનશીજીએ અબાની પેલી ઉકિત જેમ 'કહ્યુ કશું ને કથ્યુ કશુ–આંખનું કાજળ ગાલે ઘસ્યું' જેવું કર્યું દેખાય છે. એ ગ્રંથમાં તદ્દન જુદી જ વાત છે એમાં હાક નથી, ઉદયન નથી, નથી મુસલમાનોનાં બૈરાં–છોકરાંને મારવાની વાત–જે ગમે તેવો જુલમગાર આર્ય નામધારી કદી પણ ન કરી શકે! ત્યાં જૈનોનું અલગ નામ પણ નથી.

તાજેતરમાં જ ગૂજરાતની સુપ્રસિદ્ધ ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી પ્રગટ થયેલ, અરબીના વિદ્વાન અધ્યાપક પ્રો. મૌલાના સૈયદ અબુઝફર નદવીએ તૈયાર કરેલ 'ગુજરાતનો ઇતિહાસ' (આર્યોના આગમનથી લઇ મુસલમાનોના આગમન સુધી)ના પૃ. ૨૯૮નો નીચે મુજબ ઉતારો વાચકોની જાણ માટે કરીએ છીએ.

"સુલતાન શમ્સુદ્દીન અલ્તમશનો જમાનો ઈ. સ ૧૨૧૭ (હિ. સ. ૬૦૭)થી માંડી ઈ. સ. ૧૨૩૫ (હિ સ. ૬૩૩) પર્યંતનો છે. તેના સમયમાં નૂરુદ્દીન મોહમ્મદ ઓફી એક અતિ વિદ્વાન શખ્સ થઈ ગયો હતો. **જામે–ઉલ–હિકાયત તેનો જ ગ્રંથ છે.** તેમાં ઓફી લખે છે કે 'એક વખત હુ ખભાતમાં હતો; એ સમુદ્રને કિનારે આવેલું છે; ત્યાં સખ્યાબંધ સુન્ની મુસલમાનો રહે છે. તેઓ ધર્મચુસ્ત છે અને ઉદાર દિલના છે. મેં સાંભળ્યું કે એ શહેર ગુજરાતના રાજા જયસિંગ (અવસાન ઇ. સ. ૧૧૪૩–હિ. સ. ૫૩૮)ના કબજામાં હતું, જેનું પાયતખ્ત અણહીલવાડ (નહરવાલા) હતું—તેના સમયમાં 'અહીં' આતશપૂજકો (પારસી) અને મુસલમાનોની ઘણી વસ્તી હતી. મુસલમાનોની એક મસ્જિદ હતી, જેની પાસે એક મિનારો પણ હતો; તે ઉપર ઊભા રહી બાંગી બાંગ પોકારતો હતો. **પારસીઓએ હિંદુઓને મુસલમાનો ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યા.** તેમણે તે મિનારો તોડી નાખ્યો, મસ્જિદ બાળી નાંખી અને **૮૦ મુસલમાનોને મારી નાખ્યા.** મસ્જિદના ખતીબનું નામ કુત્બ અલી હતું તે બચી અણહીલવાડ ચાલ્યો ગયો અને તેણે તમામ પીડિતોની ફરિયાદ કરી. રાજાના દરબારીઓમાંથી કોઇએ તેની ફરિયાદ સાભળી નહિ, અને કોઇએ ધ્યાન આપ્યું નહિ; કોઈએ ન તો મદદ કરી. હરેક દરબારી પોતાના ધર્મબંધુને બચાવવાની કોશીશ કરતો રહ્યો.

"કુત્બ અલીએ સાંભળ્યુ કે રાજા શિકાર કરવા જનાર છે. તે જંગલમાં જઈ રાજાના જવાના રસ્તા ઉપર એક ઝાડ નીચે બેઠો રાજા ત્યાં પહોચ્યો ત્યારે કુત્બ અલીએ વિનંતી કરી કે આપ હાથીને થોભાવી મારી ફરિયાદ સાંભળી લો રાજાએ સવારી રોકી. કુત્બ અલીએ એક કવિતા જે હિંદીમાં (બહુધા ઓફીનો હિંદી શબ્દનો ઉપયોગ કરવાનો ભાવાર્થ પ્રાચીન ગુજરાતી ઝબાન હશે) બનાવી હતી અને તેમા તમામ બનાવો વર્ણવ્યા હતા, તે રાજાના હાથમાં મૂકી રાજાએ તે કવિતા વાંચી અને નોકરને હુકમ કર્યો કે તારે કુત્બ અલીને સુરક્ષિત તારી પાસે રાખવો અને હું કહું ત્યારે તેને દરબારમાં હાજર કરવો. ત્યાર પછી રાજા પાછો ફર્યો અને પોતાના નાયબને બોલાવી કહ્યું કે તમામ રિયાસતનું કામ તમારે કરવું હું ત્રણ દિવસ માટે તમામ કામ છોડી દઈ ઝનાનામાં રહીશ. હવે પછી સલ્તનતના કારોબાર માટે મને કોઈ પણ રીતે છેડનો નહિ. તે જ રાતે રાજા એક સાંઢણી ઉપર સવાર થઈ ખંભાત ગયો અને ચાળીસ ફરસગનુ અંતર એક રાત–દિવસમાં કાપ્યું અને સોદાગરના વેશે શહેરમાં દાખલ થયો.

"બજારો અને ગલીકૂચીમાં અલગ અલગ જગ્યાએ રહી કુત્બ અલીની શિકાયતો વિશેની સત્યતા વિશે તપાસતો રહ્યો. રાજાને સારી રીતે ખબર પડી ગઈ કે મુસલમાનો ઉપર અતિ જુલમ થયો છે અને તેઓની કતલ કરવામા આવી છે તે પછી તેણે એક વાસણ સમુદ્રના પાણીથી ભરાવ્યું અને સાથે લઈ પાટણ તરફ રવાના થયો. ત્યાં પોતાની રવાનગીની ત્રીજી રાતે તે પહોંચ્યો. સવારે તેણે દરબાર ભર્યો અને કુત્બ અલીને બોલાવીને કહ્યું કે તમે સર્વ બનાવોનું બ્યાન કરો. તેણે તમામ હકીકત સંભળાવી દરબારી આદમીઓએ તેના ઉપર ખોટા બ્યાનનો આક્ષેપ મૂકવાની તથા ધમકાવવાની ઇચ્છા કરી, ત્યારે રાજાએ પોતાના પાણીવાળાને બોલાવીને હાજર રહેલાઓને વાસણ આપવાને ફરમાવ્યુ, જેથી કરીને તેઓ તેમાંથી પીએ. હરેક શખ્સે ચાખીને તે છોડી દીધું અને તેઓ સમજી ગયા કે સમુદ્રનુ ખારું પાણી છે, પીવા લાયક નથી.

"તે બાદ રાજાએ કહ્યુ: **આ મામલામાં જુદા જુદા ધર્મવાળાને સંબંધ હતો,** તેથી મે કોઈ ઉપર ભરોસો ન કર્યો અને મેં જાતે ખંભાત જઈ આ બાબતની તપાસ કરી, ત્યારે માલૂમ પડ્યુ કે ખરેખર મુસલમાનો ઉપર અતિ જુલમ થયો છે. ત્યાર પછી તેણે કહ્યુ કે તમામ રૈયતની પરિસ્થિતિ વિશે સંભાળ રાખવાની અને એનુ રક્ષણ કરવાની મારી ફરજ છે. તેઓ સહીસલામતીથી રહી શકે તે પછી ગેરમુસલમાનોમાંથી બબ્બે આદમીઓને (બહુધા જેઓ આ મામલામાં ફિસાદ કરવામાં આગેવાન હતા) સજા કરવાનો અને એક લાખ 'સોતર' કે 'બાલૂતરા' (ચાંદીના સિક્કા) આ મસ્જિદ અને મિનારા તૈયાર કરવામાં વાપરવાનો તેણે હુકમ કર્યો અને ચાર જાતના કીમતી કપડાના ટુકડાનો બનાવેલો ખિલાત અર્પણ કર્યો. આ ખિલાતનાં કપડાં આજ પર્યંત (ઈ. સ ૧૨૨૭–હિ. સ. ૬૨૫) રાખી મૂકવામા આવ્યા છે. અને કોઈ મોટા તહેવારને દિવસે બતાવવામા આવે છે. આ સર્વ મસ્જિદ અને મિનાર કેટલાક દિવસ પહેલા કાયમ હતા, પણ માળવાના લશ્કરે અણહીલવાડ ઉપર હુમલો કર્યો ત્યારે તે તોડી પાડવામાં આવ્યા સૈયદ શર્ફ તમન [સઇદુદ્દીન શર્ફ (વેપારી)]એ પોતાને ખર્ચે તે ફરીથી બનાવ્યા અને એકને બદલે ચાર મિનાર બંધાવી તે ઉપર સોનાનો કળશ ચડાવ્યો તે પોતાના ધર્મની ઈમારત ગેર ઇસ્લામ મુલકમાં છોડી ગયો. તે ઈમારત આજ પર્યંત મોજૂદ છે."

આટલા અવતરણથી વાચકો સમજી શકશે કે આ બનાવ બીજી રીતે કેવો ફેરવી નાખવામા આવ્યો છે ને જેને માટે ગુર્જરેશ્વર જયસિંહને ધન્યવાદ મળવો જોઈએ, જે ગુજરાતની સાચી અસ્મિતા લેખાવી જોઈએ—એનો લાભ-આજની સરકારી કચેરીઓમા જેમ લાગવગના જોરે કોઈને બદલે કોઈ લાભ મેળવી જાય છે. તેમ એનો લાભ કાકને મળ્યો છે. કારણમાં ફક્ત તે બ્રાહ્મણ છે!

પારકા છોકરાને જતિ કરનાર ઉદ્દામંત્રીનુ ચિત્ર દોરી, શીરા માટે શ્રાવક બનનારાઓનું ચિત્ર શ્રીમુનશીજી દોરે છે. જેમાં એક માતા પોતાની પુત્રીને 'ઉદા મહેતાને પરણ કાં સાધ્વી થા' એવી ફરજ પાડે છે. અપાસરાની ભીંતના ભોંયરામાં એને કેદ કરે છે, ત્યા 'પરોપકાર માટે નિર્માયેલો કાક (સિનેમાના ડગ્લાસ ફેરબેંકસ જેમ,) ત્યાં કૂદી આવે છે. મંજરી બ્રાહ્મણત્વની

અભિમાનિની છે; મહારાજ કર્ણદેવના વખતમા કાશ્મીરથી પાટણમાં આવેલા કવિકુલ શિરોમણિ રુદ્રદત્ત વાચસ્પતિની કન્યા છે.

કાક ખંભાતના કારાગૃહમાંથી એને ઉદાની પત્ની અથવા જૈન સાધ્વી થતી એક વાર બચાવે છે. વળી બીજી વાર ઉદા મહેતા કારસ્તાન રચી મંજરીનું અપહરણ કરે છે, ત્યાં પણ બહાદુર કાક પહોંચી જાય છે, ને બચાવે છે! પણ હવે ઉદા મહેતાથી મંજરીની રક્ષા કેવી રીતે કરવી એ બહુ વિકટ સવાલ પેદા થાય છે. કાક બહુ ભણેલો નથી માટે મંજરીને ગમતો નથી. આખરે તોડ એવો નીકળ્યો કે 'મંજરી જો કોઈ જોડે પરણે તો ઉદો એનો કેડો છોડે, કારણ કે મંજરી કરતાં આબરૂ ઉદાને વહાલી હતી.'

ન છૂટકે મંજરી કાક સાથે લગ્ન કરવા તૈયાર થઈ! પણ ધર્મિષ્ઠ કાક એવી રીતે મંજરીને પરણવા ઇચ્છતો નહોતો. (જે મંજરીનાં પળભરના દર્શનથી યોગમૂર્તિ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યનું મન ધ્રૂજી ઊઠે છે, એની સામે જંગનો ખેડનારો, ઓછું ભણેલો કાક કેવો સંયમ દાખવે છે!) એ ઉદા મહેતાને સમજાવવા જાય છે પણ કપટી ઉદાથી કાક હારે છે ને એને સંયોગબળના દબાણે લગ્નગ્રંથીમા જોડાવુ પડે છે! અને છતાંય ઉદા મહેતાના માણસો એને ઉપાડી લઈ જઈ ભોંયરામાં કેદ કરે છે, ને વળી ત્યા હજાર હાથવાળા કાકદેવ પહોંચી જાય છે.

એટલે ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારાયેલી આ ધર્મપ્રાણ ને રાષ્ટ્રપ્રાણ વિભૂતિ મહામંત્રી ઉદયનને જાણે બદનામ કરવા માટે જ અહી બીડું ઝડપાયુ લાગે છે. કાકનો સમય બદલી પહેલાં આણવામાં આવ્યો છે ને મંજરી જેવી કલ્પનાકૃતિની ઉદયન મંત્રીને બદનામ કરવા અહીં રચના કરવામાં આવી છે. એટલે વાચકે એટલું જાણી લેવુ જોઈએ કે મંજરીબાઈ આકાશકુસુમવત અથવા શશશૃંગ બરાબર છે. લેખકે પોતાના મનોભાવના ચિત્રણ માટે ને કલ્પનાવિહાર માટે એનુ ઓઠું લીધું છે.

પ્રસ્તુત લેખ ખૂબ લાંબો થયો છે ને આ મહામંત્રી વિશે મે મારા 'વીરધર્મની વાતો. ભા. ૩ જા'માં વિશેષ લખવાનું ધાર્યુ હોવાથી આટલે સમાપ્ત કરું છું.

સાથે સાથે શ્રીવૃંદાવનલાલ વર્મા રચિત, આર્ય કાલક જેવી આર્ય વિભૂતિને અપમાન કરનારી કૃતિ '**હંસમયૂર**'ની આલોચના વખતે મેં કહ્યુ હતુ તે ફરી કહીશ, કે આર્ય સંસ્કૃતિ એટલે માત્ર બ્રાહ્મણ સંસ્કૃતિ નહિ; પણ જૈન, બૌદ્ધ, અને બ્રાહ્મણ સંસ્કૃતિ! આ ત્રણે સંસ્કૃતિમાં આર્ય સંસ્કૃતિનુ મધુ છુપાયેલુ છે.

ગુજરાતી પ્રજા એ દુકાનદારોનો દેશ છે, એ જૂનો આક્ષેપ છે મહારાષ્ટ્રીઓના હૈયામાં સ્વરૂદ્ધારક છત્રપતિ શિવાજી મહારાજનુ જેટલું માનગૌરવ વસેલુ છે, તેટલું મહત્ત્વ ગૂર્જર ચક્રવર્તી મહારાજ સિદ્ધરાજ ને મહારાજ કુમારપાળ વિષે આપણામાં નથી! ધાર્મિક અસહિષ્ણુતાએ આમાં મોટો ભાગ ભજવ્યો છે. માનનીય શ્રી. મુનશીજી વિષે, એમના કલાકૌશલ વિષે, લેખકને માન છે. કેટલીક વાર જમાનાની હવા સાથે લેખક વહી જાય છે. ગઈ કાલ ગમે તેવી હતી, આજે મુનશીજી ભારતસર્વસ્વના બન્યા છે. એ વેળા એક નમ્ર ભારતીય તરીકે પ્રાર્થના છે, કે ભવિષ્યમાં તેઓ આ સર્વોત્તમ નવલકથાઓના આ અધમતમ ભાગોને રૂખસદ આપશે, ને ગૂર્જરાતની અસ્મિતાના સાચા પૂજારીનું બિરદ સાર્થક કરશે.



# શ્રી. ઉદ્યોતનસૂરિનો સમય

લેખકઃ—શ્રીયુત ત્રિભોવનદાસ લહેરચંદ શાહ

[ લેખકનો આ વિષય સંશોધનને લગતો હોઈ વિચારણા જરૂર માગે છે. અમારી માન્યતા પ્રમાણે પૂર્વાપર સંદર્ભ વાંચવા જેટલી હકીકત રજુ થઈ હોત તો વિશેષ સ્પષ્ટતા થઈ જાત. પરંતુ જ્યારે લેખકે તેના હવાલારૂપે વિ. સં. ૧૯૮૩–૮૪ ના શ્રી જૈન ધર્મ-પ્રકાશમાં ચાર ખંડથી અને લગભગ પૃ ૩૦ ના પ્રકાશિત થયેલા પોતાના લેખની સાહિદત આપી છે. ત્યારે તે જોઈ જવા લક્ષ રાખવું રહે છે સભવ છે કે તે ચાર ખંડમાંથી આપણને પરસ્પર સંબંધ જોડી કાઢનારી અનેક સાંકળના અકોડા મળી રહે. લેખકે અમારા ઉપરના પૃથક્ પત્રમાં જણાવ્યુ છે કે, તેમને ઉપરોકત લેખ ઘડી કાઢવામાં નીચેની ચાર વસ્તુનાં પ્રમાણો વારંવાર મુખ્યપણે ચકાસી જોયાં છે (૧) સ્વર્ગસ્થ આચાર્ય મહારાજ શ્રીસાગરાનંદસૂરિજીનું મંતવ્ય, ( ૨ ) શ્રીજિનવિજયજીએ પૂના મુકામે મળેલ અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યાના સમેલનમાં વાંચેલ નિબધ, ( ૩ ) ઉપમિતિ ભવપ્રપચા કથાના લેખક શ્રીસિદ્ધર્ષિ મહારાજે લખેલ પ્રસ્તાવના, ( ૪ ) ઉપરની કથાનો અનુવાદ કરનાર સ્વ. શ્રી. મોતીચંદ ગિરધર કાપડિયાએ રજુ કરેલ વિચારો વગેરેનાં અનેક પ્રમાણો શ્રીહરિભદ્રસૂરિજીના સમયનો નિર્ણય કરવાને જરૂરી લાગ્યાં હતાં તેનો ઉપયોગ કર્યો છે —સંપાદક ]

**ભા**વનગરના "આત્માનંદ પ્રકાશ" તા. ૧૪–૧–૫૦ના અંકમાં પૃ. ૧૦૬–૭ ઉપર પ્રો. હીરાલાલ ર. કાપડીઆ એમ એ. મહાશયે "ગ્રંથકારોની પદ્ધતિ અને પૂર્વકાલીન પ્રણેતાઓનો નિર્દેશ" નામે લેખમાં જણાવ્યુ છે કે— "ઉદ્યોતનસૂરિએ જે પાઇયમાં કુવલયમાળા રચી છે તે શકસંવત ૭૦૦માં એક દિવસ ઓછો હતો ત્યારે પૂર્ણ કરાઈ હતી... .. આમ આ કૃતિ તિલકમંજરી કરતાં વિશેષ પ્રાચીન છે. તેમાં પાદલિપ્ત, સાતવાહન, ષટ્પર્ણક ગુણાઢ્ય, વ્યાસ, વાલ્મીકિ, બાણ, **વિમલ**(સૂરિ), રવિસેન, જડિલ, દેવગુપ્ત, પ્રભંજન અને **હરિભદ્ર**નો ઉલ્લેખ છે "

આ પદ્ધતિ અપનાવવાનાં કારણ જણાવતાં, લેખના અતે પોતે એવા અનુમાન દર્શાવે છે કે (૧) એક તો આપણને તે તે ગ્રંથકારોનો કોના તરફ કેવો સદ્ભાવ હતો તે જાણવા મળે છે, (૨) તેમની કૃતિઓ જે આજે મળતી નથી, તેમનાં અને તેમની કૃતિનાં નામ પણ આથી કેટલીય વાર જાણી શકાય છે, અને નથી નિર્દેશ્યુ એવુ (૩) ત્રીજું કારણ ઉમેરવાની હું રજા લઉં છું કે, ભલે જે જે નામો દર્શાવાયા છે તેમનો પરસ્પર—એક બીજાના સમય પરત્વે સ્પષ્ટ ખ્યાલ પણ અપાયો હોય, છતાં એટલુ તો ચોક્કસ છે જ કે, આ લેખકની પૂર્વે તે તે મહાપુરુષો થઈ ગયેલ હતા જ અથવા બહુ તો તેમના જીવનકાળે વિદ્યમાન હતા. આટલું પ્રસ્તાવિક વિવેચન કરીને અત્રે જણાવવાનું કે, શ્રી ઉદ્યોતનસૂરિનો સમય નક્કી કરવા પરત્વે મારે અહીં પ્રયાસ કરવાનો છે.

ઉપરના અવતરણમાં આપણે હાલ તો ત્રણ નામની સાથે જ ચર્ચા કરવાની છે (૧) શ્રી. ઉદ્યોતનસૂરિ (૨) શ્રી. વિમલસૂરિ (૩) અને શ્રી. હરિભદ્રસૂરિ તેમાંના શ્રી. ઉદ્યોતનસૂરિજી જેમનુ બીજું નામ દાક્ષિણ્યચિહ્નસૂરિ હતું; તેમણે 'કુવલયમાળા' રચી છે. શ્રી. હરિભદ્રસૂરિજી તે પ્રખ્યાત હરિભદ્રસૂરિ સમજાય છે જેમણે ૧૪૪૪ ગ્રંથો રચ્યા છે ને યાકિનીસુત ઉર્ફે વિરહાંક સંજ્ઞાધારી, પૂર્વધર મહારાજ છે, જેમના હંસ પરમહંસ નામે બે શિષ્યો હતા; અને વિમલસૂરિ તે શ્રી. વિમલચંદ્રસૂરિ નામે કોઈ અપરિચિત આચાર્ય છે.

બીજી બાજુ હકીકત એ છે કે, સિદ્ધસેન દિવાકરજીના 'સંમતિતર્ક' ઉપર મલ્લવાદીજીએ ટીકા લખી છે અને આ મલ્લવાદીજી રચિત 'દ્વાદશારનયચક્ર' ઉપર ટીકા રચનાર શ્રી સિંહસૂરિના સમયે શ્રીજિનભદ્રગણિ થયેલ છે ( આત્માનંદ પ્રકાશ પુ. પૃ. ) એટલે તાત્પર્ય એ થયુ કે, પ્રથમ સિદ્ધસેન દિવાકરજી થયા છે, તે બાદ મલ્લવાદીજી છે અને તે બાદ શ્રીજિનભદ્રગણિજી થયા છે. વળી, 'ભારતીય વિદ્યા' પુ. ૩ પૃ. ૧૫૩માં જણાવ્યા પ્રમાણે શ્રી. મલ્લવાદીજીની 'સમતિતર્ક'ની ટીકાનો નિર્દેશ શ્રી. હરિભદ્રજીએ કરેલ છે. એટલે તે શ્રી. મલ્લવાદીજીની પાછળ થયા છે. આ પ્રમાણેની હકીકતથી હવે એમ ગોઠવી શકાય કેઃ- **(૧) શ્રી. સિદ્ધસેન દિવાકરજી, (૨) શ્રી મલ્લવાદીજી ૮૮૪, (૩) શ્રીજિનભદ્રગણિ ૫૩૧, (૪) શ્રી હરિભદ્રસૂરિ ૫૮૫, અને (૫) દાક્ષિણ્યચિહ્નસૂરિ ૭૮૦.** જેમના આંક જાણીતા છે તે તેમના નામ પાસે સંવત મૂક્યા છે. [ છેલ્લા ત્રણમાં કોણ પ્રથમ કે વૃદ્ધ હતા તે નક્કી કરવું રહે છે. ]

છેલ્લા ચાર સાથેનો આંક સુનિશ્ચિત છે પછી તે આંક કયા સંવતનો તે નક્કી કરી શકાય એટલે બરાબર બંધ બેસી જવા વકી રાખી શકાય. ચારે મહાન્ આચાર્યો છે, તેમાંયે છેલ્લા ત્રણનાં નામ કેવળ જૈનગ્રંથારૂઢ જ દેખાય છે. જ્યારે શ્રી. મલ્લવાદીજી વિશે કહેવાય છે કે, તેઓશ્રી સંસારપક્ષે વલ્લભીવંશી કોઈક શિલાદિત્યની (સાત થયા છે કયો નંબર તે આપણે શોધી કાઢવુ રહે છે) બહેન દુર્લભદેવીનો લાટ દેશના ભૃગુકચ્છના ગૂર્જરવંશી રાજા **દદ્દા** વેરે કે તેમના પુત્રવેરે પરણાવ્યાં હતાં (આ સમય પણ ઇતિહાસ ઉપરથી શોધી કાઢવો રહે છે) ને તેમના પુત્ર તે આપણા શ્રી. મલ્લવાદીજી

પ્રથમ શિલાદિત્ય વિશે તપાસ કરીએ, સાથે સાથે તે શિલાદિત્યનો સમય ૮૮૪ની સાલ સાથે મળતો પણ થવો જોઈએ 'પ્રભાવક ચરિત્ર'માં તેમનો સમય ૮૮૪ નોંધીને **वीरवत्सराद्यः** શબ્દ લખેલ છે તે ૭૫ થી ૪૭૦ બાદ કરીને વિક્રમ સંવતમાં તેટલુ અસ્તિત્વ ગણ્યું છે. પરંતુ વલ્લભીવંશની સ્થાપના જ ઈ. સ. ૫૦૯=વિક્રમ સંવત ૫૬૫ બાદ થઇ છે, જ્યારે શિલાદિત્ય પહેલો તો તે બાદ કેટલાયે વખતે થયો છે એટલે ૮૮૪ના આંકને **वीर** સંવત સાથેનો સંબંધ હોવાનુ છોડી દેવું રહે પરંતુ એક ઠેકાણે ડૉ. પી. એલ. વૈદ્ય પૂનાવાળા જેમ કહે છે કે **वीर** શબ્દથી **वीरविक्रम** સંવત માનવો રહે છે. (કેમકે વિક્રમાદિત્યનું નામ વીર વિક્રમ હતું) તેમજ આપણો અનુભવ પણ એમ છે કે, **वीरसंवत**ને સામાન્ય રીતે **महावीरसंवत (म. सं)** તરીકે લખવામાં આવે છે. એટલે ડૉ. વૈદ્યની સૂચના પ્રમાણે કામ લેતાં સર્વ બંધ બેસી પણ રહે; જેમકે ૮૮૪ વિ. સં=ઇ. સ. **૮૨૮**=વલ્લભીસંવત (૮૨૮-૩૧૯)=૫૦૯ આ સમયે છેલ્લો રાજા શિલાદિત્ય સાતમો ગાદી

હતો તેમજ ગૂર્જરવંશી **दद्दो** ત્રીજો કે તેમના પુત્ર **जयभट्ट** ત્રીજાનું રાજ્ય ભરૂચમાં ચાલતું હતું. આ બેમાંથી કોઈક શ્રી. મલ્લવાદીજીના સંસારપક્ષે સબંધી હોવા સંભવ છે. એટલે ફલિતાર્થ એ થયો કે ૮૮૪નો આંક તે **वीरविक्रम** સંવતનો છે અને તે સમયે શ્રીમલ્લવાદીજીનું અસ્તિત્વ હતું. (આ સમયે બૌદ્ધવાદી ઉપર તેમણે જય મેળવ્યો હતો )

હવે શ્રીહરિભદ્રસૂરિજીનો વિચાર કરીએ. તેમની સાથે ૫૮૫નો આંક જોડાયેલ છે, જૈન વિદ્વાનો ૫૮૫ ને શકસંવત ગણીને ૫૮૫+૧૩૫=૭૨૦ વિક્રમસંવત લેખે છે. 'ભારતીય વિદ્યા' પુ ૩. પૃ ૧૯૬ ઉપર, શ્રીજિનવિજયજીએ તેમનો સમય શકસંવત ૬૦૦ થી ૬૫૦ =વિ. સ. ૭૩૫ થી ૭૮૫ જણાવે છે (વિશેષ આધાર તો તેમણે જિનભદ્રગણિજીની સાથે જોડેલ ૫૩૧ **सगणिवकालस्स** ને શકસંવત માની લઈ શ્રી હરિભદ્રસૂરિજીનો સમય ગોઠવેલ છે) પરંતુ તેમણે જ પોતે પૂના મુકામે મળેલ પ્રાચ્ય વિદ્યાના પ્રથમ ભારતીય અધિવેશન વખતે, "શ્રીહરિભદ્રસૂરિનો સમયનિર્ણય" નામે જે નિબંધ વાંચ્યો હતો તેમાં હરિભદ્રસૂરિજીનો સમય નવમી સદીનો પુરવાર કરી બતાવ્યો છે. છતાં વિક્રમની નવમી સદીને ૫૮૫ના આંક સાથે મેળ ખાતો બતાવવા તેમણે પ્રયત્ન સેવ્યો નથી જ્યારે આ લેખકે, ભાવનગરના **जैन धर्मप्रकाश** પુ. ૪૩ સ ૧૯૮૩ના ભાદ્રપદ અંકથી માંડીને તે પછીના ચાર અંકમાં[1] ઊહાપોહ કરી બતાવ્યું છે કે ૫૮૫ ને ગુપ્તસંવત=વલ્લભી સવત ૫૮૫+૩૭૫=૯૬૦માં શ્રીહરિભદ્રસૂરિજીનો સ્વર્ગવાસ થયો છે તેથી જ શ્રીસિદ્ધર્ષિ મહારાજે (સંભવ છે કે, જે શ્રીહરિભદ્રસૂરિજીના સંસારી ભાણેજ થતા હતા) સ્વરચિત **उपमितिभवप्रपंचा कथा** માં **अनागतं परिज्ञाय** (કેમકે શ્રી. હરિભદ્રજીના સ્વર્ગવાસ પછી આ કથા બે વર્ષે લખાઈ છે ) શબ્દ લખીને પોતાનો સમય વિ. સં. ૯૬૨ના જ્યેષ્ઠ શુદ ૫ ને રવિવારે રચ્યાનું નોંધ્યું છે. મતલબકે ૫૮૫નો આંક બંધબેસતો થઈ રહે છે અને અન્ય ઐતિહાસિક હકીકતથી તે જ સમર્થન મળે છે. એટલે હરિભદ્રસૂરિજીનો સમય પણ વિ. સંવત ૯૬૦નો ( તેમનું સ્વર્ગારોહણ) નક્કી થઇ ગયો લેખીશું.

હવે શ્રી જિનભદ્રજી ગણિના સમય વિષે વિચાર કરીએ એ તો નક્કી જ છે કે શ્રી. મલ્લવાદીજીની પછી જ શ્રી જિનભદ્રગણિજી થયા છે અને જિનભદ્રગણિજી તથા હરિભદ્રસૂરિજી કાતો એક બીજાના નજીકના કે સમકાલીન છે. તેમાં પણ એકની ઉત્તરાવસ્થા હતી ત્યારે બીજાની પૂર્વાવસ્થા હતી વળી, એક ઠેકાણે એવી હકીકત નીકળે છે કે શ્રી જિનભદ્રગણિજી પાસે શ્રી. હરિભદ્રજીએ દીક્ષાનો વાસક્ષેપ નંખાવ્યો હતો (ગમે તે સ્થિતિ હોય સીધા જ ગુરુ થતા હોય કે માત્ર વાસક્ષેપ જ નંખાવ્યો હોય) એટલે શ્રીજિનભદ્રગણિજીના દીક્ષાપર્યાયે ( ઉમરમાં કદાચ નાના હોય તે બહુ મહત્ત્વનું નથી.' શ્રીહરિભદ્રસૂરિજી કરતાં મોટા હોય એમ થાય અને **भा. वि.** પુ ૩ પૃ. ૧૯૬માં જે લખ્યુ છે કે શ્રી હરિભદ્રસૂરિએ જિનભદ્રગણિ તેમજ જિનદાસગણિ, એ બન્ને મહાન આચાર્યોની કૃતિઓને બરાબર જોયેલી હોવી જોઇએ, તે હકીકત પણ સત્ય ઠરે છે. તેમજ જિનભદ્રગણિજી સાથે જોડાયેલો આંક (**भा. वि.** પુ. ૩. પૃ. ૧૯૩ ) **सगणिवकालस्स** જે ૫૩૧ જણાવાયો છે તેને પણ

---

(૧) પહેલો ભાગ પુ ૪૩ વિ સ. ૧૯૮૩ના ભાદ્રપદ અંક પૃ. ૧૯૬ થી ૨૦૪ (૨) બીજો સ. ૧૯૮૩ આશ્વિન અંક પૃ ૨૨૯ થી ૨૩૬ (૩) ત્રીજો ભાગ સ, ૧૯૮૪ના માર્ગશીર્ષ અંક ૯ પૃ ૩૧૭ થી ૩૨૩ (૪) અને ચોથો ભાગ સ, ૧૯૮૪ના પોષ અંક ૧૦ પૃ. ૩૪૬ થી ૩૪૮.

હરિભદ્રસૂરિજીના ૫૮૫ ના આંકની પેઠે લઈને ૫૩૧+૩૭૫=૯૦૬ વિક્રમસંવતમાં લઇએ તો તે પોતે હરિભદ્રસૂરિજીની પૂર્વે અને શ્રી. મલ્લવાદીની પછી થઈ ગયા હતા અને તે પણ બરાબર ઠરી શકે છે. આ પ્રમાણે બધી પરિસ્થિતિ બંધબેસતી થઈ જાય છે. જે વિચારવું રહે છે તે એટલું જ કે, પૂર્વાચાર્યોએ જે આંકને પોતાની સાથે જોડીને **सगणिवकाल** (=**शकनृपकाल**) કે **शकराज्ञः काल** (અને તેના જેવા જ શબ્દો **शकाब्द** કે **शककाल** આદિ) લખ્યા છે તેનો અર્થ શું થાય છે? શક=વિ સ. ૧૩૫ કે બીજી રીતે, તે આખો પ્રશ્ન જુદા જ લેખથી છણવા વિચાર છે.

ઉપરમાંના નં ૨, ૩, અને ૪ આંકના આચાર્યજીનો સમય નક્કી થઇ જતાં હવે નં ૫ વાળા શ્રી દાક્ષિણ્યચિહ્નસૂરિજી વિષે વિચારીએ. તેમાં તેમણે પોતે જ ૭૦૦ નો આંક અને **शक** શબ્દ વાપર્યો છે એટલે બીજુ આડુંઅવળું વિચારવું જ નથી રહેતુ. પણ જેમ વિદ્વાનોએ ૭૦૦+૧૩૫=વિ. સં. ૮૩૫ ઠરાવ્યો છે તેમ સ્વીકારવું બરાબર છે કે અન્યથા; એટલું જ વિચારવુ રહે છે. એક બીજું **ભા. વિ** પુ ૩ પૃ. ૧૯૬ જણાવ્યા પ્રમાણે લઈએ કે તેમણે હરિભદ્રસૂરિજી પાસે ન્યાયનો અભ્યાસ કર્યો હતો અને તેમનો આદર તથા આભાર સહિત ઉલ્લેખ કરે છે, તો પછી જે હરિભદ્રસૂરિજીનો સ્વર્ગવાસ વિ. સં. ૯૬૦ મા થયો છે તેમની પાસે વિ. સં. ૮૩૫વાળા શ્રી. દાક્ષિણ્યચિહ્નસૂરિ પાસે અભ્યાસ કરે, તે બંધબેસતુ નથી એટલે કાંતો તેમણે જણાવેલ હકીકતમાં કાંઈક ગેરસમજૂતિ થઈ છે અથવા વસ્તુસ્થિતિ બીજી જ હોવા સંભવ છે. પરંતુ તેમણે તે વસ્તુ ક્યાથી લીધી તેનો આધાર ટાક્યો નથી, એટલે વિશેષ વિચાર કરવાનું છોડી દેવુ રહે. હા, જેમ આ લેખતાં મથાળે જે (આત્માનદ પ્રકાશ તા. ૧૪–૮–૫૦ પૃ. ૧૦૬–૭) પંક્તિઓ ટાંકી છે, તે પ્રમાણે જ જો સ્થિતિ હોય તો, એટલું જ માત્ર બતાવાય છે કે ઉદ્યોતનસૂરિની પૂર્વે જ શ્રી. હરિભદ્રજી થયા છે તેમની પાસે અભ્યાસ કર્યાની વાત અને તેથી ઋણફેડની હકીકત તે વાસ્તવિક નથી લાગતી. ઊલટું 'કુવલયમાળા'ની પ્રશસ્તિમાંનો, દાક્ષિણ્યચિહ્નસૂરિએ પોતાને શિવચંદ્રગણિ મહત્તરના યક્ષદત્તગણિ, તેમના વટેશ્વર ક્ષમાશ્રમણ, તેમના તત્ત્વાચાર્ય અને તેમના શિષ્ય પોતે હતા એમ જણાવ્યું છે આ તત્ત્વાચાર્ય ક્યા તે ક્યાંય નથી જણાવ્યુ. પરંતુ જે પ્રખ્યાત વૃત્તિકાર શીલાંકાચાર્ય થઈ ગયા છે તેમનું બીજું નામ તત્ત્વાચાર્ય હતું એમ નીકળે છે અને આ શીલાંકાચાર્યને વૃત્તિરચનાના કાર્યમાં શ્રી વાહરિગણિજીએ મદદ કરી હતી. તેમજ આ વાહરિગણિજીના સમકાલીન તરીકે શ્રી. દ્રોણસૂરિજી (વિ. સં. ૧૦૨૦ ઈ સ. ૯૬૪ માં અસ્તિત્વ) કે જે સોલકીવંશી ભૂપાળ ભીમદેવ પહેલાના (ઈ. સ. ૧૦૨૨ થી ૧૦૭૨) સંસારી મામા તરીકે જણાવાયા છે એટલે તેની મતલબ એ થઇ કે તત્ત્વાચાર્ય ઉર્ફે શ્રી. શીલાંકાચાર્ય, વાહરિગણિજી અને દ્રોણસૂરિજી, આ સર્વે મહાપુરુષો સોલંકી ભીમદેવના તરતના પૂર્વમાં વિચરતા હતા (ભીમદેવના મામા એટલે ભીમદેવથી મોટા જ સામાન્ય રીતે હશે એમ માની લેવાય છે) અને એ વાત સાચી લાગે છે કેમકે શીલાંકાચાર્યનું યુગપ્રધાનપદ વિ. સં. ૧૦૫૬ થી ૧૦૮૮ હોવાનુ જણાય છે, તેમજ તેમના શિષ્ય દાક્ષિણ્યચિહ્નસૂરિનો સમય **शक** ૭૦૦ ના આંકને જેમ હરિભદ્રસૂરિ અને શ્રીજિનભદ્રગણિજીના આંકમાં ૩૭૫ ઉમેરી વિક્રમસંવત બનાવ્યો છે તેમ ૭૦૦+૩૭૫=વિ. સં. ૧૦૭૫ લેવાય તો બરાબર બંધબેસતુ થઇ જાય છે. એટલે

બીજો કોઇ વિરુદ્ધ પુરાવો આપણને ન મળે ત્યાં સુધી દાક્ષિણ્યચિહ્નસૂરિ ઉર્ફે ઉદ્યોતનસૂરિનો સમય વિ. સ. ૧૦૭૫ માન્ય રાખવો પડે છે. એક બીજી હકીકત ઉપર ધ્યાન દોરવું રહે છે. શ્રી મહાવીરની ૩૭ મી પાટે થયેલ ઉદ્યોતનસૂરિએ વિ સ. ૯૯૪-૮ મા આબુજી પાસેના તેલી ગામમાં નદી કિનારે વટવૃક્ષની છાયામાં આઠ જણાને સૂરિ પદવી આપી હતી ને પોતાનો **बृहद्गच्छ** સ્થાપ્યો હતો. તેમનું અસ્તિત્વ વિ. સં ૧૦૨૫ પછી પણ હોવાનું નીકળે છે અને તે જ ઉદ્યોતનસૂરિ જો આ 'કુલમયમાલાકથા' દાક્ષિણ્યસૂરિ ઉર્ફે ઉદ્યોતનસૂરિ હોય તો, ઉપરમા આપણે ઠરાવેલ વિ. સ ૧૦૭૫ ની સાલ પણ તેમને માટે યથોચિત ઠરાવવાને ઉપયોગી થઇ પડે છે. 'કુવલયમાલાકથા' માટે એટલું વિશેષ જણાવવું રહે કે તે ગ્રંથની રચના કર્યા બાદ પોતે બહુ લાંબો સમય જીવંત રહ્યા નહી હોય

એટલે હાલ તો આપણે આ પ્રમાણે અંદાજ સમય ગોઠવી શકીએ.

(૧) શ્રી. સિદ્ધસેન દિવાકરજી

(૨) શ્રી. મલ્લવાદિસૂરિજી વિ સં. ૮૦૦ થી ૮૮૪ ની આગળ (આશરે ૯૦ વર્ષની ઉંમર)

(૩) શ્રી જિનભદ્રગણિ વિ. સ. ૯૦૦ થી ૧૦૦૪ સ્વર્ગ (તેમનુ આયુષ્ય ૧૦૪ વર્ષનુ કહેવાયુ છે.)

(૪) શ્રી. હરિભદ્રસૂરિજી વિ. સં. ૮૮૦-૯૬૦ (સ્વર્ગ) (ઉંમર આશરે વર્ષ ૮૦: મોટી ઉમરે વૈદિક ધર્મ તજીને જૈન દીક્ષા સ્વીકારી હતી.)

(૫) શ્રી. દાક્ષિણ્યચિહ્નસૂરિ ઉર્ફે ઉદ્યોતનસૂરિ વિ. સં. ૯૯૦ થી ૧૦૮૦ (આશરે ૯૦ વર્ષનું આયુષ્ય.)

ઉપર દર્શાવ્યા પ્રમાણે શ્રી. ઉદ્યોતનસૂરિ અને શ્રી. હરિભદ્રસૂરિ આદિ આચાર્યોના સમય પરત્વે નિર્ણય બાંધી લીધા પછી હવે એક કાર્ય માત્ર બાકી રહે છે. લેખના આરંભમાં એક ત્રીજા મહાપુરુષ વિમલસૂરિ વિશે પણ આપણે ઉલ્લેખ કરેલ છે. તેમના પરત્વે તો એટલું જણાવવુ યોગ્ય છે કે (કેમકે વિશેષ માહિતી, ઓળખ કે પરિચય નથી અપાયો માટે) પ્રાચીન આચાર્યોમાં આ નામના (જે દાક્ષિણ્યચિહ્નસૂરિની પૂર્વે થઈ ગયા હોવા જોઇએ) તો એક જ નજરે પડે છે કે જે શ્રીમહાવીરની ૩૭મી પાટે થયેલ ઉદ્યોતનસૂરિની તરત પૂર્વેના ગાદીધરે, એટલે ૩૬મી પાટે થયેલ નેમિચંદ્રસૂરિ અને વિમલચંદ્ર (વિમલ)સૂરિ-બન્ને ભેગા મળીને ગચ્છભાર વહન કરતા હતા, જેમ આર્ય મહાગિરિજી અને આર્ય સુહસ્તિજી, સાથે ગચ્છાધિપતિ હતા તેમ એટલે ૩૭મી પાટે થનાર ઉદ્યોતનસૂરિ, પોતાની પૂર્વના ૩૬ મી પાટે થનાર વિમલસૂરિનો આદર કરે તે સુયોગ્ય જ છે. આ પ્રમાણે જો વસ્તુ સ્થિતિનો સ્વીકાર કરી લેવાય તો ત્રણ વાત ફલિત થઈ ગઇ કહેવાશે ૧) એક તો ઉદ્યોતનસૂરિએ જે વિમલસૂરિજીને યાદ કર્યા છે તે બરાબર ઠરે છે, (૨) આપણે જે કલ્પના કરી લઇને આગળ વધ્યા છીએ કે કે દાક્ષિણ્યચિહ્નસૂરિ તે કદાચ ઉદ્યોતનસૂરિ હોય તે કલ્પના મટી જઇ હવે સત્ય વસ્તુ થઈ જાય છે. (૩) અને દાક્ષિણ્યચિન્હસૂરિનો આંક જે ૭૦૦નો છે ને તેને વિક્રમસંવતમા ફેરવી નાંખતાં જે ૧૦૭૫ મૂકયો છે તે કલ્પના પણ વ્યાજબી ઠરે છે. આમ ત્રિવિધ પરિસ્થિતિ યથાર્થ થઇ જાય છે.

વિશેષ વિચારવા યોગ્ય વસ્તુ વિદ્વદ્વર્ગને જો મળી આવે તો જણાવવા કૃપા કરે, જેથી સુધારી લેવાને અવકાશ મળે

# ધન્ય એ દાન

રાજગૃહી નગરીમાં ભગવાન મહાવીર પધાર્યા છે. હજી એમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું નથી, તેઓ કર્મ ખપાવવા ઘોર તપ કરી રહ્યા છે, આત્મિક ચિંતવન ચાલે છે, સંસારના સારભૂત અને અસારભૂત પદાર્થોની વિચારણા ચાલી રહી છે. નગરજનો અને નગરનારીઓ ટોળાંનાં ટોળાં મળીને સિદ્ધાર્થનંદન વર્ધમાનકુમાર સાધુનાં દર્શને આવે છે, પ્રેમભક્તિથી નમે છે; કોઈ સાચાં મોતીએ વધાવે છે, કોઈ સુવર્ણમુદ્રાઓથી વધાવે છે, કોઈ રૌપ્યક મુદ્રાઓથી વધાવે છે અને કોઈક ભક્તજન તાંદુલથી એમને વધાવે છે.

ભગવાન મહાવીરદેવ તો મૌન છે. નથી જોતા મોતીઓ સામે કે સુવર્ણમહોરો સામે. એમને એની કશી જ પરવા નથી, એ અકિંચન છે, અરે ! એ તો ખરું પરન્તુ ભક્તજનો કહેતા જાય છે. " ભગવાન્! અવસરે અમારે ત્યાં ભિક્ષા માટે–માધુકરી માટે પધારજો." ભગવાન તો મૌનપણે સાંભળે છે, હાએ નથી કહેતા અને નાએ નથી કહેતા.

ભક્તો વિચારે છે ભગવાનને આજે ઉપવાસ હશે, નિર્જલ ઉપવાસ હશે. આજે નહિ તો કાલે જરૂર આપણે ત્યાં આવશે અને 'ભિક્ષાં દેહિ' કરશે બીજે દિવસે ભક્તગણ પુનઃ આવે છે, પ્રાર્થના થાય છે. " પધારો, અમારે ત્યાં પધારો. " ભગવાન તો ક્યાંય જતા નથી અને કશુયે બોલતા નથી.

આજકાલ કરતાં ચારચાર મહિના પૂરા થવા આવ્યા. આખું નગર કહે છેઃ ધન્ય છે એ તપસ્વીને ! અરે, કશુંયે લેતા નથી! હીરા, મણિ, માણેક, મોતી, સુવર્ણ કે રૂપું કશું જ અડતા નથી અને કાંઈ ખાતાપીતાયે નથી.

આ ભક્તજનોમાં જીરણ શેઠ મુખ્ય હતા. ભગવાનને બહુ જ આગ્રહથી રોજ વિનંતિ કરતા હતા 'મારે ઘેર જરૂર પધારજો, આજ તો અવશ્ય પધારજો' રોજ એ હૃદયસ્પર્શી ભાવના ભાવે છે. **" જીરણ શેઠ એ ભાવના ભાવે."**

આમ કરતાં કરતા ચોમાસું પૂર્ણ થયુ. બધાંને ખાત્રી થઈ કે ભગવાન આજ તો ચોમાસી પારણું કરશે જ કરશે. નગરજનોએ પોતપોતાને ઘેર તૈયારી કરી છે. વિવિધ પ્રકારનાં ભોજનો તૈયાર થયાં છે, ભાતભાતની રસવતીઓ મહેકી રહી છે, આંગણાંમાં રંગોળીઓ પુરાય છે, બારણે બારણે તોરણો લટકી રહ્યાં છે, ઘરે ઘર શોભી રહ્યાં છે, જ્યારે જીરણ શેઠે તો પોતાની આખી પોળ શણગારી છે.

સુગંધીજલ છંટાયાં છે, પુષ્પપુંજ પથરાયા છે, ઘરને આંગણે મોતીના ચોક પુરાયા છે. 'ધન્ય ભાગ્ય મારાં ત્રિશલાનંદન મહાવીરદેવ આજે મારે આંગણે પધારશે.

'હું એમને પ્રેમથી–ભક્તિથી દાન આપીશ, ખાજાં વહોરાવીશ, પયપાક વહોરાવીશ, દધિપાક આપીશ, માલપૂઆ ને સીરો વહોરાવીશ પય અને દધિ આપીશ અને થોડું થોડું આ બધામાંથી આપીશ.

'દાન આપ્યા પછી એમને આખા કુટુંબ સહિત હું વળાવવા જઈશ, કંઈક વ્રત, યમ, નિયમ લઈશ. રોજ સામાયિક કરવાની, સત્ય બોલવાની, જીવહિંસા ન કરવાની, ચોરી ન કરવાની, બ્રહ્મચર્ય પાળવાની, પરિગ્રહ અલ્પ કરવાની પ્રતિજ્ઞા લઈશ.

'રાગ અને દ્વેષ છોડીશ; ક્રોધ ને કષાય, માન ને માયા, લોભ ને મદનો ત્યાગ કરીશ; ધન્ય ભાગ્ય મારા કે આવા ત્યાગી અને તપસ્વી સતમહાત્મા મારે આંગણે પધારે હું તો પવિત્ર કૃતકૃત્ય થઈ જાઉં, અરે! મારી સાતે પેઢી તરી જાય.

'એ પધારશે એમના પુનિત ધર્મોપદેશથી હું બોધિ પામીશ.

**वीरं शरणं गच्छामि**
**धम्मं शरणं गच्छामि**

અણુવ્રત ઉચ્ચરીશ, મહાવ્રત ઉચ્ચરીશ, અનેક ભવ્ય જીવોને ઉપદેશ સાંભળવા લઈ જઈશ તેમને પણ વ્રત, નિયમ અપાવી ધર્માનુરાગી બનાવીશ એમને સાચા માનવજીવન જીવવાના પાઠ શીખવાડીશ

આખી રાજગૃહી નગરીમાં આજે ઉદ્‌ઘોષણા થઈ રહી છે, સિદ્ધાર્થના રાજપુત્ર રાજર્ષિ વર્ધ્ધમાનકુમાર ભિક્ષા માટે પધારવાના છે'

આવી વિચારણાથી દરેક ભકતોના મન પુલકિત થઈ રહ્યાં છે. બધા રાહ જુએ છે, રાજમહેલના ઘડિયાળા વાગ્યાં, મધ્યાહ્ન સમય થઈ ગયો છે.

ભિક્ષુઓ ભિક્ષા લઈ ગયા, ગૃહસ્થોએ જમી લીધું, પણ હજી ભગવાન મહાવીર પધાર્યા નહિ જીરણ શેઠ તો ભગવાન હમણાં આવશે, એ આવ્યા, આવે છે; એમ બોલી રાહ જોઇ રહ્યા છે. ત્યાં તો ખબર પડી કે ભગવાન મહાવીર ભિક્ષા માટે નીકળ્યા છે. ફરતા ફરતા જીરણ શેઠના મહેલ તરફ આવી રહ્યા છે.

ત્યાં રસ્તામા જ એક ડહેલી આવી, ભગવાન તેમાં પેઠા, ઘરની દાસી -રસોડામાંથી બધું બહાર લાવી હતી ત્યાં ભગવાન પધાર્યા.

દાસીએ બહુ જ હેતથી કહ્યું: 'ભગવાન્! ધન્ય ભાગ્ય મારાં, કે આપ પધાર્યા, પણ હવે કાંઈ જ બચ્યું નથી.' શેઠ ને શેઠાણી લોભિયાં છે, શેઠાણી ને વિવેક નથી. 'ભગવાન શું આપુ આપને?' ત્યાં એની નજર ચોખાના તપેલામાં પડી, થોડા ચોખા બચ્યા હતા. એમાથી એ ચોખા લાવી, ખૂબ ભક્તિથી–પ્રેમથી ભગવાન મહાવીરના કરપાત્રમાં આપ્યા. લ્યો, લ્યો, આ ગરીબ દાસીના હાથનું લ્યો, હુ તો આજે પાવન થઈ ગઈ!

આપનું પતિતપાવન, દીનોદ્ધારક પદ સફલ થઈ ગયુ. કહે છે કે આ દાન ઉપર દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી, હીરા અને રતન વરસાવ્યા, માનવીઓએ ખુશાલીના પોકારો કર્યા, ચારે બાજુએ અટ્ટહાસ્ય સંભળાયાં

ધન્ય એ દાન! ધન્ય એ દાન! એવી ઉદ્‌ઘોષણા થઈ રહી

જીરણ શેઠે આ સમાચાર સાભળ્યા. હે! મારે ઘેર પ્રભુજી ન પધાર્યા? મારી આટલી તૈયારી, આટલી ભાવના, આટલો પ્રેમ છતાયે!

હશે; ચાલ, થયુ તે ખરું. મારા પ્રભુજીનુ પારણું થયું એટલે બસ છે.

ધન્ય એની ભાવનાને! ત્રણ લોકના નાથ તીર્થંકર ભગવંતે એક દાસીના હાથનુ દાન લઈ એને તારી દીધી

N.

# सर्वसिद्धान्तप्रवेशकः ॥

[ गताङ्क(१८५)तः क्रमशः ]

संपादक : पूज्य मुनिराज श्रीजम्बूविजयजी

## [ जैनदर्शनम् ]

अथ जैनसिद्धान्तानुसारेण प्रमाण-प्रमेय स्वरूपावधारणायेदमुपदिश्यते। आह—यद्येवम्, ब्रूहि [2]किं तत् प्रमाणं प्रमेयं च? इति। तत्र प्रमेयम्—"जीवा-ऽजीवा-[3]ऽऽस्रव-बन्ध-संवर-निर्जरा-मोक्षास्तत्त्वम्" [तत्त्वार्थसू० १।४]। तत्र सुख-दुःख-ज्ञानादिपरिणामलक्षणो जीवः। विपरीतस्त्वजीवः। "मिथ्यादर्शना-ऽविरति-प्रमाद-कषाय-योगा बन्धहेतवः" "काय-वाङ्-मनःकर्म योगः" "स आश्रवः" "शुभः पुण्यस्य" [तत्त्वार्थ० ८।१, ६।१, ६।२, ६।३] विपरीतः[卐] पापस्य। आश्रवकार्यं बन्धः। आश्रवविपरीतः संवरः। संवरफलं निर्जरा।

[5]अथ प्रमाणं प्रत्यक्षमनुमानमागमश्चेति[●]। तत्र प्रत्यक्षम्—इन्द्रिय-मनोनिमित्तं विज्ञानं निश्चितमव्यभि[6]चारीति लौकिकं व्यवहारतः प्रत्यक्षम्, अवध्यादि निश्चयतः। [×]अन्यथाऽनुपपन्ना-ल्लिङ्गाल्लिङ्गिनि ज्ञानमनुमानम्, यथा धूमादग्निज्ञानम्। 'तपसः स्वर्गो भवति', इत्याग[7]मः-प्रमाणम्, निश्चिता-ऽविपरीतप्रत्ययोत्पादकत्वात्, चक्षुरादिवत्।

इति जैनसिद्धान्तप्रवेशकः [8]समाप्तः ॥

१ °दमुप°– D॥ २ किमेतत्– D॥ ३ °ऽऽस्रव-संवर-बन्ध निर्जरा°– D। °ऽऽश्रव-बन्ध-संवर-निर्जरा°– L॥ ४ °परितं– L॥ ५ तत्र प्रमाणं– L॥ ६ °चारि लौकिकं– D॥ ७ °इत्यागमं– L॥ ८ समाप्तम्– L नास्ति।

卐 "अशुभः पापस्य"—तत्त्वार्थसू० ६।४।

● यद्यपि "प्रमाणं द्विधा, प्रत्यक्षं परोक्षं च" [प्र० मी० १।१।९-१०] "विशदः प्रत्यक्षम्" [प्र० मी० १-१-१३] "अविशदः परोक्षम्, स्मृति-प्रत्यभिज्ञानो-हा-ऽनुमाना-ऽऽगमास्तद्विधयः" [प्र० मी० १-२-१, २] इति प्रमाणमीमांसादिश्वेताम्बरीयग्रन्थेषु प्रमाणविभाग उपलभ्यते, किन्तु स अकलङ्कोपज्ञ इति प्रतीयते। श्वेताम्बराणां प्राचीनतमेषु ग्रन्थेषु तु त्रिविधत्वं प्रमाणानां बहुत्र वर्णितं दृश्यते। दृश्यताम्—न्यायावतारः (सिद्धसेनदिवाकरप्रणीतः) कारिका ४, ५, ६, ७। न्यायावतारवार्तिकवृत्तिः पृ० ७१, ९९। अनेकान्तजयपताकाटीका पृ० १४२, २१५॥

× "साध्याविनाभुवो लिङ्गात् साध्यनिश्चायकं स्मृतम्। अनुमानं तदभ्रान्तं प्रमाणत्वात् समक्षवत्॥४॥

—न्यायावतारः।

## [ साङ्ख्यदर्शनम् ]

अथ साङ्ख्यमतप्रदर्शनायेमुपदिश्यते। तत्र हि* प्रकृतिः पुरुषः तत्संयोगश्च*। सत्त्व-रज स्तमसां साम्यावस्था प्रकृतिः। *तस्या एव वैषम्यावस्था परिणामः। यथा*–तस्याः प्रकृतेर्महानुत्पद्यते, महतोऽहङ्कारः, ततश्चाऽहङ्कारादेकादशेन्द्रियाणि–पञ्च बुद्धीन्द्रियाणि, पञ्च कर्मेन्द्रियाणि, अपरं मनः। तथा तत एवाऽहङ्कारात् तमोबहुलात् पञ्च तन्मात्राणि, तद्यथा–शब्दतन्मात्रम्, स्पर्शतन्मात्रम्, रूपतन्मात्रम्, रसतन्मात्रम्, गन्धतन्मात्रमिति। एतेभ्यश्च यथाक्रमेण भूतानि आकाश-वाय्वग्न्युदकभूमयः भूतसमुदायश्च शरीर-वृक्षादयः।

सत्त्वादिलक्षणं वक्तव्यमिति चेत्; तदुच्यते–प्रसाद-लाघव-प्रसवा-ऽभिष्वङ्ग-प्रीतयः कार्यं सत्त्वस्य, शोष-ताप-भेद-स्तम्भो-द्वेगा-ऽपद्वेषाः कार्यं रजसः, आवरण-सादन-बीभत्स-

---

१ °भप° L ॥ * * एतदन्तर्गत पाठ L नास्ति। "ततश्च यदृच्छामात्रत्वादङ्गीकृत-पुरुषार्थयत्नार्थहानि'। ..। तस्य च हानौ प्रधान-पुरुष-संयोगत्रित्वपरिज्ञानार्थशास्त्रयत्ना[र्थ]हानिरपि"–नयचक्रवृत्तिः (वडोदरामुद्रित) पृ० १२ ॥

२ °तमःसाम्या° L। "एतेषा या समावस्था सा प्रकृति किलोच्यते।"–षड्द० समु० ३६ A ॥ * * एतदन्तर्गत पाठः L नास्ति ॥

३ एतत्स्थाने D प्रतावित्थं पाठ–महान् अहङ्कारः ततश्चा०। तुलना–"प्रकृतेर्महां-स्ततोऽहंकारस्तस्माद् गणश्च षोडशक'। तस्मादपि षोडशकात् पञ्चभूतानि ॥२२॥" सांख्यकारिका ॥

४ पञ्च L नास्ति ॥

५ च एकादशं मनः D ॥

६ तथैकादशाद् गणात् तमो० L। तुलना–"अभिमानोऽहंकारस्तस्माद् द्विविधः प्रवर्तते सर्ग। ऐन्द्रिय एकादशकस्तन्मात्रकपञ्चकश्चैव ॥२४॥ सात्त्विक एकादशक प्रवर्तते वैकृतादहं-कारात्। भूतादेस्तन्मात्र स तामसस्तैजसादुभयम् ॥२५॥"–सांख्यका० ॥

७ शब्द० रूप० रस० गन्ध० स्पर्श०। एतेभ्यश्च तथाक्रमेण भूतानि तथा पृथिव्यास्ते(व्याप्ते)जोवाय्वाकाशादीनि भूतसमु० L। तुलना–"तन्मात्राणि शब्द-स्पर्श-रूप-रस-गन्धाख्यानि"–सांख्यका० माठरवृत्ति पृ. १० ॥

८ प्रकाश[प्रसा]द० L। "प्रीत्यप्रीतिविषादात्मका' प्रकाश-प्रवृत्ति-नियमार्था' ॥१२॥A" सांख्यका० ॥

९ °धर्म-प्रीत्यादयः D। एतद्विषयकेषु तत्तद्ग्रन्थान्तर्गतभागेषु प्राय सर्वत्र 'धर्म'शब्द-स्थाने 'उद्धर्ष'पाठ एवोपलभ्यते। यदि तु यथाश्रुत'धर्म'शब्दपाठे एव निर्बन्धः तर्हि "अध्यवसायो बुद्धिधर्मो ज्ञान विराग ऐश्वर्यम्। सात्त्विकमेतद्रूप तामसमस्माद् विपर्यस्तम् ॥२३॥" इति सांख्य-कारिकाप्रतिपादितं धर्म गृहीत्वा सगमनीयम् ॥

१० °गप्रद्वेषाः– L ॥

दैन्य-गौरवाणि तमसः कार्यम् ।

"[12]सत्त्वं लघु प्रकाशकमिष्टमुपष्टम्भकं चलं च रजः ।

गुरु वरणकमेव तमः प्रदीपवच्चाऽर्थतो वृत्तिः ॥ [ साङ्ख्यका० १३ ] एवं तावत् प्रकृतिः स्थूल-सूक्ष्मरूपेण व्याख्याता ॥

अथ पुरुषः [13]किंस्वरूपः ? चैतन्यं पुरुषस्य स्व[14]रूपम् । प्रकृति-पुरुषयोश्च उपभोगार्थः स[15]म्बन्धः संयोगः पङ्ग्वन्धयोरिव[16] । उपभोगश्च[17] शब्दाद्युपलम्भो गु[17]णपुरुषान्तरोपलम्भश्च ।

---

११ तुलना —"सुखानां शब्द-स्पर्श-रूप-रस-गन्धानां प्रसाद-लाघव-प्रसावा-ऽभिष्वङ्गोद्धर्ष-प्रीतयः कार्यम् । दुःखाना शोष-ताप-भेदा(दो)पस्तम्भोद्वेगा-ऽपद्वेषा । मूढानां वरण-सदना-ऽपध्वंसन-वैभत्स्य-दैन्य-गौरवाणीति "—**नयचक्रवृत्ति पृ० ११** । "प्रसाद-लाघवा-ऽभिष्वङ्गोद्धर्षप्रीतय सत्त्वस्य कार्यम् ।...ताप-शोष-भेद-स्तम्भोद्वेगापद्वेगा(षा) रजस कार्यम् ..दैन्यावरणसादनाध्वसबीभत्सगौरवाणि तमसः कार्यम्"—**तत्त्वसं० पं० पृ० २१ । न्या० कुमुद० पृ० ३५० ॥**

१२ नेयमार्या D ॥

१३ **किंरूपः** D ॥

१४ **स्वं रूपम्** D । "वस्तुशून्यत्वेऽपि शब्दज्ञानमाहात्म्यनिबन्धनो व्यवहारो दृश्यते । तद्यथा—चैतन्यं पुरुषस्य स्वरूपमिति । यदा चितिरेव पुरुषस्तदा किमत्र केन व्यपदिश्यते ?" **पातञ्जलदर्शनयोगभाष्य १ । ९ ॥**

१५ **सम्बन्धः** D नास्ति ॥

१६ "पुरुषस्य दर्शनार्थं कैवल्यार्थं तथा प्रधानस्य । पङ्ग्वन्धवदुभयोरपि संयोगस्तत्कृतः सर्गः ॥२१॥"—**सांख्यका० ॥**

१७ "सर्वं प्रत्युपभोगं यस्मात् पुरुषस्य साधयति बुद्धिः । सैव च विशिनष्टि पुन प्रधान-पुरुषान्तर सूक्ष्मम् ॥३७॥"—**सांख्यका०** । 'तथा—चाऽऽहु.—उपभोगस्य शब्दाद्युपलब्धिरा-दिर्गुण-पुरुषान्तरोपलब्धिरन्त ।" **सांख्यका० युक्तिदीपिका पृ० १३९** । "प्रधानस्य पुरुषार्था प्रवृत्तिः । स च पुरुषार्थो द्विविध —शब्दाद्युपलब्धिरादिर्गुण-पुरुषान्तरोपलब्धिरन्तश्च"—**माठरवृ० पृ० ७९ ॥**

१७ **गुणः पु०**— D ॥

१८ °**कमित्याह** D ॥

## મહામંત્રી ઉદયન વિષેના પુરાતન સંદર્ભ ગ્રંથો

| ગ્રંથનામ | કર્તા | રચના સંવત્ | પ્રકાશક |
| --- | --- | --- | --- |
| ૧. કુમારપાલ પ્રતિબોધ: | શ્રી સોમપ્રભસૂરિ: | ૧૨૪૧ | ગાયકવાડ ઓ. સિરીઝ, વડોદરા |
| ૨. પુરાતન પ્રબંધ સંગ્રહ: | શ્રી જિનભદ્રસૂરિ: | ૧૨૯૦ | સિંધી જૈન ગ્રંથમાળા, મુંબઈ |
| ૩. પ્રભાવક ચરિત્ર: | શ્રી પ્રભાચંદ્રસૂરિ: | ૧૩૩૨ | " " |
| ૪. ધર્માભ્યુદય મહાકાવ્ય: | શ્રી ઉદયપ્રભસૂરિ: | ૧૩૪૯ | " " " |
| ૫. પ્રબંધ ચિંતામણિ: | શ્રી મેરુતુંગસૂરિ: | ૧૩૬૧ | " " " |
| ૬. નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ | શ્રી કક્કસૂરિ: | ૧૩૯૩ | " " " |
| ૭. પ્રબંધ કોશ: | શ્રી રાજશેખરસૂરિ: | ૧૪૦૫ | હેમચંદ્રાચાર્ય જૈન લાયબ્રેરી, પાટણ |
| ૮. કુમારપાલ ચરિત્ર: | શ્રી જયસિંહસૂરિ: | ૧૪૨૨ | સિંધી જૈન ગ્રંથમાળા, મુંબઈ |
| ૯. મોહરાજ પરાજય: | શ્રી જિનપતિસૂરિ: | ચૌદમો સૈકો | |
| ૧૦. ઉપદેશસપ્તતિકા: | શ્રી સોમધર્મ: | ૧૫૦૪ | |
| ૧૧. કુમારપાલરાસ: | | | |

## સાભાર–સ્વીકાર

૧. **चैत्यवाद समीक्षाः**—(હિંદી) **લેખક:** પં. હંસરાજ શાસ્ત્રી, **પ્રકાશક:** શ્રી આત્માનંદ જૈન મહાસભા પંજાબ, અંબાલા શહર **મૂલ્ય:** પાંચ રૂપિયા.

૨. **मुक्तिके पथ परः**—(હિંદી) **લેખક:** શ્રી. કેશરીચંદ શેઠિયા, **પ્રકાશક:** શેઠિયા જૈન ગ્રંથાલય, બીકાનેર.

૩. **धर्म और संस्कृतिः**—(હિંદી) **સંકલનકર્તા:** શ્રી. જમનાલાલ જૈન, **પ્રકાશક:** સહાયક મંત્રી: શ્રી. મૂલચંદ બડજાતે, ભારત જૈન મહામંડલ, વર્ધા, **મૂલ્ય:** એક રૂપિયો ચાર આના.

## નવી મદદ

રૂા. ૧૧) પૂ. મુ. શ્રી દર્શનવિજયજી મ.ના સદુપદેશથી શા. રતિલાલ ભીખાભાઈ, અમદાવાદ

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# विषय–दर्शन





# प्राचीन संतवाणी

સં. પં. શ્રી. અંબાલાલ પ્રે. શાહ

નયણહ અગ્ગલિ છંદલા, સંવઉ લોઉ કરેઈ.
દૂરિ વસંતાં ગુણ મહણુ, કરઇ સુ વિરલઉ કોઈ. ૨૫

☆

અક્કફલં કિવણધણં, સાયરસલિલં ચ દૂહગારુવં,
કાયરકર કરવાલં, વિહલં વિહિણા વિણમ્મવિયં. ૨૬

☆

રવિ સસિ સાયર સુપુરિસહ, એ ચિહું એક સભાઉ,
ક્ષણિ ભરી ક્ષણિ ઓહરઈ, ચિત્તિ ન ધરઈ વિષાઉ. ૨૭

☆

દૂજ્જણુ એહ સભાવડઉ, પરરિદ્ધિઈ ડજ્ઝંતિ,
મેહિં સીંચિઉ જવાસડઉ, સુક્કવિ ગયઉ ન ભંતિ. ૨૮

★

લક્ખ સણીજા સાંપડઈ, સાજણ સાજઇ દેહિ,
કોઇ ન દીસઈ બઇસતુ, માંદાં પાંતિઈ છેહિ. ૨૯



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| अंक : ८ | વૈશાખ સુદ ૯ : મંગળવાર : ૧૫ મે | १८८ |


# श्रीसुमतिनाथजिनस्तवः ॥

संपादक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी

मेघभूपकुलदीपमुज्ज्वलं, मङ्गलाङ्कगगनार्कमण्डलम् ।
पञ्चमं सुमतिनाथतीर्थपं, संस्तुवे त्रिविधबोधदेशकम् ॥ १ ॥

येन्द्रियाविकृतया विशेषतोऽनेकधोल्लसति बुद्धिरङ्गिनाम् ।
सैव देव ! तव सेवकर्षिभिर्भाष्यते प्रथमबोधनामतः ॥ २ ॥

तीर्थनाथ ! तव भाषितागमप्रोक्ततत्त्वपरमार्थबोधतः ।
ज्ञाननामकमेवमुज्ज्वलं, बोधमाहुरपरं महर्षयः ॥ ३ ॥

आगमार्थमवगम्य निश्चितं, ज्ञाततत्त्वपरिशीलनस्पृशाम् ।
त्वत्प्रणीतपथि चारिणामसंमोहबोधमयतैव जायते ॥ ४ ॥

आद्यबोधमिह तारतम्यतः, पूर्वमाप महमप्यनेकशः ।
साम्प्रतं सुमते ! तथा कुरु, स्याद् यथा त्रिविधबोधवानलम् ॥ ५ ॥

॥ इति श्रीसुमतिनाथस्तवः ॥ ५ ॥

# ઇતિહાસના અજવાળે

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

[૧૨]

Much bitterness was introduced into the wars of this ( 949 A. D.) period by the hestility between the rival religions, Jainism and orthodox Hinduism. P. 311 × × ×

Bijjala was a Jain. There is, however, no doubt that the rise of the Lingayats dates from the time of Bijjala founded by by Basara, the Brahman minister of Bijjala. The growth of this new sect, which secured numerous adherents among the trading classes, up to that time the main strength of both Buddhism and Jainism, checked the progress of the latter religion, and drove another nail into the coffin of Buddhism, the existence of which in the Deccan cannot be traced latter than the first half of the twelth century.

ભાવાર્થ—'અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીયા' નામા ઐતિહાસિક પુસ્તકમાં એના કર્ત્તા વિન્સેંટ એ. સ્મીથે જુદા જુદા પ્રસંગે જૈનધર્મ સંબંધી તારવણી કરીને જે થોડા ઉલ્લેખો કર્યા છે, એ જોતાં આપણે, દક્ષિણમાં પણ જૈનધર્મ એક કાળે સારા પ્રમાણમાં પ્રસર્યો હતો અને એ ધર્મના અનુયાયીઓમાં રાજાઓ તેમજ પ્રધાનો પણ હતા, એ વાત દીવા જેવી જોઈ ગયા. ઉપરના ઉતારામાંથી જાણવા મળે છે કે ઈ. સ. ૯૪૯માં રૂઢિચુસ્ત હિંદુધર્મ અને જૈનધર્મ વચ્ચે હરિફાઈ પ્રવર્તતી હતી. કલચુરીવંશનો રાજવી બિજ્જલ જૈનધર્મી રાજા હતો. એના બ્રાહ્મણ પ્રધાન બસવે નવા લિંગાયત પંથની સ્થાપના કરી એમાં વેપારી વર્ગના ઘણા માણસો જોડાયા. એ ધર્મ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ગયો. એ કારણે જૈનધર્મની પ્રગતિ પર કાપ પડ્યો અને બૌદ્ધધર્મનું અસ્તિત્વ મટી ગયું. બારમા સૈકાના પ્રથમના પચાસ વર્ષો પછી દક્ષિણમાં બૌદ્ધધર્મ સંબંધી કંઈ પણ હિલચાલ હોય એવું જણાતું નથી.'

આ ઉપરથી સહજ તારવી શકાય છે કે લગભગ ત્રણ સૈકાઓ પર્યંત જૈનધર્મ હિંદુ તેમજ લિંગાયત ધર્મના અવરોધો છતાં દક્ષિણમાં પ્રવર્તતો હતો. એના અનુયાયી વર્ગની સંખ્યા સારા પ્રમાણમાં હતી અને બૌદ્ધધર્મની માફક એ સદંતર નામશેષ થયો નહોતો.

The first notable prince of Hoysala dynasty was Vishnu or Bittiga ( 1117 A. D. ), who established his capital at Dorasamudra, the modern Halebid, famous for the fine temple which excited Ms. Fergusson's enthusiastic admiration. During Vishnu's reign the Jain religion enjoyed high favour under the protection of his minister Gangaraja, and the Jain temples, which had been destroyed by the orthodox Chola in vaders, were restosed.

ઈ. સ. ૧૧૧૭ના હોયસાલવંશના પ્રખ્યાત રાજવી વિષ્ણુ અપરનામ બિટીગે પોતાની

રાજધાની દોરસમુદ્રમાં સ્થાપી. આજે જ્યાં પ્રખ્યાત દેવળ છે અને જેની પ્રશસા ફરગ્યુસને કરી છે એવું હલેબીડ એ જ પૂર્વકાળનુ દોરસમુદ્ર હતુ. વિષ્ણુ ભૂપના રાજ્યકાળમાં જૈનધર્મ સમૃદ્ધિના શિખરે હતો અને રાજ્વીનો દિવાન ગંગરાજ એનો આગળ પડતો અનુયાયી હતો. એણે ચોલ રાજાના હુમલા વખતે જે જૈન મંદિરો નાશ પામ્યાં હતાં તેનો નવેસરથી ઉદ્ધાર કરાવ્યો હતો.

But it is certain that Jainism gained a stronghold on the South from very early times, and retained it for many centuries.

In the seventh century A. D. it (Buddhism) was dying out, overshadowed by both Jainism and Hinduism. After that date those two faiths alone disputed the field open with great bitterness and ferocity.

પણ એ તો સ્પષ્ટ છે કે જૈનધર્મે દક્ષિણમાં ઘણા વહેલા સમયથી પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હતું, અને પોતાની પ્રતિષ્ઠા ઘણા સૈકાઓ પર્યંત ટકાવી રાખી હતી .... ......

સાતમા સૈકામાં બૌદ્ધધર્મ પોતાનું અસ્તિત્વ ગુમાવી રહ્યો હતો. એના કારણમાં મુખ્ય વાત એ હતી કે જૈનધર્મ અને હિંદુધર્મ એ સામે ટકી શકતો નહોતો એ સૈકો અને ત્યાર પછીના સૈકાઓમાં જે કંઈ હરિફાઈ દૃષ્ટિગોચર થાય છે, ચઢતીપડતી નજરે ચડે છે અને કેટલીક વાર વધારે પડતી કડવાશ અથવા તો ધર્મઝનૂન જણાય છે એ જૈનધર્મ અને હિંદુધર્મ વચ્ચે જ. ઉપરના ટાંચણો પરથી જૈનધર્મની પ્રાચીનતા, પ્રભુતા અને પ્રજામાં વિસ્તૃત પ્રમાણમાં પ્રચાર સંબંધી ખ્યાલ આવે છે તેમ બીજાં પણ એંધાણુ નજરે ચડે છે. એટલું તો વિના સંકોચે કહી શકાય તેમ છે કે ઘણા જૂના સમયથી ભારતવર્ષના અતિ મોટા ભાગમાં જૈનધર્મ વિસ્તરેલો હતો અને એ પ્રજાના આલોક તેમજ પરલોકના શ્રેયમાં નિમિત્તરૂપ બનતો. પણ દેશકાળ બદલાતાં, રાજ્યોની ઉથલપાથલ થતાં, અને આવી રહેલા અવસર્પિણી કાળનો ધક્કો લાગતાં એમાં ઓટ આવવા માંડી. આ અનુપમ સિદ્ધાંત તર્કની નજરે એ સો ટચના સુવર્ણની છાપ પામે એવો છતાં, કાં તો એના નિષ્ણાત પ્રચારકોના અભાવે, કિંવા બદલાતા વાતાવરણમાં હાથ ધરવી જોઈતી આવશ્યક સુધારણાની ઊણપે, અનુયાયી વર્ગમાં ગાબડું પડતુ ગયુ અને એ ઉત્તરોત્તર એવી રીતે વૃદ્ધિ પામ્યું કે એક સમયનો રાજ્યધર્મ જેના અનુયાયી વર્ગમાં રાજવીઓ પ્રધાનો આદિ રાજધુરાના વાહકો હતા, તે કેવળ વૈશ્યવૃત્તિધારી વણિકોનો બની રહ્યો !

પણ આજે એ અંધકાર યુગ નથી રહ્યો. આજના વિજ્ઞાનયુગમાં વીતરાગ પ્રભુના ટંકશાળી વચનોનું યથાર્થ મૂલ્યાકન થાય તેની ઘડીઓ ચક્ષુ સામે રમતી દેખાય છે. બીજી રીતે વિચારીએ તો ભસ્મરાશિ ગ્રહની અસર પણ નાબૂદ થવાની ખબરી બજી રહી છે. 'સવી જીવ કરું શાસનરસી' એ મહાન્ ભાવના અમલી બનાવવા સારુ દેશકાળને નજર સામે રાખી આપણે સંગઠિત બની કેવાં પગલાં ભરવાં જોઈએ તે નક્કી કરવાની પળ પ્રાપ્ત થઈ છે.

આંતરિક–ક્ષુદ્ર મતફેરોને અભરાઈ પર ચઢાવી, મળેલી આ સોનેરી તકનો લાભ લઈશું કે પરસ્પરના કલહમાં હજુ પણ ડૂબેલા રહીશું ? [ ચાલુ ]

# શ્રી. પ્રભાસપાટણ તીર્થની પ્રાચીનતા

લેખક : પૂજ્ય પંન્યાસજી શ્રીસુશીલવિજયજી ગણિવર

સુપ્રસિદ્ધ સૌરાષ્ટ્રદેશના શણગાર સ્વરૂપ 'શ્રી પ્રભાસપાટણ' અનેક સદીઓથી હિંદુધર્મના સર્વસંપ્રદાયોમાં પવિત્ર ગણાતા અત્યંત પુરાતની પવિત્ર તીર્થક્ષેત્ર તરીકે જગતભરમાં પંકાયેલું અદ્યાવધિ વિખ્યાત સ્થળ છે વેરાવલ બંદરથી માત્ર બે માઈલને અંતરે જ આ તીર્થસ્થળ આવેલું છે. આ નગરના કાંઠે ઘૂઘવતા મહાસાગરની છોળો ઊડી રહી છે.

અસલ આ સ્થળને 'ચન્દ્રપ્રભાસતીર્થ' એ નામે સૌ ઓળખતું હતું ત્યાર પછી 'દેવપત્તન' એ નામે સર્વત્ર પ્રસિદ્ધિ પામ્યુ. કાળક્રમે 'સોમનાથ પાટણ' નામે પણ પંકાયુ અને વર્તમાનમાં 'પ્રભાસપાટણ' એ નામે સૌ કોઈ ઓળખે છે.

એની ઐતિહાસિક પ્રાચીનતા જુગજૂની છે. એ તો સૌ કોઇ સમજી શકે તેમ છે. જૈનશાસ્ત્રોમાં આ તીર્થ 'શ્રીચન્દ્રપ્રભાસ'ના નામે ઉલ્લેખાયું છે; એવા પ્રાચીન પુરાવા મળી આવે છે.

પરમપૂજ્ય શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજે બનાવેલા 'શ્રી શત્રુંજયમાહાત્મ્ય'માં લખ્યું છે કે–આ અવસર્પિણીના પ્રથમ ચક્રી શ્રી. ઋષભદેવ વિભુના પ્રથમ પુત્ર શ્રી. ભરત મહારાજાએ પરમપાવન તીર્થાધિરાજ શ્રી. શત્રુંજય ગિરિરાજની પશ્ચિમ દિશાએ આવેલા ચન્દ્રોદ્યાનમાં આ અવસર્પિણીના ભાવી આઠમા તીર્થંકર શ્રી. ચન્દ્રપ્રભુ ભગવંતનો મનોહર દિવ્ય પ્રાસાદ બનાવી, અને તેમાં રત્નમય ભવ્ય પ્રતિમા પધરાવી તે ઉલ્લેખ આ પ્રમાણે છેઃ

" ततो सङ्घलोकः पश्चिमायां दिशि चन्द्रोद्यानमध्ये ब्राह्मीनदीतटे आवासान् चक्रे । तत्र वने वनशोभावलोकनार्थं श्रीसोमयशा नृपोऽनेकैः समानवयोभिः कुमारैः परिवृतो गतः । ततो ब्राह्म्यास्तीरे नानाविधपुष्पितफलितवृक्षाणां शोभां विलोकयन् यावद् दूरे याति तावदग्रे तापसानामुटजान् ददर्श । तत्र जटाधरान् भस्मोद्धलितगात्रान् जितेन्द्रियान् मूर्त्तान् शान्तरसानिवालोक्य हृष्टः सोमयशा नृपः तेषां स्वरूपमाचारं च पृच्छति स्म । ते प्राहुः राजन् वयं विद्याधरा वैताढ्यवासिनः पूर्वमज्ञानात् अस्माभिर्मुनिहत्यादिबहुपापानि कृतानि । ततः कथञ्चिद् विवेके प्राप्ते पापभीरुतया तादृशीं दीक्षां प्रपन्नाः । अन्यदास्माभिर्भाग्यवशात् श्रीयुगादिजिनो वन्दितः, पृष्टं च, भगवन् ! अस्माकं कदा कुत्र स्थाने मोक्षो भविष्यतीति ? ततः प्रभुणा प्रोक्तं, चन्द्रप्रभजिनस्य तीर्थे श्रीशत्रुंजयसमीपे भवतां मुक्तिरिति प्रभोर्मुखात् श्रुत्वा वयं भाविनोऽष्टमतीर्थंकरस्य चन्द्रप्रभस्वामिनः प्रतिमां कारयित्वा अत्र समागत्य नित्यं तत्पूजां कुर्वन्तः स्थिताः स्म । अत्रैव स्थाने श्रीचन्द्रप्रभस्वामिनः समवसरणं भविष्यतीति महाप्रभावमेतत् क्षेत्रमिति श्रुत्वा प्रसन्नचित्तः सोमयशाः ततो वलयित्वा तत् सर्वं चक्रिणे अकथयत् । श्रीभरतेशोऽपि वर्द्धकिना तत्र श्रीचन्द्रप्रभप्रासादं कारयित्वा पुरमवासयत् । एवं तत्र तीर्थस्थापनां कृत्वा चक्रवर्ती सङ्घसहितो रैवताचलयात्रार्थं चचाल ॥ "

[ श्रीशत्रुञ्जयमाहात्म्यग्रन्थे पत्र – २६७ ]

ભાવાર્થ: — "ત્યાર પછી સંઘના લોકોએ પશ્ચિમદિશામા આવેલા ચન્દ્રોદ્યાન મધ્યે બ્રાહ્મી (સરસ્વતી) નદીના કિનારે નિવાસ કર્યો (અર્થાત્ સંઘનો પડાવ નાખ્યો). તે વનમાં વનની શોભા અવલોકવા માટે શ્રીસોમયશા નામના રાજા સરખી વયના કુમારો સહિત ગયા. ત્યાર બાદ બ્રાહ્મી નદીના કિનારે અનેક પ્રકારના ફળ-ફૂલથી ભરેલા વૃક્ષોની શોભાને જોતાં જોતાં કંઈક દૂર જાય છે તેટલામાં આગળના ભાગમાં તાપસોની ઝુંપડીઓ જોવામાં આવી. ત્યાં જટાને ધારણ કરનારા, દેહ પર ભસ્મ લગાવનારા, ઇન્દ્રિયોને જીતનારા, મૂર્તિમાન જાણે શાન્તરસ ન હોય તેવા તાપસોને જોઈ, હર્ષિત થયેલા એવા સોમયશા રાજાએ તેઓના સ્વરૂપ અને આચાર સંબંધી તેમને પૂછ્યું. ત્યારે તેઓ બોલ્યા કે– હે રાજન્! અમે વૈતાઢ્ય પર્વત પર વસનારા વિદ્યાધરો છીએ. પૂર્વાવસ્થામાં નહીં જાણતા એવા અમોએ મુનિહત્યા વગેરે ઘણાં પાપો કરેલાં છે. ત્યાર બાદ કોઈ કારણથી વિવેક પ્રાપ્ત થતાં પાપથી ભય પામેલા એવા અમોએ તાપસી દીક્ષા સ્વીકારી છે.

એક વખત અમારા ભાગ્યબલથી શ્રીયુગાદિજિનને (શ્રીઋષભદેવપ્રભુને) વંદન કરવાનો સુયોગ થતાં, તેમને વંદન કરીને પૂછ્યું કે–હે ભગવન્! અમારો ક્યારે અને કયા સ્થાનમાં મોક્ષ થશે? ત્યારે પ્રભુએ કહ્યું કે–શ્રીચન્દ્રપ્રભુજિનના તીર્થમાં શ્રીશત્રુંજયની સમીપમાં (પશ્ચિમ દિશાએ) તમારો મોક્ષ થશે એ પ્રમાણે પ્રભુના મુખથી સાંભળીને અમે ભાવી આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભુસ્વામીની પ્રતિમા કરાવીને આ સ્થળે આવી હંમેશાં તેમની પૂજા કરી રહ્યા છીએ.

વળી, આજ સ્થળે શ્રીચન્દ્રપ્રભસ્વામીનું સમવસરણ થશે, એથી આ ક્ષેત્ર મહાપ્રભાવવાળું છે એ સાંભળીને પ્રસન્ન ચિત્તવાળા સોમયશા ત્યાંથી પાછા ફરીને (જ્યાં ભરત મહારાજા છે ત્યાં આવીને) સર્વ વૃત્તાંત ભરતચક્રીને કહ્યો. શ્રીભરતમહારાજાએ પણ વર્દ્ધકિરત્ન (દેવતાધિષ્ઠિત સુથાર) પાસે ત્યાં શ્રીચન્દ્રપ્રભુનો પ્રાસાદ કરાવી નગર વસાવ્યું. આ રીતે ત્યાં તીર્થસ્થાપના કરીને ચક્રવર્તી સંઘસહિત રૈવતાચલની (ગિરનારતીર્થની) યાત્રા કરવા માટે ચાલ્યા."

ઉક્ત ઉલ્લેખથી એ સિદ્ધ થાય છે કે આ 'ચન્દ્રપ્રભાસતીર્થ' આદ્યતીર્થંકર શ્રીઋષભદેવ ભગવંતના સમયનું છે. મહુવાના નરરત્ન જગમશહૂર જગડુશાહે આ તીર્થની યાત્રાએ આવતાં બાકી રહેલા સવાક્રોડની કિંમતના રત્નને આ તીર્થમાં ભેટ ધર્યાની આખ્યાયિકા ચરિત્ર ગ્રન્થોમાં મૌજુદ છે.

અહી નવ જિનમંદિરો વિદ્યમાન છે. તેમાં મુખ્ય મંદિર શ્રીચન્દ્રપ્રભુસ્વામીનું છે. ચન્દ્રપ્રભુસ્વામીની ભવ્ય મનોહર મૂર્તિ શ્રીમહાવીરસ્વામી પ્રભુના મુખ્ય અન્તેવાસી શ્રીગૌતમસ્વામી મહારાજના શુભ હસ્તે પ્રતિષ્ઠિત થયેલી, જે વલ્લભીપુર વળાથી લાવવામાં આવેલી છે. એમ વર્તમાન ઈતિહાસ સાક્ષી પૂરે છે અને ઈતિહાસના સંશોધકોએ પણ તપાસીને અંતે માસિકોમાં લેખો દ્વારા તેની સાબિતી કરી છે

શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર જૂનું અને ઘણું વિશાળ છે જોતાં સૌને એમ જણાઈ આવે કે આનો જીર્ણોદ્ધાર વહેલી તકે થવો જોઈએ આ મંદિરની સાથે જ શ્રીસુવિધિનાથ પ્રભુનું દેરાસર દષ્ટિગોચર થાય છે મૂળનાયકજીની આજુબાજુમાં પંચધાતુમય વિશાલકાય સુંદર જિનબિંબો શોભી રહ્યાં છે.

શ્રીચંદ્રપ્રભુસ્વામીના ચૈત્યની બહારની ચોકીમાંથી આ દેરાસરમાં દાખલ થવાય છે. બહારની ચોકી અને બારશાખમા કારીગરે કરેલી નકશી પ્રેક્ષકોના નયનયુગલને આકર્ષી રહે છે. એ ચોકીમાંથી બહાર આવતાં શ્રીદાદાપાર્શ્વનાથનું મંદિર જોડે જ આવેલું છે. મૂળનાયક પ્રભુની પ્રતિમા અતિપ્રાચીન અને લેપ્યમય છે. આ મંદિરમાં બાજુની ભીંત પર પીળા આરસપાષાણમાં કોતરેલી ત્રણે કાલની ( અતીત-અનાગત-અને વર્તમાન ) ચોવીશીઓ પુરાણી છે. ત્યાં જ નીચેના ભાગમાં પધરાવેલી બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથ પ્રભુની અધિષ્ઠાત્રી શ્રીઅંબિકાદેવીની પણ પ્રાચીન મૂર્ત્તિ મનોહર છે. આ ત્રણેય જિનમંદિરોમાં જવા માટે માત્ર એક જ દ્વાર રાખવામાં આવેલું છે.

શ્રીચંદ્રપ્રભુસ્વામીના દેરાસરની પૂર્વ દિશામાં સોળમા તીર્થંકર શ્રીશાન્તિનાથસ્વામીનું મંદિર આવેલ છે.

ઉક્ત ચારે મંદિરોમાં ભોંયરાંઓ છે. તેમાં શ્રીચંદ્રપ્રભુસ્વામી અને શ્રીઅજિતનાથનાં મંદિરનાં ભોંયરાંઓ ઘણાં ઊંડાં અને વિશાળ અવશ્ય જોવાજેવાં છે

જીર્ણોદ્ધારની જરૂરિયાત જણાતાં આ ચારે મંદિરો એક જ વિશાલ કંપાઉન્ડમાં નવેસરથી સુંદર મંદિર તૈયાર કરી તેમાં મહામહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી પ્રભુપ્રતિમાઓને બિરાજમાન કરવા એવી અત્રેના શ્રીસંઘની શુભ ભાવના થતાં તે કાર્ય જોરશોરથી આરંભી દીધું છે, અને ખાતમુહૂર્ત પણ થઈ ચૂક્યું છે. લાખ્ખોના ખરચે ગગનચુંબી વિશાલ ભવ્ય મંદિરો તૈયાર થશે અને શ્રીચંદ્રપ્રભુસ્વામી આદિ ભગવંતોની ભવ્ય પ્રતિમાઓ તેમાં બિરાજમાન થશે.

ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લિનાથજી, ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીજી, પહેલા તીર્થંકર શ્રી આદિનાથજી, અને બીજા તીર્થંકર શ્રી અજિતનાથજી—આ ચારે વિભુનાં ચાર મંદિરો એક જ કમ્પાઉન્ડમાં આવેલાં છે.

આ ચાર મંદિરો પૈકી શ્રી મલ્લિનાથજી અને શ્રી મહાવીરસ્વામીજીનાં મંદિરો પ્રાયઃ છેલ્લા સૈકાનાં છે. શ્રીમલ્લિનાથ પ્રભુની પ્રતિમા કસોટીના પાષાણની શ્યામ વર્ણવાળી લગભગ એકસઠ આંગળની અત્યંત કાંતિમય છે. આ મૂર્તિ એક શ્રાવકને સ્વપ્ન આપવા પૂર્વક અમુક વિભાગમાંથી જ પ્રગટ થયેલી છે.

અત્રે થોડાં જ વર્ષો પૂર્વે નિશાળના પાયાનું ખોદાણ થતાં સમ્રાટ સંપ્રતિએ ભરાવેલી સફેદ ભવ્ય પ્રતિમાજી પ્રગટ થઈ હતી અને તે આ મંદિરના ગોખલામાં બિરાજમાન કરેલી છે, જેનુ નામ શ્રી શ્રેયાંસનાથ વિભુ છે.

નવમુ શ્રીનેમનાથ જિનેન્દ્રનું મંદિર નગરશેઠની શેરીમાં આવેલું છે.

અત્રેના મંદિરોમાં શ્રીસંપ્રતિહારાજાની ભરાવેલી મૂર્તિઓ સંખ્યાબંધ દૃષ્ટિગોચર થાય છે. તદુપરાંત જગદ્‌ગુરુઅકબરનૃપ પ્રતિબોધક શ્રી હીરસૂરિમહારાજ અને શ્રી વિજયસેનસૂરિ મહારાજના સમયમાં અંજનશલાકા થયેલા પણ અનેક બિંબો જોવામાં આવે છે.

મંદિરોની નિકટમાં જ તપાગચ્છ ઉપાશ્રય, અંચલગચ્છ ઉપાશ્રય જૈનજ્ઞાનવર્ધક વિદ્યાશાળા, ધર્મશાળા, ભોજનશાળા, વર્દ્ધમાનતપ આયંબીલખાતુ, લાયબ્રેરી, જૈન દવાખાનુ, સ્વામીવચ્છલ વગેરે કરવાની વિશાળ વંડી ઈત્યાદિ સ્થળો આવેલાં છે.

આ રીતે જૈન દૃષ્ટિએ આ તીર્થસ્થળ અતિપ્રાચીન છે, એ તો છે જ! પણ

જૈનેતર દૃષ્ટિએ વિચારીએ તો પણ ઘણું જ પ્રાચીન છે એમ જૈનેતર શાસ્ત્રો તેમજ સ્કુલોમાં શિખવાતો આજનો ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે.

*

**"युगे युगे महापुण्यं, दृश्यते द्वारिकापुरी ।**
**अवतीर्णो हरिर्यत्र, प्रभासः शशिभूषणः ॥ १ ॥"**

જેમાં '**પ્રભાસ શશિભૂષણ**' એવા હરિ જન્મ પામ્યા છે એવી દ્વારિકાનગરી યુગે-યુગમાં દેખાય છે તે મહાપુણ્યની વાત છે.

આ રીતે પ્રભાસની પ્રાચીનતાના અનેકશઃ પૂરાવા જૈનેતરાદિ ગ્રંથોમાં પણ મળી શકે છે.

શિવપુરાણ અન્તર્ગત 'શ્રીપ્રભાસખંડ પુરાણ' આખી આ વાતની નક્કર સાક્ષી પૂરે છે.

અહીં મહાસાગરને તીરે આવેલું જૈનેતરોનું શ્રીસોમનાથ મહાદેવનું મંદિર સુંદર કળામય અને અતિપુરાણું છે.

લક્ષ્મીના નિધાનોથી લલચાયેલો અફઘાનીસ્થાનનો સુલતાન મહમદ ગીજની અગિયારમી શતાબ્દીમાં [ ૧૦૮૦–૮૧ માં ] મોટા સૈન્ય સાથે અહીં આવ્યો અને અઢળક દોલત લૂંટી લઈ, શિવલિંગના ટુકડા કરી, સમસ્ત સોમનાથ મંદિરને જીર્ણશીર્ણ કરી નાખ્યું અને એનાં ચંદનનાં કારીગરીવાળાં દ્વાર પણ ત્યાંથી લઈ ગયો. ત્યાર બાદ આ જીર્ણશીર્ણ સોમનાથ મંદિરનો ગૂર્જરનરેશ ભીમ બાણાવળીએ જીર્ણોદ્ધાર કરાવ્યો. તે પણ કાળાંતરે જીર્ણશીર્ણ બન્યો.

આ મંદિરના મુખ્ય અધિષ્ઠાતા ભાવબૃહસ્પતિ ( ગંડ બૃહસ્પતિએ ) પરમાર્હત કુમારપાલ ભૂપાલને અને કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મ૦ ને આ જીર્ણશીર્ણ થયેલા સોમનાથ મંદિરના પુનરોદ્ધાર માટે વિનંતિ કરી. સૂરિજી મહારાજે પણ રાજધર્મને યોગ્ય ઉચિત કરવાની સલાહ આપી. ગુરુભગવંતની સલાહને શિરોમાન્ય કરી અને ભાવબૃહસ્પતિની વિનંતીનો સ્વીકાર કરી ગુર્જરેશ્વર મહારાજા કુમારપાલે મૂળથી જ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. જીર્ણ થયેલું એ મંદિર બારમા સૈકામા પુનઃ સમૃદ્ધશાળી અને આબાદ બન્યુ.

ત્યાર પછી ચૌદમા સૈકાના પ્રારંભમાં જ [ સને ૧૩૦૪ મા ] ખીલજી વંશના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ ફરીથી પ્રભાસપાટણ પર આક્રમણ કર્યું. દરિયા કિનારે આવેલા એ વિશાલ સોમનાથ મહાદેવના મંદિરને લૂંટ્યું અને મંદિરને તોડી નાખ્યુ આ રીતે બીજી વાર પણ આ મંદિર મુસ્લિમોના હાથથી જીર્ણશીર્ણ થયુ.

ફરીથી તેનો ઉદ્ધાર થવાનો પ્રસંગ પ્રાપ્ત ન થતાં એક વર્ષ પૂર્વે એ સોમનાથ મહાદેવનું મંદિર એ જ જીર્ણશીર્ણ—ખંડેર અવસ્થામા મહાસાગરના કાંઠે ઊભુ હતું. આજે પણ એ જ જીર્ણશીર્ણ-ખંડેર મંદિરની વિશાળતા ભવ્યતા અને કારીગરી દ્રષ્ટિગોચર થતાં પ્રેક્ષકોને સહેજે એમ જણાઈ આવે છે કે પૂર્વકાળમાં આ મંદિર કેટલું બધું સમૃદ્ધિશાળી હશે ! હર્ષની વાત તો એ છે કે આ એકવીશમી સદીમાં એ મંદિરનો જીર્ણોદ્ધાર જરૂર સરજાયો હશે।

કુદરતે હિન્દુસ્તાનને બે વિભાગમાં વહેંચી નાખ્યું. નવાબી જુનાગઢ હિન્દીસંઘ-રાષ્ટ્રસંઘમાં જોડાયું. દેશનેતાઓ વગેરે તે જૂનાગઢ સ્ટેટમાં આવેલા આ પ્રભાસપાટણના સોમનાથ મંદિરના પુનરુદ્ધારના કોડ પ્રગટ્યા. સૌરાષ્ટ્ર વગેરેના રાજા-મહારાજા ઠાકોરો આદિએ તેમાં સહાનુભૂતિ દર્શાવવા પૂર્વક લાખ્ખોની રકમો જીર્ણોદ્ધારમાં સમર્પી. કરોડ ઉપરાંતનું ફંડ એકઠું કરી તે મંદિરના જીર્ણોદ્ધારનું કામ શરૂ કર્યું છે.

આ વિક્રમ સંવત ૨૦૦૭ના વૈશાખ સુદિ ૫ના રોજ તે મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

શ્રી સોમનાથ મહાદેવનું નવું બનાવેલું બીજું મંદિર પણ અત્રે વિદ્યમાન છે. આ સિવાય પણ અનેક પુરાણાં મંદિરો હશે એમ ત્યાંની ભૂમિ અને ખંડેરો જોતાં જણાઈ આવે છે. કેટલાંક ધાર્મિક સ્થાનોના પરિવર્તનો પણ દૃષ્ટિગોચર થાય છે, જેમાં કેટલાંક જૈન મંદિરો હોય એમ જણાય છે.

આ ઉપરાંત પ્રભાસપાટણથી લગભગ અર્ધા માઇલને અંતરે 'ત્રિવેણીસંગમ'નું સ્થાન આવેલું છે. હેરણ, સરસ્વતી અને કપિલા એ ત્રણે નદીઓ આ સ્થળે એકઠી થાય છે. જૈનેતર વર્ગ આ સ્થલને અતિપવિત્ર માને છે. આને અંગે જૈનેતરોમાં નીચેના શ્લોકો અતિ પ્રચલિત છે. આ રહ્યા તે શ્લોકો—

**'प्राचीं प्राचीनकर्माणि, मेरुतुल्यानि भारत ।**
**सद्यो दहति पापानि, तत्र प्राची सरस्वती ॥ १ ॥**
**हिरण्या[१] वज्रनी[२] लङ्कुः[३], कपिला[४] च सरस्वती[५] ।**
**प्रभासे पञ्चतीर्थानि, पञ्च स्रोता सरस्वती ॥ २ ॥**

આ ત્રિવેણીસંગમ સ્થાનની આજુબાજુમાં પણ નાનાં મોટાં અનેક મંદિરોનાં ખંડેરે આ શહેરની પ્રાચીનતાની સાખ પૂરી રહ્યાં છે. એ મંદિરોમાં એક સૂર્યમંદિર કળાદૃષ્ટિએ દર્શનીય છે.

આ રીતે આ શહેર અતિપ્રાચીન અને સૌરાષ્ટ્રની શોભામાં વૃદ્ધિ કરતું જગમશહૂર છે.

શહેરમાં ૧૩૦૦ ઉપરાંત લગભગ વસ્તી છે જૈનોના ૧૩૫ ઘર છે. પ્રાયઃ બધા વીશા ઓસવાલ અને સુખી છે. મોટો વર્ગ વ્યાપારાર્થે મુંબઈ, એડન વગેરે સ્થળે વસી રહ્યો છે. અહીંનો દરિયાકિનારો ખૂબ ખરાબાવાળો હોવાથી વહાણુ સ્ટીમર વગેરે આવી શકતા નથી. અહીંના તીર્થની સર્વમાન્ય પવિત્રતાને અંગે આ દરિયાકિનારે કોઈ પણ હિંસા ન કરે એને માટે સરકાર તરફથી પણ સખત પ્રતિબંધ છે. અહીંના સોમનાથ મહાદેવના મંદિર વગેરેની કુલ સત્તા ગાયકવાડ (વડોદરા) સ્ટેટની પૂર્વે હતી. હાલ હિંદી સરકારની છે. જીર્ણોદ્ધારનું કાર્ય પણ હિંદી સરકાર તરફથી થયું છે વેરાવળ બંદરથી વાહનદ્વારા અત્રે યાત્રાર્થે આવી શકાય છે. વાહન આદિની સગવડતા મળી રહે છે. આ તરફ યાત્રાર્થે આવવાથી 'શ્રી ઉના-અજાહરા પંચતીર્થ'ની યાત્રાનો પણ અવશ્ય લાભ લઈ શકાય છે.

આવાં પ્રાચીન તીર્થોની યાત્રાનો અને મહાપ્રાભાવિક પુરાણા જિનબિંબોના દર્શનનો મહાન્ લાભ લઇ મનુષ્ય જન્મને સૌ સફળ કરે એ જ ભાવના.

# જેસલમેર–જ્ઞાનભંડારનાં સંસ્મરણો

લેખક– પં. શ્રીયુત લાલચંદ્ર ભગવાન ગાંધી

[ ગતાંક ૧૮૪ થી સંપૂર્ણ. ]

[ ૪ ]

**વિદ્યાપ્રેમી** સદ્ગત મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડનો ૩૫ વર્ષો પહેલાંનો એ પ્રયત્ન સફલ થયો લેખાય કે જેસલમેર–જ્ઞાનભંડારોની વર્ણનાત્મક ઉપર્યુક્ત સૂચી પ્રકાશમાં આવ્યા પછી આ દેશના અને પરદેશના નામાંકિત વિદ્વાનોનું ઠીક ઠીક લક્ષ્ય એ તરફ ખેંચાયુ છે. સંબંધ અને લાગવગ ધરાવતા સમર્થ આચાર્યો અને મુનિરાજોએ ભંડારોના રક્ષકો કાર્યવાહકોને અવસરોચિત પ્રેરણા આપી ઉચિત કર્તવ્ય તરફ વાળ્યા છે એ જ્ઞાનભંડારોની સુવ્યવસ્થા થાય એ સાથે એમાંના મહત્ત્વના અમૂલ્ય ગ્રંથો સુયોગ્ય વિદ્વાનો દ્વારા સંપાદિત થઈ પ્રકાશમાં આવે અને એમાના જ્ઞાન–ધનનો લાભ સહુ કોઈ મેળવે એવી વિશિષ્ટ યોજનાની આવશ્યકતા લાંબે વખતે પણ સમજાઈ, એ દિશા તરફ થોડા પ્રયત્નો થયા છે. એ જાણી આપણને કેટલેક અંશે સંતોષ થાય છે.

ઉપર્યુક્ત ગ્રંથ–સૂચીની તા. ૧-૯-૨૨ની સંસ્કૃત પ્રસ્તાવના (પૃ. ૧૩–૧૪,માં ત્યાંના મુખ્ય ભંડારોનો પરિચય કરાવ્યા પછી થોડા શબ્દો લખવાની મારા અંતઃકરણે મને પ્રેરણા કરી હતી એથી ત્યાં આવા આશયનું સૂચન કર્યું હતું કે—

"એવી રીતે પુસ્તકો લખાવવા માટે અને પુસ્તકોના સંગ્રહ માટે ઉપદેશ આપીને ભંડારને પુષ્ટ કરતા જિનભદ્રસૂરિ મહાશયે, તથા તેમના ઉપદેશને અનુસરી પોતાના દ્રવ્યના વ્યય વડે પુસ્તકો લખાવીને અને સંગ્રહ કરીને સમર્પણ કરનારા ધરણ વગેરે ગૃહસ્થોએ સાહિત્ય–સમુપાસકોના સમાજને અત્યંત અનુગૃહીત–ઉપકૃત કરેલ છે એ વિષયમાં શુ કહેવાનું હોય? પરંતુ તેવા પ્રકારનાં અલભ્ય અને દુર્લભ પુસ્તકરત્નોના ભંડારને હાલમાં કારાગાર (કેદખાના) જેવો કરાતો સાંભળીને, અથવા મહાપુરુષોના ઉદ્ગારરૂપ અગણિત ગુણ–ગણથી ભરપૂર એવા તે ગ્રંથોની દુર્દૈવના વશથી, કાલ–ક્રમથી, અસાવધાનતાથી અને જંતુઓ દ્વારા થયેલી જીર્ણ, વિશીર્ણ અને લુપ્તપ્રાય સ્થિતિને સાંભળતા કયા સહૃદયોને શોક નહિ થાય? સંગ્રહ કરનારાઓના ઉદાર આશયને ન સમજતા દેશ, ક્ષેત્ર, કાલ, ભાવ વગેરેને ન અનુસરતાં, પોતે જાતે તે ગ્રંથનો ઉપયોગ ન કરી શકતા અને બીજાઓને તેનો ઉપયોગ ન કરવા દેતા, ઉપર કહેલી ખરાબ હાલતને જોતા છતાં પણ ભંડારના રક્ષકોદ્વારા થઈ રહેલી અસહ્ય ગજ–નિમીલિકા (આંખમીચામણી–બેદરકારી) કયા સહૃદય સજ્જનને દુઃખ નહિ ઉપજાવે? આથી હવે પછી આપણે એવી આશા રાખીએ કે અપ્રસિદ્ધ ગ્રંથોને પ્રકાશન કરવાના પ્રસંગે પ્રશસ્ત પદ્ધતિથી પ્રાચીન ગ્રંથોને પ્રકાશિત કરનારી વિશ્વાસપાત્ર સંસ્થાને આદર્શ પુસ્તક મોકલવા–આપવા સંબંધમાં એમને પ્રશસ્ત મતિનો પ્રાદુર્ભાવ થાય."

અમારો એ અવાજ સંભળાયો હોય તેમ તે પછી ત્રીજે વર્ષે–સંવત ૧૯૮૨માં ઉપર્યુક્ત ખરતરગચ્છના જિનભદ્રસૂરિના વંશજ જિનકૃપાચંદ્રસૂરિએ ઉત્સાહી શિષ્ય–પરિવાર

સાથે જેસલમેરમાં સ્થિરતા કરી તે ભંડારના ઉદ્ધાર માટે શક્ય પ્રયત્ન કર્યો, કેટલાક ગ્રંથોની નકલો કરાવી પ્રકાશમાં મૂકાવવા યોજના કરી. એ રીતે ધન્ય-શાલિભદ્રચરિત્ર, દ્વાદશકુલકવિવરણ વગેરે ગ્રંથો પાછળથી પ્રકાશિત થયા છે.

એ સમય દરમ્યાન ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાલામાં શ્રીજિનદત્તસૂરિના ૩ ગ્રંથો ૧ ચર્ચરી ૨ ઉપદેશરસાયન અને ૩ કાલસ્વરૂપકુલક-અપભ્રંશકાવ્યત્રયી નામથી અમારી દ્વારા સંશોધિત થઈ રહ્યા હતા; તેની ભૂમિકા માટે ઉપયોગી પ્રાકૃત કુવલયમાલાકથાનો ૧૮ દેશી ભાષાવાળો અને બીજો અપભ્રંશાદિ ઉલ્લેખ, તથા પટ્ટાવલી ૮ (જિનદત્તસૂરિ-સ્તુતિ), તથા જિનવલ્લભસૂરિ, જિનદત્તસૂરિ આદિનાં ચિત્રોવાળી પ્રાચીન કાષ્ઠ-પટ્ટિકા ફોટા માટે મેળવવા મેં તેઓશ્રી સાથે પત્રવ્યવહાર કર્યો હતો, તેમણે એ સંબંધમાં મને અનુકૂલતા કરી આપી હતી. એનો નિર્દેશ મે તે ગ્રંથની ભૂમિકાના અંતમાં (પૃ. ૧૧૭ માં) તા. ૨૪-૧૨-૨૬ ના કર્યો છે.

ઉપર્યુક્ત શ્રી જિનકૃપાચંદ્રસૂરિનું જેસલમેરનું ચોમાસું પૂરું થાય અને એમનો ત્યાંથી વિહાર થાય તે પહેલાં પ્રાચીનગ્રંથ-ભંડાર-રક્ષક પ્રવર્તકજી કાંતિવિજયજી મહારાજજી, તથા તેમના ઉત્સાહી વિદ્વાન શિષ્ય-પ્રશિષ્ય મુનિરાજ ચતુરવિજયજીએ વઢવાણ શહેરથી જેસલમેર પૂર્વોક્ત સૂરિજી સાથે પત્ર-વ્યવહાર ચલાવ્યો હતો અને ત્યાંની મહત્ત્વની પોથીઓની ફોટો કોપી ઉતરાવવાની યોજના તેમણે ઘડી કાઢી હતી. એ કાર્યમાં ઉચિત સહાયતા કરવા, હક્ક રજા લઈને પણ જેસલમેર જવા મને આગ્રહ-પૂર્વક તેઓએ પ્રેરણા કરી હતી. એથી એમના વચનને માન આપી વડોદરાથી હું જેસલમેર જવા તૈયાર થયો અને સં. ૧૯૮૩ના માર્ગશીર્ષમાસની અસહ્ય ઠંડીમાં વઢવાણ શહેરમાં પ્રવર્તકજી—આદિને મળી, તેમનો શુભ આશીર્વાદ મેળવી, અમદાવાદથી ભાવનગરી ફોટોગ્રાફર શા. મગનલાલ હરજીવનદાસ અને તેમના મદદનીશો સાથે હું જેસલમેર પહોંચ્યો હતો. બાહડમેર સ્ટેશનથી અમને ઠેકેદારનો મોટર-ખટારો મળી ગયો હતો ત્યાં અમે શ્રી. જિનકૃપાચંદ્રસૂરિજીને તથા ઉ સુખસાગરજી આદિને મળ્યા હતા. કિલ્લાનો એ ભંડાર જોવામાં અને ફોટો-કોપી માટે નક્કી કરેલી ૧૨ પોથીઓ ત્યાંથી બડા ઉપાશ્રયમાં લાવવા વગેરેમાં તેઓએ અમને અનુકૂલતા કરી આપી હતી. તે પછી દશેક દિવસ પછી તેમનો વિહાર હતો, એથી છેલ્લે એક વાર ફરી એ ભંડાર જોવાની અને અમુક પોથીઓ-ગ્રંથો સંબંધમાં કેટલીક શંકાઓ દૂર કરવાની અપેક્ષા હતી, પરંતુ ત્યાંના કાર્યવાહકોએ બહાનું કાઢી બીજી વાર ભંડાર અમને દર્શાવ્યો ન હતો. એ પ્રયત્ને સફલ ન થવાથી ઉ સુખસાગરજી આદિને પણ લાગી આવ્યું હતું પરંતુ બીજો ઉપાય ન હતો. એ પછી બીજે દિવસે એમનો વિહાર થયો હતો.

જેસલમેરમાં અમે ૧ મહિનો રોકાયા હતા, તે દરમ્યાન મોટી સાઈઝની ૨૩૬ પ્લેટો પર નીચે જણાવેલા ૧૨ ગ્રંથોની પૂરી ફોટો-કોપી ઉતરાવી હતી. મારો વિચાર એમાંની કેટલીક પોથી પરની કાષ્ઠ-પટ્ટિકાઓ પર રંગીન આલેખેલાં મનોહર ચિત્રોની ફોટો-કોપી લેવરાવવાનો થયો અને એ પ્રયત્ન કરાવી જોયો, પરંતુ તેમાં બરાબર સફલતા ન મળી, કારણ કે ફોટોગ્રાફર પાસે ચિત્રોના સારા ફોટા આવે તેવું સાધન ન હતું અને અન્ય સ્થળેથી તાત્કાલિક ત્યાં લાવી શકાય તેમ ન હતું. એથી જેવા આવ્યા તેવા ચિત્રોના અસ્પષ્ટ ફોટાઓ લેવરાવ્યા હતા

તે સમયે (સંવત ૧૯૮૩માં) નીચે જણાવેલા ગ્રંથોના પૂરા ફોટા લેવરાવ્યા હતા.—

(૧) કુવલયમાલા કથા (પ્રાકૃત) દાક્ષિણ્યચિહ્ન–ઉદ્દ્યોતનાચાર્ય.
(૨) વિલાસવતીકથા (અપભ્રંશ)–સાધારણ (સિદ્ધસેનસૂરિ)
(૩) દ્રવ્યાલંકારટીકા–રામચંદ્ર, ગુણચંદ્ર.
(૪) ન્યાયબિંદુટીકા–ટિપ્પન–મલ્લવાદી
(૫) કર્મપ્રકૃતિચૂર્ણિ-વિશેષવૃત્તિ–મુનેચંદ્રસૂરિ.
(૬) સર્વસિદ્ધાંતપ્રવેશ–જૈનાચાર્ય.
(૭) સર્વજ્ઞસિદ્ધિ–હરિભદ્રસૂરિ
(૮) પ્રમાણમીમાંસા–હેમચંદ્રાચાર્ય.
(૯) અણુવ્વયવિહી (પ્રા સાવગધમ્મ)
(૧૦) સંયમાખ્યાનક
(૧૧) ઉપદેશકુલક અને પ્રકીર્ણ
(૧૨) હરિવંશ (પ્રા.)

} નં. ૨૮૦

—ત્યાંના તપાગચ્છના ઉપાશ્રયમાં રહેલી મહેશ્વરસૂરિકૃત પ્રા. પંચમી-માહાત્મ્યકથાની પ્રાચીન પોથી જે સં. ૧૦૦૯મા તાડપત્રો પર લખાયેલી હતી, જેના પરથી સં. ૧૬૫૧મા લખાયેલી પાટણ-ભંડારની પોથીમાં તેવો ઉલ્લેખ મળે છે અને તે પોથી પરથી મુનિરાજશ્રી હંસવિજયજીએ કરાવેલી નકલમા પણ તેવો ઉલ્લેખ છે, પરંતુ સ્વ. દલાલે તે પોથીને સં. ૧૧૦૯મા લખેલી નોંધી છે, તેવી એક હજાર વર્ષ જેટલી પ્રાચીન પોથીનો અથવા તેના છેલ્લા પત્રની ફોટો-કોપી ઉતરાવવા, તે પોથી મેળવવા મેં તે ભંડારના ટ્રસ્ટી પાસે લગભગ ત્રીશ ધક્કા ખાધા હશે પરંતુ કંઈ કંઈ બહાનું કાઢી છેવટ સુધી તેમણે તે પોથી અમને દર્શાવી ન હતી. હવે સિંઘી જૈનગ્રંથમાળામાં પ્રકટ થયેલા તે ગ્રંથમાં તે પોથીના અંતિમ પત્રનો (સં. ૧૧૦૯ ઉલ્લેખવાળો) ફોટો પ્રકટ થઈ ગયેલ છે.

એ જ સમયમા પુરાતત્ત્વપ્રેમી બાબુ પૂરણચંદ્રજી નાહર સહકાર્યકરો સાથે જેસલમેર આવી ત્યાના જૈનમંદિરોના તથા શિલાલેખોના ફોટાઓ વગેરે લઈ ગયા હતા, જે સંવત ૧૯૮૫મા જૈનલેખસંગ્રહ (તૃતીય ખંડ) જૈસલમેર નામથી પ્રકાશિત થઇ ગયેલ છે. અમે જેસલમેર ભાંડાગારીય-ગ્રંથસૂચીના પરિશિષ્ટમાં મુખ્ય શિલાલેખો પ્રકાશિત કર્યા હતા, તેનુ તેઓએ ત્યાં સ્મરણ કર્યું છે.

બીજો એક પ્રયત્ન ત્યાર પછી કેટલાંક વર્ષો વીત્યા પછી થયો. સંવત ૧૯૯૮માં ખરતરગચ્છના પૂર્વોક્ત જિનભદ્રસૂરિના એક વંશજ શ્રી જિનહરિસાગરસૂરિજીએ પણ જેસલમેરના જ્ઞાનભંડારના ઉદ્ધાર માટે શક્ય પ્રયત્ન કર્યો, તેમાં તેમણે કેટલાક ઉપયોગી ગ્રંથોની નકલો કરાવી સામાન્ય લેખકો દ્વારા કરાવાતી નકલો સંતોષકારક થતી નથી, અને સુયોગ્ય વિદ્વાન લેખકો-પ્રાચીન પોથીઓ પરથી શુદ્ધ નકલ કરનારાઓ મળી શકતા નથી એવો સાધારણ અનુભવ છે લહિયાઓના અક્ષરો સારા જોવાય છે, પરંતુ અનુભવે જણાયું છે કે તેમના લખાણમાં અશુદ્ધિઓ ભારોભાર હોય છે, જે વિદ્વાનો વાંચે ત્યારે જણાય.

એ સમયમાં સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. જિનવિજયજી પોતાની ચુંટેલી ચુનંદા સાક્ષર–મંડલી સાથે જેસલમેર જઇ આવ્યા અને સદ્ગત ઉત્સાહી શ્રીમાન બહાદૂરસિંહજી સિંઘીના

પ્રોત્સાહનથી, તથા બીજી કેટલીક અનુકૂલતાથી ત્યાં પાંચ મહિના સુધી રોકાઈ મહત્ત્વનું કાર્ય કરી આવ્યા. જરૂરી ગ્રંથોની નકલો–નોંધો લઈ આવ્યા અને ઉપયોગી ઐતિહાસિક ફોટાઓ પણ ઉતરાવી આવ્યા. તે સંબંધમાં તેમણે વિસ્તૃત વિવરણ ભારતીયવિદ્યા–નિબંધ: સંગ્રહમાં સ્વ. બાબુ શ્રી બહાદૂરસિંહજી સિંઘી સ્મૃતિ ગ્રન્થમાં તા. ૭–૭–૪૫ ના પ્રકાશિત કરેલું છે, એથી જાણી શકાય છે.

જેસલમેર જ્ઞાનભંડારમાં રહેલા પ્રાચીન ૭૬ શાસ્ત્રના ગ્રંથો હવે પ્રો. વેલણકરદ્વારા સંપાદિત થઇ પ્રકાશમાં આવેલ છે, ભૂષણભટ્ટના તનયે રચેલી પ્રાકૃત લીલાવઇકહા પ્રો. એ. એન. ઉપાધ્યે દ્વારા સંપાદિત થઇ સિંઘી જૈનગ્રંથમાલામાં પ્રકાશિત થઇ ગયેલ છે અને કુવલયમાલાકથા જેવી પ્રાચીન પ્રાકૃત કથા હવે જલ્દી પ્રકાશમાં આવવાની સંભાવના છે. પ્રમાણુમીમાંસાનું નવીન સંસ્કરણ પં. સુખલાલજી દ્વારા, તથા શાંત્યાચાર્યની ન્યાયાવતાર–વાર્તિક-વૃત્તિ પં. દલસુખ માલવણીયા દ્વારા સંપાદિત થઇ સિંઘીજૈનગ્રંથમાલામાં પ્રકાશિત થઈ ગયેલ છે. સં. ૯૧૫ ના ધર્મોપદેશમાલા– વિવરણ જેવા જયસિંહસૂરિના પ્રાચીન પ્રાકૃત ગ્રંથને સંપાદન કરવામાં અમને જેસલમેર-જ્ઞાનભંડારની પણ ૧ પોથી ઉપયોગી થઇ હતી એ અમે તેની પ્રસ્તાવનામાં જણાવ્યું છે. સં. ૧૩૩૫ માં જૈન વિદ્વાન સંગ્રામસિંહે રચેલા ઔક્તિક ગ્રંથ–બાલશિક્ષાનો વિસ્તૃત પરિચય અમે સં. ૧૯૮૨ માં 'પુરાતત્ત્વ' માસિકમાં આપ્યો હતો. એ રીતે ત્યાંના મહત્ત્વના અપ્રસિદ્ધ ગ્રંથો હવે પ્રકાશમાં આવતા જાય છે એ શુભ ઉદયની નિશાની છે.

હાલમાં જેસલમેર-જ્ઞાનભંડારના ઉદ્ધારનું કાર્ય લગભગ સવા વર્ષથી વિશિષ્ટ રીતે ચાલી રહેલું છે. એ જૈનસમાજમાં અને અન્યત્ર પણ જાણીતું છે પ્રાચીન ગ્રંથ–ભંડારોના પરમ અનુભવી વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજી નામાંકિત સહકાર્યકરો સાથે એ પ્રશસ્ત પ્રયત્ન ચલાવી રહ્યા છે. અને એમને સ્થાનિક અનુકૂલતા સાથે સામાજિક આર્થિક અનુકૂલતા પ્રોત્સાહન આપી રહી છે એથી એમનું કાર્ય વિશેષ યશસ્વી નીવડશે–એવી આશા અસ્થાને નથી એમણે અન્યત્ર લખેલા પત્રો જે 'જૈન' વગેરેમાં ઉદ્ધૃત થયેલા છે એ પરથી જણાય છે કે ત્યાંના ભંડારના મહત્ત્વના ગ્રંથોને માઈક્રો-ફિલ્મ ઉતરાવવામાં આવી છે, તથા અસ્ત–વ્યસ્ત પત્રવાળા ગ્રંથોને સુવ્યવસ્થિત કરી તેને સુરક્ષિત રાખવા માટે સુયોગ્ય ડાબડાઓ વગેરેનો પ્રબંધ કરવામાં આવ્યો છે. સદ્દગત હંસવિજયજી મહારાજે અમને એક પત્રમાં લખેલું યાદ આવે છે કે–ત્યાં પહેલાં તાડપત્રની પોથીઓને અનાજ ભરવાની માટીની મોટી કોઠીઓમાં રાખેલી હતી, ત્યાર પછી તેમના ઉપદેશથી પથ્થરની ઈલ્મારીઓ (કબાટો) થઈ હતી. આપણે આશા રાખીએ કે ચાલુ પ્રયત્ન વિશેષ પ્રકારે સુદૃઢ થાય અને અમૂલ્ય જ્ઞાન–ધનને સુરક્ષિત જ નહિ, સમાજને વિશેષ પ્રકારે ઉપકારક થાય તે રીતે પ્રકાશમાં લાવવા માટે પણ વ્યવસ્થિત યોજના થાય, તો વિશેષ ધન્યવાદને પાત્ર થશે ચાલુ પ્રયાસની સફલતા ઇચ્છતાં વિરમીશું.

સંવત ૨૦૦૭ ફા. વ. ૭ ગુરુ }
પ્રાચ્યવિદ્યામંદિર વડોદરા. }



# મૃત્યુ મહોત્સવ

લેખક : શ્રી. જયભિખ્ખુ

જૈનો તરફના વિદ્વેષથી જ જેમણે મંત્રીશ્વર ઉદયનને વિચિત્ર ચીતર્યા તેનું રહસ્યોદ્ઘાટન કરતા લેખક શ્રી. જયભિખ્ખુએ અગાઉ બે હપ્તે મંત્રીશ્વર ઉદયનની ઐતિહાસિક ઘટનાઓનો નિર્દેશ કર્યો છે અને એ ભૂમિકા ઉપર આ વાર્તા વણી લીધી છે. મંત્રીશ્વર ઉદયનની વાસ્તવિક પ્રતિભા આ વાર્તાદ્વારા આપણને જાણવા મળે છે. સંપા૦

**રેણુસુંદરીના** રાતા નયનસમો સૂરજ સૌરાષ્ટ્રની બંકી ભૂમિ પરથી આથમી રહ્યો હતો. તાજું જ યુદ્ધ ખેલાઈ ગયાનાં ચિહ્નો સર્વત્ર દૃષ્ટિગોચર થતાં હતાં. ગુર્જરેશ્વર મહારાજ કુમારપાળનો કુકકુટધ્વજ હવામાં લહેરિયાં લઈ રહ્યો હતો, વારંવાર 'જય સોમનાથ'નો નાદ હવામાં ગૂંજી રહ્યો હતો; પાટણનું ગૂર્જરસૈન્ય વિજયોત્સવ ઉજવવાની તૈયારી કરી રહ્યું હતું. પણ ન જાણે કેમ, ગુર્જરેશ્વરની છાવણીમાં ભારે વિષાદ પ્રસરી રહ્યો હતો.

સૌરાષ્ટ્રના બંડખોર સામંતોને જેર કરવા માટે અનેકવાર લશ્કરો આ ભૂમિ પર આવ્યાં હતાં, પણ નિષ્ફળ નિવડયાં હતાં. આ વેળા રા' ખેંગાર પરના વિજયથી જેમની કીર્તિ ઉજ્જવળ બની હતી એ મંત્રીશ્વર ઉદયન પોતે લશ્કર દોરીને કૃતનિશ્ચય બની મેદાન પર આવ્યા હતા. સામે બંડખોરો પણ ભારે સંગઠિત થઈને આવ્યા હતા પોતાના નિયમ મુજબ મંત્રીશ્વર શત્રુંજયની યાત્રા કરીને કાલે જ પાછા ફર્યા હતા ને આજે તો એમણે કૃપાણ ગ્રહ્યું હતું.

મેલગપુરના મેદાનમાં સાંગણુડોડીઆ સાથેનું યુદ્ધ ભયંકર હતું. ધાર્યા કરતાં દુશ્મનો બળવાન નીકળ્યા તેઓ બળ કરતાંય કળ વધુ વાપરતા હતા અને પીઠ પાછળ ઘા કરવામાં કુશળ હતા ગુર્જરેશ્વરનાં લશ્કરો પીછેહઠ કરવા માંડયાં. રણવિદ્યાના જાણકાર મંત્રીશ્વર ઉદયનને ખબર હતી કે જો એકવાર લશ્કરે પારોઠનાં પગલાં ભર્યાં તો પછી એને નાસતાં કોઈ રોકી શકશે નહિ. તરત જ મંત્રીશ્વર ઉદયને રણમેદાનમાં ઝુકાવ્યું; પોતાના તોખારને મોખરે દોર્યો. ગઈ કાલે શત્રુંજયની પાગ પર જીવજંતુની પગે પગે જયણા કરતો વિનમ્ર યાત્રાળુ આજે દુશ્મનો દંગ રહી જાય તેવી યુદ્ધની છટા દાખવવા લાગ્યો. 'કમ્મે શૂરા સો ધમ્મે શૂરા'નું વચન એણે ચરિતાર્થ કરી બતાવ્યું.

લડાઇ એ તો ભાગ્ય-ખેલની રમત છે પણનો રંગ બરાબર જામ્યો. પણ ધીરે ધીરે સેના ઓછી થતી ગઈ, ને શત્રુઓએ એકસામટો મંત્રીશ્વર પર ધસારો બોલી દીધો. પણ પાછા હઠે એ બીજા! મંત્રીશ્વરે પણ એંસી વર્ષની વયે નવજુવાન જોદ્ધાને શરમાવે તેવા રણરંગ દાખવવા માંડયા. મંત્રીશ્વરનું આખું અંગ વેતરાઈ ગયું, ધડ પર મસ્તક ડોલવા લાગ્યું છતાંય ઘનઘોર આકાશમાં વીજળી ઝબકારા કરે તેમ એમના હાથમાં સમશેર ચમકી રહી છે. શત્રુઓ નજીક જવાની હિંમત કરી શકતા નથી.

આખરે સોરઠી ખંડખોરો નાઠા; ગુજરાતી સૈન્યનો વિજય થયો. પણ એ વિજય બહુ મોંઘો પડી જાય તેવો હતો. સેનાનાયક મંત્રીશ્વર ઉદયન ખૂબ ઘાયલ થયા હતા અંગરક્ષકોએ જોયું કે મંત્રીશ્વર હવે ઘડી બે-ઘડીના મહેમાન છે એટલે તેમણે તેમના ઘોડાને રણમેદાનની બહાર કાઢી લીધો જયનિનાદ કર્ણ-ગોચર થતાં શાન્ત થયેલા મંત્રીરાજને ઊંચકીને તેઓ તંબુમાં લઈ ગયા. તેમને એક રેશમી બિછાના પર સુવાડવામાં આવ્યા.

પરિચારકો મંત્રીશ્વરને પૂરતી આસાયેશ આપવા લોહબખ્તરના બંધ છોડવા લાગ્યા. તરત જ અર્ધમૂર્છિત એમનો દેહ બેઠો થઈ ગયો, ને તેમણે કહ્યું: 'ઊભા રહો, જો બખ્તર કાઢી નાખશો તો મારો દેહ ઢગલો થઈ જશે ને પ્રાણ ચાલ્યા જશે. મારે તમને બે વાત કરવી છે.'

સહુને લાગ્યું કે રાજખટપટનું જીવન જીવનાર જીવને હજાર જંજાળ હોય, કંઈ ધનની, કંઈક માલ મિલકતની, કંઇ બૈરાં છોકરાંની! તેઓએ પાછળ ટેકણ મૂકી તેમને નિરાંતે બેસાડયા ને કહ્યું: 'આપ નિરાંતે મન મૂકીને આપની અન્તિમ ઇચ્છાઓ કહો. ગુર્જરેશ્વરને કંઈ સંદેશો કહેવાનો હોય તો તે પણ કહો. આપની શૂરવીરતાની કદર કરીને મહારાજ કુમારપાળ જરૂર આપના પુત્રને ઊંચો હોદ્દો આપશે.'

મંત્રીશ્વર સહેજ મલકાયા. એમણે કહ્યું: 'હું વીતરાગ ધર્મનો ઉપાસક છું હું કોઈનો નથી, કોઇ મારું નથી. સંસારના સંબંધો અહીં આજે પૂરા થયા. પણ મારા મનની બે વાત છે, એ સાંભળી લો. નજર સામે મૃત્યુ દેખાય છે. વાત ન કહું તો વસ્તુ શી રીતે બને! ગઈ કાલે શત્રુંજય ઉપર ધ્યાન ધરીને બેઠો હતો ત્યારે એક ઉંદરને દીવાની સળગતી વાટ લઇને મેં દરમાં પેસી જતો જોયો દેવાધિદેવનાં દહેરાં કાષ્ઠનાં છે, એટલે મને ડર લાગ્યો કે રખેને આ કાષ્ઠનાં દહેરાં આમ કોઇ દિવસ અગ્નિનો ભોગ બને. મેં ત્યાં ને ત્યાં જ પ્રતિજ્ઞા કરી કે પાષાણના દેવપ્રાસાદ નિર્માણ કરીશ'

મંત્રીશ્વર ઉદયન શ્વાસ ખાવા થોભ્યા. ઘા ઉપર વીંટેલા પાટા ભેદીને લોહી બહાર આવતું હતું તેઓએ થોડાક શક્તિનો સંચય કરીને કહ્યું: 'એક તો એ એક દેવઋણ, ને બીજું જૂનું દેવઋણ 'શકુનિકાવિહારના ઉદ્ધારનું.'

'આપના પુત્રો એ જરૂર પાર પડશે, એના અમે હામી થઈએ છીએ બીજી કંઈ ઇચ્છા ?' સરદારોએ પૂછ્યું.

'અરિહંત, સિદ્ધ, સાહુ ! કંઈ જ ઇચ્છા નહિ. સહુને, ખમું છું, ખમાવું છું. એક વાત બની શકે તો જરૂર કરો ! કોઈ જૈન સાધુરાજ મળે તો નિમંત્રી લાવો. એમનાં દર્શન કરી દેહ છોડું.'

[ ૨ ]

મૃત્યુ સમીપ હોવા છતાં સ્વસ્થચિત્ત મંત્રીશ્વરના દિલમાં હાયકારો નહોતો. એના ધર્મજ્ઞાને એને એક વાત સમજાવી હતી કે દેહના સહસ્ર ટુકડા થવા છતાં 'એને' તો હાનિ પહોંચતી નથી ! બલ્કે આજ તો મંત્રીશ્વર પોતાના કીર્તિદેહને પરિપુષ્ટ થતો નિહાળી રહ્યા હતા તાજા સીવેલા ઘામાંથી ઝમતા રક્તને એ કુમકુમ–શાહીની જેમ નીરખી રહ્યા, ને દેહના અંગ પ્રત્યંગ પર પડેલા પ્રત્યેક ઘા જાણે જીવનપોથીનાં પ્રકરણો બની રહ્યાં. मृत्युर्महोत्सवायते। મૃત્યુ મહોત્સવ બનીને આવી રહ્યું !

જીવનની વાટમાંથી તેલ ખતમ થતું હતું, એ ટાણે મંત્રીશ્વર પોતાનું પૂર્વ જીવન આલોચી રહ્યા

સમયની શીશીમાંથી દશકાઓની રેતી ગરતી જતી લાગી.

રેતીનો ભયંકર વંટોળ ઊડતો દેખાયો. સાંજની નમતી લહેરોમાં ને રાતના અંધકારમાં ઊંટસવારોની હાર ચાલી જતી દેખાઈ. ખેર, બોરડી ને બાવળિયા ચારે તરફ પથરાઈ રહેલા દેખાયા ! અરે એ જ મ્હારું વતન મરુધર દેશ !

એ પ્રદેશનો પોતે ઉદો નામનો એક સામાન્ય સ્થિતિનો જુવાનિયો. પગમાં પહેરવા જોડા નહિ તો પછી ચઢવા ઊંટ તો ક્યાંથી હોય ! બાપદાદા વીરદેવ, યક્ષનાગ, અશ્વેસર તો મૂળે ક્ષત્રિય, પણ જૈન સાધુઓના ઉપદેશથી જૈન બનેલા. રાજકાજ એવાં વિચિત્ર બન્યાં કે આ બધા ધીરેધીરે શ્રીકરણ ( દાણના લેનારા ) માંથી સામાન્ય વેપારી બની રહ્યા. ક્ષત્રિઓને તે વળી વેપાર આવડે ! દુવિધામાં દોનો ગઈ જેવો ઘાટ થયો.

આ પૂર્વજોનો વારસદાર દીનહીન ઉદો !

વેપારી ઉદો ઘીનો વેપાર કરતો. બળ ને બુદ્ધિમાં એ જબરો હતો, પણ જમા–ઉધારનાં એ પાસાં સરખાં કરી ન શકતો. જેમ જેમ એની દરિદ્ર અવસ્થા વધતી ગઈ, એમ એમ ઉદયનની મહત્ત્વાકાંક્ષા વધતી ગઈ. ભર ઉનાળે આંબા પાકે, એમ એની સર્વ શક્તિઓને દરિદ્રતાના તાપે કસોટીએ ચઢાવી. એ મુસીબતો જોઈ હાર્યો નહિ; બેવડી હિંમતથી મુશ્કેલીઓ સામે લડવા લાગ્યો.

મૃત્યુ સમીપ બેઠેલા મંત્રીરાજને એ જવાન ઉદો મારવાડી યાદ આવ્યો, જે ટૂંકી પોતડી, જૂનું અંગરખું ને લઘરવઘર પાઘડી પહેરીને ઘી ઉઘરાવવા નીકળ્યો

હતો. માથે ઘીનો ગાડવો હતો ખભા પર ધનુષ્યબાણુ હતાં. રાત અંધારી હતી. ખેતરને શેઢે થઈને એ જતો હતો. અચાનક એની નજર કોઈના ખેતરમાં પાણી વાળતા માણસો ઉપર ગઈ. ઉદાને લાગ્યું કે આ કોઈ હેરુ હશે. એણે બાણુ ચઢાવી પડકાર કર્યો : 'કોણુ છો અલ્યા? સાચું કહેજો, નહિ તો આ તીર તમારું સગું નહિ થાય!'

'અમે નસીબવંત લોકોના વગર પગારના ચાકર છીએ'

ઉદાએ પ્રશ્ન કર્યો : 'ભાઈ, આ ખેતરવાળો તો એક જણુને પણ નોકર રાખી શકે તેમ નથી. તો તેના ખેતરમાં પાણી વાળનારા આટલા બધા તમે કોણુ?'

'અમે એના હિતચિંતક છીએ!' પેલા લોકોએ જવાબ આપ્યો.

એને લાગ્યું કે ભાગ્યશાળીને ભૂત રળે, જેવું કંઈક લાગે છે. 'મારા પણ હિતચિંતક ક્યાંય હશે ખરા?' નિર્ભીક ઉદાએ પ્રશ્ન કર્યો

'જરૂર. કર્ણાવતીમાં'

'આપણા ભિલ્લમાળ (શ્રીમાળનું બીજું નામ) પ્રદેશના સામંત રાજિના પુત્ર મૂળરાજનું ભાગ્ય જ્યાં ખીલ્યું; જૈનધર્મ પાળનારી કર્ણાટકના રાજા જયકેશીની કુંવરી મિનળદેવી જ્યાંના રાજાને વરી એ નગરીમાં?'

'હા, એ જ નગરીમાં!' સામેથી જવાબ મળ્યો.

*

ધનના બળ વિનાના પણ બુદ્ધિબળવાળા ઉદાની બીજી પ્રતિકૃતિ નજર સામે દેખાય છે! એણે ખભે ખડિયો નાખ્યો છે. પાછળ પત્ની ને બે બાળક છે. એકને ચલાવતાં, એકને તેડતાં, સાથેની ઘરવખરીનો ભારબોજ વહેતાં એ મકુભોમ વટાવી રહ્યાં છે.

વતનનાં ભૂંડાભૂખ આડવામાંય માણસનું મન ભરાઈ રહે, પણ મહત્ત્વાકાંક્ષી ઉદાના દિલમાં તો સિંહસ્પર્ધાનો જુસ્સો જાગ્યો છે. જ્યાં ચાકરી ને ભાખરી મળે ત્યાં વસી જવાની એની ભાવના છે. રસ્તામાં ત્રણ પાણુકા એકઠા કરી, નાની તાંસળીમાં લોટ પલાળી, લોટના ગોળા વાળી-શેકીને બાટી બનાવી લે છે ને એક લોટામાં દાળ ચઢાવી લે છે! શું એ ચક્રવર્તીજમણુની મીઠાશ! જુવાન વરવહુ એકએક દીકરાને ખોળે બેસાડી જમણુ જમે છે ને જમાડે છે.

અઢેલીને બેઠેલા મંત્રીરાજની મૂછ પર હાસ્ય ફરક્યું. પડખે ઊભેલાઓને આશ્ચર્ય થયું! અરે, મોત ઓશિકા પર બેઠું છે ને આ માનવીને હસવું આવે છે!

મંત્રીરાજ પોતાની જીવનપોથીનું વળી નવું પ્રકરણુ નિહાળવા લાગ્યા:

સુંદર સરિતાઓ, હરિયાળાં ઉપવનો, ફળફૂલથી લચેલાં ઉદ્યાનો ને મણિ-મુક્તાથી જડેલી સ્થંભાવલીથી શોભતાં હર્મ્યો! ભવ્ય રાજપ્રાસાદ ને ગગનચુંબી અટ્ટાલિકાઓ! છેલ્લા ત્રણ દિવસથી કડાકા કરતો જુવાન ઉદો કર્ણાવતીને નિહાળી

ખુશ ખુશ થઈ જાય છે. એને લાગે છે કે જો સ્વર્ગ ક્યાંય હોય તો અહીં છે! ધર્મશાળામાં સામાન મૂકી ઉદયન શહેરમાં ફરવા નીકળ્યો છે. અરે, આ ફક્કડ નગરીમાં ફરતા કડકા બાલુસ ઉદાને શરમ આવી રહી છે!

એ પોતે જૈનધર્મનો અનુરાગી હતો; સુંદર જિનાલય દેખી દર્શન કરવા ગયો. દર્શન કરનારા તો અનેક હતા, પણ આ ઉદયનની લગની ઓર હતી. સ્થિતિનું તો દુઃખ હતું જ, સાથે સાથે કર્મની વિચારણા કરતો એ સ્તવન ગાતો હતો એટલે એ શબ્દોમાં ભાવ ભરપૂર હતો.

લાછી નામની એક શ્રાવિકા દર્શન કરવા આવી હતી એને બાળક નહોતું; એ વિધવા હતી. એણે આ જુવાનને જોયો. એના ભાવને પિછાણ્યો. અરે, આ તો મારો સમાન ધર્મી જૈન! દુઃખિયારો પરદેશી લાગે છે. અરે, એક પણ સહધર્મીનું દુઃખ ન ફેડું તો ધર્મ મળ્યો તોય શું ને ન મળ્યો તોય શું?

લાછી શ્રાવિકાએ દર્શન કરીને બહાર ઓટલા પર બેઠેલા ઉદયનને પૂછ્યું:

'પરદેશી લાગો છો?'

'જી હા, મારવાડનો શ્રીમાળ છું. જૈન છું,' ઉદાની વાતની છટા ઓર હતી.

'તમારું નામ!'

'ઉદયન.'

'અહીં શા માટે આવ્યા છો?'

'બુદ્ધિબળ અજમાવવા ને ધનબળ પેદા કરવા.'

'કોના અતિથિ છો?'

'કોઈનો નહીં. અહીંનો સાવ અપરિચિત છું. ધર્મબંધુને હિસાબે ગણો તો આપનો અતિથિ છું!' ઉદયનના જવાબમાં વ્યંગ સાથે માણસને ગમે તેવી મીઠાશ હતી.

લાછી આ જવાબથી ખુશ થઈ, ને ઉદયનને પોતાનો અતિથિ બનાવ્યો. એના 'ઘર ખટલા' ને માટે પોતાનો મેરો કાઢી આપ્યો, વેપાર કરવા થોડી મૂડી પણ આપી વેલાને વાડ જોઈતી હતી — આજે દેવકૃપાએ મળી ગઈ.

વાહ રે લાછી શ્રાવિકાના ધર્મપુત્ર ઉદયન! કાને શેલકડી, હાથે કડાં, ને પગે તોડા. કપાળમાં બદામ આકારનું તિલક. માથે મારવાડી પાઘ. થોડા સમયમાં એણે ભારે નામના જમાવી. થોડી મૂડીએ બહોળો વેપાર ખેડ્યો!

*

મૃત્યુપથારીએ પડેલા મંત્રીશ્વરની નજર સામેથી ધીરેધીરે એ ભૂખડીબારશ ઉદો ખસતો ગયો, ને વહેવારીઓ ઉદો શેઠ નજર સામે આવી ઊભો

દુકાન ધમધોકાર ચાલે છે. ધૂળમાંથી પણ ધન પેદા કરવાની પૂરી આવડત છે. ધન, ધન ને ધન!

ભાગ્યનું ચક્ર ફરી ગયું. જ્યાં હાથ નાખે ત્યાં ધન જ હાથ આવે છે. અરે! ભોરીંગના દરમાં હાથ નાખે તોય ધન મળે, એમ ઉદયન મશ્કરીમાં કહે છે.

ઉદાને વિચાર થાય છે કે, ઇંટોનું પાકું મકાન ચણાવું. એણે લાછી શ્રાવિકાને વાત કરી. લાછીને તો પંડ સુધી પધારો હતો. એણે એ મકાન ઉદાને વેચાણ આપી દીધું. ઉદાએ તો ઘરના પાયા ખોદવા માંડયા ખોદતાં ખોદતાં પાયામાંથીય ધન નીકળ્યું.

ઉદા શેઠે વિચાર કર્યો: 'ભલે ભૂમિ મારી હોય, પણ ધન મારું ન કહેવાય.'

એણે લાછી શ્રાવિકાને બોલાવી. તેની આગળ ધન રજૂ કરતાં કહ્યું: 'માતા, આ ધન તમારું છે, તમે લઈ જાઓ!'

લાછી શ્રાવિકા કહે છે: 'ભૂમિ પણ તમારી ને ધન પણ તમારું. મારે કંઈ લેવાદેવા નહિ.'

ખૂબ રકઝક ચાલી. આ આખી વાત કર્ણાવતીમાં ફેલાતી ફેલાતી રાજદરબારે પહોંચી ગઈ. પણ ઉદયન તો એક જ વાતને વળગ્યો હતો: 'એ ધન લાછી શ્રાવિકાનું!' આખરે એ ધનથી જૈનમંદિર બાંધ્યું.

પ્રજાને લાગ્યું કે ઉદા શેઠ પ્રામાણિક છે. એટલે એમનો ધંધો ખૂબ વધી ગયો. લોકો એ મંદિરને ઉદયનવિહારને નામે ઓળખવા લાગ્યા.

મંત્રીશ્વરના મુખ પર શાંતિની રેખાઓ પ્રસરી રહી. ત્યાં એમણે જીવન-પોથીનું નવું પ્રકરણ વાંચવા માંડ્યું.

*

બુદ્ધિ અમાપ હતી. ધન અમાપ મળી રહ્યું. ઉદયનની શક્તિના ચમકારા સહુને આંજવા લાગ્યા. આવી અવસ્થાએ સહુને થાય તેવી ઇચ્છા એ વેળા ઉદયનને થઈ: રાજકાજમાં પડું ને નામ કાઢું! સ્વધર્મ કાજે કંઈ કરી છૂટું! જે ધર્મે એને તાર્યો, એના માટે કંઇ કરવું ઘટે! આ માટે કર્ણાવતી કરતાં પાટણ શહેર યોગ્ય હતું. ગુજરાતની એ રાજધાની હતી. એણે ધંધોધાપો સમેટી લીધો ને ગુજરાતના પાટનગર પાટણ તરફ પ્રસ્થાન કર્યું.

પાટણ તો અલબેલું નગર. લખોપતિના આવાસે લાખના હિસાબે દીવા બળે. કોટિધ્વજોની ધજાઓ ફરકે. રાણી મિનળદેવી ભારે ચતુર, ન્યાયી ને નરરત્નની પરીક્ષક સ્ત્રી! એણે આ નવા આવેલા રત્નને પારખી લીધું. ઉદયનની રાજકાજમાં સલાહો લેવાવા લાગી. લોકોએ તેમને મંત્રીનું બિરુદ આપ્યું પાટણના મહાજનના અગ્રેસરોમાં ઉદયન શેઠ અગ્રગણ્ય બન્યા. એવામાં રાજા કર્ણ અચાનક ગુજરી ગયા એમના વારસદાર કુંવર જયસિંહ બાળક હતા. રાજા બાળક હોય ત્યારે સ્વાભાવિક રીતે રાજખટપટની ભૂતાવળો જાગી ઊઠે એમાં ઉદયન મહેતાએ મહા-

રાણીને પડખે રહી સાથ આપ્યો. ઉદયનની બુદ્ધિએ ઘણો માર્ગ સરળ કરી દીધો. ઉદયન મંત્રીનાં માન વધ્યાં.

અચાનક મરણોન્મુખ મંત્રીરાજે હાથ જોડયા જીવનસાગર તરવાની નાવ જેવા એમને કલિકાલસર્વજ્ઞ ગુરુદેવ હેમચંદ્રાચાર્ય યાદ આવ્યા. બબ્બે રાજાઓને બુઝવનાર ગુરુદેવની મહત્ કીર્તિના થોડા ભાગી પોતે પણ હતા. વાત તો છે બહુ જૂની!

વર્ષો પહેલાંની એ વાત: આચાર્ય દેવચંદ્રસૂરિ, ધંધૂકાથી ચાંગ નામના એક મોઢ બાળકને એની મા પાસેથી માગી લાવેલા ગુરુદેવ કહેતા હતા કે આ બાળક ક્ષત્રિય કુળમાં પેદા થયો હોત તો ચક્રવર્તી થાત; વણિક કુળમાં પેદા થયો છે, એટલે સંસારમાં રહે તો મંત્રી થાય; ને જો કોઈ દર્શનમતનો સ્વીકાર કરશે તો યુગપ્રધાન થશે, કળિયુગમાં સત્યયુગ લાવશે ' એ બાળકની સાચવણીનો ભાર ગુરુએ ઉદયન ઉપર નાખ્યો મા-બાપના મોહ એ જાણતા હતા, છતાં દેવચંદ્રસૂરિજી અજબ જ્ઞાની હતા. થોડે દિવસે ચાંગનો પિતા ધસમસતો આવી પહોંચ્યો. એણે આચાર્ય પાસે પોતાનો પુત્ર માગ્યો. આચાર્યે શાંતિથી કહ્યું : 'તમારો બાળક આ મંત્રીરાજના ઘેર સલામત છે. તમારી જ વાટ હતી.'

ચાંગાનો પિતા પારકા છોકરાને જતિ કરનાર ઉદયન મંત્રી તરફ ક્રોધ વરસાવી રહ્યો.

બુદ્ધિમાન ઉદયન ચાંગના પિતાને પોતાને ઘેર લઈ ગયો. રમતા પુત્રને લાવીને પિતાના ખોળામાં બેસાડયો સાથે પંચાંગ પુરસ્કાર સાથે ત્રણ બહુમૂલ્ય પોશાક અને ત્રણ લાખ રૂપિયા ભેટ કર્યા અને કહ્યું: 'મન માને તો પુત્રની દેશને ખાતર ભેટ ચઢાવો! ઘેર રાખશો તો ઘર અજવાળશે, બહાર કાઢશો તો દુનિયા અજવાળશે માત્ર સ્વાર્થ ન જોશો'

ચાંગનો પિતા બોલ્યો : 'એક ક્ષત્રિયના મૂલ્યમાં ૧૦૮૦, ઘોડાના મૂલ્યમાં ૧૭૫૦ અને સામાન્ય વાણિયાના મૂલ્યમાં ૯૯ હાથી અથવા ૯૯ લાખ રૂપિયા અપાય છે. તો તમે મને ત્રણ લાખ આપી ધૂતી લેવા માગો છો!'

એ વેળા બુદ્ધિ અને વાણીને સાર્થક કરતાં ઉદયન મંત્રીએ સમજાવ્યું : 'હું પારકા છોકરાને જતિ કરી પુણ્ય ઉપાર્જન કરનાર સ્વાર્થી માણસ નથી. ગુરુની વાણી અફર છે પુત્રને, કુળને અમર બનાવી લે એના પુણ્યે તારી બોંતેર પેઢી તરી જશે'

ચાંગનો પિતા ખુશ થઈ ભેટી પડયો. એ બોલ્યો: 'મંત્રીરાજ, મારો પુત્ર તમને અર્પણ છે મારો પુત્રપ્રેમ ઉત્કટ છે, પણ એથીય તમારો ધર્મ-પ્રેમ વધુ ઉત્કટ છે, મારે એક કોડી પણ ન ખપે હું પુત્રને વેચનારો સ્વાર્થી બાપ નથી —ધર્મની વેદી પર પુત્રપ્રેમથી વ્યાકુળ હૈયાને કુરબાન કરનારો પિતા છું.'

એ વેળા ઉદયન મંત્રીએ કહ્યું : 'આપ! આ બાળક મને અર્પણ કરવાથી તો એ મદારીના માંકડાની જેમ નબળાને નચાવતો રહેશે ને સબળ પાસે નાચતો રહેશે. પરંતુ ગુરુદેવને અર્પણ કરવાથી બાલચંદ્રની જેમ ત્રિલોકને નમવા યોગ્ય થશે!'

એ બાળક ચાંગો તેજ આજના ગુરુદેવ હેમચંદ્ર પ્રભુ! અહા, જીવનનું કેવું સત્કાર્ય! શું પોતાની ધર્મકીર્તિ માટે આ પૂરતું નથી? ઉદયન તો કાલે ચાલ્યો જશે, એનો દેહ માટીમાં મળી જશે, પણ ગુરુદેવની જીવતી સરસ્વતી રૂપી સુધા જ્યાં સુધી પૃથ્વીને પરિપ્લાવિત કરતી રહેશે, ત્યાં સુધી એનું નિમિત્ત બનનાર આ રંક ઉદાને કોણ ભૂલશે?

મરતા મંત્રીશ્વરને જાણે મૃત્યુ વરદાન બનીને ઊભું રહ્યું : અરે! જીવનમાં જેણે આવાં સુકૃત્ય આચર્યાં હોય એને મૃત્યુ કેવું! મંત્રીશ્વરે ધીરેથી પાસું ફેરવ્યું. જીવનપોથીનાં થોડાં પાનાં વાંચવા જાણે બુઝાતા દીપકની વાટ સંકોરી.

રા'ખેંગાર સાથેનું સોરઠનું જુદ્ધ! પોતાના સ્વામી સિદ્ધરાજ જયસિંહની યુદ્ધ-કીર્તિ નાશ પામવાની ઘડી આવી પહોંચી હતી. અગિયાર અગિયાર વાર ચડેલી સેનાઓ ભૂંડે મોંએ પાછી ફરી હતી. એ વેળા રણ-કુશળતાની પરીક્ષા આપવા જાણે પોતે મેદાને પડયા. સોરઠવિજયનું બીડું ઝડપ્યું! ગૂર્જરેશ્વરની કીર્તિધજા સાથે રણસેનાની ઉદયન મેદાને પડયા.

અને એક ભયંકર લડાઈ પછી, મહામંત્રી ઉદયનની બહાદુરી અને બાહોશીથી સોરઠ સર થયું મહારાજ જયસિંહદેવના ચાર હાથ એમના ઉપર થયા ખંભાત જેવા બંદરની સરનશીની એમને મળી. ખંભાત એટલે ચોરાશી બંદરનો વાવટો! ક્યાં ગરીબ ઉદયન! ક્યાં રાજાઓના દૈવતની સ્પર્ધા કરતો મંત્રીશ્વર ઉદયન!

ધન ને સત્તા પામીને કોને મદ નથી થયો! છતાંય રાજભક્તિમાં લેશ પણ સ્ખલના નહિ. મહારાજ જયસિંહદેવનો ક્રોધ કુમારપાળ પર ઊતર્યો કુમારપાળને ઉપર આભ ને નીચે ધરતી રહ્યાં એ વેળા કુમારપાળનો મિત્ર વોસરિ મંત્રીરાજ પાસે મદદ માગવા ગયો ઉદયને સ્પષ્ટ કહ્યું :

'મને લૂણહરામ ન બનાવ! કોઈ રાજસેવક ન જુએ તે પહેલાં અહીંથી ચાલ્યો જા!'

અને એ જ કુમારપાળ માટે જ્યારે ગુરુદેવ હેમચંદ્રાચાર્યે કહ્યું : 'કુમારપાળને આશ્રય આપવામાં સ્વામીદ્રોહ નથી, રાષ્ટ્રસેવા છે મારું જ્ઞાન ભાખે છે, કે કુમારપાળ ગુર્જરચક્રવર્તી છે,' ત્યારે પોતે એને આશ્રય આપ્યો શ્રાવકો પાસેથી ૩૨ દ્રમ્મ અપાવ્યા ને રવાના કર્યો

અને વાહ રે કુદરત! જેને એક વાર પોતે હડધૂત કર્યો હતો, એ જ કુમારપાળ રાજગાદી પર-અને પોતાને મહામાત્યપદ માટે આમંત્રણ! ગુર્જરેશ્વર

કુમારપાળે કહ્યું: 'મંત્રીરાજ, તમે રાજના શત્રુના શત્રુ છો, પણ રાજના હિતસ્વીના તો મિત્ર છો. મેં તમને પારખી લીધા છે. હું રાજનો મિત્ર છું, મારા તમે મિત્ર બનો '

મહારાજ કુમારપાળને માથામાં જેટલા વાળ તેટલા દુશ્મન હતા. પોતે સાથે રહ્યા, સાથે ઝૂઝયા ને તેમની સત્તા સ્થાપી. મબલખ ધન મળ્યું, રાજમાં પૂરતું માન મળ્યું, ચારે તરફ કીર્તિ વ્યાપી; ધર્મને તો એમણે છાંડયો નહોતો. એના જ પ્રતાપે પોતે આ સ્થિતિએ પહોંચ્યા હતા.

મંત્રીશ્વરે શાંતિથી આંખો મીંચી. પણ ત્યાં તો એક નવું પ્રકરણ સામે આવીને ખડું થયું; મંત્રીરાજ આછી શરમ અનુભવી રહ્યા.

સિત્તેર વર્ષની અવસ્થા થઈ એટલે ઉદયન મંત્રી નિવૃત્ત થયા. પત્ની ગુજરી ગઈ દીકરા ને વહુ, દીકરાને ઘેર દીકરા, એમ લીલી કુટુંબવાડી વિસ્તરી રહી. હવે પોતે કામકાજનો સંજેરો કર્યો; પ્રવૃત્તિનું ધામ પાટણ છોડી કર્ણાવતીમાં આવી વસ્યા. કુટુંબનું જૂથ રહ્યું પાટણમાં ને પોતે જઈ વસ્યા કર્ણાવતીમાં. પણ જીવનભર એક પળ પણ વિરામ ન લેનાર મંત્રીશ્વરને આ એકાંત સાલવા લાગ્યો. સંગી–સંગાથી વગર કેમ ગોઠે ?

જુવાન પુત્ર વાગ્ભટે પિતાની એકલતા પારખી. પિતા તો પરિસ્થિતિને જીતી લેવા માગતા હતા, પણ પુત્રને એ ન રુચ્યું. સિત્તેર વર્ષના સશક્ત પિતાને એ પરણાવવાનો વિચાર કરવા લાગ્યો. એણે કન્યાની શોધ શરૂ કરી. શોધ કરતાં ભરૂચમાં (વાયડપુરમાં) મોટી ઉંમરની એક શ્રેષ્ઠિકન્યા મળી આવી.* વાગ્ભટે કન્યાના પિતાને બધી વાત કરી 'આ તો શંકર જેવો સ્વામી!' જેવી વાત સહુને લાગી. એ કાળે તો આ સંબંધ ભાગ્યયોગથી મળેલો લાગતો. પુત્ર બધું નક્કી કરીને નીકળ્યો, પણ પિતાજી પાસે જીભ કેમ ઊપડે ?

પુત્રે શ્રીસંઘ એકત્ર કર્યો, પોતાની વાત રજૂ કરી, ને માર્ગ કાઢી આપવા કહ્યું. સંઘે બીડું ઝડપી લીધું બીજે દિવસે સહુએ આવી વિનંતિ કરી:

'મંત્રીરાજ, આપ આવો તો વાયડપુરમાં જીવિતસ્વામી શ્રી. મુનિસુવ્રત સ્વામીનાં સંઘસહ દર્શને જઈએ!'

આવા કામમાં તો મંત્રીશ્વર ઉદયન પહેલા. તેમણે આમંત્રણ કબૂલ રાખ્યું સહુ સારે દિવસે ભરૂચ તરફ નીકળ્યા. ભરૂચ પહોંચી ભાવથી ભગવાનને જુહાર્યા. સાંજે સહધર્મી સાથેના સાહમીવાત્સલ્યમાં એક પંગતે જમવા બેઠા. થાળીઓ મુકાણી, ભોજન પિરસાણું, પણ કોઈ ભોજનને હાથ અડાડતું નથી. મંત્રીશ્વરને વિસ્મય થયું તેમણે પૂછ્યું: 'ભાઈઓ, આમ કેમ કરો છો ?'

---

*'પુરાતનપ્રબંધ–સંગ્રહ કહે છે: वायडपुरे कोऽपि व्यवहारी तस्य सुता वृद्धाऽस्ति।'

'આપ અમારી વાત સ્વીકારો તો જમીએ.'

'શ્રીસંઘની કઈ વાતનો મેં અસ્વીકાર કર્યો છે?'

'અમને આશા છે, કે અમારી આ વાતનો પણ આપ અસ્વીકાર નહિ કરો. અમે આપનાં શુભ લગ્ન ઇચ્છીએ છીએ.'

'આ ઉંમરે મને ભૂંડો લગાડવો છે, ને કોઈનો ભવ બાળવો છે!'

'એમાંથી કશું કરવું નથી, પિતાજી, અમારે માતાજી જોઈએ છે!' *પુત્ર વાગ્ભટે કહ્યું.

મંત્રીરાજ ઉદયન સમજ્યા કે પુત્રનાં આ બધાં તોફાન છે. આખરે બધાનો આગ્રહ પાસે તેમને નમતું તોળવું પડ્યું. કન્યાની મોટી ઉંમર ને તેની સંમતિ જોઈ તેઓ પરણ્યા. એ લગ્નજીવનનું મધુરું ફળ—આંબડ—આમ્રભટ!

અને આ જીવનપોથીનું છેલ્લું પાનું!

સોરઠના બંડખોરોનો દોર ખૂબ વધી ગયેલો. કેમે કર્યા એ કબજે થાય જ નહિ. એ વેળા એંશીથી ઉપરની ઉંમરના ઉદયને બીડું ઝડપ્યું! જુવાનીને શરમાવે એવી છટાથી લશ્કર દોર્યું! રણકુશલ સેનાપતિની જેમ વ્યૂહ રચ્યા. એક વીર યોદ્ધાની જેમ તલવાર ચલાવી ને રણક્ષેત્રનું ઉજ્જ્વળ મૃત્યુ આજ એને વર્યું! વીર ક્ષત્રિયો જેની સદા આકાંક્ષા રાખે એવી રણશય્યા એમને વરી! સ્વામીભકત અને ધર્મભક્ત તરીકે નામ કરીને આજ દેહ છોડતાં કેવો આનંદ થાય છે!

ભૂતકાળનાં આ સંસ્મરણોએ મંત્રીરાજને જેમ વેગ આપ્યો એમ શ્રમ પણ આપ્યો. ફરીથી એ મૂર્છામાં પડી ગયા. સરદારો મુનિરાજનાં દર્શન કરવાની મંત્રીરાજની અંતિમ ઇચ્છાને પાર પાડવાના વિચારમાં પડ્યા.

[ ૩ ]

રણમેદાનની ભેંકાર ભૂમિ પર ભલા સાધુજનનો સંચાર ક્યાંથી? અને સાધુ ન મળે તો મંત્રીશ્વર ઉદયનની દર્શનની ખ્વાસ અણબૂઝી રહી જાય મંત્રીશ્વરના હાથ નીચે રહીને કુશળ બનેલા સરદારોએ છેવટે એક યુકિત યોજી કાઢી. ભ્રમ એ પણ કેટલીક વાર સત્યનું કામ કરી જાય છે!

સાધુઓના પરિચયમાં રહેનાર એક નોકરને સાધુનો વેશ પહેરાવીને એમની સામે લાવવામાં આવ્યો. મંત્રીશ્વરની જીવનજ્યોતિ બુઝાતી જતી હતી આંખો ફરતાં કાળાં કુંડાળાં ઘેરી વળ્યાં હતાં. એમણે પોતાની સામે આવેલ મુનિરાજને લથડતા બે હાથે વંદન કર્યાં, ને ધર્મશ્રવણ કરાવવા કહ્યું.

મુનિરાજે વેશ પૂરેપૂરો ભજવ્યો હતો. એમણે કહ્યું: 'મંત્રીરાજ, સુવર્ણ કોઈનું નથી, સંસાર કોઈનો નથી, કોઈ કોઈનું સ્વજન નથી, આપણે એકલા છીએ. જે છે તે આત્મા છે. આત્માને ચિંતવો, એનું ધ્યાન ધરો, તમારો બેડો

*પુત્રો આવી ભાવના સેવતા. જુઓ—જોગીદાસ ખુમાણ.

પાર થઈ જશે. આત્માને વધ નથી, બંધ નથી, મૃત્યુ નથી; એ તો બધા દેહના રંગ છે! અરિહંતનું શરણુ લો! સિદ્ધનું શરણુ લો! સાધુનું શરણુ લો! જ્ઞાની-પ્રણીત ધર્મનું શરણુ લો!'

મંત્રીશ્વરે મસ્તક નમાવ્યું ને બે હાથે સાધુરાજના ચરણુનો સ્પર્શ કર્યો. પછીથી એમણે બખ્તરના બંધ છોડી નંખાવ્યા; દેહનો ત્યાં જ ઢગલો થઈ ગયો. એ અમર આત્મા અમરાપુરી તરફ ચાલી નીકળ્યો. રણમેદાન પરની કાળી રાત્રિ ગૂજરાતના મહામંત્રીશ્વરના મૃત્યુના શોકભારથી કારમી બની રહી.

[ ૪ ]

**પાટનગરના** કાંગરા પર દીપકો નહોતા; રાજમહેલોમાં ગ્લાનિ ભરાઈ બેઠી હતી. ગુર્જરેશ્વરનો જમણો હાથ આજ હણાઈ ગયો હતો. મંત્રીશ્વર ઉદયનનું રણવાટમાં મૃત્યુ થયું હતું. નાચ–ગાન તો શું, પણ માણસ હસવામાંય પાપ માનતો હતો.

છતાંય એક વાતે હસવું આવી જતું હતું. મંત્રીશ્વરની સાધુદર્શનની ઈચ્છાને સંતોષવા જેણે મુનિવેશ સજ્યો હતો, એ વેશધારી હવે વેષ છાંડતો નહોતો. ભિક્ષા માગીને ખાતો, જયણા પાળતો, જીવનને ધર્મથી જીવતો.

લોકો હસી પડતાં ને કહેતાં : 'અલ્યા, રાઈના ભાવ રાતે ગયા. હવે તો વેશ ઉતાર!'

પણ પેલો વેશધારી ગંભીર થઈને કહેતો : 'હવે એ નહિ ઊતરે! લોઢાને પારસમણિનો સ્પર્શ થયો. હવે હું મહાવીરના વેશનો ધારક છું, સામાન્ય જન નથી. મારા ભાવ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી રહ્યા છે. જે વેશને લીધે મને મંત્રીશ્વર જેવાએ વંદન કર્યું, મારું આટલું માન કર્યું, એ વેશને હું કેમ છોડું! ભલા, એવો તે કોણ મૂર્ખ હોય કે હાથમાં આવેલો ચિંતામણિ ફેંકી દે!'

લોકો આ સાંભળીને હસી હસીને બેવડ વળી જતા, ને કહેતા : 'પાકો નીકળ્યો આ વંઠક! મફતનું ખાવાનું મળે ને મહારાજ કહેવાનું મળે. એ કોણ છાંડે! પાકો વેશધારી!'

લોકોની આ ટીકા તરફ એ વેશધારીએ રોષ ન કર્યો. સમતાથી એણે એ ટીકા સહી લીધી. 'વેશધારી' 'વેશધારી' કહી લોકોએ એને ખૂબ તિરસ્કાર્યો, પણ એણે તો મનમાં, જરા પણ દ્વેષ ન આણ્યો. ભિક્ષા મળી તો લીધી, નહિ તો ભાવના પર જીવ્યો! મન, વચન ને કાયા સ્થિર કર્યાં.

લોકોએ એને માન્યો કે ન માન્યો, પણ એ વેશધારી પોતાનો બેડો પાર કરી ગયો.

મંત્રીશ્વરનું મૃત્યુ તો મહોત્સવરૂપ બન્યું હતું! એક પામર જીવના આ પ્રભુતા તરફનાં પગલાંએ એની મહત્તા વધારી દીધી. લોકોએ કહ્યું : હાથી જીવતો લાખનો, મર્યે સવા લાખનો તે આનું નામ!

# एक अलभ्य महाकाव्यके खोजकी आवश्यकता

लेखक : **श्रीयुत अगरचंदजी नाहटा.**

**प्राचीन ग्रन्थोंकी** शोध-खोजके अभावमें बहुतसे महत्त्वपूर्ण ग्रन्थोंका हमें पता तक नहीं है। अनेको ग्रन्थोंके रचे जाने व अमुक समय तक विद्यमान होनेके उल्लेख मिलते **हैं,** पर अभी उनकी प्रतियोंका पता नहीं चला। अभी बहुतसे हस्तलिखित ग्रन्थोंके संग्रहालय तो ऐसे हैं जिनका किसीके द्वारा अवलोकन ही नहीं हो पाया। संभव है ऐसे संग्रहालयोंमें उन ग्रन्थोंकी प्रतियां प्राप्त हो जाय। क्योंकि ज्यों ज्यों किसी अज्ञात संग्रहालयका अवलोकन किया जाता है, हरेकमें कुछ न कुछ नवीन सामग्री प्राप्त होती ही रहती है। यहां एक ऐसे ही महत्त्वपूर्ण महाकाव्यका परिचय दिया जा रहा है, जिसका नाम **"विवाहवल्लभ महाकाव्य"** है। इसका केवल १७ वां सर्ग (या उसके ३३ श्लोक) ही हमारे संग्रहकी एक प्रतिमें प्राप्त हुआ जो कि विशेष संभव १५ वीं शताब्दीकी लिखित है। उक्त प्रतिके प्रारंभके ७ पत्र प्राप्त नहीं हैं। ८ वें से २४ तकके पत्र ही प्राप्त हैं। प्रतिके ऊपर चालु पत्राङ्कोंके अतिरिक्त अन्य भी अंक लिखे गये हैं, जिनके अनुसार प्राप्त पत्र पत्रांक ३३० से ३४६ तकके हैं। यदि यह प्रति इन पत्रांकोके अनुसार पूर्ण प्राप्त होती तो न मालूम कितनी महत्वपूर्ण प्राचीन सामग्री प्राप्त होती। उपलब्ध १६ पत्रोंमें निम्नोक्त रचनायें हैं।

| | | |
|---|---|---|
| १. | धनपाल पंचाशिका, गा. २० से ५० | धनपाल |
| २. | संजमंजरी, गा. ३५ | महेश्वरसूरि |
| ३. | ओगणत्रीसी भावना, (प्रा.) गा. २९ | |
| ४. | परमसुखद्वात्रिंशिका, (सं.) श्लो. ३२ | जिनप्रभ |
| ५. | विवाहवल्लभ महाकाव्य, श्लो. ३३ | |
| ६. | मृगापुत्रकम्, (भाषा) गा. ४२ | |
| ७. | ऋषिस्तवनम्, (सं.) श्लोक ३८ | |
| ८. | पद्मावती चउपई, (भाषा) गा. ३६ | |
| ९. | सित्तुंजय महातीर्थ कल्प, (प्रा.) गा. ३९ | जिनप्रभसूरि |
| १०. | गिरनार कल्प, सं. श्लो. २२ | |
| ११. | आणंदा (भाषा) गा. ४३ | (देखो वीरवाणीमें प्रकाशित मेरा लेख) |

अब 'विवाहवल्लभ काव्य'के आदि अंतके श्लोक दे दिये जाते हैं, जिससे यह नेमिनाथजीके सम्बन्धमें रचा गया सिद्ध होता है।

किसी सज्जनको इसकी कहीं पूर्ण प्रति प्राप्त हो तो सूचित करनेकी कृपा करें।

आदि—जिनेश जगदाधारं, केवलालोकभास्करम्।
भगवन्! भवभीतानां, सर्वज्ञ शरणं भव ॥ १ ॥
भवाम्भोधौ महामोहवातविघ्नविभीषणे।
मज्जन्तं तत्त्वपोतेन, त्वं मामुद्धर्तुमर्हसि ॥ २ ॥

अंत—इत्थं यादवनंदिनी भगवती राजीमती स्वामिनं,
श्रुत्वा नेमिजिनं विबुद्धहृदये स्वात्मावबोधं महं।
पश्यन्ती परमेश्वरं जिनपतिं श्रीरेवताद्रौ स्थितं,
ध्यायन्ती भवसर्वसंगविरता, निन्ये निशाऽमुष्यका ॥ ३ ॥

इति श्रीविवाहवल्लभमहाकाव्ये श्रीनेमिनाथोपालम्भमनेकात्मज्ञानोल्लासो
नाम सप्तदशः सर्गः ॥ छ ॥

*

## આવશ્યક સુધારો

ગતાંક ૧૮૭ માં ટાઈટલ પેજ ૩ માં 'મહામંત્રી ઉદયન વિશેના પુરાતન સંદર્ભ ગ્રંથો' વિશે જે હકીકત પ્રગટ થઈ છે તેમાં નીચે મુજબ સુધારીને વાંચવું:

| | | | |
|---|---|---|---|
| ૩. | પ્રભાવક ચરિત્ર | રચનાસંવત | ૧૩૩૪. |
| ૪. | ધર્માભ્યુદય મહાકાવ્ય: | ” ” | ૧૨૮૯, ૧૨૯૦. |
| ૯. | પ્રબોધોદયવાદસ્થલ: | ” ” | તેરમો સૈકો. |
| ૧૦. | ઉપદેશ સપ્તતિકા. | ” ” | ૧૫૦૩. |

અને 'નાભિનંદન જિનોદ્ધાર પ્રબંધ પ્રકાશક: શ્રીહેમચંદ્રાચાર્ય જૈન ગ્રંથમાલા. અમદાવાદ.

★

## નવી મદદ

રૂ. ૩૫) પૂજ્ય આ. શ્રીવિજયલબ્ધિસૂરિજી મ૦ના ઉપદેશથી શ્રીવાસુપૂજ્યસ્વામી મહારાજ ટેંપલટ્રસ્ટ પૂના.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश




તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૬-૫૧ : અમદાવાદ

વર્ષ ૧૬ : અંક ૯ ] [ ક્રમાંક : ૧૮૯

# વિષય-દર્શન





## નવી મદદ

૧૦૧) શેઠ શાન્તિલાલ કેશવલાલ, પીપરડીની પોળ — અમદાવાદ

૧૦૧) શેઠ ચીનુભાઈ વાડીલાલ વાવવાલા, રૂપાસુરચંદની પોળ, — ,,

૧૦૧) શેઠ કાંતિલાલ નેમચંદ, પતાસાની પોળ, મહાદેવનો ખાંચો, — ,,

૧૦૧) શેઠ રમણલાલ ગીરધરલાલ, સૌરાષ્ટ્ર સોસાયટી, એલીસબ્રીજ, — ,,



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| अंक : ९ | જેઠ સુદ ૧૧ : શુક્રવાર : ૧૫ જુન | १८९ |


# પ્રતીકારની સફળતા

[ પાઠ્યક્રમમાંથી 'હંસમયૂર' રદ્દ–બાતલ ]

**હિંદી સાહિત્યના** જાણીતા લેખક શ્રી વૃંદાવનલાલ વર્મા લિખિત હિંદી નાટક 'હંસમયૂર' જેમાં જૈનધર્મના પ્રભાવક આચાર્ય શ્રી. કાલકાચાર્ય અને સાધ્વી સરસ્વતીના ઉજ્જવળ ચારિત્ર ઉપર આક્ષેપો કરવામાં આવ્યા છે એ પુસ્તક વિશે આ માસિકે જાણીતા લેખક શ્રી જયભિખ્ખુની વિસ્તૃત લેખમાળા દ્વારા જે વ્યવસ્થિત વિરોધ ઉઠાવ્યો હતો, તેના પરિણામે એ પુસ્તક ઉત્તર પ્રદેશની કૉલેજના અભ્યાસક્રમમાંથી હવે રદ્દ–બાતલ કરવામાં આવ્યું છે. એ બદલ ઉત્તર પ્રદેશની સરકારનો અમે આભાર માનીએ છીએ.

જૈન સંઘને અમે યાદ આપીએ છીએ કે કોઇ પણ વિરોધની ચર્ચા વ્યવસ્થિત અને સંયમિત રીતે કરવામાં આવે તો તેની સફળતા અવશ્ય મળે જ છે અને એવા વિરોધો માટે જુદા જુદા સ્થળના જૈન સંઘો અને પત્રો મારફત વિવેક પુરસ્સર સંગઠિત પ્રયત્ન કરવામાં આવે તો ધાર્યું ફળ મળ્યા વિના રહેતું નથી. 'જૈન સત્ય પ્રકાશ' જે હંમેશાં આવા પ્રતીકારો માટે પ્રયત્નશીલ છે અને આજ સુધીમાં તેણે કરેલા પ્રતીકારોની સફળતા મળી છે તેમાં એકનો ઉમેરો થાય છે, એ જ આ માસિકની ઉપયોગિતાનું પ્રમાણ છે.

'હંસમયૂર' પુસ્તક માટે ઉઠાવેલો વિરોધ અને એ માટે કરેલા વ્યવસ્થિત પ્રયત્નમાં 'જૈન સત્ય પ્રકાશ'નો ફાળો મહત્ત્વનો છે એની અમે યાદ આપીએ છીએ અને ભવિષ્યમાં પણ આવા પ્રતીકાર માટે જૈન સંઘને સંગઠિત બનવા વિનવીએ છીએ આ વ્યવસ્થિત પ્રતીકાર કઇ રીતે કરવામાં આવ્યો તેની આછી વિગત અમે અહીં નોંધીએ છીએ

સમિતિને 'હંસમયૂર' પુસ્તકની જાણ થતાં તેની નકલો મંગાવી, એમાંના

વિરોધી મુદ્દાઓ વિશે શ્રી. વૃંદાવનલાલ વર્માને પ્રથમ પત્ર લખવામાં આવ્યો હતો, પરંતુ તેનો તેમણે જવાબ આપ્યો નહોતો. એ પછી ગુજરાતના જાણીતા લેખક શ્રી. જયભિખ્ખુએ આ પુસ્તકનું ઝીણવટભર્યું અવલોકન કરી, આમાંના વિકૃત મુદ્દાઓ તારવી લીધા. શક લોકોને લાવીને દેશદ્રોહ કર્યાનો મહાન આચાર્ય આર્ય કાલકાચાર્ય ઉપરના આક્ષેપનો તેમજ જૈનો માટે કરેલાં અસત્ય વિધાનોનો ઇતિહાસને તર્કગમ્ય રીતે જવાબ તૈયાર કર્યો અને પૂ. મુનિરાજ શ્રી. દર્શનવિજયજી મહારાજ સાથે તેની ચર્ચા કરી લીધી. એ મુદ્દાઓની ઐતિહાસિક વિગતો માટે તેમણે કેટલાંયે પુસ્તકો જોયાં અને એ પછી જ તેમણે આ માસિકના વર્ષ ૧૫: ના અંક: ૧૧ માં એ વિશે લંબાણથી લેખ લખ્યો, જે આ પત્રના વાચકોની જાણમાં છે. પૂ. મુ. શ્રીદર્શનવિજયજી મહારાજે હિંદીપ્રદેશ માટે આ લેખનો હિંદી અનુવાદ કરાવી એની અલગ પુસ્તિકા પ્રગટ કરાવી અને તે લેખકને મોકલવામાં આવી હતી. આ પછી સાથી પત્રોએ આ વિરોધી સૂરને ઝીલી લીધો અને એ વિશે નોંધો લખી. આ રીતે ચારે બાજુએ વ્યવસ્થિત આંદોલન થયાની જાણ શ્રી. વૃંદાવનલાલ વર્માને થતાં શ્રી. જયભિખ્ખુના એ લેખનો તેમણે વળતો જવાબ એક પુસ્તિકા દ્વારા આપ્યો હતો. એ પુસ્તિકામાં શ્રી. વૃંદાવનલાલ વર્માએ શ્રી. જયભિખ્ખુનાં કેટલાંક તથ્યો સ્વીકાર્યાં હતાં અને બાકીનાં તથ્યો વિશે તેમણે શકોના આગમન સંબંધી અપ્રસ્તુત ચર્ચાનું લંબાણ કરી ઉડાડી દેવાનો પ્રયત્ન કર્યો હતો. એ પુસ્તિકાનો પણ શ્રી. જયભિખ્ખુએ બીજા લેખરૂપે પ્રત્યુત્તર આપ્યો હતો, જે આ માસિકના વર્ષ ૧૬: ના અંક: ૧ માં પ્રગટ થયો છે. તેનો પણ હિંદીપ્રદેશમાં પ્રચાર કરવા હિંદી અનુવાદ કરાવી પુસ્તિકા પ્રગટ કરવામાં આવી હતી.

આ બંને પુસ્તિકાઓ અને હંસમયૂર નાટક વગેરેની સામગ્રીથી જૈનોની અગ્રગણ્ય સંસ્થા શ્રી. આણંદજી કલ્યાણજીની પેઢીને પણ અમારી સમિતિ તરફથી જાણ કરાવવામાં આવી હતી અને તે દ્વારા ઉત્તરપ્રદેશના શિક્ષામંત્રી ઉપર આ પુસ્તકના વિરોધની નોંધ મોકલવામાં આવી હતી

આ સિવાય પૂ. મુનિરાજ શ્રી. કનકવિજયજીએ પણ શ્રી. વર્માજી સાથે પત્રવ્યવહાર કર્યો હતો જેની વિગત આ માસિકના વર્ષ : ૧૬ ના અંક: ૫ મા માં પ્રગટ થઇ છે. વળી, આ સંબંધમાં બનારસના 'અખિલ ભારતવર્ષીય ઓસવાલ સંમેલને' ઉત્તર પ્રદેશના શિક્ષામંત્રી સાથે સીધો પત્રવ્યવહાર કર્યો હતો અને શિક્ષામંત્રીને ઉપયોગી માહિતી પૂરી પાડી હતી. આપણી સફળતામાં એ સંમેલનનો સાથ સ્મરણીય છે.

મતલબ કે, આ રીતે વ્યવસ્થિત ચર્ચા કરવામાં આવે અને સાથી પત્રો તેમજ જૈન સંઘ સંગઠિત રીતે વિરોધ ઉઠાવે તો આ અને આવાં બીજાં કાર્યોમાં સફળતા અવશ્ય મળે. ભવિષ્યમાં પણ આપણે આ રીતે જ પ્રયત્નો કરીએ.   **તંત્રી :**

અયોગવ્યવચ્છેદ

# દ્વાત્રિંશિકા

લેખક—પૂજ્ય પન્યાસ શ્રી ધુરંધરવિજયજી ગણિવર

⊙

## સ્તુતિકારોના પ્રતીક શ્રી. સિદ્ધસેન :

**अनुसिद्धसेनं कवयः** કવિઓ શ્રી સિદ્ધસેનથી ઉતરતા છે, એ પ્રમાણે કલિકાલ સર્વજ્ઞ શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજે 'શબ્દાનુશાસન'ની સ્વોપજ્ઞવૃત્તિમાં उत्कृष्टेऽनूपेन । [૨. ૩. ૩૯.] સૂત્રના ઉદાહરણ તરીકે ઉપરનુ કથન કરીને શ્રી સિદ્ધસેન દિવાકરને સર્વશ્રેષ્ઠ સ્તુતિકાર તરીકે ઓળખાવ્યા છે. અન્ય આચાર્યોએ પણ શ્રી. સિદ્ધસેન દિવાકરને यदाह स्तुतिकारः— જે માટે સ્તુતિકાર કહે છે—એ પ્રમાણે અનેક સ્થળે ઉલ્લેખ કરીને સ્તુતિકાર તરીકે સંબોધ્યા છે. પરમાત્માની સ્તુતિ કેવી હોવી જોઈએ અને કેવી રીતે કરાય તેના પ્રતીક તરીકે શ્રી. સિદ્ધસેન દિવાકર પ્રથમ પંક્તિમા આવે છે

## સ્તુતિ કરવાના ભાવની જાગૃતિ :

સહુ કોઈ આત્માનુ જ્યારે પરમાત્મા પ્રત્યે પ્રેમનું આકર્ષણ પ્રકટે છે ત્યારે તે પરમાત્માની સ્તુતિ કરવાના ઉમળકા જાગે છે. ભકિતનું વ્યક્તીકરણ સ્તુતિદ્વારા થાય છે. શક્ત અને અને અશક્ત બન્ને પ્રકારના ભવ્યો પોતાના શબ્દોમાં સ્તુતિ કરીને ભકિતને પ્રકટ કરે છે. સમર્થ આત્માઓની સ્તુતિ રહસ્યવાળી અને સહેતુક હોય છે. તેમાં એક પંથ ને દો કાજ રહ્યા હોય છે.

## શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજની બે બત્રીશીઓ :

શ્રી સિદ્ધસેન દિવાકરજી જેવા સમર્થ સ્તુતિકાર શ્રી હેમચન્દ્રસૂરિજી મહારાજ પણ છે તેઓશ્રીએ ભગવાનને સ્તવતાં રોમાંચ ખડાં થાય એવી સુન્દર ને ભાવવાહી સ્તુતિ-સ્તવના સ્તવી છે. 'અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકા' અને 'અન્યયોગવ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા' એ બે બત્રીશીઓ પરમાત્માની સ્તુતિઓ છે. એ બન્નેની રચના કરતાં તેઓશ્રીએ પ્રતીક તરીકે શ્રી. સિદ્ધસેન દિવાકરજીને સન્મુખ રાખ્યા છે. શ્રી. સિદ્ધસેન-સ્તુતિકારે બત્રીશ બત્રીશીઓ સ્તુતિરૂપે વિરચી છે. તેના અનુકરણરૂપે શ્રી. હેમચંદ્રસૂરિજી મહારાજે પણ પોતાની સ્તુતિઓ બત્રીશીરૂપે રચી છે

## બત્રીશી કરવાનું પ્રયોજન :

સ્તુતિઓનું મધુર કંઠે ઉચ્ચારણ કરવાથી મુખ પવિત્ર થાય છે. મુખમાં ઉચ્ચારણ કરવામાં મુખ્ય ભાગ ભજવે છે દાંત ને જીભ. દાંત બત્રીશ હોય છે એટલે તે બત્રીશે દાંતને પવિત્ર કરવાના હેતુથી સ્તુતિઓમાં સૂક્ત સંખ્યા બત્રીશની રાખવામાં આવે છે. તેત્રીશમા સૂક્તરૂપે કલશ હોય છે એટલે જીહ્વાને પવિત્ર કરે છે.

શ્રી. હેમચંદ્રસૂરિજી મહારાજે રચેલી આ બે બત્રીશીઓમાં સ્તુતિમુખે 'આપ્તત્વ' ક્યાં

છે અને ક્યાં નથી એ વિષય સ્પષ્ટપણે સમજાવ્યો છે, ને બન્ને બત્રીશીઓના નામકરણમાં પણ એ હકીકત છે.

**એવકારના બે અર્થો:**

અયોગવ્યવચ્છેદ અને અન્યયોગવ્યવચ્છેદ એ બન્ને એવકાર—જકારના અર્થો છે. યોગ—એટલે સબન્ધ—રહેવું; યોગ નહિ—અર્થાત્ સબન્ધ નહિ—રહેવું નહિ. તેનું નામ 'અયોગ' કહેવાય. તેનો વ્યવચ્છેદ એટલે દૂર કરવું. અયોગ—વ્યવચ્છેદ એટલે સંબંધને દૂર કરવો. એ જ પ્રમાણે —અન્ય એટલે બીજામાં યોગ એટલે સંબંધ તેનો વ્યવચ્છેદ એટલે દૂર કરવું. બીજામાં સંબંધને દૂર કરવો તેનું નામ અન્યયોગ વ્યવચ્છેદ કહેવાય.

**સાકાંક્ષ વાક્યોની સમજ:**

ઉપરના બન્ને વાક્યાર્થો સાકાંક્ષ રહે છે. કેટલાંએક વાક્યો એવાં હોય છે કે જે સાંભળવાથી જ તેને લગતા અર્થને જાણવાની ઇચ્છા જાગે છે. એવા પદ વાક્યોને સાકાંક્ષ કહેવામાં આવે છે તેમાં પણ કેટલીક આકાંક્ષાઓ એવી હોય છે કે તેનો સંબંધ સુજ્ઞો સ્વયં કરી લે છે ને કેટલાકનો કરાવવો પડે છે.

'ગુરુમહારાજ પધાર્યા' એવું વાક્ય સાંભળીને સાંભળનારને જિજ્ઞાસા સ્વાભાવિક રીતે જ થાય કે કોના ગુરુમહારાજ? એ જિજ્ઞાસાને શાંત કરવા માટે કહેવું પડે કે, અમુકના. પણ જાણકારને તે જણાવવાની જરૂર નથી રહેતી; તે તો પોતાની મેળે જ સમજી લે છે.

**પ્રસ્તુત સ્તુતિનું નામ સાકાંક્ષ:**

અહીં આ બન્ને બત્રીશીનાં નામોના અર્થમાં જે અસંબન્ધને દૂર કરવો અને બીજામાં સમ્બન્ધને દૂર કરવો—તેમાં કોનામાં સમ્બન્ધ? શેનો સમ્બન્ધ? ને બીજા કોણ? એ ત્રણ જિજ્ઞાસાઓ જાગૃત થાય છે.

**તે આકાંક્ષાની પૂર્તિ:**

આ જિજ્ઞાસા—આકાંક્ષાઓ તાર્કિક શૈલીથી પરિચિતોને આપોઆપ થઈ જાય છે, પણ બીજાઓને તેના ખુલાસાઓ કરવાથી જ થાય છે. શ્રી અરિહન્ત પરમાત્મામાં આપ્તત્વનો સમ્બન્ધ છે અને શ્રી. અરિહન્ત પરમાત્માથી અન્ય દાર્શનિકો અન્ય છે--બીજા છે. આ હકીકત નીચે પ્રમાણે વિશેષ સ્પષ્ટ સમજવી જોઈએ.

**એવકારના પ્રથમ પદાર્થની ઉદાહરણપૂર્વક સમજ:**

आत्मा चेतन एव અર્થાત્ આત્મા ચેતન જ છે એ પ્રમાણે ચેતનની સાથે જોડાયેલ એવકાર—જકાર એમ સમજાવે છે કે આત્મા ચેતન છે પણ અચેતન નથી અર્થાત્ કોઈ પણ આત્મા એવો નથી કે જે અચેતન હોય અહીં આત્માને વિષે ચૈતન્યની સ્થાપના એવકારથી કરવામાં આવી છે. એટલે આત્મા ઉદ્દેસ્ય છે ને ચૈતન્ય વિધેય છે. વિધેયની સાથે જોડાયેલો એવકાર, અયોગવ્યવચ્છેદનો અર્થ સમજાવે છે. આત્મામાં ચૈતન્યનો જે અયોગ એટલે અસમ્મન્ધ તેનો વ્યવચ્છેદ એવકાર કરે છે અર્થાત્ આત્મામાં ચૈતન્યનો અયોગ—અસમ્બન્ધ પણ સમ્બન્ધ છે.

**બે નહિ કહેવાથી અર્થમાં આવતું બળ :**

યોગની સ્થાપના કરતાં અયોગનો વ્યવચ્છેદ કરવાથી વાક્યમાં બલવત્તા સૂચિત થાય છે. द्वौ नञौ प्रकृतमर्थं गमयतः दाढर्यं च सूचयतः । બે નિષેધ વચનો મૂળ અર્થને જણાવે છે ને દઢતા સૂચવે છે આ જ્ઞાની છે એમ કહેવા કરતાં આ અજ્ઞાની નથી એ વાક્યમાં વધારે ભાર છે. એ જ પ્રમાણે આત્મા ચેતન છે તે કરતાં—એવકારથી અર્થની મજબૂતાઈ—આત્મા અચેતન નથી પણ ચેતન જ છે—એ રીતે સ્પષ્ટ થાય છે.

**એવકારના બીજા અર્થની ઉદાહરણપૂર્વક સમજ :**

ઉદ્દેશની સાથે જોડાયેલો એવકાર અન્યયોગનો વ્યવચ્છેદ કરે છે. જેમકે आत्मैव चेतनः । આત્મા જ ચેતન છે. અર્થાત્ આત્માથી અન્ય—બીજા કોઈ ચેતન નથી, એ પ્રમાણે આત્માથી અન્યમા જે ચૈતન્યનો યોગ—સમ્બન્ધ તેનો એવકાર વ્યવચ્છેદ કરે છે.

**પ્રસ્તુત સ્તુતિઓમાં તે અર્થોનું સ્પષ્ટીકરણ :**

શ્રી. હેમચન્દ્રસૂરિજી મહારાજની બન્ને બત્રીશીઓમાં પણ એ જ અર્થ સ્પષ્ટ છે તે આ પ્રમાણે—जिन आप्त एव—અર્થાત્ જિનેશ્વર પરમાત્મા આપ્ત જ છે. શ્રી. તીર્થંકરમા આપ્તત્વનો જે અયોગ—અસમ્બન્ધ, તેનો વ્યવચ્છેદ થાય છે

પ્રથમ બત્રીશીમાં તે વિષય સુન્દર રીતે સમજાવ્યો છે ને નામની સાર્થકતા કરી છે. जिन एव आप्तः—જિનેશ્વર જ આપ્ત છે અર્થાત્ જિન સિવાય બીજા કોઈ આપ્ત નથી. એ અન્યયોગવ્યવચ્છેદ છે. જિનથી અન્ય એટલે બીજા જે કોઈ દાર્શનિકો તેમાં આપ્તત્વનો જે યોગ તેનો વ્યવચ્છેદ થાય છે.

બીજી બત્રીશીમાં એ વસ્તુ સારી રીતે ચર્ચી છે ને તે રીતે તે નામની પણ સાર્થકતા કરી છે તે સાર્થકતા પ્રથમ બત્રીશીમાં કઈ રીતે છે, તે હવે પછી દર્શાવવામાં આવશે



[જુઓ અનુસંધાન પૃ. ૨૧૫થી ચાલુ]

होने लगी । जिनचंद्रसूरिने वा. क्षांतिरत्नको सूरिमंत्र प्रदानपूर्वक आचार्यपदसे विभूषित किया व गुणरत्नसूरि नाम रखा ।

गुणरत्नसूरिने अनेक शिष्योंको विद्याध्ययन करवाया । आपके विद्वान शिष्योंमें धर्मरत्नसूरि विशेष रूपसे उल्लेखनीय है। तप संयमकी आराधना करते हुए ८२ वर्षकी आयु हो जाने पर अपने गुरु स्वर्गीय कीर्तिरत्नसूरिके पदवंदन करनेके लिये सं. १५४६के वीर-निर्वाणके दूसरे दिन या द्वितीया (का. सु. १–२)को आप स्वर्ग सिधारे । संघने अग्निसंस्कारके स्थान पर स्तूप बनवाया । इस प्रकार भक्तिभावपूर्ण आपके परिचायक इस विवाहलोंकी पद्ममंदिर गणीने रचना की ।

५. गुणरत्नसूरि रचित विचार आलावा पत्र ९ जैसलमेरके बडे उपाश्रयके ज्ञानभंडारमें है ।

६. इनके रचित ऋषि मंडलकी वृत्ति (स १५५२ वै. सु १२ जैसलमेरमें रचित) प्रकाशित है ।



# ગુર્જરી સુલતાનોના રાજવહીવટમાં જૈનોનું એક સંસ્મરણ

લેખક—શ્રીયુત પં. ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી

**પ્રાચીન** કાળથી જૈનધર્મ એ રાજધર્મ હતો તેના અનેક પુરાવાઓ પથ્થરમાં કોતરાયેલા અને તામ્રપત્રોમાં લખાયેલા મળે છે, અને જૈનો રાજવહીવટમાં પ્રાચીન કાળથી જ પ્રવીણ છે એ વાત નવી નથી. આજ એમાંના એક સંસ્મરણનો અહી ઉલ્લેખ કરું છું.

ટાંક જાતના મીરઝા અવટંકથી ઓળખાતા સુલતાનોમાં મહમ્મદ બેગડો સર્વથી વધારે પરાક્રમી અને મશહૂર બાદશાહ થઈ ગયો, જેણે વિક્રમ સંવત ૧૫૧૪ થી ૧૫૬૮ સુધી રાજ્ય કર્યું. આ બાદશાહે પશ્ચિમે આવેલુ જૂનાગઢ સં. ૧૫૨૯ માં અને દક્ષિણે આવેલું પાવાગઢ સં. ૧૫૪૧ માં જીતી લીધુ, એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. આ બાદશાહનું વિસ્તૃત વૃત્તાંત 'મીરાંતે સીકંદરી, મીરાંતે એહમદી' અને ફિરસ્તાકૃત '**ગુજરાતના સુલતાનો**'માં મુસ્લિમ લેખકોએ વિસ્તારથી આપ્યું છે. આ બાદશાહે પોતાના જીવનમાં બાદશાહતનું પોતાની સત્તા અને પ્રતાપનું સંરક્ષણ કેવી રીતે કર્યું, કયાં સાધનોનો ઉપયોગ કર્યો, અને એણે પરિસ્થિતિને કેવી રીતે જીતી લીધી તે વિષે કોઈ પણ વિદ્વાન લેખકોએ ધ્યાન આપી કાંઈ પણ લખેલું જોવામાં આવતુ નથી અને એ વિષે વિચારવાનું આ સ્થાન પણ નથી પરન્તુ જેના વિષે હું અહી કહેવા ઇચ્છું છું તેની સાથે એ વાતનો ઘનિષ્ટ સંબંધ હોવાથી એ હકીકતનો ઉલ્લેખ માત્ર કર્યો છે.

જે સાધનો દ્વારા તેણે સ્વસત્તાનુ સંરક્ષણ કર્યું તેમાંનું એક આ નૂતન મહેમદાવાદનું નિર્માણપણ છે. મુસ્લિમ ઇતિહાસ લેખકોએ મહેમદાવાદ વસાવવા સંબંધી ઉલ્લેખ પોતાના ગ્રંથોમાં વિસ્તારથી કર્યો છે, પરન્તુ તે તેણે પોતાના રાજકાળના કયા વર્ષમાં કર્યો તે વિષે કોઈએ કાંઈ લખ્યું નથી, તેમ વસાવવાનાં આપેલાં કારણો પણ બરાબર નથી એ વાત તેના મરણ બાદ પીસ્તાલીસ વર્ષે લખાયેલા શિલાલેખીય પુરાવાથી સ્પષ્ટ સમજાય છે, અને તે સાથે જૈનો તેમાં મુખ્ય કાર્યકર હતા તે વાત પણ જાણવા મળે છે તેથી એ લેખ અહીં રજુ કરવામાં આવે છે:[1]

**(१) संवत् १६१३ वर्षे श्रावणमास लिसत ०ि नदा०उ तथा ।**
**(२) स्वस्तिश्रीर्जयोमंगलाभ्युदयश्च ॥ आदित्याद्या ग्रहाः सर्वे ।**
**(३) सनक्षत्राः ॥ सराशयः सर्वानुकामान् प्रयच्छन्तु या(बा)स्पदं नगरं ।**

---

૧. અહી રજુ થતો આ લેખ પ્રથમ ગામની મધ્યમાં વાવ પાસે આવેલા બુરજની ભીંતમાં હતો. તે બુરજ મામલતદાર મોતીચંદભાઈએ તોડાવી નાખી દુકાનો કરાવી અને લેખવાળો પથ્થર કોર્ટરૂપમા ફેરવાયેલી સરાઈના દરવાજામાં પેસતાં જમણી ભીંતમાં મુકાવ્યો છે, તેની અસલ કોપી મારી પાસે છે તે ઉપરથી અહીં આપ્યો છે. લેખ ખૂબ અશુદ્ધ છે.

(૪) शुभं ॥ संवत् १५ अषाढादि २२ वर्षे ॥ शाके १३८७ प्रवर्तमाने ॥ दक्षिणायने ।
(५) हेमंतऋतोः मार्गशीर्षमासे कृष्णापक्षे पंचम्यां तिथौ रविवासरे मघा
(६) नक्षत्रे ॥ श्रीतिनाम्नि योगे बालकरणे एवं पंचांगतिथौ ॥ गूर्जराधीशपातशाह
(७) श्रीमहिमुदविजयराज्यप्रतापात् जसां आदेशवर्ती । नः मलिकश्रीमहि-
    मुदनिजाम
(८) सूत्रधार संवासार्थं । रमोही वलाण ते पिथित्वा नगरस्य स्थापेनं कृतं ॥
    महिमुदाबाद् ।
(९) सर्वप्रकाशनामग्रंथसू परमायुर्लक्ष्तो संवत् १५५१ वर्षे वर्ष ७ मास दिन
    ६ पा २ मये ।
(१०) दया संवत् १५५५ वर्षे शाके १४२० प्रवर्तमाने श्रावणमासे शु० स० शुक्रे
    डु० कृ० [गू० शू०] पातसाहश्रीमहिमुदविजय० प्र० ते० हकम फरमाण
    मंडोवरदेसरो नाहडवंसरो दुर्जनसुत ।
(११) महामलिक सर्कसदुफल मलिकव्यापारे तोरण त० मशीत त० सराह-
    पतली अमारति नीपजावी
(१२) ढोदइसुरसूरा तथा शंकरगाम थिकारी श्रा० शेषा दो० रत्ना पा० क्षीमा तथा
    समस्तलोकसंनिधौ
(१३) कार्यं शुभोदयं जातं ॥ एतेषां परमायुः ॥ वर्षशत ५५० मास ७ दिन १२
    प्रहर २॥ घ० ३ प० ५ नगरनु
(१४) मायः ॥ सर्वप्रकाशग्रंथे तत्प्रकाशितं । तथालिखितं : अंतः परं परमेश्वरो वेत्ति ।
    शे० सलहिदार ।
(१५) सेर मलिकसुलताणी ॥ यावं लवणसमुद्रो ॥ यावं नक्षत्रमंडितो मेरुः ।
    यावच्चंद्रादित्यौ । तावदिदं मंथरं ।
(१६) जयतुः जयोस्तं ॥ भद्र दो० षोदा नारायण । तथा वो षलु श्रीलानाभूतं स्तंभं
    अवलोका लिखितं ॥ मोषो षेमे ॥

અનુવાદ —

સં. ૧૬૧૩ વર્ષે શ્રાવણ માસમા લખીએ છીએ ઋતુમાં મંગળવારે કલ્યાણકારી શોભિતા મંગળ અને ઉન્નતિ કરનારા સૂર્યઆદિ બધા ગ્રહો, નક્ષત્રો સાથે રાશિઓ બધી ઇચ્છાઓને આપો, સારું નગર વસાવ્યુ સ. ૧૫૨૨ આશાષાઢાદિ[૨] વરસમા શક ૧૩૮૭ ના

૨. આ માસ એ જૈન તીર્થંકર નિર્ગ્રંથ મહાવીરસ્વામીનો ગર્ભોત્પત્તિનો મહિનો છે અને કાઠિયાવાડના હાલાર મંડળમા વસના ઓશવાળ અને સમસ્ત લોકસમાજ આજ મહિનાથી ચોપડાપૂજન અને દિવાળી માની વર્ષ બદલે છે. આ મહિનો ગર્ભાવતારનો હોવાનો પુરાવો આ છે —

"तेणं कालेणं तेणं समयेणं समणे भगवं महावीरे जे से गिम्हाण चउत्थे मासे अट्ठमे पक्खे असाडसुद्धे तस्स ण आसाडसुद्धस्स छट्ठीपक्खेणं' [ सू० २ — कप्पसुत्त. पा १३ टवार्थ ] આખા ગુજરાતમાં કાર્તિકાદિ વર્ષ લખવાનો ચાલ છે છતા મધ્ય ગુજરાતમા આવેલા આ ગામના શિલાપટમાં લખાવનારાઓએ આષાઢાદિ વર્ષનો નિર્દેશ કેમ કર્યો તે વિદ્વાનોને વિચારણીય છે.

ચાલુ વરસમાં સૂર્ય દક્ષિણાયનના હતા ત્યારે હેમંત ઋતુમાં માગસર મહિનામાં અંધારિયા પખવાડિયામાં પાચમ તિથિએ રવિવારે મઘા નક્ષત્રમાં નિત્તી નામના યોગમાં બાલવ નામના કરણમાં એ પાંચ અંગોવાળી તિથિમા ગૂર્જર દેશના મોટા ધણી રાજ્યલક્ષ્મીથી શોભતા.

પાતશાહ મહમદના[1] વિશેષ તપતા વિજયી રાજ્યમાં, જેમની આજ્ઞામાં રહેનાર મોટા મલિક મહમદ નિઝામ[2] નામે સુથારને સુખે રહેવા માટે આ નગરની સ્થાપના કરી તેઓને કોટવાલી આપી મહમ્મદાબાદ નામે સર્વપ્રકાશ ગ્રંથમાં જણાવેલા આયુષ્યથી શોભતા.

સંવત ૧૫૫૩ ની સાલનું વર્ષ, સાત મહિના, ૭ દિવસ, બે પહોર, બંધાવવા માંડેલા અને સંવત ૧૫૫૫ ના વરસમાં શાકે ૧૪૨૦ ના ચાલતા વરસમાં શ્રાવણ મહિનામાં, અજવાળિયા પખવાડિયામાં સાતમ ને શુક્રવારે ગૂર્જરદેશના પ્રતાપી અને વિજયી રાજ્યમાં, પાતશાહ મહમ્મદની આજ્ઞાથી મંડોવરદેશના[3] રહેવાસી, —

નાહડવંશના[4] દુર્જનનો પુત્ર મહામલિક શાર્દૂલ[5] મલિકના કારભારમાં સુરો તથા

---

૧ આ ગૂર્જરી સુલતાન મહમ્મદ બેગડો ગાદીએ બેઠા સં ૧૫૧૪ માં, ત્યાર બાદ તેણે પાવાગઢ ઉપર ચડાઈ કરી પરન્તુ પરાજિત થયો અને નુકશાન પણ આપવું પડયું છે. (જુઓ, 'મીરાતે સીકંદરી' પૃષ્ઠ ૧૧૧) શિલાલેખ મુજબ સં. ૧૫૨૨ માં તેણે મહેમદાવાદનો પાયો નાખ્યો અને સં ૧૫૫૫ માં તે પૂર્ણ થયો, ત્યાર બાદ તેણે જૂનાગઢ અને પાવાગઢ જીતી લીધાં અને સં. ૧૫૬૮ માં મૃત્યુ પામ્યો. આ ગૂર્જરી સુલતાનોમાં સાતમો રાજા હતો.

૨. મલિક મહમદ નિઝામને કોટવાળીનું કામ સોંપવામાં આવેલું હોવાથી તેના વંશજોનું અસ્તિત્વ મહેમદાવાદમાં અવશ્ય હોવું જોઈએ. હાલ પ્રતિષ્ઠિત મુસલમાન કુટુંબો છે પણ તેમાંના કોનો સંબંધ સદરહુ નામ સાથે છે તે વિષે કશું જાણવામા આવતું નથી.

૩. મંડોવરદેશમાં છે તે દેશનો અર્થાત્ મારવાડનો, આ સ્પષ્ટ નિર્દેશથી આપણે સમજી શકીએ છીએ કે આ કારભારકુશળ મુખ્ય પ્રધાન મારવાડના છે અને અહીંના ઉમરાવો બાધક ન થઈ શકે તેટલો એ કાર્યપટુ અને બાહોશ હોવો જોઈએ જેને પરિણામે તે સ્વતંત્ર અને વિજયી થયો.

૪ पुव्विं नड्डूलमंडलमंडणमंडोवरनयरस्स सामि रायाणं बलवंतेहिं मारिऊण तं नयरं अहिट्ठियं। तस्स रन्नो महादेवी आवन्नसत्ता पलाइत्ता बंभाणपुरं पत्ता। तत्थ य सयललक्खणसपुण्णं दारयं पसूआ। तओ नयराओ बाहिं एगत्थरुक्खे तं बालयं झोलियागयं ठावित्ता सा तावसदेसे ठिआ किंचि कम्मं काउमाढत्ता। तत्थ य दिव्वजोगेण समागया सिरिजिज्जिगसूरिणो तरुच्छायं अपरावत्तमाणिं दट्ठूण एस पुण्णवंतो भावि त्ति कलिऊण चिरं अवलोइयंता अच्छिआ। तीए रायपत्तीए आगंतूण भणिया सूरिणो–भयवं! किं एस दारओ कुलक्खणो कुलक्खयकरो दीसइ? सूरीहिं वुत्तं भद्दे! एस महापुरिसो भविस्सइ। ता सव्वपयत्तेण पालणिज्जो तओ सा अणुकंपाए चेडहरचिंताकरणे निउत्ता गुरूहिं। सो अ दारओ कयनाहडनामो गुरुमुहाओ पंचपरमिट्ठिनमुक्कारं सिक्खिओ।

सो अ चंचलत्तेण गहियधणुसरो अक्खयपट्टयस्स उवरिं आगच्छंते मूसए अमूढलक्खो मारेइ। तओ सावएहिं चेडहराओ निक्कालिओ जणाण गावीओ रक्खेइ। अन्नया केणावि जोगिणा पुरबाहिरे भमंतेण सो दिट्ठो। बत्तीसलक्खणधरोत्ति दिन्नाओ तओ तेण सुवण्णपुरिसनाहेउत्थं नमणुचाढ तस्स मायरं अणुणविय तत्थेव ट्ठिइं कया। तओ अवसरे तेण जोगिणा भणिओ नाहडो— अत्थ गावीरक्खणाए कुतेण

रत्तदुद्ध कुलिसतरु पाससि तत्थ चिण्ह काउण मम कहिज्जासि । व.लेण तहत्ति पडिवन्न | अन्नया दिव्व जोगेण त दट्ठूण जाणाविय जोगिणो । दो वि गया तत्थ । तओ जहूत्तविहाणेण अग्गि पज्जालिऊण तं रत्तच्छीर तत्थ पक्खिवित्ता जोगिमि पयाहियं दिंते नाहडेणावि पयक्खिणी कओअग्गी । कहिंचि जोगिणो दुट्ठचित्तविति नाऊण रायपुत्तेण समरिओ पचनमुक्कारो|तप्पभावेण, जोगी अप्पहवतो उक्खिविय जलणे खितो नाहडेण जाओ सुवण्णपुरिसो ।

तओ चिंतिअ तेह अहोमतस्स माहप्प । कह तु तेसिं गुरुण एअस्स दायगाण पच्चुव्व-यरिस्सामि त्ति आगंतु पणया गुरुणो । सव्व च त सरूत्र विण्णत । किच्च च आइसह त्ति भणिए । गुरुवयणाओ उत्तुगाइ चउवीस चेईयाइ कारियाइ । कमेण पत्तोपउर रज्जसिरिं सेण्णसभारेण गतु गहिय पईय सट्टाण ।

अन्नया विन्नत्ता सिरिजज्जिगसूरिणो तेण । जहा—भयव ! त किंचि कज्ज आइसह जेण तुम्हाण मज्झयकित्ती चिरकाल पसरइ त्ति ।

तओ गुरूहिं धेणू चउहिं थणेहिं खीर झरइ त भूमि अब्भुदयकर नाऊण त ठाण दसिय रण्णो । तेण गुरुआएसेण **सच्चउरे** वीरमुक्खाओ छव्वाससएहिं महत कारिय अब्भलिहसिहर चेइय । तत्थ पइट्ठाविआ पित्तलमई सिरिमहावीरपडिमा जज्जिगसूरीहिं ।

जया पइट्ठाकरणत्थ आयरिया पट्ठिया तया अतराले एगमि उत्तमलग्गे वहमाणे नाहडरायपुत्तपुरिसस्स विज्झरायस्स आसारुढस्स मुत्तीए पइट्ठा कया ।

'त च वीरपडिमं णिच्चमच्चेइ राया। एव नाहडराएणं त विंबं कारिय ।

—जिनप्रभाचार्यकृते-विविधतीर्थकल्पे-सत्यपुरकल्पे पृ २८-सिं. ग्रं ग्रः १०

— નાહડવંશીઓ કોણ હતા તેનો પૂર્વ પુરુષ અને પૂર્વપુરુષનો ઉપાસ્ય ધર્મ કયો હતો તે આ ઉપરથી નક્કી થાય છે. નાહડોના પૂર્વજો વિક્રમની બીજી શતાબ્દિ પૂર્વે વિંધ્યાદ્રિના પહાડી પ્રદેશના રાજા હતા, તેનો વંશજ પણ ત્યાંનો જ રહેવાસી અને તેના વંશનો છે. જેના પૂર્વજ નાહડે **સાચોર**મા ભગવાન્ મહાવીરનું દેવળ બધાવ્યુ. સારાંશ કે તે જૈન ધર્મોપાસક હોઈ મહમ્મદ બેગડાનો મહામત્રી હતો, કે જે મહામલિક કહેવાતો, જાતે આર્ય જૈન હોવા છતાં આ એની શાહી ઉપાધિ હતી એવી બીજાને પણ મળી હોવાના લેખિત પુરાવાઓ મળે છે.

(૫) શાર્દુલસિંહનો પિતા દુર્જનસિંહ હતો. શાર્દુલસિંહ ઉર્ફે વાઘાજી મલિક—સઆ-દુલા નામે ઓળખાતો અને તેને બુરહાનુલ્મુલ્કનો ખિતાબ બાદશાહ મહમ્મદ બેગડાએ આપ્યો હતો. જુઓ પૃ. ૭૭ 'મીરાતે સીકદરી ' આતે બેમા **હુડાસીયાના રાસમાં** મુસલમાન હોય તેવી ઓળખાણ આપી છે તે યોગ્ય નથી એમ આ લેખથી નક્કી થાય છે, રાસકારનું લખવુ આ પ્રમાણે છે.—

"નગરશેઠ મહેતો ચાંપસી, અહનિસિ ધર્મ તણી મતિ વસી,
શેઠ સાથે મહાજન સોહાઈ, એક દિવસ દરબારે જાઈ. ૮
મારગ મલીયો દીધુ માન, **ઉમરાવ સાદુલો ખાન,**
ખાન સાથે આવતા શેઠ, બંબ ભાટ તવ દીઠો દષ્ટ. ૯

શંકરગામના[1] રહેવાસી શ્રાવક શેખા, દોસી રત્નાએ પારેખ ખીમા તોરણુ[2] તથા મસ્જિદ[3]

બેઠો થઈ બિરૂદ દે ખાંન, ખાગ્ય તાગ્ય નિકલંક પ્રધાન;
ચીરંજીવ કહીને રહે, મહાજન સાહમો કરજ વહે. ૧૦
બંએ કહી કીરતિ અતિ ધણી, તવ તે ખાને શ્રવણે સુણી;
કીયે સલામ જાએ સુલતાન, પાતશાહ પ્રત્યે કહે ખાન. ૧૧
બાનીએકી કરતા હે ખ્યાત, તો એ બુરી ભીખારી જાત;
બ્રહ્મલસે પઢતા હે વેદ, ઉસકા કછુઅ ન જાનુભેદ. ૧૩

—ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧લો પૃ. ૬૨–૭૨

૧ શંકરગામ હાલ તો ૬૩ ગામના મહેમદાવાદ તાલુકામાં નથી પરન્તુ જે સમયની આ વાત છે તે સમયે તો તે ગૂર્જરી સુલતાનોને તાબે જ હતું હાલ તે મહેમદાવાદથી વાયવ્યખૂણે સેઢી નદીની નજીકમાં **મહાદેવપુરાને** નામે ઓળખાય છે. તે સિવાય એક ભૂતનાથ નામે પણ પ્રાચીન સ્થાન શેઢીને દક્ષિણ કાંઠે છે અને પુરાતત્ત્વજ્ઞો માટે નિરીક્ષણીય છે. મને તે જોવાનો યોગ નહિ મળેલો હોવાથી વિશેષ વિગત આપી શકતો નથી. તેમ મહાદેવપુરામાં હાલ જૈનોની વસ્તી વિશે પણ ખાતરીથી કહી શકતો નથી પરન્તુ વરસોળાના પંડ્યા ફુલશંકરભાઈનું કહેવું છે કે સોલંકી મૂળદેવ રાજાએ દાનપ્રતિગ્રહ નહીં કરતાં ટોળકીઆ ઔદિચ્યસહસ્ત્ર બ્રાહ્મણોને પાનમાં લખીને દાન આપેલાં ગામોમાંનું એ ગામ છે, આ બાબત લેખિત પુરાવાથી પુરવાર થાય તો અવશ્ય સ્વીકારવા યોગ્ય છે. પ્રાચીન કાળે એ ગામમાં જૈનો વસતા હતા એ વાત તો આ લેખ જ પુરવાર કરે છે, તે સમયે મુખ્ય મહેમદાવાદનો રહેવાસી માત્ર **સૂરો શાહ** છે પરંતુ એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે બાદશાહ મહમ્મદ ત્રીજો સં. ૧૬૦૨ થી અહીં આવી વસ્યો હતો અને અહીં જણાવેલા નામવાળાના વંશજો વાણિજ્ય માટે અહી આવી વસ્યા હોય અને ચાલુ સમયના કાર્યમાં પણ તેઓએ ભાગ લીધો હોય અને લેખના અંતમાં આપેલું **મેઘા ખેમા** એ લેખમાં જણાવેલા **પારેખ-ખીમાનો પુત્ર મેઘો** હોય તો તે તદ્દન સંભવિત છે, કારણ કે આ સમયે રાજ્યના મોટા મોટા ઉમરાવો અહીં આવી વસ્યા હતા અને મહેમદાવાદની વસ્તી વધીને એંશી હજારની થઈ હતી એમ લોકવાર્તાઓમાં કહેવાય છે, એટલે વાણિજ્યવૃદ્ધિ એ વણિકોને આકર્ષણનું સ્વાભાવિક જ સાધન છે.

૨. અહીં વૃદ્ધ મુસલમાનોનું કહેવું છે કે જેવી રીતે અમદાવાદમાં ત્રણ દરવાજા છે તેવી રીતે અહીં પણ ત્રણ દરવાજા હતા. હાલનાં બાંધકામ અને બજારની રચના જોતાં આ બાબતની ખાતરી થાય તેવું કાંઈ નિશાન કે ભૂમિનો વિસ્તાર જોવામાં આવતો નથી. મહેમદાવાદની ગામરચના સુંદર છે તેમાં ચારે દરવાજાના રાજમાર્ગો વિશાળ અને સીધા છે પરંતુ ચોકથી પૂર્વ તરફની બજાર સાંકડી છે. ત્યાં મોખરે મુસલમાની સમયમાં ચોરો હતો તે તોડી નાખીને કન્યાશાળા અને દુકાનો બાંધી છે, પણ દરવાજાની રચનાનું સ્થાન જણાતું નથી. કદાચ હશે તો અમદાવાદી દરવાજા તરફના માર્ગે વાવ અને હાલની દુકાનોની વચ્ચે પ્રમાણમાં નાના હશે, કે જેના ઉપર તોરણ બેસાડવામાં આવ્યું હશે

અને સરાઈ[૪] એટલી ઇમારતો તૈયાર કરાવી. ઢોદઈનો પુત્ર પછી તો પરમેશ્વર જાણે હો૦ સલાહ આપનાર શેર મલિક સુલતાણી,[૫] જ્યા સુધી ખારો સમુદ્ર રહે, જ્યાં સુધી નક્ષત્રોથી શોભતો મેરુ રહે, જ્યાં સુધી ચંદ્ર આદિ જ્યોતિષીની જ્યોત્સ્ના રહે, ત્યાં સુધી તથા બધા લોકોની સહાયથી આ કામ સારા ઉદયવાળું થયુ. એ સઘળાનુ પાચસો[૬] વરસ, સાત મહિના, તેર દિવસ, બે પહોર, ત્રણ ઘડી અને પાંચ પલનું નગરનું પરમ્ આવખુ સર્વ-પકાશ ગ્રંથમાં[૭] તે પ્રકાશ્યું છે તેવુ લખ્યું છે.

આ રવઈયો જયવંત રહો. જયસ્તંભ[૮] તો હો૦ ખોડા નારાયણ તથા વહોરા–લલ્લુએ ખીલા જેવો થાંભલો જોવા માટે કરાવ્યો, લખ્યું મેઘા ખીમા.

---

૩. જુમ્મા મસ્જિદ–આ મસ્જિદ અમદાવાદી દરવાજેથી આવતાં જમણી બાજુએ પૂર્વ દ્વાર છે તેની આગળ દુકાનોની હાર આવવાથી માણસને તે ઝટ નજરે ચડે તેવી નથી. એકંદર રીતે ચોક સાથે મસ્જિદ સમચોરસ જગ્યા રોકે છે પણ ચોકને બાદ કરીએ તો મસ્જિદ નાની છે. તેના દક્ષિણ ભાગની અગાસી પડી ગઈ છે અને અર્ધભાગ ઊભો છે તે પાટિયાં નાખીને ધાબુ બાધી ભાર ઝીલવા થાભલાઓ મૂકેલા છે. તેના પ્રવેશમાં ખપાટિયાંની જાળી ભરેલી છે તે નવી છે, મસ્જિદની પાછલી દિવાલોના ખુણાઓ ઉપર મીનારા બાધેલા છે. અગાસીમાં જવા એક સીડી બનાવી છે. પ્રવેશદ્વારની જમણી બાજુએ એક નાનો ઓટલો અને છાપરું છે, ડાબી બાજુ લીબડાના મોટા ઝાડને ફરતો ચોતરો બાંધેલો છે. ચોક છોબધ છે.

૪. સરાઈ ધર્મશાળા—અમદાવાદી દરવાજે પેસતાં ડાબી બાજુએ છે. તેનો દરવાજો વિશાળ છે, તેના ઉપર અગાસી હોવાથી બન્ને બાજુ સીડીઓ છે, ધર્મશાળા સમચોરસ છે. હાલ અહીં સરકારી કોર્ટો (ફોઝદારી) ચાલે છે. મધ્યમાં વડનું ઝાડ છે અને પાસે કૂવો છે, આ ધર્મશાળાની બાહ્ય રચના કિલ્લા જેવી છે. આ મકાનની ઉત્તર અને પૂર્વ દિવાલો તથા પશ્ચિમ દિવાલોએ ઓસરી અને ઓરડાઓ છે અને દક્ષિણ દિવાલ તરફ સરકારે નવા મકાનો બાધ્યાં છે, જેમાં ફોજદારી કોર્ટો બેસે છે.

૫. આ સુલતાણી વિષે વિશેષ માહિતી મળી નથી પરંતુ આ પુરુષ બેગડાના સમયનો છે અને તે કદાચ મહમ્મદ નિઝામ સૂત્રધારનો સંબંધી પણ હોય.

૬. અહીં બતાવેલું આયુષ્ય કેવળ બુરજ અને તોરણ માટે ફલિત થયેલું છે કારણ કે તે બન્નેનો નાશ થઈ ગયો છે.

૭. સર્વપ્રકાશ નામે જ્યોતિષગ્રંથ છપાઈ ગયો છે પરન્તુ તે વિષેની યોગ્ય માહિતીના અભાવે અહી વિગત અપાઈ નથી.

૮. આ જયસ્તંભને ગામના લોકો બુરજ કહે છે. તેની ઉંચાઈ આશરે અડતાલીસ ફુટ હતી અને એ સ્તંભ ગામના મધ્ય ચોકમાં વિશાળ વાવને અડીને હાલની કાપડની દુકાનોની જગ્યાએ હતો, તેમાં નીચે એક ઓરડી જેવુ હતુ, તેમાં ઈંટ–ચૂનાથી બાધેલી નિસરણી હતી, તેથી તેના મથાળા સુધી જઈ શકાતુ હતું. આ સ્તંભ–બુરજ ગામના લોકોએ પોતાના ઉપર આવતી લશ્કરી અને લુંટારાઓની ધાડોના આવવા જવાના આગમિક જ્ઞાન અને સાવધાનતા તથા સંરક્ષણ માટે બાધ્યો હતો તે કાળે આની લોકોને ઘણી જરૂર હતી પરંતુ બ્રિટિશોનું રાજ્ય થયા પછી રાજાઓની સવારીઓ અને લૂટારાઓના ધાડાંઓનો ઉપદ્રવ

ભારતીય રાજવંશો અને કુળોમાં અનેક કુળો અને વંશોએ નામાંતર અને સંસ્કારાંતરના પડદા ઓઢી જુદે જુદે નામે ખ્યાતિઓ મેળવી છે. તેમાંના શિશુનાગો, લિચ્છવીઓ મલ્લકીઓ, મૌર્યો, ક્ષત્રપો વગેરે પ્રાચીન છે, નાહડવંશ એ રાજવંશ છે અને તેના વંશજો વાણિજ્ય કરનારા નાહટાઓ કહેવાય છે. બાદશાહ–મહમ્મદ બેગડાના મુખ્ય મંત્રી–મલિકના **સઆ દુલા** ઉર્ફે શાર્દૂલસિંહ માંડવગઢનો રહેવાસી હોઈ જૈન છે અને નાહડના વંશનો છે. તે ઉપરાંત સુલતાનની આજ્ઞાથી ધાર્મિક સ્થાનો બંધાવવામાં પણ અને છેવટ સં. ૧૬૧૩ માં બુરજ જયસ્તંભ પણ તેમના વંશજોએ પ્રજાહિતાર્થે બંધાવ્યો હતો કે જે તે સમયે લોકસમાજના લાભ માટે અત્યંત જરૂરી હતો. આમ જૈનો ધર્મપાલન સાથે પ્રજાહિત અને પ્રાણિહિતના કાર્યમાં સદાએ પોતાનો હિસ્સો આપતા જ આવ્યા છે તેનું આ પથ્થરમાં કોતરાએલું સંસ્મરણ છે, હવે આપણે મહેમદાવાદ વિષે સંક્ષિપ્ત વિહંગાવલોકન કરી આ વિષય પૂર્ણ કરીશું.

હાલનું મહેમદાવાદ આશરે પોણા માઈલના ઘેરાવાનું છે. તેને કોટ નથી પણ ચાર દરવાજા છે તે અનુક્રમે વીરોલ, અમદાવાદી, ખાતરજ અને નડિયાદી દરવાજાને નામે ઓળખાય છે. ગામથી ઉત્તરે નદી કિનારે બેગડાનો બંધાવેલો મહેલ, વિશાળ મસ્જિદ અને હમામખાનુ પતિત દશામાં ઊભાં છે, જે નદીના અતિ ઊંચા કિનારા ઉપર છે. પશ્ચિમે એક માઈલ દૂર રાણીઓના મહેલ નામે મહમ્મદ ત્રીજાએ કરાવેલો રાજમહેલ છે. તેની દક્ષિણે અષ્ટકોણ નાનું દુધિયા તળાવ, દુધિયા વાવ અને ભમરીઓ કૂવો થોડે થોડે અંતરે આવેલાં છે. તે સિવાય ખાંડીવાવ અને અન્ય કૂવાઓ, ખેતરે ખેતરે કુંડો–કુંડીઓ અને નીકો વગેરે વિપુલ છે. તે સિવાય મહેલો વચ્ચે ઘોડા દોડાવવાનું વિશાળ મેદાન વિદ્યમાન છે, પરન્તુ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેએ તેની સર્વાંગીણતાનો ભંગ કરી વચમાં ભેદ પાડ્યો છે. તે સિવાય મહેમદાવાદથી ઈશાનખૂણે સોજાલીને માર્ગે વાત્રકના સામે કિનારે માઈલ–૩ દૂર આંબાઓની ઘટામાં ઢંકાયેલો રોજારોજીના નામે અખ્યાત સૈયદ મુબારકનો રોજો મુસલમાન ભાઈઓના માનવા મુજબ **તાજમહાલથી** બીજા નંબરનો છે, જ્યાં નદીમા ઉતરવા માટે આખો કંઠો બાંધી પથ્થરની ગોળ સીડીઓ અને હવાખાવાની ઝુલતી બારીઓ સાથે બનાવેલી છે, તે વિદ્યમાન છે. આ બધાં પ્રેક્ષકો માટે શાહીસમયનાં દર્શનીય સ્થાનો છે. ગામ વચ્ચે મસ્જિદની બાજુમાં અને બજારના મધ્યની દુકાનોની પાછળ એક વિશાળ વાવ પ્રેક્ષકોને દર્શનીય છે. તે સિવાય દૂરે દૂર સુધી ચારે દિશાઓએ કેટલાંયે ધ્વંસાવશેષો વિખરાયેલાં પડયાં છે, જે ઈતિહાસ ગવેષકોને દર્શનીય છે.

---

બંધ થઈ ગયો. એટલે લોકો પણ તેની જરૂર ભૂલી ગયા, તેથી મામલતદાર મોતીભાઈએ જ્યારે એને તોડાવ્યો ત્યારે લોકસમૂહે તે સામે કશો વાંધો દેખાડ્યો નહી, પરન્તુ દીર્ઘદષ્ટિના માણસો સમજી શકે કે આ બુરજ લોકસમૂહના પરિશ્રમનું એક જીવતું જાગતું સ્મારક હતું, અને બહારના નિરીક્ષકોને ગામ કે નગરના અંગત હિતમાં રાજ્ય ન પડતાં લોકસમૂહ જ પોતાની મેળે એ કામ કરી શકે છે તેનું અદ્વિતીય સ્મારક હતુ, હાલ તો આ બુરજને જોનાર એક સીત્તેર વરસના વહોરાજી જ છે તે સિવાય કોઈ જાણતું નથી આને સ્તંભને નામે ઓળખાવ્યો છે. સંભવિત છે કે સં. ૧૬૦૨માં સુ. મહમ્મદ ત્રીજાએ અહીં રાજધાની સ્થાપી સં. ૧૬૧૦માં મૃત્યુ પામ્યો ત્યાં સુધી રહ્યો હતો, તેના કોઈ પણ વિજયના સ્મારક તરીકે એ બંધાવ્યો હોય.

# दो विवाहलोंका ऐतिहासिक सार

लेखक **श्रीयुत अगरचंदजी नाहटा**

**पन्द्रहवी** शताब्दीमें कीर्त्तिरत्नसूरि नामके विद्वान आचार्य खरतरगच्छमें हो गये जिनकी परम्परा ५५० वर्ष हो जाने पर भी अविछिन्नरूपसे चल रही है। बीसवीं शताब्दीके सुप्रसिद्ध खरतरगच्छीय विद्वान आचार्य श्रीकृपाचंद्रसूरि इसी परम्पराके विद्वान थे और उनके शिष्य उपाध्याय सुखसागरजी व प्रशिष्य साहित्यालंकार मुनि श्रीकांतिसागरजी आदि एवं महिमाश्रीजी आदि साध्वीमंडल विद्यमान है। आ० कीर्त्तिरत्नसूरिजीके सम्बन्धमें १२ वर्ष पूर्व हम अपने 'ऐतिहासिक जैन काव्यसंग्रह'में प्रकाश डाल चुके हैं। ६ वर्ष हुए जेसलमेरके ज्ञानभंडारके अवलोकन समय आपका एवं आपके शिष्य गुणरत्नसूरि सम्बन्धी 'विवाहलउ' संज्ञक दो ऐतिहासिक रचनाऐं प्राप्त हुई जो आप दोनोंके शिष्योंके रचित दो समकालीन एवं निकटवर्त्ती व्यक्तियोंके रचित होनेसे इनका ऐतिहासिक दृष्टिसे बहुत महत्व है और काव्यकी दृष्टिसे भी ये सुन्दर हैं। प्रस्तुत लेखमें इन दोनों विवादहोंका ऐतिहासिक सार प्रकाशित किया जा रहा है[२]।

जैसा कि कृतियोंके नामसे प्रगट है इनमें कीर्त्तिरत्नसूरि एवं उनके पट्टधर शिष्य गुणरत्नसूरिके दीक्षाकुमारीसे विवाह करनेका वर्णन है। यद्यपि इनमें दोनों आचार्योंकी जन्मसे लेकर स्वर्गवास तककी पूरी जीवनी दी गई है। पर उनके दीक्षाकुमारीसे विवाहको प्रधानता देकर कृतियोंकी संज्ञा "विवाहलउ" दी गई है। प्रथम-विवाहला ५४ पद्योंका हैं व कीर्त्तिरत्नसूरिजीके शिष्य कल्याणचंद्रके रचित हैं[३]। दूसरा ४९ पद्योंका है व गुणरत्नसूरिके शिष्य पद्ममंदिरके रचित हैं। सं १५४६ में गुणरत्नसूरिजी-का स्वर्गवास हुआ तभी यह रचा–लिखा गया है।

**कीर्त्तिरत्नसूरि :**

मरुमंडलके महेवापुरमें ओसवालवंशीय संखवालकुलके आपमल्ल एवं देपा धनी भ्रातायुगल निवास करते थे। उनमेंसे देपाकी पत्नी देवलदेकी कुक्षिसे सं. १४४९ के चैत्र

१. बीकानेरके जिनकृपाचद्रसूरि ज्ञानभडारमें एक गुटकाकार प्रति थी जिसमें कीर्त्तिरत्नसूरि-जीसे लेकर अब तककी परम्पराकी नामावलि लिखी हुई थी। खेद है उक्त प्रति अब किसके पास गई, पता-नहीं लग रहा है।

२. वस्तुछदमें इसके तत्कालीन शासकका नाम जयतमाल राठोड बतलाया है।

३. कीर्त्तिरत्नसूरिजीसे सम्बधित १० रचनामें उक्त ग्रन्थमें सग्रहित की गइ थी। उनमें कीर्त्ति-रत्नसूरि फाग आपकी विद्यमानतामें रचित प्रतीत होता हे पर उसकी प्रारंभिक २७ गाथायें प्राप्त नहीं हुई। इस लेखमें जिनकल्याणचद्र विवाहलेका सार दिया गया है उनका रचित १ गीत भी उक्त ग्रन्थमें प्रकाशित है।

शुक्ला ८ शुक्रवार पुनर्वसुके चतुर्थपादमें रात्रिके समय एक पुत्र उत्पन्न हुआ। पुत्र-जन्मकी वधाइयें बटने लगी। दशोरषाके बाद इस बालकका नाम देल्ह रखा गया। द्वितीयाके चंद्रमाके सदृश बढता हुआ बालक जब बडा हुआ तो महेवामें वाचनाचार्य क्षेमकीर्त्तिका पदार्पण हुआ। देल्हकुमार गुरुवंदनार्थ जाता था तब उनके उपदेशोंसे प्रभावित हो दीक्षा लेनेको उद्यत हो गया। माताने प्रेमपूर्वक बहुत समजाया। दीक्षाकी कठोरता बतलाते हुए विवाहका प्रलोभन दिखाया पर कुमार अपने विचारों पर स्थिर रहा। अंतमें दीक्षाकी आज्ञा प्राप्त कर ली। आपके भ्राता लखु, भादउ, केल्हउने दीक्षोत्सवकी कुंकुम पत्रिकाएं स्थान स्थान पर भेजी। यथासमय महोत्सवपूर्वक राडद्रह नगरमें गच्छनायक जिनवर्द्धन-सूरिजी सं. १४६३ आसाढ कृष्णा ११ गुरुवारको आपका विवाह दीक्षाकुमारीके साथ कर दिया-अर्थात् दीक्षा देकर कीर्त्तिराज नाम रख दिया। दिक्षाग्रहणके बाद आपने आगम, व्याकरण, काव्य, तर्क, नाटकादिमें विद्वत्ता प्राप्त कर ली और साध्वाचार पालन करते हुए सर्वत्र विहार कर धर्मप्रचार करने लगे। आपकी बढी चढी योग्यताको ज्ञात कर सं. १४७० पाटणमें जिनवर्द्धनसूरिजीने आपको वाचनाचार्य पदसे विभूषित किया और सं. १४८० वैसाख सुदि १०को मेहवामें जिनभद्रसूरिजीने आपको उपाध्याय पद प्रदान किया। आपकी माता देवलदेवीको अपने पुत्रकी इस उन्नतिसे बडी प्रसन्नता हुई। आपने सर्वत्र विशेष कर उत्तरदिशामें विहार कर बहुतसे श्रावकोंको प्रतिबोध दिया।

आपकी विद्वत्ता व सच्चरित्रसे प्रसन्न होकर सं. १४९७के माघ सुदी १० बुधवारको जेसलमेरमें जिनभद्रसूरिजीने आपको आचार्यपद दिया। इस पदका उत्सव आपके भ्राता लाखा और केल्हाने बहुतसा धन खरच करके किया था। आपका आचार्यपदका नाम कीर्त्तिरत्नसूरि रखा गया था।

आचार्य कीर्तिरत्नसूरिजीने जिनभद्रसूरिके पट्टधर जिनचंद्रसूरिकी स्थापना की थी। लावण्यशीलको उपाध्याय पद दिया था व अपने दीक्षित मुनियोंमेंसे ५ को वाचनाचार्य पद दिया था। आपके उपदेशसे मालारोपण आदि अनेक धर्मकार्य हुए, अनेकोंको आपने संघाधिपति पद दिया व बहुतसे शिष्योंको पढा कर पंडित बनाये। अंतमें २५ दिनकी आयु शेष जान कर अंतिम आराधनामें लग गये। पहेले तो आपने १५ दिनके उपवाससे संलेखणा की। फिर १६ वें दिन अनशण कर दिया। इस प्रकार २५ दिन शुभ ध्यानमें पूर्ण कर सं. १५२५के वैसाख वदि ५को वीरमपुरमें आप स्वर्ग सिधारे। कवि कहता है

---

४. आपकी विद्वत्ताका परिचायक नेमिनाथ महाकाव्य है। इसकी रचना स. १४९५में हुई है और यशोविजय जैन ग्रन्थमालामें प्रकाशित भी हो चुका है। आपके रचित कई स्तोत्र व स्तुति भी प्राप्त हुए हैं।

आपके निर्वाण समयमें देवोंने जिनमंदिरके दरवाजे बन्द कर दिये, व दिनमे दीपक जलाये जिसे लोगोंने देखा। तत्पश्चात् द्वार खुल गये यह कौतुक बना। इस विवाहलोंको जो पढेगा उसके मनोवांछित इंद्र पूर्ण करेंगे कहता हुआ भक्तिपूर्वक कवि इसे समाप्त करता है।

## गुणरत्नसूरिः

मरुदेशके समियाणा नगरमें ओशवालवंशीय नाहटागोत्रीय साह डूंगर रहते थे। उनकी पत्नी दूलहदेकी कुक्षिसे आपका जन्म हुआ। आपका जन्मनाम खेतसी था। बडे लालनपालनपूर्वक बढने लगे। एकबार रमते खेलते आप पौषधशालामें पहुंचे। गुरु कीर्तिराजने इस बालकको उत्तम लक्षणोंवाला देखा। उनके हाथमें दीर्घायुष व दीक्षाकी रेखा देखी; आपने विशेषरूपसे उपदेश दिया जिससे वैराग्य हो खेतसीको दीक्षा लेनेका भाव उत्पन्न हुआ। विचारों पर दृढ रहनेसे हठीला समझ माताको भी आज्ञा देनी पडी। पिता एवं भाई आदिके साथ खेतसीकुमार देवलवाडेमें स्थित गच्छनायक जिनवर्द्धनसूरिके पास पहुंचे। पूज्यश्रीने बालककी योग्यता व पिता माताका आग्रह देखकर दीक्षाकुमारीके साथ खेतसीका विवाह करवा दिया। दीक्षावस्थाका नाम क्षान्तिरत्न रखा गया। विद्वद्वर कीर्तिराजजीने आपको विद्याध्ययन कराया। थोडे ही समयमें आप सुयोग्य विद्वान बन गये। श्रीजिनभद्रसूरिजीने जैसलमेरमें आपको वाचनाचार्य पद दिया। उत्तर दिशामें विहार करनेसे आपके उपदेशसे मालारोपणादि अनेक धार्मिक कार्य सम्पन्न हुए। आपने नगरकोटमें संघ निकालनेवालेको संघवी (संघपति) पद दिया था। आपका विहार उत्तर, पूर्व, सिन्धु, गुजरात, मेवाड, मारवाड, दक्षिण, मालवा, जालंधर, सवालख, गोढवाल आदि देशोंमें हुआ। आपने स्थान स्थान पर धर्मप्रचार कर श्रावकोंको प्रतिबोध दिया। इससे आपकी कीर्ति सर्वत्र प्रसारित हो गइ।

ग्रामानुग्राम विहार करते हुए एकवार जब आप वीरमपुर पधारे तो गच्छनायक जिनचंद्रसूरि (सं. १५१४ से ३०) ने संघके साथ आपको आचार्यपद देनेका विचार विमर्श कर सं. १५३५ असाड वदि ९ मंगलवारको आपको महोत्सवपूर्वक आचार्यपद देनेका निश्चय किया। संघपति केल्हाके पुत्र धनराज व मनराजने पदोत्सव करनेकी इच्छा प्रदर्शित की। इधर रोहिटनगरके कांकरिया नाल्हागरने बडा उत्साह प्रदर्शित कर संघसे पदोत्सवकी आज्ञा प्राप्त की। यथासमय नंदीस्थापना की गई, याचकजनोंको दान किया जाने लगा। सधवा स्त्रियोंने मंगलगीत गाये, याचकगण जयजयकार करने लगे, ढोलादि वाजित्र ध्वनि

[ જુઓ અનુસંધાન પૃ. ૨૦૫ ]



# સમાન નામક મુનિવરો

( લેખાંક : ૩ )

## 'મુનિચન્દ્ર' નામક મુનિવરો

લેખક પ્રો. **શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા** એમ. એ

લેખાંક ૧ તરીકે "'શાન્તિ'નામક સૂરિઓ" નામનો મારો લેખ જૈ. સ પ્ર (વ ૧૫, અં. ૪ ને ૫માં બે કટકે છપાયો છે. "'મહેશ્વર' નામક સૂરિઓ" નામનો લેખ લેખાંકઃ ૨ તરીકે જૈ. સ. પ્ર. (વ ૧૫) અંક ૬માં છપાયો છે. આ ત્રીજો લેખાંક છે.

'મુનિચન્દ્ર' નામના અનેક જૈન મુનિઓ થયા છે. તેમાં કેટલાક તો 'સૂરિ' પદથી અલંકૃત બન્યા છે. આ મુનિવરોનો સંક્ષિપ્ત પરિચય આ લેખ દ્વારા હું આપું છું:—

(૧) **મુનિચન્દ્ર**—'ચન્દ્ર'કુલના 'બૃહદ્' ગચ્છના નેમિચન્દ્રના શિષ્ય શાન્તિચન્દ્રસૂરિએ **પુહવીચંદચરિય** (પૃથ્વીચન્દ્રચરિત્ર) વિ. સં. ૧૧૬૧માં રચ્યું છે. આ રચના એમણે એમના શિષ્ય મુનિચન્દ્ર માટે કરી છે.

(૨) મુનિચન્દ્ર—'ચન્દ્ર' કુલના વીરગણિના શિષ્ય શ્રીચન્દ્રસૂરિના શિષ્ય યશોદેવસૂરિએ વિ. સં. ૧૧૭૬માં જિનવલ્લભસૂરિકૃત પિંડવિસોહિ (પિંડવિશુદ્ધિ)ના ઉપર લઘુવૃત્તિ રચી છે.[૧] આનું સંશોધન [૨]જિનચન્દ્ર—આમ્રદેવના શિષ્ય મુનિચન્દ્રસૂરિએ કર્યું છે.[૩]

(૩) દેવસૂરિના કોઈ શિષ્યે **સાવયવય** (શ્રાવકવ્રત) નામની કૃતિ ૫૭ પદ્યોમાં રચી છે. આ કૃતિની નોંધ પાટણના સૂચીપત્ર (ભા. ૧, પૃ ૧૩૫) માં છે. મુનિચન્દ્રે શ્રાવકોનાં વ્રતોનો સંક્ષેપમાં સારી રીતે ઉદ્ધાર કર્યો. મુનિચન્દ્રસૂરિના યુગપ્રવર શ્રુતધર સુગુરુના શિષ્ય દેવસૂરિ પાસે વ્રતો સ્વીકારાયા તેને લગતી આ કૃતિ છે. [૪]જુઓ **પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય** (પૃ. ૨૪૫–૨૪૬).

---

૧. જુઓ મારું **જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર** (પુ ૧૭, ભા. ૧, પૃ. ૩૭૧–૩)

૨. જુઓ. જૈ. સા. સં. ઈ. (પૃ. ૨૪૪)

૩. **સુબોધા**ની પ્રશસ્તિમાં મુનિચન્દ્રસૂરિને 'શ્રુત-હેમ-નિકષ-પટ્ટ' અને પૂજ્ય કહ્યા છે, પરંતુ એમનો પરિચય અપાયો નથી.

૪. આમ પં. લાલચન્દ્રનું કહેવું છે. આ સંપૂર્ણ કૃતિ **પ્રકરણ સમુચ્ચય** (પત્ર ૫૦ ૫૩)માં છપાઈ છે. એના આદ્ય પદ્ય ઉપરથી એનું નામ **ગિહિવય** હોય એમ લાગે છે. છપાયેલી કૃતિનું મથાળું દ્વાદશવ્રતસ્વરૂપ રખાયું છે. એના સંપાદક આગમોદ્ધારકે એના કર્તા તરીકે વાદી દેવસૂરિનું નામ આપ્યું છે, નહિ કે એમના શિષ્યનું.

(૪) **મુનિચન્દ્ર—નાગાનંદ** નામના નાટકની નકલ તાડપત્ર ઉપર આ મુનિએ વિ. સં. ૧૩૬૮માં લખી છે જુઓ જૈ. સા સં. ઈ. (પૃ ૩૪૧)

(૫) **પૌર્ણમીય મુનિચન્દ્ર**—આ મુનિવર 'પૌર્ણમીય' ચારિત્રચન્દ્રના પટ્ટધર થાય. એમના શિષ્ય વિદ્યારત્ને વિ સં. ૧૫૭૮માં **કૂર્માપુત્રચરિત્ર** રચ્યું છે અને એનું સંશોધન હર્ષકુલગણિએ કર્યું છે.

વિ. સ. ૧૫૫૩માં **મત્સ્યોદરરાસ** રચનારા જયરાજના ગુરુ 'પૌર્ણમીય' મુનિચન્દ્ર હોવાનો જૈ. સા. સ. ઈ. (પૃ ૫૦૬)માં ઉલ્લેખ છે. શું આ મુનિચન્દ્ર ઉપર્યુક્ત મુનિચન્દ્રથી ભિન્ન છે?

(૬) '**રસાઉલ**'ના કર્તા **મુનિચન્દ્ર—રસાઉલ** નામની પાઈય કૃતિ વિ સં. ૧૫૭૭ની આસપાસમાં મુનિચન્દ્રે રચ્યાનું જૈ સા. સં. ઈ (પૃ પ૨૮ માં કહ્યું છે. તો આ મુનિચન્દ્ર તે કયા? અને આ જ **રસાઉલ** કૃતિ તે જ શું **ગાહાકોસ** છે?

(૭) **હર્ષપુરીય મુનિચન્દ્ર**—'હર્ષપુરીય' ગચ્છમાંના 'મલધારી' હેમચન્દ્રસૂરિના શ્રીચન્દ્રસૂરિના પટ્ટધર તરીકે મુનિચન્દ્રસૂરિનો અને આ મુનિચન્દ્રના શિષ્યો તરીકે દેવાનંદ અને યશોભદ્રનો અને એમના શિષ્ય દેવપ્રભસૂરિના શિષ્ય તરીકે નરચન્દ્રસૂરિનો ઉલ્લેખ જૈ. સા સ. ઈ (પૃ ૩૮૭)માં છે આ નરચન્દ્રસૂરિ વસ્તુપાલના સમકાલીન થાય છે

(૮) **નૈષધકાવ્યના ટીકાકાર મુનિચંદ્ર— નૈષધ-કાવ્યની** રચના વિક્રમની તેરમી સદીના પૂર્વાર્ધમાં થયાનું મનાય છે. આ હકીકતને સાચી માનીએ તો વિ. સં. ૧૧૭૮માં સ્વર્ગે સચરેલા સૈદ્ધાન્તિક મુનિચન્દ્રસૂરિ તો **નૈષધના** ટીકાકાર તરીકે હોઈ જ શકે નહિ. **પુહવીચંદચરિય**[૧]કર્તા અને **પિંડવિસોહિના** સંશોધક માટે પણ આ જ સ્થિતિ જણાય છે, સિવાય કે **નૈષધ-કાવ્યના** રચનાસમય સુધી એઓ છવ્યા હોય.

શ્રી. જિનવિજયે એક યાદીને લગતો લેખ લખ્યો છે. એની પ્રસ્તાવનામાં એમણે કહ્યું છે કે આ યાદીમાં વિક્રમની પંદરમી સદી પૂર્વે લખાયેલા ગ્રંથોનાં જ નામ છે. આ હિસાબે નૈષધ-કાવ્યના ટીકાકાર મુનિચન્દ્રસૂરિ વિક્રમની પદરમી સદી પૂર્વે થઈ ગયા હોવા જોઈએ. આ ટીકા મળે નહિ ત્યા સુધી આ મુનિચન્દ્ર તે વિક્રમની તેરમી સદીના પૂર્વાર્ધથી પદરમી સદીના ગાળામા થઈ ગયેલા કોઈક જૈન સૂરિ છે એટલુ જ આપણે નિશ્ચિતરૂપે કહી શકીએ આ યાદીમા **નૈષધ-કાવ્યની** જે પાંચ ટીકાઓની નોધ છે તેમાં મુનિચન્દ્રસૂરિકૃત ટીકાનો ગ્રથાગ્ર ૧૨૦૦૦નો સૂચવાયો છે.

(૯) "**मञ्जुश्री परिपृच्छतीदमुदिता**" થી શરૂ થતી પદર પદ્યની **પ્રશ્નાવલિ સ્તોત્રરત્નાકર** (ભા. ૨, પત્ર ૫૫ અ—૫૮) (આ) માં છપાઈ છે. એમા આ **પ્રશ્નાવલિ** શું મુનિચન્દ્રસૂરિકૃત છે એવો પ્રશ્ન ઉઠાવાયો છે. એ મુનિચન્દ્રસૂરિની રચના જ હોય તોપણ એ કયા મુનિચન્દ્રસૂરિ છે એ જાણવું બાકી રહે છે.

---

૧ આનું નામ "સંસ્કૃતાદિ ભાષાના વ્યાકરણ, કોષ, છંદ, કાવ્ય અને અલંકારાદિ વિષયક કેટલાક પ્રધાન ગ્રંથોની એક ટૂંકી યાદી" છે. આ "પુરાતત્ત્વ" પુ ૨. અં. ૪ માં છપાયેલ છે.

(૯) **સૈદ્ધાંતિક 'સૌવીરપાયી' મુનિચન્દ્રસૂરિ**—જૈ. સા. સં. ઇ. (પૃ. ૨૪૧) પ્રમાણે પં. બેચરદાસે શ્રીમુનિચન્દ્રસૂરિને અંગે એક[1] લેખ લખ્યો હતો અને એ જૈ. શ્વે કો. હેરલ્ડ (પુ ૧૩, અં ૯. ૧૧, પૃ ૩૨૪-૩૩૪)માં છપાયો હતો. આ લેખ મારા જોવામાં આવ્યો હોય એમ યાદ આવતું નથી અને અત્યારે તો એ મારી સામે નથી.

**શિષ્યો**—આ મુનિચન્દ્રસૂરિને ઓછામાં ઓછા બે શિષ્યો હતા. (૧) અજિતદેવસૂરિ અને (૨) વાદી દેવસૂરિ અજિતદેવસૂરિના શિષ્ય હેમચન્દ્રસૂરિએ **નાભેયનેમિ** નામનું દ્વિસંધાન[2] કાવ્ય રચ્યું છે. 'વાદી' દેવસૂરિએ **પ્રમાણનયતત્ત્વાલોક** વગેરેની રચના કરી છે. વિશેષમાં એમણે પોતાના ગુરુ મુનિચન્દ્રસૂરિને ઉદ્દેશીને બે સ્તોત્રો રચ્યાં છે.

(૧) **ગુરુવિરહવિલાવ** (ગુરુવિરહવિલાપ).

(૨) **મુનિચંદ્દચરિયથુઇ** (મુનિચન્દ્રચરિત્રસ્તુતિ).

આ બંને સ્તોત્રો[3] **પ્રકરણસમુચ્ચયમાં** પ્રસિદ્ધ થયાં છે. એ મુનિચન્દ્રસૂરિના જીવન ઉપર થોડોક પણ વિશ્વાસપાત્ર પ્રકાશ પાડે છે.

**ગુરુબંધુ**—આનંદસૂરિને દીક્ષા, શિક્ષણ અને આચાર્ય પદવી મુનિચન્દ્રસૂરિએ આપી હતી. આ આનંદસૂરિ એમના ગુરુભાઈ થાય છે.[4] એવી રીતે વિ સં ૧૧૫૯માં પૌર્ણમિક મતની પ્રરૂપણા કરનાર ચંદ્રપ્રભસૂરિ પણ એમના ગુરુબંધુ થાય છે.

**જન્મ અને દીક્ષા**—મુનિચન્દ્રસૂરિનો જન્મ દર્ભનગરીમાં થયો હતો. એમણે બાલ-કુમારપણે દીક્ષા લઈ અખંડિતપણે બ્રહ્મચર્ય પાળ્યું હતું. ઉદ્દ્યોતનસૂરિને હાથે વિક્રમની દશમી સદીમાં સ્થપાયેલા 'બૃહદ્' (વડ)ગચ્છના સર્વદેવસૂરિને યશોભદ્ર અને નેમિચન્દ્ર નામે બે શિષ્યો હતા. આ પૈકી યશોભદ્ર એ આ મુનિચન્દ્રસૂરિના દીક્ષાગુરુ હશે એમ લાગે છે. મુનિચન્દ્રસૂરિની ગુરુ-પરંપરા તેમજ એમના અજિતદેવસૂરિનો શિષ્યાદિનો ઉલ્લેખ **ગચ્છાચારની** વિજયવિમલગણીકૃત વિવૃતિમાં છે.

**વિદ્યાદાન ને 'આચાર્ય' પદવી**—વિનયચન્દ્ર પાઠક મુનિચન્દ્રસૂરિના વિદ્યાગુરુ થાય. ઉપર્યુક્ત નેમિચન્દ્રસૂરિએ મુનિચન્દ્રને 'આચાર્ય' પદવી આપી હતી. આ નેમિચન્દ્રસૂરિએ **ઉત્તરજ્ઝયણ** ઉપર જે **સુખબોધા** નામની સં. માં વૃત્તિ રચી છે તે આ મુનિચન્દ્રસૂરિની અભ્યર્થનાનું ફળ છે એમ એની પ્રશસ્તિ[5] જોતા જણાય છે. અહીં મુનિચન્દ્રને ગુરુ-સૌદર્ય તેમજ સૂરિ કહેલ છે.

**વાદી ને તપસ્વી**—મુનિચન્દ્રસૂરિએ અનેક ગ્રંથો રચ્યા છે એટલે એઓ વિબુધ તો

---

૧ આ લેખમાં **શ્રીમુનિચન્દ્રગુરુસ્તુતિ** છપાઈ હોય એમ જૈ. સા. સં. ઈ. (પૃ. ૨૪૧)નું ટિપ્પણ જોતાં જણાય છે.

૨ આ સંબંધમાં જુઓ મારો લેખ નામે 'અનેક સન્ધાન કાવ્યો' આ જૈ. સ. પ્ર. (વ. ૧૫, અં. ૧૨)માં છપાયો છે.

૩. શ્વે. સંસ્થા તરફથી આ ઇ. સ. ૧૯૨૩મા છપાયેલ છે.

૪. જુઓ **ગુર્વાવલી** (શ્લો. ૭૧).

૫ જુઓ જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચિપત્ર (પૃ ૧૭, ભા. ૩. પૃ. ૨૧)

ગણાય જ. સાથે સાથે એઓ પ્રખર વાદી અને ઉગ્ર તપસ્વી પણ હતા. એમણે સર્વ વિકૃતિનો ત્યાગ કર્યો હતો. એઓ સૌવીર (કાંજી)જ પીને રહેતા હતા એથી એઓ 'સૌવીરપાયી' તરીકે પ્રસિદ્ધિ પામ્યા. આ બિરુદની નોંધ **ગુર્વાવલી** (શ્લો. ૬૬)માં છે. **ક્રિયારત્નસમુચ્ચયની** પ્રશસ્તિ પણ આનું સમર્થન કરે છે.

**વિહાર**—જૈ. સા. સં. ઈ. (પૃ. ૨૪૨)માં કહ્યું છે કે મુનિચન્દ્રસૂરિએ 'ગૂજરાત, લાટદેશ, નાગપુર આદિમાં વિહાર કર્યો હતો. પાટણમાં મુખ્યપણે રહ્યા હશે'

**આજ્ઞાંકિત શ્રમણાદિ**—જૈ. સા. સં. ઈ. (પૃ ૨૪૨) પ્રમાણે મુનિચન્દ્રસૂરિની આજ્ઞામાં પાંચસો શ્રમણો તેમજ અનેક સાધ્વીઓ હતાં. **ન્યાયાવતારના** ટિપ્પણકાર દેવભદ્ર આ મુનિચન્દ્રસૂરિથી પ્રતિષ્ઠા પામ્યા હતા. **ગુર્વાવલી** (શ્લો ૭૬) પ્રમાણે મુનિચન્દ્રસૂરિને અનેક શિષ્યો હતા.

**સ્વર્ગવાસ**—મુનિચન્દ્રસૂરિનો સ્વર્ગવાસ વિ. સં. ૧૧૭૮માં પાટણમાં[1] થયો સ્વર્ગવાસનો આ સમય તો **ગુર્વાવલી** (શ્લો. ૭૨)માં નોંધાયેલો છે.

**ગ્રંથકાર અને વૃત્તિકાર**—મુનિચન્દ્રસૂરિએ સંસ્કૃત તેમજ જઈણ મરહટ્ટી (જૈન માહારાષ્ટ્રી)માં નાની નાની કૃતિઓ રચી 'ગ્રંથકાર' તરીકે નામના મેળવી છે. વિશેષમાં એમણે મોટે ભાગે અન્ય ગ્રંથકારોની કૃતિ ઉપર વૃત્તિ પણ રચી છે અને આમ એઓ વૃત્તિકાર પણ છે. એમની સ્વતંત્ર કૃતિઓનાં નામ એની આછી રૂપરેખા પૂર્વક નીચે મુજબ હું રજૂ કરું છું.

**(૧) અંગુલસત્તરિ[2] (અંગુલસપ્તતિ)**—આ[3] જૈન ગણિતને લગતી નાનકડી કૃતિ છે. એમાં જઈણ મરહટ્ટીમાં ૭૦ પદ્યો છે. એનો મુખ્ય વિષય ઉત્સેધાંગુલ, આત્માંગુલ અને પ્રમાણાંગુલ એમ ત્રણ પ્રકારના અંગુલ (આંગળા)નું નિરૂપણ છે.

(૨) **અણુસાસણંકુસકુલય (અનુશાસનાંકુશકુલક)**—આમાં ૨૫ ગાથા છે. પાટણના સૂચીપત્ર (પૃ. ૧૩૧) માં આની પહેલી અને છેલ્લી ગાથા અપાઈ છે. એ જ **ધમ્મોવએસપંચવીસિયા** છે. એમ આ બને ગાથા મેળવતાં જણાય છે. આ જ કૃતિને આ સૂચીપત્રમાં '**અનુશાસનાંકુશ**' કહી છે.

(૩) **આવસ્સયસત્તરિ (આવશ્યક-સપ્તતિ)**--આ જ. મ માં ૭૦ પદ્યમાં

---

૧. જુઓ જૈ. સા. સ. ઈ. (પૃ. ૨૪૨)

૨. આ છપાયેલ છે. જૂઓ મારુ પુસ્તક **પાઇય(પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય** પૃ ૧૬૨

૩. આ વિષયને અંગે મને મુંબઈ વિદ્યાપીઠ તરફથી સંશોધન-દાન ઈ સ ૧૯૨૩માં અપાયું હતું. એને લઈને મે અંગ્રેજીમાં જે લખાણ તૈયાર કર્યું હતું તેનો કેટલોક ભાગ સટીક **ગણિતતિલકની** મારી અંગ્રેજી પ્રસ્તાવનામાં છપાયો છે, જૈન ગણિતને લગતી પાઈય કૃતિઓની નોંધ મે પા૦ ભા૦ સા૦ (પૃ ૧૬૨-૩ ને ૨૪૦)મા લીધી છે વિશેષમા પૃ ૨૪૦માં તેમજ પૃ ૧૬૧માં મેં ગણિતના વિવિધ પ્રકારો ગણાવ્યા છે 'જૈન ગણિત' નામનું સ્વતંત્ર પુસ્તક તૈયાર થઈ શકે એટલી સામગ્રી મારી પાસે છે, પરંતુ હું જાતે એ પ્રસિદ્ધ કરી શકું તેવી મારી પરિસ્થિતિ નથી.

રચાયેલી લઘુકૃતિ આવશ્યકક્રિયા ઉપર પ્રકાશ પાડે છે આને પાક્ષિક-સપ્તતિ પણ કહે છે. આનું નામ ગ્રંથકારને મતે **આવસ્સયસરૂવ** છે[1] (આવશ્યકસ્વરૂપ જે. ) આના ઉપર મહેશ્વરસૂરિની **સુખપ્રબોધિની** નામની સં. ટીકા છે. એ મૂળ સહિત છપાવવી ઘટે. **ઉવએસપય**ની સટીક આવૃત્તિની પ્રસ્તાવનામાં **આવસ્સયસત્તરિ** વિ. સં. ૧૧૫૯માં રચાયાનો ઉલ્લેખ છે, પણ એ માટેનો આધાર જાણવો બાકી રહે છે.

(૪) ઉપદેશપંચાશિકા—**જૈન ગ્રંથાવલી** (પૃ. ૮૦૫) માં આની નોંધ છે. નામ વિચારતાં આમા આત્માને હિતકારી ઉપદેશ ૫૦ પદ્યોમાં અપાયો હોવો જોઈએ

**ઉપદેશપંચાશિકા—જૈન ગ્રંથાવલી** (પૃ. ૨૦૫) માં આ વિષે ઉલ્લેખ છે.

**ઉવએસામયકુલય** (ઉપદેશામૃતકુલક)—આમાં ૩૨ ગાથા જ. મ માં છે આ **પ્રકરણ-સમુચ્ચય** (પત્ર ૩૮–૪૦) માં છપાયું છે આને **ઉપદેશામૃતપ્રકરણ** પણ કહે છે. એની શરૂઆત ' वरहेमसमसरीरो "થી થાય છે. ૩૨ મા પદ્યમાં 'મુણિચંદ' એવો પ્રયોગ છે. આ ઉપરથી મુનિચન્દ્રે આ કૃતિ રચી છે એમ કહેવાય આમાં મોક્ષનું સ્વરૂપ વર્ણવાયું છે. સટીક 'દેવેન્દ્ર નરકેન્દ્ર–પ્રકરણ "ના ઉપોદ્ઘાત (પૃ ૧૦) તેમજ જૈ સા. સં. ઈ. (પૃ ૨૪૨) માં 'ઉપદેશામૃત કુલક પહેલું અને બીજુ " એમ બે કૃતિઓની નોંધ છે, તે પૈકી આ એક લાગે છે. પાટણના સૂચીપત્ર (પૃ. ૧૩૨)માં ઉપર્યુક્ત **ઉવએસામયકુલય**ને **ઉપદેશામૃત** કહ્યું છે.

**ઉવએસામયપંચવીસિયા** (ઉપદેશામૃતપંચવિંશતિકા)—આ જ. મ. મા ૨૫ ગાથામાં રચાયેલી કૃતિને કેટલાક **ઉપદેશામૃતપ્રકરણ** કહે છે. આ કૃતિ **પ્રકરણ સમુચ્ચય** (પત્ર ૨૮–૩૦) માં છપાઈ છે. સંપાદકે આના કર્તા મુનિચન્દ્રસૂરિ હોવા વિષે શંકા દર્શાવી છે. આ કૃતિમાં મનુષ્યત્વને સફળ કરવાનુ અને શુદ્ધ ચારિત્ર પાળવાનું લક્ષ રાખવા ઉપદેશ અપાયો છે. આ કૃતિનો પ્રારંભ भो भो भव्वा सवणजलीहि થી થાય છે. પાટણના સૂચીપત્ર (પૃ. ૧૩૦) માં આ કૃતિની **ઉપદેશામૃત** તરીકે નોંધ છે. **કાલસયગ** (કાલશતક)—આ વિષે **જૈન ગ્રંથાવલી** (પૃ ૨૮૮)મા નોંધ છે. અહીં એને 'પ્રાકૃત' કૃતિ ગણે છે.

**ગાહાકોસ** (ગાથાકોશ)—**જિનરત્નકોશ** (ભા. ૧, પૃ ૧૦૪) પ્રમાણે આનું બીજું નામ **રસાઉલ** છે, "જૈન ગ્રંથાવલી" (પૃ. ૩૪૦) પ્રમાણે **ગાહાકોસ** ૩૮૪ શ્લોક જેવડો છે. વિશેષમાં **જૈન ગ્રંથાવલી** (પૃ. ૩૪૦) માં ૭૨ ગાથાની અજ્ઞાતકર્તૃક કૃતિની તેમજ ૩૩૧ શ્લોક જેવડા **ગાથાકોશોદ્ધાર**ની પણ નોંધ છે. ૭૨ ગાથાવાળી કૃતિમાં 'કલિ' કાળનું સ્વરૂપ આલેખાયું છે

---

૧ જૂઓ મારું ઉપર્યુક્ત સૂચીપત્ર (પૃ. ૧૮, ભા. ૧, પૃ.)

૨ 'પૌર્ણમીય' મત કાઢનાર ગુરુબંધુને પ્રતિબોધ પમાડવા આ કૃતિ રચ્યાનો અહીં ઉલ્લેખ છે. પણ એ માટે વિશિષ્ટ પ્રમાણ રજૂ થવું ઘટે કર્તાએ પોતે રચના, સમય દર્શાવ્યો નથી. અન્ય કોઈ પ્રાચીન ગ્રંથકારે આપ્યો છે ખરો ?

**જીવોવએસપંચાસિયા ( જીવોપદેશપંચાશિકા )**—આ[1] ૫૦ પદ્ય માં જ. મ. માં રચાયેલી કૃતિ **પ્રકરણસમુચ્ચય** ( પત્ર ૨૨-૨૫ ) માં છપાઈ છે. પ્રથમ પદ્યમાં ધર્મને યોગ્ય જીવોના ગુણો વર્ણવવાની પ્રતિજ્ઞા કરાઈ છે. ( એ ઉપરથી આ કૃતિનું નામ "ધમ્મારિહજીયગુણ સરૂવ" એમ યોજી શકાય ). ત્યારબાદ એના નિર્વાહ રૂપ અક્ષુદ્રત્વ ઇત્યાદિ ૨૧ ગુણો[2] ગણાવાયા છે અને એનું સ્વરૂપ આલેખાયું છે. ૩૯મા પદ્યમાં કહ્યું છે કે ભવ્યત્વ એ તાંબાની ધાતુ છે, અક્ષુદ્રાદિ ગુણોનો ભાવ એ તાંબાપણું છે, શુદ્ધ ગુરુપ્રસિદ્ધ આજ્ઞા એ રસ છે અને જીવનો મોક્ષ એ સુવર્ણત્વ છે. ૪૯ પદ્યો ઉપજાતિમાં છે અને ૫૦ મું પદ શાર્દૂલવિક્રીડિત છંદમા છે. ૫૦ મા પદ્ય પછી **શુદ્ધધર્મયોગ્ય જીવોપદેશ પંચાશિકા** એવો ઉલ્લેખ છે. આની જેસલમેરના ભંડારમાં વિ સં. ૧૧૬૯માં લખાયેલ પ્રત છે આ કૃતિનો પ્રારંભ जिणिदचंदाण कमारवदे થી થાય છે.

**તિત્થમાલાથવ ( તીર્થમાલાસ્તવ )**—અનેક જૈન તીર્થોના વર્ણન અને પ્રશંસારૂપ વિષયને લગતી આ કૃતિને કેટલાક **પ્રતિમા-સ્તુતિ** કહે છે. આ પાઇય કૃતિમાં ૧૧૧ કે ૧૧૨ પદ્યો છે. તીર્થોના ઈતિહાસ માટે આ કૃતિ ઉપયોગી છે અને જિનપ્રભસૂરિકૃત "વિવિધતીર્થકલ્પ" કરતાં પણ એ પ્રાચીન છે. એટલે એ છપાવાવી જોઈએ.

**દ્વાદશવર્ગ**—પ્રવર્તક કાંતિવિજયજીના છાણીના ભંડારમાં આની અવચૂરી સહિત એક હાથપોથી છે. એ તપાસાય તો આ કૃતિ વિશે વિશેષ જાણવાનુ મળે.

**ધમ્મોવએસકુલય ( ધર્મોપદેસકુલક )—પ્રકરણસમુચ્ચય** ( પત્ર ૩૩-૩૪ ) માં જ. મ. માં રચાયેલી ૨૫ ગાથાવાળી આ કૃતિ છપાયેલી છે. એનો પ્રારંભ "भुवणजणवदणिज्ज"થી થાય છે. અંતમાં "મુણિચંદાયરિય" અર્થાત્ મુનિચન્દ્રાચાર્ય એવો પ્રયોગ છે. પહેલી ગાથામાં "**ધમ્મોવએસલેસ**" એવો પ્રયોગ છે એ ઉપરથી આ નામે આ કૃતિને ઓળખાવાય. આ કૃતિમાં દયા, સત્ય ઈત્યાદિ દશ ગુણોનું વર્ણન છે. પાટણના સૂચીપત્ર ( પૃ. ૧૩૧ ) મા આ કૃતિને **ધર્મોપદેશ** કહી છે. સટીક **દેવેન્દ્ર-નરકેન્દ્ર પ્રકરણ**ના ઉપોદ્ઘાતમા તેમજ જૈ. સા. સં. ઈ. ( પૃ ૨૪૨ ) મા બે **ધર્મોપદેશકુલક**ની નોંધ છે તે પૈકી એક તે આ જ કૃતિ હશે. બીજી કૃતિ નીચે મુજબની હશે.—

**ધમ્મોવએસકુલય ( ધર્મોપદેશકુલક )**—આ જ. મ માં ૩૩ આર્યામાં રચાયેલી કૃતિ **પ્રકરણ સમુચ્ચય** ( પત્ર ૩૬ – ૩૮ )માં છપાયેલી છે એનો પ્રારંભ "सुहभावणावसाओ"થી થાય છે. ૩૨મા પદ્યમા 'ઉવએસામય' એવો ઉલ્લેખ છે, અને કૃતિના અંતમાં **ઉપદેશકુલક** એવો નિર્દેશ છે એટલે આ ઉપરથી એનુ બીજું નામ જોઈ શકાય છે ૨૩ મા પદ્યમા "મુણિચંદાયરિય" એવો ઉલ્લેખ છે, એટલે એ દ્વારા આ કૃતિ મુનિચન્દ્રસૂરિની રચેલી છે એમ ફલિત થાય છે. વીરને પ્રણામ કરીને રચાયેલી આ કૃતિમાં અપાયેલો ઉપદેશ [1]શોકનુ

---

૧ **જિનરત્નકોશ** ( પૃ ૧૪૪ ) માં '૫૧ ગાથા' નો ઉલ્લેખ છે. જે મુદ્રિત કૃતિ પ્રમાણેનો અસંગત ગણાય.

૨ ૩૮મા પદ્યમાં સિદ્ધરસ"નો ઉલ્લેખ છે.

૧ આ ઉપરથી આ કૃતિનું "શોકવારણ ધર્મોપદેશ" એવુ નામ યોજાયુ છે.

નિવારણ કરી શકે તેમ છે. મૃત્યુનો પ્રભાવ આમાં વર્ણવાયો છે. ૨૧ મા પદ્યમાં કહ્યું છે કે જેમ નદીમાં રેલ આવતા એમાં પડેલાં લાકડા સંયોગ અને વિયોગને પામે છે તેમ સંસારમાં જીવો વિષે સમજવું.

પાટણના સૂચીપત્ર (પૃ. ૧૩૧)માં આ કૃતિને **ઉપદેશામૃત** કહી છે.

**ધમ્મોવએસકુલય** (ધર્મોપદેશ કુલક)—આ દશ પદ્યોમાં જ. મ. માં રચાયેલી કૃતિ છે પહેલાં નવ પદ્યો શાર્દૂલવિક્રીડિતમાં અને અંતિમ પદ્ય સ્રગ્ધરામાં છે. દસમા પદ્યમાં 'ધમ્મોએસ' એ ઉલ્લેખ અનેકવાર છે એટલે એ ઉપરથી આ કૃતિનું ઉપર પ્રમાણેનું નામ યોગ્ય જણાય છે. આ કૃતિ **પ્રકરણસમુચ્ચય** (પત્ર ૪૦–૪૧,માં છપાયેલી છે. એના પ્રારંભમાં એનો **ઉપદેશકુલક** તરીકે અને અંતમાં **ઉપદેશમાલા** કુલક તરીકે ઉલ્લેખ છે.[૧] આ કૃતિનો પ્રારંભ '**लद्धूणुत्तममाणुसत्तणमिणं**' થી થાય છે. દાન, દયા, બ્રહ્મચર્ય ઇત્યાદિ તરફ લક્ષ્ય આપવાનો આ કૃતિમાં ઉપદેશ અપાયો છે.

આમ અહીં જે ત્રણ ધમ્મોવએસકુલય ગણવાયા છે તે પૈકી કયાં બે જૈ. સા. સં. ઈ. માં નોંધાયેલાં બે કુલક સાથે સમાનતા ધરાવે છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે.

**ધમ્મોવએસપંચાસિયા** (ધર્મોપદેશ પંચાશિકા)—આ જ. મ. માં ૨૫ પદ્યમાં રચાયેલી કૃતિ **પ્રકરણસમુચ્ચય** (પત્ર ૩૦–૩૧)માં છપાઈ છે. આને **ધર્મોપદેશકુલક** તરીકે સંપાદકે ઓળખાવી છે. આ કૃતિમાં, વિષયથી થતા અનર્થ વર્ણવી એના ઉપર વિજય મેળવનારની પ્રશંસા કરાઈ છે. આનો પ્રારંભ '**विसमो विसयविसदुमो**' થી થાય છે. આ કૃતિની ૨૫મી ગાથામાં 'અણુસાસણંકુસ' એવો શબ્દગુચ્છ છે, એ ઉપરથી પાટણના સૂચીપત્ર (પૃ. ૧૩૧)માં આને **અનુશાસનાંકુશ** કહી છે.

આ **ધમ્મોપએસપંચવીસિયાના** કર્તા શું મુનિચન્દ્રસૂરિ છે એવો પ્રશ્ન સંપાદકે ઊઠાવ્યો છે.

**પ્રભાતસમયસ્તુતિ** યાને **પ્રાભાતિક જિન-સ્તુતિ**—આ સ. કૃતિને **પ્રાતઃકાલિક** જિનસ્તુતિ પણ કહે છે. આ કૃતિનાં નવે પદ્યો વસંતતિલકામાં છે. છેલ્લા પદ્યમાં કૃતિનું તેમજ કર્તાનું નામ છે. આ કૃતિનો પ્રારંભ '**येऽर्हन् प्रभातसमये**' થી થાય છે. આ કૃતિ **પ્રકરણ સમુચ્ચય** [ પત્ર ૪૯ ] માં છપાઈ છે.

**મંડલવિચારકુલક**—"દેવેન્દ્ર-નરકેન્દ્ર-પ્રકરણના"ના ઉપોદ્‌ઘાત (પૃ. ૧૦)માં તેમજ જૈ. સા. સં. ઈ. (પૃ. ૨૪૩) માં આ કૃતિની નોંધ છે; પરંતુ **જિનરત્નકોશમાં** એની નોંધ નથી.

**મોક્ષોપદેશ પંચાશત્**—આ સં. કૃતિમાં ૫૧ પદ્યો છે. એમાં નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિમાંના દુઃખોનું વર્ણન છે. સંસારનું સ્વરૂપ દુઃખદાયી છે એ વાત કરી સિદ્ધિનું સુખ વર્ણવાયું છે. ત્યાર બાદ દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ આલેખાયું છે. ૫૧મા પદ્યમાં આ કૃતિનું નામ ઉપર મુજબ દર્શાવાયું છે. કર્તાના નામનું અહીં સૂચન છે. આ કૃતિ —**પ્રકરણ સમુચ્ચય** (પત્ર ૧૯–૨૨) માં છપાઈ છે. અંતમાં મુનિ-

૧ પાટણના સૂચીપત્ર (પૃ. ૧૩૨)માં આ કૃતિનો **ધર્મોપદેશ** તરીકે ઉલ્લેખ છે.

ચન્દ્રસૂરિ એમ કર્તાનું નામ સૂચવી કૃતિનું નામ **મોક્ષોપદેશપંચાશિકા** અપાયું છે. આનો પ્રારંભ " **शुद्धध्यानलविञेण** " થી થાય છે **રયણત્તયકુલય** ( રત્નત્રય કુલક ) ૩૧ ગાથામાં જ૦ મ૦ માં રચાયેલી આ કૃતિ **પ્રકરણસમુચ્ચય** ( પત્ર ૪૧–૪૩ )માં છપાઈ છે; આનો પ્રારંભ **चंद्दहसमणिडाऊं** " થી થાય છે. આ કૃતિમાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ રત્નોનું નિરૂપણ છે. અંતિમ પદ્યમાં આ કૃતિનુ નામ છે એટલું જ નહિ પણ કર્તા તરીકે મુનિચન્દ્રસૂરિનો ઉલ્લેખ પણ છે.

**રસાઉલ**—જૈ. ગ્રં. ( પૃ. ૩૪૧ ) માં આને **ગાથાકોશથી** ભિન્ન કૃતિ ગણી છે.

**વણસ્સઈસત્તરિ ( વનસ્પતિસપ્તતિકા ) અને એની સ્વોપજ્ઞવૃત્તિ**—મૂળ કૃતિમાં ૭૦ પદ્યો જ૦ મ૦ મા છે. એમાં વનસ્પતિનો અધિકાર છે. આ કૃતિ **વનસ્પતિ વિચાર** એ નામથી પણ **જિનરત્નકોશ** ( ભા ૧, પૃ ૩૪૧ )માં નોંધાયેલી છે, એના ઉપર સં. માં સ્વોપજ્ઞ વૃત્તિ હોવા ઉપરાંત નાગેન્દ્રગચ્છના ગુણદેવસૂરિકૃત વૃત્તિ અને એક અજ્ઞાતકર્તૃક અવચૂરિ છે. આ વનસ્પતિ–વિદ્યાના અભ્યાસીને ઉપયોગી કૃતિ હોય એમ જણાય છે એટલે એ છપાવવી ઘટે

**વિસયનિંદાકુલય ( વિષયનિન્દાકુલક )**—આની ૨૫ ગાથા કૃતિની એક હાથપોથી લીંબડીમાં છે.

**શોકહરોપદેશ કુલક—જૈનગ્રન્થાવલી** (૨૦૫ માં આની નોંધ છે. શું આજ **શોકવારણધર્મોપદેશ** યાને (૩૩ આર્યામાં રચાયેલું) **ધમ્મોવએસકુલય** છે ?

**સમ્મત્તુપ્પાયવિહિ (સમ્યક્ત્વોત્પાદ વિધિ)**—જ. મ. ૨૯ ગામમાં રચાયેલી આ કૃતિ **પ્રકરણ સમુચ્ચય** (તા. ૩૪–૩૬) માં છપાઈ છે. એનો પ્રારંભ પણ "**भवणय-णवंदणिज्जं**"થી થાય છે. આમાં સમ્યક્ત્વની પ્રાપ્તિની બાબત વિચારાઈ છે. અનિવૃત્તિકરણ વગેરેની હકીકત છે આ કૃતિમાં **કપ્પભાસ** અને **કમ્મપયડિપાહુડનો** ઉલ્લેખ છે.

**સામણ્ણગુણોવએસકુલય ( સામાન્યગુણોપદેશ કુલક )**—આ જ. મ. માં ૨૫ ગામમાં રચાયેલી કૃતિ **પ્રકરણ સમુચ્ચય** ( પત્ર ૩૧–૩૩ )માં છપાઈ છે. આના કર્તા મુનિચન્દ્રસૂરિ ખરા ? એમ સંપાદક પ્રશ્ન ઊઠાવ્યો છે. માણસાઈનાં લક્ષણો આ કૃતિમાં દર્શાવયાં છે અને આગળ જતાં શ્રાવકનાં અણુવ્રતો અને શ્રમણોના દશવિધ ધર્મનું સૂચન છે. આ કૃતિનો પ્રારંભ "**निद्दरियविसमसरं**"થી કરાયો છે.

**હિઓવએસકુલય ( હિતોપદેશકુલક )**—આ જ મ માં ૨૫ ગાથામાં રચાયેલી અને કલ્યાણકારી ઉપદેશ રજૂ કરનારી કૃતિ **પ્રકરણ-સમુચ્ચય** ( ત્ર ૨૫-૨૭ ) માં છપાઈ છે. પત્ર ૨૭–૨૮ માં આ નામની બીજી કૃતિ છે એમાં પણ જ. મ મા ૨૫ પદ્યો છે. પરંતુ પ્રથમ અને અંતિમ પદ્યો ઉપજાતિમાં અને બાકીના અનુષ્ટુપમાં છે "**निसुणंतु खणं**" થી શરૂ થતા આદ્ય કુલકમાં મનુષ્યત્વ અને જૈન ધર્મની દુર્લભતા, આત્માને સદ્દુપદેશ સૂત્રાર્થનું પરિશીલન એમ વિવિધ બાબતો અપાઈ છે. બીજા કુલકની "શરૂઆત **सुणेह भो**" થી થાય છે. એમા પ્રમાદનો ત્યાગ, મૈત્રી વગેરે ભાવનાનું સેવન ઈત્યાદિ બાબતો રજૂ કરાઈ છે

પાટણના સૂચીપત્ર ( ભા. ૧, પૃ. ૧૩૦)મા આદ્ય કૃતિને **ઉપદેશકુલક** તરીકે અને બીજીને **હિતોપદેશ** તરીકે ઓળખાવી છે.

**વૃત્તિઓ**—વણસ્સઈસત્તરિ ઉપર મુનિચન્દ્રસૂરિએ વૃત્તિ રચી છે એટલે આ તો સ્વોપજ્ઞ વૃત્તિ છે. એમણે અન્ય ગ્રંથકારોની કૃતિઓને પણ વૃત્તિ વડે વિભૂષિત કરી છે એ વાત હવે વિચારીશું. [ ચાલુ ]



## પ્રાચીન સંતવાણી

### સં૦ પં૦ શ્રીયુત અંબાલાલ પ્રે. શાહ



રુઅડઉં આઉલિ ફૂલ પુણુ, સિરવરિ સેવંત્રઉં ચડઇ,
માણુસ માણિક તુલ્લ, પરિહરીઈ ગુણુ બાહિરું. ૩૦



રૂપિંઈ રુઅડઉં હોઈ, રાયણુ પાંહિં રીંગણુઉં,
રૂપિ મ રાચઉ કોઈ, ગુણ વિણુ કુણ ગુરવ કરઇ. ૩૧



અક્કહ અંબા એ બિહું, સારીષું ફલ હોઈ,
સયર તણુઈ અવગુણિ કરી, હત્થ ન વાહઈ કોઇ. ૩૨



એકઈ ઠામિ વસંતડાં, એવડ અંતર કાંઈ,
કેસરિ કઉડી નવિ લહઇ, ગયવર લક્ખિ વેચાઇ ૩૩



ગયવર ગલઇ તિગલ ચૂઉ, જિહિં બંધિઉ તિહિં જાઇ,
એ પરિભવ કેસરિ સહઈ, તઉ દસ લક્ખિ વેચાઈ. ૩૪



ભૂરહ ખગ્ગં કિવણુધણુ, સપ્પહ મણિ મત્થાઉ,
સીહઇ કેસર ગયદસણુ, લેખિઈ કોઇ મૂઆઉ, ૩૫



સીયહ તીયહ પાણીયહ, એ ત્રિહું એક સભાઉ,
ઊંચા ઊંચાં પરિહરઈ, નીચાં ઉપરિ ભાઉ. ૩૬



# સાભાર સ્વીકાર

૧. **જ્ઞાનગંગા** (હિંદી): **સંગ્રાહકઃ** શ્રી. નારાયણપ્રસાદ જૈન, **પ્રકાશકઃ** શ્રી. અયોધ્યાપ્રસાદ ગોયલીય–મંત્રી ભારતીય જ્ઞાનપીઠ કાશી; દુર્ગાકુંડરોડ, બનારસ. **મૂલ્યઃ** ૭ રૂપિયા.

૨. **गहरे पानी पैठः** (હિંદી): **કર્તાઃ** શ્રી. અયોધ્યાપ્રસાદ ગોયલીય, **પ્રકાશકઃ** શ્રી. અયોધ્યાપ્રસાદ ગોયલીય, ભારતીય જ્ઞાનપીઠ કાશી, દુર્ગાકુંડરોડ બનારસ, **મૂલ્યઃ** અઢી રૂપિયા.

૩. **श्रीहैमशब्दानुशासनसुधाः** (પ્રથમ ભાગ) **કર્તાઃ** મુનિવર્ય શ્રીસુશીલવિજયજી મ. **પ્રકાશકઃ** માસ્તર કુંવરજી દામજી શાહઃ પાલીતાણા (સૌરાષ્ટ્ર): **મૂલ્યઃ** સવા પાંચ રૂપિયા.

૪. **सिरिविजयचंदकेवलिचरित्र**—(પ્રાકૃત) **કર્તાઃ** શ્રીચંદ્રપ્રભ મહત્તર; **સંપાદકઃ** શ્રીશુભંકરવિજયજી મ. **પ્રકાશકઃ** શ્રેષ્ઠી ચંદ્રકાંતભાઈ કપૂરચંદ, વલસાડ, **મૂલ્યઃ** ભેટ.

૫. **શ્રી જિનમાલાઃ પ્રકાશકઃ** શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાલા તરફથી શાહ ચંદુભાઈ લખુભાઈ પરીખ, અમદાવાદ **પ્રાપ્તિસ્થાનઃ** શાહ પોપટલાલ રવચંદભાઈ, ૨ ભારતી નિવાસ સોસાયટી, એલિસબ્રીજ, અમદાવાદ ૬. **મૂલ્યઃ** સદુપયોગ.

૬. **શ્રી જિનભક્તિ એ મુક્તિની દૂતિઃ પ્રયોજકઃ** મુનિમહારાજ શ્રીલલિતમુનિ **પ્રકાશકઃ** મેતા નગીનદાસ તુલસીદાસ, માંડવી ટાવર પાસે, જામનગર **મૂલ્યઃ** એક રૂપિયો.

૭. **તેર કાઠિયાઃ લેખકઃ** મુનિપ્રવર શ્રીસુશીલવિજયજી મહારાજ, **પ્રકાશક** શ્રીવિજયલાવણ્યસૂરિ જ્ઞાનમંદિર, બોટાદ (સૌરાષ્ટ્ર), **મૂલ્ય** નવ આના.

૮ **શ્રીવિજયનેમિસૂરીશ્વર સ્વાધ્યાયઃ લેખકઃ** મુનિપ્રવર શ્રીસુશીલવિજયજી ગણિ, **પ્રકાશકઃ** શ્રીવિજયલાવણ્યસૂરિ જ્ઞાનમંદિર, બોટાદ (સૌરાષ્ટ્ર), **મૂલ્યઃ** નથી.

૯. **શ્રીસ્તવન મંજરીઃ સંયોજકઃ** મુનિ શ્રીચંદ્રપ્રભવિજયજી, **સંપાદકઃ** અમૃતલાલ મોહનલાલ સંઘવી, વ્યા. ભ. વૈ. ભૂ. **પ્રકાશકઃ** મંત્રી શ્રીનેમિનાથ જૈન બ્રહ્મચર્ય આશ્રમ, ચાંદવડ (જિ. નાશિક), **મૂલ્યઃ** આઠ આના.

૧૦. **श्रीकुशलचन्द्रसूरिपट्टप्रशस्तिः** (સંસ્કૃત) **કર્તાઃ** ન્યાય, વ્યાકરણ, સાહિત્યતીર્થ યતિવર્ય પં. પ્ર. શ્રીમણિચંદ્રજી મહારાજ, અને **जैनविन्दुवृत्तिः મૂલકર્તાઃ** વૈદિક ધર્માચાર્ય શ્રીકાશિજિહ્વાસ્વામીજી મહારાજ, **વૃત્તિકાર** જૈનાચાર્ય શ્રીબાલચંદ્રસૂરિજી મહારાજ, **પ્રકાશકઃ** પં. ગોપાલચંદ્રજી જૈન, જૈનમંદિર, રામઘાટ, કાશી, **મૂલ્ય** : નથી.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश




તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૭-૫૧ : અમદાવાદ

વર્ષ ૧૬ : અંક ૧૦ ] [ ક્રમાંક : ૧૯૦




# विषय-दर्शन





# સાભાર સ્વીકાર

૧. **સર્વોદય યાત્રા** : (હિંદી :) **કર્તા** : વિનોબા, **પ્રકાશક** : શ્રી ઋષભદાસ રાંકા, કાર્યાધ્યક્ષ ભારત જૈન મહામંડલ, વર્ધા; **મૂલ્ય** : સવા રૂપિયો.

૨. **દેવદૂષ્ય યાને વીરધર્મની વાતો ભા. ૩.** : **લેખક** : શ્રી. જયભિખ્ખુ, **પ્રકાશક** : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધી રસ્તો, અમદાવાદ, **મૂલ્ય** : અઢી રૂપિયા.

૩. **અણુવ્રતી સંઘ** (પહેલું વાર્ષિક અધિવેશન) **સંપાદક** : સત્યદેવ વિદ્યાલંકાર, સ્વાગમંત્રી પ્રથમાધિવેશન. **પ્રકાશક** : પ્રચાર વિભાગ, આદર્શ સાહિત્ય સંઘ, સરદાર શહર (રાજસ્થાન), **મૂલ્ય** : આઠ આના.

૪. **અમૃતક્રિયાના દિવ્ય માર્ગે** : **લેખક** : મુનિ શ્રીભાનુવિજયજી, પ્રકાશક: શ્રીદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા, ગોપીપુરા, સુરત, **મળવાનું ઠેકાણું** : શા. મોહનલાલ જુહારમલજી, ઠે, ૧૯-૨૦ ઝવેરી બજાર, મુંબઈ; **મૂલ્ય** : ચાર આના.



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १६ | વિક્રમ સં. ૨૦૦૭ : વીર નિ. સં. ૨૪૭૭ : ઈ. સ. ૧૯૫૧ | क्रमांक |
| अंक : १० | અષાડ સુદ ૧૧ : રવિવાર : ૧૫ જુલાઈ | १९० |


# श्रीपद्मप्रभजिनस्तवः ।

संपादक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी

वैराग्यपूरेण मनो निशान्ताद्रागस्त्रिरूपोऽपि बहिर्निरस्तः ।
यं सेवते कान्तिमिषेण देवं, पद्मप्रभं तं प्रणतः प्रणौमि ॥१॥

हारिद्ररागेण समो जनानां, मनोंऽशुके स्नेहमयोऽपि रागः ।
त्वद्ध्यानसूर्यातपसंभवेऽपि, क्षणात् समुड्डीयत एव देव ! ॥२॥

कौसुम्भरागोपमकामरागो, देदीप्यते लोकमनःपटेषु ।
तावद्विभो ! त्वद्वचनाम्बुपूरैः, प्रक्षाल्यते देव ! न यावदेव ॥३॥

ताम्बूलरागप्रतिमोऽपि दृष्टिरागोपमश्लेलमिलोलिगाढम् ।
प्रासत्वदुक्तागममातुलिङ्गरसैर्नकैः कैरपनीयते स्म ॥४॥

एवं त्रिभेदोऽपि जिनेन्द्र ! पद्मप्रभप्रभो ! रागविशेष एव ।
नृभिः प्रसक्तस्तव जीयतेऽसौ, ततो द्रुतं देव ! मयि प्रसीद ॥५॥

॥ इति श्रीपद्मप्रभस्तवनम् ॥६॥





# વડોદરામાં પ્રકટ થયેલી એક હજાર વર્ષ પહેલાંની શ્વેતાંબર જૈનપ્રતિમાઓ

લેખક : પંડિત લાલચંદ્ર ભગવાન ગાંધી, ( પ્રાચ્યવિદ્યામંદિર-વડોદરા યુનિ. )

**પ્રાચીન** સંશોધન કરનારા પુરાતત્ત્વપ્રેમીઓને, પ્રાચીન કળાના અભ્યાસીઓને, ઇતિહાસમાં રસ લેનારા સજ્જનોને તથા જૈન સમાજના સભ્યોને એ જાણીને અત્યંત આનંદ થશે કે એક હજાર વર્ષ પહેલાંની દર્શનીય, કળામય, મનોહર ૯ ધાતુમય શ્વે. જૈન પ્રતિમાઓ વડોદરામા નવાબજારમાં રાજકુટુંબના જૂના દરજી મગનલાલ ભાઈની દુકાનના મેડા ઉપર હાલમાં જોવા મળે છે.

(૧) આ પિત્તળની ધાતુમય પ્રતિમા શ્રી આદીશ્વર ભગવાનની જણાય છે, તેનું લાંછન જણાતુ નથી, પરંતુ તેના બને ખભા ઉપર કેશ-વલ્લરીની નિશાની છે. તેની પાછળ પ્રાચીન નાગરી લિપિમાં સસ્કૃતમાં લેખ છે, તેમાં આચાર્યનું નામ સ્પષ્ટ વંચાતું નથી પરંતુ श्रीमदा... चार्यः એટલું વંચાય છે, તે પછી ' अक्कोटकवसतिकाया सालापतिगोष्ठिकैः कारितो देवधर्मोऽय' બરાબર વંચાય છે. નીચે ૯ ગ્રહોના સ્થાનમાં ૮ ઊભી આકૃતિઓ છે; તેનો પરિકર જુદો છે, જેમાં દેવદુંદુભિ વગાડતા દેવ, માલા ધરી રહેલા ૨ દેવો વગેરેની કલાકૃતિ છે.

**પ્રાચીન અંકોટક નગરના સમયની !**

વિક્રમની નવમી સદીમાં લાટેશ્વર સુવર્ણવર્ષ કર્કરાજના રાજ્ય—સમયમાં અહીં આસપાસનાં ૮૪ ગામોમાં અંકોટક (હાલનુ અંકોટા—આકોટા) મુખ્ય નગર હતું. અંકોટક—ચતુરશીતિ (ચોરાશી) માં આવેલા આ વડપદ્રક (વડોદરા)નું દાન કર્કરાજે કર્યા અંગેનું શક સં. ૭૩૪ વિ. સં. ૮૬૯ નું દાનપત્ર અન્યત્ર પ્રસિદ્ધ થઈ ગયેલ છે, એનો વિચાર કરતાં જણાય છે કે નવમી-દશમી સદીમાં જ્યારે આ અંકોટક નગરની જાહોજલાલી હશે, ત્યારે ત્યાં શ્રેષ્ઠ જૈન મદિર હોવું જોઇએ, તેમાં પ્રતિષ્ઠિત કરવા માટે આ પ્રતિમા, ત્યાંના શાલાપતિ (પોષધશાલાના સ્વામી) ગોષ્ઠિકોએ-ટ્રસ્ટીઓએ-દેવમંદિરના પૂજકો-રક્ષકોએ કરાવેલી સૂચવી છે. દેવ-પ્રતિમા માટે આમાં 'દેવધર્મ' શબ્દનો પ્રયોગ કર્યો છે, આવો પ્રયોગ આ સાથેની બીજી સ. ૧૦૦૬ની જૈન શ્વેતાંબર મૂર્તિની પાછળના લેખમાં પણ વંચાય છે.

**એક હજાર વર્ષ જૂની પ્રતિમાઓ:**

એથી આ પ્રતિમાને હું એક હજાર વર્ષ પહેલાંની કલાકૃતિ તરીકે, લાટ-ગુજરાતની શિલ્પકલા તરીકે, તથા જૈન શ્વેતાંબર સંપ્રદાયની પદ્ધતિની જાહેર કરું છું. જૈનોમા એક જમાનો ચૈત્યવાસીઓનો હતો, તે સમયની-હજાર વર્ષ પહેલાંની આ પ્રતિમા જોતાં મૂર્તિ-પૂજકોને વિશેષ આનંદ થવા સંભવ છે. પ્રાકૃતમાં वसही અને સંસ્કૃતમાં वसति, वसतिका શબ્દ જૈનમંદિર એવા અર્થમાં બહુ લાંબા વખતથી વપરાતો આવ્યો છે.

**શ્વેતાંબર જૈન મૂર્તિઓ :**

(૨) આમાંની બીજી એક મૂર્તિ પણ તેવી પ્રાચીન હોઈ બહુ મહત્ત્વની છે. તેની મધ્યમાં સાત ફણાવાળા નાગેન્દ્રના છત્રથી શોભતા, શ્રીપાર્શ્વનાથ પર્યંકાસને ( પદ્માસને ) બિરાજેલા છે અને તેની બે બાજુ કાયોત્સર્ગસ્થ (કાઉસ્સગિયા ) બે ઊભી જિન-પ્રતિમાઓ છે, તે સ્પષ્ટ રીતે કૌપીનધારી જણાઈ આવે છે, તેથી તે શ્વેતાંબર જિન-મૂર્તિઓ છે – એમ કહી શકાય. તેની આસપાસ બીજો પરિકર પણ છે. નીચે એક બાજુ યક્ષ ( ભક્તદેવ ) અને બીજી બાજુ, અંબિકા ( ભક્તદેવી ), દર્શાવેલી જણાય છે. સિંહાસન નીચે બે બાજુ ૨ સિંહો દર્શાવ્યા છે, તથા નીચે આગળ ધર્મચક્ર દર્શાવ્યું છે, જેનો આશ્રય લઈ રહેલાં ૨ હરણો બે બાજુ દર્શાવેલ છે. અહિંસાની પ્રતિષ્ઠા થતાં આજન્મ વૈરી પ્રાણીઓ પણ પોતાનાં વૈરનો પરિત્યાગ કરે છે એવું આથી સૂચિત કર્યું છે. તેની નીચે ૯ ગ્રહો પણ દર્શાવ્યા છે.

આની પાછળ નીચે બે પંક્તિમાં સંસ્કૃતમાં નાગરી લિપિમાં નાનો પરંતુ ઉપયોગી લેખ છે—"देवधर्मोय निर्वृतिकुले श्रीद्रोणाचार्यैः कारितो जिनत्रयः। सवत १००६ ॥"

એથી જણાય છે કે—'સં. ૧૦૦૬માં નિર્વૃતિકુલમાં થયેલા શ્રીદ્રોણાચાર્યે આ ત્રણ જિનમૂર્તિવાળો દેવધર્મ કરાવ્યો હતો.'

શ્વેતાંબર જૈનોમાં નિર્વૃતિકુલ ( બીજાં ૩ કુલ–નાગેન્દ્રચંદ્ર અને વિદ્યાધર સાથે ) બહુ પ્રસિદ્ધ છે. ગંભૂતા ( ગાંભૂ માં 'આચારાંગ' અને 'સૂત્રકૃતાંગ'ના વૃત્તિકાર તથા પ્રા. 'ચતુષ્પંચાશત્—મહાપુરુષ ચરિત'ના રચનાર શીલાંકાચાર્ય ( વનરાજ ચાવડાના ગુરુ) એ જ કુલના માનદેવસૂરિના શિષ્ય હતા અને પાટણ (ગુજરાત )માં વસ્યા હતા. એ રીતે આ શિલ્પકલા પણ ગુજરાતની કહી શકાય.

થોડાં વર્ષો પહેલાં 'શક સંવત ૯૧૦ની ગુજરાતની મનોહર જૈન પ્રતિમા ' એ નામનો એક લેખ મેં લખ્યો હતો, જે અમદાવાદથી પ્રકટ થતા ' જૈન સત્ય પ્રકાશ ' માસિકના સં. ૨૦૦૧ના વૈશાખમાં પ્રકટ થયો હતો તથા ત્યાર પછી ત્યાંની ગુજરાત સાહિત્યસભા દ્વારા ઇતિહાસ સંમેલન નિબંધસંગ્રહમાં પ્રકાશિત થયો હતો. તેમાં કડી-જિન-ત્રયીની જે મૂર્તિનો પરિચય અમે કરાવ્યો હતો, તે મૂર્તિ સંવત ૧૦૪૫ની છે, જ્યારે આ ત્રિમૂર્તિ એથી પણ ૩૯ વર્ષો પહેલાંની છે એ જાણી ગુજરાતની જનતા, કલાપ્રેમી સાક્ષરો તથા ઇતિહાસના અભ્યાસીઓ આનંદિત થશે.

( ૩ ) ત્રીજી એક પ્રતિમા પિત્તલમય ધાતુની છે, તેમાં વચ્ચે મૂલનાયક તરીકે શ્રીપાર્શ્વનાથ ભ. પદ્માસને બિરાજમાન છે, તેના ઉપર સાત ફણાવાળા નાગેન્દ્રની આકૃતિ છે, તે ઉપર ત્રણ છત્રો વગેરે પરિકર દર્શાવેલ છે, તથા તેમની બંને બાજુ કાયોત્સર્ગસ્થ ઊભેલા બે જિનોની મૂર્તિઓ છે, તેમનું કૌપીન વસ્ત્ર સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. તેની નીચે બે બાજુ ૨ પ્રતિહારી-દેવીઓ આયુધો–ચિહ્નો સાથે જોવામાં આવે છે, તેની નીચે ગજ વાહનવાળા યક્ષ, તથા સિંહ વાહનવાળી યક્ષિણી (અંબિકા)ની આકૃતિઓ છે સિંહાસન નીચે બે બાજુ સિંહો તથા નીચે ધર્મચક્રનો આશ્રય લઈ રહેલાં ૨ હરણો છે વિશેષમાં નીચે ભક્ત વૃદ્ધ ( દાઢીવાળા ) ગૃહસ્થ શ્રાવક અને શ્રાવિકા બે હાથ જોડીને વંદન કરતા હોય તેવી ઢબે બેઠેલા છે, લાંછન જણાતું નથી, નીચે નિયમ પ્રમાણે ૯ ગ્રહોના સ્થાનમાં

૮ મૂર્તિઓ છે, ઉપરના પરિકરમા આકાશમાં દેવદુંદુભિ વગાડતા દેવ તથા ફૂલમાળા ધરીને રહેલા બે દેવોની આકૃતિ દર્શાવેલી છે. પાછળના ભાગમાં નીચે પ્રાચીન નાગરી લિપિમાં ૧૧ પંક્તિમાં સંસ્કૃત લેખ છે. 'माल्हसुतजेटेन कारापितप्रतिमा' આવું વંચાય છે. પ્રતિમા કરાવનાર ભક્ત શ્રાવક-શ્રાવિકાની મૂર્તિ આમાં જણાય છે.

( ૪ ) ચોથી મૂર્તિ પિત્તલમય ધાતુની છે, તેમાં પણ મધ્યમાં મૂલનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન છે, જેના ઉપરની નાગેન્દ્રની સાતફણામાંથી ૫ કોઈએ ખંડિત કરી લાગે છે, અને બે બાજુ કાયોત્સર્ગસ્થ ઊભેલા બે જિનોની મૂર્તિઓની કિનારો કોઈએ સોનાની સમજી તેની પરીક્ષા કરવા કાપી લીધી છે. ઊભી જિનમૂર્તિઓનું કૌપીન વસ્ત્ર શિલ્પમાં સ્પષ્ટ દેખાય છે. આમાં પણ બીજી શ્વેતાંબર જૈન પ્રતિમાઓ પ્રમાણે નીચે બે બાજુ યક્ષ, યક્ષિણી તથા સિંહાસન નીચે ૨ સિંહો, ધર્મચક્રનો આશ્રય લઈ રહેલાં ૨ હરણો, નીચે-૮ મુખાકૃતિઓ ( ૯ ગ્રહો ) તથા ચૈત્યવૃક્ષ વગેરેનું દશ્ય કળાથી દર્શાવેલ છે. આ પ્રતિમાની પાછળ નીચે બે પંક્તિમાં પ્રાચીન કર્ણાટકી જેવી લિપિમાં લેખ છે, તે વાંચી શકાયો નથી.

( ૫ ) પાચમી પ્રતિમા ઘણી જીર્ણ અને પાછળના ભાગમાં કાટથી ખવાઈ ગઈ લાગે છે. તેમા પણ મૂલનાયક ૭ ફણાવાળા પાર્શ્વનાથ પદ્માસને બિરાજેલા છે. તેની બને બાજુ ૨ કાઉસ્સગ્ગિયા ( કાર્યોત્સર્ગસ્થ ઊભી જિનમૂર્તિઓ ) છે, નીચે યક્ષ, યક્ષિણી ભક્ત દેવ-દેવીની મૂર્તિઓ, તથા નીચે ૮ મુખાકૃતિઓ ૯ ગ્રહોના સ્થાનમાં જણાય છે.

( ૬ ) છઠ્ઠી પ્રતિમા શિખરબધ્ધ નાની દેવકુલિકા જેવી લાગે છે, તેમાં ચારે દિશામાં ૪ પ્રતિમાઓ હોઈ તે ચતુર્મુખ ( ચૌમુખજી ) તરીકે ઓળખાવી શકાય તેમાં પણ લાંછનો જણાતાં નથી, ૧ પ્રતિમા પાછળ ૫ ફણાવાળી આકૃતિ છે, તેથી તે સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથની હોવા સંભવ છે.

( ૭ ) સાતમી પ્રતિમા ત્રાંબાની ધાતુની શિખરબદ્ધ નાની દેવકુલિકા રૂપે છે, તેમાં પણ ચાર દિશામાં ૪ દેવીઓ, તેમના મસ્તક ઉપર ૪ જિન-પ્રતિમાઓ પદ્માસને બેઠેલી છે, પ્રત્યેકની બને બાજુ ચમરધરની આકૃતિ જણાય છે.

( ૮ ) આઠમી પ્રતિમા ત્રાંબાની નાની ઘસાઈ ગયેલી મૂર્તિ છે, તેમાં પણ સાત ફણાવાળા પાર્શ્વનાથ પદ્માસને છે બે બાજુ યક્ષ-યક્ષિણી, સિંહાસન નીચે બે સિંહો, તથા ચાલતુ ધર્મચક્ર વગેરે જણાય છે.

( ૯ ) ત્રાંબાની અંબિકાની બેઠેલી મૂર્તિ છે. તેના મુકુટ, કુંડલ, હાર વગેરે સ્પષ્ટ જણાય છે. તેના જમણા હાથમાં આંબાની લુંબ તથા ડાબા હાથમાં બાળક અને નીચે વાહન સિંહની આકૃતિ બરાબર જોઈ શકાય છે. આ દેવીના મસ્તક ઉપર ૧ જિન-પ્રતિમા પદ્માસને બિરાજમાન છે. તે બાવીસમા તીર્થંકર નેમિનાથની લાગે છે પ્રતિમા પાછળ નીચે ૧ પંક્તિમાં અસ્પષ્ટ લેખ છે.

( ૧૦-૧૧ ) ત્રાંબા-પિત્તળનું કલામય ૧ ધૂપધાણું ( ધૂપદાની ) ઢાંકણા તથા હાથા સાથે છે અને ૧ ધાતુમય આમ્રફળ ( કેરી ) છે

પ્રાચીન જૈનાચાર્યોના ઉપદેશથી તૈયાર થયેલી અને ભક્ત શ્રીમંત શ્રાવકોએ તૈયાર કરાવેલી, ભક્તિથી પૂજાતી આવી જૈનપ્રતિમાઓ ફરીથી વડોદરાના જૈન મંદિર જેવા પવિત્ર સ્થાનમાં સન્માનપૂર્વક પ્રતિષ્ઠિત થઈ પૂજાતી રહે, સુરક્ષિત રહે અને કલાપ્રેમીઓને તથા પુરાતત્ત્વપ્રેમીઓને પણ તેમના અભ્યાસમા ઉચ્ચ પ્રેરણાઓ આપી આનંદ-પ્રમોદ આપે-તેમ ઇચ્છીએ.



# અયોગવ્યવચ્છેદ

# દ્વાત્રિંશિકા

[૨]

લેખક:
**પૂજ્ય પંન્યાસ શ્રી ધુરંધરવિજયજી ગણિવર**

પ્રથમ શ્લોકમાં—શ્રીવીરપરમાત્મા અગમ્ય છે, અવાચ્ય છે, અદૃશ્ય છે એમ કહી તે તે સ્વરૂપનો અયોગ દર્શાવ્યો છે ને પછી તેનો વ્યવચ્છેદ કરતાં કહ્યું કે, હું તેને સ્તુતિગોચર કરું છું.

બીજા શ્લોકમાં—પરમાત્માની સ્તુતિ અશક્ય છે. યથાર્થ સ્તુતિ કોઈ પણ કરી શકતું નથી એ પ્રમાણે સ્તુતિનો અયોગ બતાવીને ગુણાનુરાગથી—ભક્તિથી સ્તુતિ કરાય છે ને તે નિર્દોષ છે એમ સ્થાપન કરી ઉપરના અયોગનો વ્યવચ્છેદ કર્યો છે.

ત્રીજા શ્લોકમાં—પ્રસ્તુત સ્તુતિનો પ્રયત્ન પરમાત્માને માટે અયોગ્ય છે એમ કહી ઉત્તરમાં, જૂથમાં ચાલતું નાનુ હાથીનું બચ્ચુ પણ શોભે છે એ પ્રમાણે યોગ્યતા જણાવીને પોતાના પ્રયત્નનો જે અયોગ થતો હતો તેનો વ્યવચ્છેદ દર્શાવ્યો છે.

ચોથા શ્લોકમાં—અહીં 'અયોગ વ્યવચ્છેદ' ખૂબીથી ગોઠવ્યો છે. રાગાદિ આન્તર શત્રુઓને દૂર કરવાના પ્રયત્નો આપે સચોટ આચાર્યા છે તે તેઓ આપની પાસે આવી શકતા, તેને તો આપની અસૂયાથી બીજાઓ થાબડે છે એમ કહી આન્તર શત્રુઓને દૂર કરવાના ઉપાયોનો જે અયોગ તેનો વ્યવચ્છેદ સૂચિત કર્યો છે.

પાંચમા શ્લોકમાં—આપમાં યથાર્થ કહેવાની જે કુશળતા છે તે અદ્વિતીય છે. સાચું-જૂઠું કરવાની ચાલાકી બીજાના જેવી આપનામાં નથી એમ કહીને ખરી કુશળતાના અયોગનો વ્યવચ્છેદ કહ્યો છે.

છઠ્ઠા શ્લોકમાં—જગતને કૃતાર્થ કરવાની જે સત્ય શક્તિ તે આપમાં છે. બીજાઓને તે આવડતું નથી, તે કાંઈકને બદલે કાંઈક કરી નાખે છે એ પ્રમાણે કૃતાર્થતાના અયોગનો વ્યવચ્છેદ છે.

સાતમા શ્લોકમા—બીજાઓ ઊંધે માર્ગે છે, તે તરફ આવવા બીજાને ખેંચે છે ને સત્ય માર્ગગામીઓને નિંદે છે એમ કહીને આપના સત્ય અને તથ્ય માર્ગગામિત્વ અને ઉપદેશકત્વના અયોગનો વ્યવચ્છેદ કર્યો છે.

આઠમા શ્લોકમાં—શ્રી જિનશાસનના વિજયનો જે અયોગ તેનો વ્યવચ્છેદ ખૂબીથી બતાવ્યો છે. પરદર્શનોનો પરાજય તો ખજૂઆ—આગિયાએ સૂર્યને હરાવી દીધો એમ કહે તેના જેવું છે.

નવમા શ્લોકમાં—આપનુ શાસન પવિત્ર અને હિતકર છે એ પ્રમાણે પવિત્રતા અને હિતકારિત્વના અયોગનો સ્પષ્ટ વ્યવચ્છેદ છે.

દશમા શ્લોકમાં—અન્યના આગમો અપ્રમાણ છે તે સહેતુક બતાવ્યું છે, તેથી જિન આગમમાં તે નથી માટે પ્રમાણ છે. એટલે પ્રામાણિકપણાના અયોગનો વ્યવચ્છેદ સ્પષ્ટ છે.

અગિયારમા શ્લોકમાં—સહેતુક જિનઆગમમાં પ્રામાણિકતા સ્થાપન કરી છે એટલે ઉપર પ્રમાણે અયોગ વ્યવચ્છેદ છે.

બારમા શ્લોકમાં—પરમાત્માને વિષે ઇન્દ્રની પૂજા અંગેની યોગ્યતાના અયોગનો વ્યવચ્છેદ છે તે સ્પષ્ટ જણાય છે.

તેરમા શ્લોકમાં—પરમાત્માનું શાસન ઉપેક્ષ્ય નથી પણ આદરણીય છે, ઉપેક્ષા કે અવહેલના એ દુષ્ટ છે એ પ્રમાણે શાસનની ઉપાસ્યતાના અયોગનો વ્યવચ્છેદ સૂચિત કર્યો છે.

ચૌદમા શ્લોકમાં—શ્રી જિનેશ્વરના શાસનને અનુસર્યાં સિવાય મોક્ષ નથી એ પ્રમાણે શ્રી જિનશાસનમાં મોક્ષદાતૃત્વના અયોગનો વ્યવચ્છેદ છે.

પંદરમા શ્લોકમાં—શ્રી જિન વચનમાં આપ્તકથિતત્વના અયોગનો વ્યવચ્છેદ સૂચવ્યો છે.

સોળમા શ્લોકમાં—શ્રી જિનવચનમાં અબાધ્યતાના અયોગનો વ્યવચ્છેદ અને અપરિવર્તનકારિત્વના અયોગનો વ્યવચ્છેદ સ્થાપ્યો છે.

સત્તરમા શ્લોકમાં—શ્રી જિનપરમાત્મામાં સદાશિવત્વ અને સન્માર્ગ દેશકત્વના અયોગનો વ્યવચ્છેદ દર્શાવ્યો છે.

અઢારમા શ્લોકમાં—શ્રી જિનેશ્વરમાં સમાધિ અને માધ્યસ્થ્યના અયોગનો વ્યવચ્છેદ છે.

ઓગણીસમા શ્લોકમાં—અરિહંતને વિષે ભવવિનાશકારી સામર્થ્યના અયોગનો વ્યવચ્છેદ સ્થાપન કર્યો છે.

વીસમા શ્લોકમાં—શ્રી જિનેશ્વરની આકૃતિમાં ઉચિત આસનત્વ, મૃદુતા, પ્રસન્નતાના અયોગનો વ્યવચ્છેદ છે.

એકવીસમા શ્લોકમાં—શ્રી જિન શાસનમાં દુર્વાસના વિનાશકર્તૃસામર્થ્યના અયોગનો વ્યવચ્છેદ છે.

બાવીસમા શ્લોકમાં—શ્રી જિનેશ્વરમાં યથાર્થ દેશકત્વના અયોગનો વ્યવચ્છેદ છે.

ત્રેવીસમા શ્લોકમાં—શ્રી જિનેશ્વરમાં પરવાદિનેતૃત્વ અને સ્વાશ્રિત ક્ષણકર્તૃત્વના અયોગનો વ્યવચ્છેદ સૂચિત કર્યો છે.

ચોવીશમા શ્લોકમાં—સમવસરણમાં વૈરશાન્તકર્તૃત્વ અને દુષ્ટાગમ્યત્વના અયોગનો વ્યવચ્છેદ છે.

પચીશમા શ્લોકમાં—પરમાત્માના સામ્રાજ્યમાં નિર્દોષત્વના અયોગનો વ્યવચ્છેદ સૂચિત છે.

છવ્વીશમા શ્લોકમાં—શ્રી વીતરાગ પરમાત્માને વિષે અપક્ષપાતપણે વિદ્વજ્જનોપાસ્યત્વના અયોગનો વ્યવચ્છેદ છે.

સત્યાવીશમા શ્લોકમાં—શ્રી જિનેશ્વરમાં સર્વ શ્રેષ્ઠતાના અયોગનો વ્યવચ્છેદ સૂચિત કર્યો છે.

અઠ્ઠાવીસમા શ્લોકમાં—શ્રીવીતરાગમાં પરમદેવત્વના અને અનેકાન્તવાદમાં સર્વોત્કૃષ્ટ નયસ્થિતિત્વના અયોગનો વ્યવચ્છેદ સ્પષ્ટ છે.

ઓગણત્રીશમા શ્લોકમાં—શ્રી વીર પરમાત્મામાં આપ્તત્વના અયોગનો વ્યવચ્છેદ સ્પષ્ટ છે.

ત્રીશમા શ્લોકમાં—પ્રભુને સ્તવની વાણીમાં પૂજનીયત્વના અયોગનો વ્યવચ્છેદ છે.

એકત્રીશમા શ્લોકમાં—પરમાત્મામાં નમસ્કરણીયત્વના અયોગનો વ્યવચ્છેદ છે.

બત્રીશમા શ્લોકમાં—પરમાત્માની પ્રસ્તુત સ્તુતિમાં તત્ત્વાલોકત્વ અને સ્તુતિમયતાના અયોગનો વ્યવચ્છેદ છે.

*

કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રસૂરિજી મહારાજે શ્રી વીર પરમાત્માની સ્તુતિસ્વરૂપ રચના સ્તુતિકાર શ્રી સિદ્ધસેન દિવાકરની બત્રીશીઓને સામે રાખીને કરી છે. એ વાત—

"क्व सिद्धसेनस्तुतयो महार्था ? अशिक्षितालापकला क्व चैषा ?"

"શ્રી સિદ્ધસેનની મહાન અર્થભરી સ્તુતિઓ ક્યાં? અને અશિક્ષિત—આલાપકળા યુક્ત આ સ્તુતિ ક્યાં?" એ પ્રમાણે પ્રસ્તુત સ્તુતિના ત્રીજા શ્લોકાર્ધમાં પોતે સ્વયં કહે છે.

મહાતાર્કિક શ્રી સિદ્ધસેને સ્તુતિરૂપે બત્રીશ બત્રીશીઓ રચી હતી, તેમાંથી હાલ ૨૧–૨૨ બત્રીશીઓ ઉપલબ્ધ છે. દરેક બત્રીશીઓમાં અમાપ ઊંડાણ છે, અર્થની સઘનતા છે અને કવિને સ્વાભાવિક વરેલું સ્પષ્ટ વક્તૃત્વ દરેક સૂક્તમાં તરવરે છે.

પૂજ્ય શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજની બત્રીશીઓમાં તે બત્રીશીઓની છાયા આવી છે તે નીચેના કેટલાક સૂક્ત—સમન્વયોથી સ્પષ્ટ સમજાય છે.

અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકા

(૧)

श्रीवर्द्धमानाभिधमात्मरूप-
　मह स्तुतेर्गोचरमानयामि ॥ १ ॥

अगम्यम्, अवाच्यम्, परोक्षम्.
એ ત્રણમાં આવેલી છાયા.

(૨)

स्तुतावशक्तिस्तव योगिनां न किं,
　गुणानुरागस्तु ममापि निश्चलः ॥
इद विनिश्चित्य तव स्तव वदन्,
　न वालिशोऽप्येष जनोऽपराध्यति ॥ २ ॥

(૩)

जगन्त्यनुध्यानवलेन शश्वत्
　कृतार्थयत्सु प्रसभ भवत्सु ॥
किमाश्रितोऽन्यैः शरण त्वदन्यः
　स्वमांसदानेन वृथा कृपालुः ॥ ६ ॥

(૪)

परःसहस्राः शरदस्तपांसि,
　युगान्तर योगमुपासतां वा ॥
तथापि ते मार्गमनापतन्तो,
　न मोक्ष्यमाणा अपि यान्ति मोक्षम् ॥ १४ ॥

શ્રી સિદ્ધસેન–કૃત દ્વાત્રિંશિકા–

(૧) પ્રથમ બત્રીશી

स्तोष्ये यतीन्द्र जिनवर्धमानम् ॥ ३ ॥

અહીં ત્રણ શ્લોકમાં શ્રી વર્ધમાનના વિશેષણો સૂચક રીતે મૂક્યાં છે. તેમાંના— अव्यक्तम्, अतीतसङ्ख्यानम्, अलोकलोकम्—એ ત્રણ વિશેષણોની છાયા લેવાણી છે.

(૨) બત્રીશી–પાંચમી

जाने यथाऽस्मद्विधविप्रलाप',
　क्षेप' स्तवो वेति विचारणीयम् ॥
भक्त्या स्वतन्त्रस्तु तथापि विद्वन् !
　क्षमावकाशानुपपादयिष्ये ॥ २ ॥

(૩)

कृपां वहन्त' कृपणेषु जन्तुषु,
　स्वमासदानेष्वपि मुक्तचेतस· ॥
त्वदीयमप्राप्य कृतार्थकौशल,
　स्वत· कृपा सजनयन्त्यमेधस· ॥ ७ ॥

(૪) પ્રથમ બત્રીશી

तपोभिरेकान्तशरीरपीडनै-
　र्व्रतानुबन्धैः श्रुतसपदापि वा ॥
त्वदीयवाक्यप्रतिवोधपेलवै-
　रवाप्यते नैव शिव चिरादपि ॥ २३ ॥

(૫)

यदार्जवादुक्तमयुक्तमन्यै-
स्तदन्यथाकारमकारि शिष्यैः ॥
न विप्लवोऽयं तव शासनेऽभू-
दहो अधृष्या तव शासनश्रीः ॥ १६ ॥

(૫) બત્રીશી પ્રથમ

स्वपक्ष एव प्रतिबद्धमत्सरा
यथान्यशिष्याः स्वरुचिप्रलापिनः ॥
निरुक्तसूत्रस्य यथार्थवादिनो
न तत्तथा यत्तत्र कोऽत्र विस्मय ॥ १७ ॥
(પ્રથમ બત્રીશી)

सच्छासनं ते त्वमिवाप्रधृष्यम् ॥ २६ ॥
यथापरे लोकमुखप्रियाणि,
शास्त्राणि कृत्वा लघुतामुपेताः ॥
शिष्यैरनुज्ञामलिनोपचारै-
र्वक्तृत्वदोषास्त्वयि ते न सन्ति ॥ २७ ॥
(પાચમી બત્રીશી)

(૬)

स्वकण्ठपीठे कठिनं कुठारं
परे किरन्तः प्रलपन्तु किञ्चित् ॥
मनीषिणां तु त्वयि वीतराग !
न रागमात्रेण मनोऽनुरक्तम् ॥ २६ ॥

(૬)

वदन्ति यानेव गुणान्धचेतसः,
समेत्य दोषान् किल ते स्वविद्विषः ॥
त एव विज्ञानपथागताः सतां,
त्वदीयसूक्तप्रतिपत्तिहेतवः ॥ ६ ॥
(બત્રીશી પ્રથમ)

(૭)

यथावदाप्तत्वपरीक्षया तु
त्वामेव वीर ! प्रभुमाश्रिताः स्म ॥ २९ ॥

(૭)

यदात्थ तेनैव समीक्ष्यकारिणः
शरण्य ! सन्तस्त्वयि नाथबुद्धय ॥ २७ ॥
(પ્રથમ બત્રીશી)

આ રીતે તે તે શ્લોકોમાં શ્રીસિદ્ધસેનીય બત્રીશીઓની છાયા સ્પષ્ટ દેખાય છે.

આમ છાયા લઈને રચના કરવી એ કવિમાર્ગમાં પ્રામાણિક મનાયું છે એટલું જ નહિ પણ વિશિષ્ટ કવિઓનું અનુકરણ અને અનુસરણ વિશિષ્ટતા અપાવનાર છે એટલે સારું મનાયું છે. 'कविजनो हरति च्छायाम्' એ પ્રસિદ્ધ વચન પણ ઉપરની હકીકતને પુષ્ટ કરે છે.

આ બત્રીશીઓ અને શ્રીસિદ્ધસેનીય બત્રીશીઓ ખૂબ જ મનનીય છે. સમ્યગ્દર્શનની અપૂર્વ નિર્મળતા કરવાનું એ અનન્ય સાધન છે. એના વાચનથી બુદ્ધિમાં એક એવું સામર્થ્ય ઉત્પન્ન થાય છે કે તે બુદ્ધિને કોઈ ઠગી શકતુ નથી બુદ્ધિનું અન્ધત્વ દૂર કરવાને માટે આ બત્રીશીઓ સૂર્યપ્રકાશ સમી છે. આ બત્રીશીઓથી બીજું એ જાણવાનું મળે છે કે ગમે તેવા પ્રસંગે સત્ય અને સ્પષ્ટ કેવું સંભળાવાય-શેહમાં દબાયા વગર સાચાને સાચું અને અને ખોટાને ખોટું કેવી રીતે કહેવાય-તે અને તે જાણવું-શીખવું એ પણ સન્માર્ગને અનુસરનારાઓ માટે ખૂબ જરૂરી છે તે તે ભાવોને હૃદયમાં ઉતારીને ભવ્યો નિર્મલ દર્શન અને દૃઢ શ્રદ્ધાવાળા બનો એ જ અભિલાષા



# માંડવગઢની સ્થાપના

[ એક સમન્વયમીમાંસા ]

લેખક : પં. શ્રીયુત ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી.

[૧]

**ભારતીય** પ્રાચીન ઇતિહાસો એટલા વિશીર્ણ છે કે તેની સાંગોપાંગ સાંકળ જોડવી અશક્ય થઈ પડે. આ સ્થિતિ કદાચ ટાળી શકાય પરન્તુ તેમાં ધર્મભેદ અને ધર્મદ્વેષ તો કેટલાયે સાચાં સત્યોને સ્વીકારવા દેતો નથી અને સર્વત્ર અવિશ્વાસે પોતાનું સામ્રાજ્ય પાથરેલું જોવાય છે. પુરાણો ઉપમાન–ઉપમેયથી ઢંકાયાં હોવાથી સીધુ સત્ય મળતું નથી અને દંતકથાઓ મુખોપમુખ થઈ નૂતન લૂગડાં પહેરતી જાય છે એટલે તેમાંથી સત્ય પ્રાપ્તિ મુશ્કેલ બને છે. ઇતિહાસ પ્રાપ્તિના અંકોડા જોડવા જ હોય તો આ દંતકથાઓનાં બીજકો ઉપર ધ્યાન આપી તેમાંથી સત્યગવેષણા કરીએ તો જરૂર ઈતિહાસની વિચ્છૃંખલતાને આપણે ધીમે ધીમે ટાળી શકીએ. આજ હું એવી જ એક બાબતની વિચારણા કરવા ઇચ્છુ છુ. આ વિષય ત્યારે જ ચર્ચી શકાય કે તે દતકથા અહી રજૂ કરવામાં આવે.

**દંતકથા :**

હજારો વર્ષ પૂર્વે આ ( માંડવગઢના ) પહાડ પર પાચ પચીસ ભિલ્લોનાં ઝુંપડાં હતાં. તેઓ લાકડાં કાપી, વેચી આજીવિકા ચલાવતા હતા. તેમાં એક **માંડણ** નામે **લુહાર** રહેતો હતો. તે ભિલ્લોના કુહાડા વગેરે કરી આપતો. તેઓ પતિ–પત્ની અને પુત્ર–પુત્રી મળી ચાર જણ હતાં

કોઈ એક ભિલ્લને ગાયો ચારતાં પારસમણિ જડ્યો પરન્તુ તે ઓળખતો ન હોવાથી ચળકતો પથ્થર માની ઘેર લાવ્યો અને કુહાડાની ધાર તેની સાથે ઘસતાં પીળી થવાથી, તેને બગડેલી માની નવી કુહાડી માંડણ પાસે લેવા જતો. એમ અનેક વખત બનતાં લુહારે તેને જૂની ટીપાવાને બદલે નવી ખરીદવાનું કારણ પૂછ્યું. તેણે જણાવ્યુ કે મારી પાસેના એક પથ્થરે ઘસતા તે પીળી થઈને બગડે છે માટે મારે નવી લેવી પડે છે તેને તેની નવાઈ લાગવાથી પથ્થર જોવા મગાવ્યો અને ઇચ્છિત આપી લઈ લીધો.

લુહારે વિચાર્યું કે આ રત્ન વડે તો ધન મળ્યા જ કરશે. રક્ષણ વિના ધન રહી શકે જ નહીં માટે કિલ્લો હોવો જોઈએ એવું વિચારી મણિદ્વારા પ્રાપ્ત થતા ધનમાંથી કિલ્લો બાંધવવા માંડ્યો અને પિતાપુત્ર જુદી જુદી દિશાએ કામ કરાવતા કરાવતાં એક ખાઈને સ્થાને આવતાં ૭૦૦ પગથિયાં બાંધી ગઢ પૂરો કર્યો. ત્યાં એક સુંદર ગામની રચના કરી તેનું નામ માંડવગઢ પાડ્યું

**માંડવગઢ** નામવિધાનના સંબંધમાં લોકપ્રસરિત વાર્તા આપણી પાસે એક સ્વાભાવિક સ્થિતિ રજૂ કરે છે કે જે તે દેશોના ભાગો પહાડો અને જંગલોમાં હોય છે અને તેના નામસ્થાપનમાં તે કારણરૂપ દેખાય છે. પરન્તુ એક બીજી પરિસ્થિતિ તરફ પણ આપણે

ખાસ ધ્યાન આપવું જોઈએ કે જે પહેલી વસ્તુ કરતાં પણ વધારે સ્વાભાવિક છે. તે એ છે કે નાના મોટા પહાડો વસ્તીવાળા અથવા નિર્જનને, મનુષ્યો કોઈને કોઈ નામે ઓળખે છે કે જેમાં કેટલીક વખત તેને બાહ્ય આકાર પણ નામકરણમાં ઉપયોગી થઈ પડે. એ વિચાર આપણને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ઉચ્ચારના નામો તરફ દોરી જાય છે. જેમકે—मण्डपाचल, मांडवगढ, मांडू.

ઉપરોક્ત નામોનો વિચાર કરવાથી શબ્દનુ ખરું સ્વરૂપ વિચારતાં मण्डूक—દેડકો એ શબ્દ ઉપર આપણી નજર જાય છે જ્યારે બીજી બાબત માંડા–પુડાવાચક પણ થઈ શકે. એટલે ગઢ કે અચલ એ તો પહાડનો સૂચક છે અને માડુ એટલે દેડકો. પહાડનો દેખાવ બેઠેલા દેડકા જેવો એક બાજુથી નમતો હોઈ બીજી બાજુથી ઊંચો થતો ગયો હોય તો માંડુગઢનો અર્થ દેડકાના ઘાટ જેવો પહાડ થાય પરન્તુ જો તેનો દેખાવ ગોળ હોય તો માડા ઉપરથી માંડુગઢ થયો એમ માની શકાય. તે તો તેને ઓળખાવવા માટે સમાજે યોજેલું એક રૂપક છે જે અતિ પ્રાચીન સમયનું હોય. બીજી પરિસ્થિતિ તરફ ધ્યાન આપીએ તો ભિલ્લો સ્વાભાવિક રીતે પહાડી વસવાટવાળા હોય છે અને તેમનો વ્યવસાય મારફાડ અને લૂંટ કરવાનો હોય છે, પહાડો એ તેમનુ સ્વાભાવિક વિશ્રામ સ્થાનકે રક્ષણ સ્થાન પણ છે જ. એટલે **માંડુ નામે લુંટારાનો** નાયક વસતો હોય અને તેને નામે આ ગઢ પ્રસિદ્ધિ પામ્યો હોય તો એ બનવાજોગ છે. જ્યારે मण्डप એ તો સંસ્કૃતોપાસકોએ ખરી સ્થિતિનો વિચાર કર્યા વિના યોજી દીધેલો શબ્દ છે જે કેવળ સ્વાભાવિક સ્થિતિમાં ભ્રાંતિ જ પેદા કરે છે. તે આપણને ખરા વિચાર માટે નિરુપયોગી છે.

હવે આપણે ઈતિહાસ તરફ વળીશું તો આપણી નજર અઢીહજાર વર્ષ દરમિયાન થયેલા રાજાઓ જે પ્રદ્યોતવંશ અને નંદવંશમાં થયા છે તેના ઉપર પડે છે. ભગવાન મહાવીરના નિર્વાણ દિવસે જ પ્રદ્યોત એટલે ચંડનું [1] મૃત્યુ થાય છે અને બીજે દિવસે પાલક ગાદીએ બેસે છે.

બીજી બાબત ચંડપ્રદ્યોતની રાણી શિવા વૈશાલીના ચેતદેવની પુત્રી હતી. ત્રીજી બાબત શિશુનાગો અને ગણરાજ્ય વચ્ચે તુમુલ યુદ્ધ થવાથી **ગણરાજ્યનું** મૌલિક બંધારણ નાશ પામ્યું અને પાટનગર **વૈશાલી** ઉદ્ધ્વસ્ત થયું.[1] ત્યારે ગણસમુદાયો વિદેશ તરફ ગયા અને સગાનો આશ્રય શોધ્યો અટલે **શિવા**દેવીના સંબંધે તેઓ ઉજ્જૈનમાં આવી વસ્યા. તે **માલવગણને** નામે શિલાલેખો ને મુદ્રાલેખોમાં અંકિત છે. એક બાબત ઉજ્જૈનનું બીજું નામ પુરાણકારો વિશાલા પણ આપે છે, તે સ્પષ્ટ રીતે ગણસમુદાયોના પ્રિય સ્થાનનું સૂચક છે જે પાછળથી આખા **ઉજ્જૈનને** જ **વિશાલાને** નામે પ્રખ્યાત કરે છે. એક બાબત એ પણ ધ્યાન લેવા જેવી છે કે પાલકના મરણ પછી તેના વંશની શું સ્થિતિ થાય છે તે ઈતિહાસમાં કાંઈ લખેલુ નથી પણ એનો નિર્ણય એવો આપવામાં આવે છે કે સગાઈના સંબંધે અપુત્ર ઉદાયીના મરણથી ઉજ્જૈનનો પાલક રાજા જ પાટલીપુત્રનો રાજા થયો હતો પરન્તુ એ વાત સંદિગ્ધ જ રહે છે.

---

[1] મગધદેશના પ્રાચીન રાજગૃહ એટલે પુનઃ વસેલા રાજગૃહ નામે નગરમાં વાહિકાપલક્ષિત શિશુનાગ વંશનો શ્રેણિક નામે રાજા હતો, જેને નંદા અને ચેલ્લણા નામે પટરાણીઓ ઉપરાંત બીજી પણ રાણીઓ હતી. તેમાંની લિચ્છવી રાજકુમારી ચેલ્લણાને ત્રણ પુત્રો નામે

કોણિકે ઉર્ફે અશોકચંદ્ર, હલ્લ અને વિહલ્લ હતા. તે સિવાય બીજી રાણીઓથી જન્મેલા કાલ વગેરે દશ દીકરાઓ હતા. જ્યારે અભયકુમારની માતા નંદાએ નિર્ગ્રંથ દીક્ષા સ્વીકારી ત્યારે તેણે ચેલ્લણાદેવીના હલ્લ અને વિહલ્લ નામે નાના પુત્રોને સુંદર બે કુંડળો અને બે દિવ્ય વસ્ત્રો ઉપહારમાં આપ્યાં હતાં.

કેટલાક વખત પછી કુણિક અને કાળ વગેરે ભાઈઓએ રાજ્યલોભથી પોતાના બાપને કેદ કરી સમગ્ર રાજ્ય દશ ભાગે વહેંચી લીધું પરન્તુ મુખ્ય ગાદી કોણિકને મળી ત્યારે કેદમાં પડેલા શ્રેણિકે પટ્ટરાણીના પુત્રોને બોલાવી પોતાના રાજ્યમાં રત્ન સમાન ગણાતો સિંચાણો નામે હાથી અને સુંદર હાર હલ્લ અને વિહલ્લને આપ્યાં તેથી કોણિક વગેરે દશ ભાઈઓએ રાજયના ભાગ પાડતા તે બન્નેને રાજ્યભાગ આપ્યો નહોતો. કેદમાં નાખેલા પિતાને કોણિક હમેશાં ચાબખાનો માર મારતો પરંતુ એક વખત તેને કુહાડી લઈને દૂરથી આવતો જોઈ શ્રેણિક ઝેર ખાઈ મરણ પામ્યો. તેના મૃત્યુ બાદ તેના પિતાએ તેના ઉપર કરેલું પ્રેમાચરણ તેની માતા પાસેથી તેના જાણવામાં આવ્યુ ત્યારે તેને પોતાના પિતા પ્રત્યેના અધમ વર્તન બદલ પસ્તાવો થવા લાગ્યો અને તેના પરિણામે તેને રાજગૃહમા રહેવું એ શોકનુ કારણ માનીને ચંપા નામે નવી નગરી વસાવી ત્યા રાજધાની સ્થાપી તેથી સમગ્ર રાજકુટુબ ત્યાં રહેવા લાગ્યુ

પિતા તરફથી વસ્તુઓનો ઉપભોગ કરતા હલ્લ અને વિહલ્લ નામે બે ભાઈઓ પોતાની પત્નીઓ સાથે આનંદ કરતા હતા સ્ત્રીઓ પણ સિંચાણા હાથી સાથે રમતી. હાથી કોઈ સ્ત્રીઓને પોતાના માથા ઉપર બેસાડતો તો કોઇને સૂંઢમાં ઝીલતો, કોઇને પીઠ ઉપર બેસાડતો, કોઈ વખત સૂંઢ ઊંચી કરીને અદ્ધર પકડી રાખતો, તો કોઈકને સૂંઢ હલાવી હીંચકા ખવડાવતો. જેવી જેવી રીતે તે સ્ત્રીઓ કહેતી તેવી રીતે તે વિભંગજ્ઞાનવાન હાથી તે તે કામ કરતો. તે જોઈ લોકો વાતો કરતા કે ખરો રાજ્યભોગ તો આ ભાઈઓ જ કરે છે, કોણિક નહી. એ વાત કોણિકની પટ્ટરાણી પદ્માવતીના સાંભળવામાં આવવાથી તેને ઈર્ષ્યા આવી તેથી તેણીએ કોણિકને કહ્યુ કે આ હાથી અને સુંદર વસ્ત્રો તમે તમારા ભાઈઓને કેમ આપ્યા છે? ખરી રીતે તમે રાજા હોવાથી તે ચીજો તો તમને જ શોભે.

કોણિકે કહ્યું : એ ચીજો બાપુજીએ એમને આપેલી છે. એટલે એ તો એમની મિલકત ગણાય જો તે લેવાનો હું વિચાર કરું તો કાગડાથીયે અધમ ગણાઉં. પરન્તુ પદ્માવતી તેના તે જવાબની દરકાર ન કરતા હંમેશાં તે લઈ લેવા માટે કહ્યા કરતી. પરિણામે કોણિકે પોતાના બન્ને ભાઇઓને બોલાવી એ બંને વસ્તુઓ આપી દેવા જણાવ્યું ત્યારે બન્ને ભાઈઓએ કહ્યું કે જો તમારે એ જોઈતું હોય તો રાજ્યભાગ આપો. ત્યારે કોણિકે રાજ્યભાગની વાત બાજુએ રાખી જણાવ્યુ કે બાપુજીએ તમને વાત્સલ્યભાવથી આ ચીજો આપી તેથી શું થયું? પણ ખરી રીતે તો તે મારી જ છે ને? જો તમે રાજીખુશીથી નહીં આપો તો અંતે બળાત્કારે પણ લઈશ. તે ઉપરથી બન્ને ભાઇઓએ વિચાર કર્યો કે આ મોટા ભાઈ જુદા જ નિર્ણય ઉપર આવેલો હોવાથી આપણે અહીં રહેવુ યોગ્ય નથી તેથી તેઓ પોતાના પરિવાર સાથે ચંપા છોડીને રાતોરાત વૈશાલી નગરમા જઈ પોતાના દાદાને બધી વિગત કહી સંભળાવી તેથી દાદાએ માનપૂર્વક તેમને પોતાને ત્યા રાખ્યા.

બીજી બાજુ કોણિકે આ બન્ને ભાઇઓ પોતાની સંપત્તિ સાથે વિદાય થઈ ગયેલા અને તે પણુ પોતાના દાદા પાસે જ ગયેલા જાણી તેણે એક દૂત મોકલી દાદાને કહેવડાવ્યું કે મારા બે ભાઇઓ રાજ્યની કેટલીક સંપત્તિ લઇને તમારી પાસે આવ્યા છે. તેઓને તે સંપત્તિ સાથે પાછા મોકલી આપો અથવા જો તેઓ અહી આવવા ખુશી ન હોય તો અમારી સંપત્તિ રૂપ ચીજો પાછી મોકલાવો. દૂતે એ વાત વૈશાલી જઈ રાજા ચેતદેવને કરી, ત્યારે ચેતદેવે જવાબ આપ્યો કે મારી પાસે આવેલા તારા બે ભાઇઓ અને તુ મારે મન દૌહિત્રો હોવાથી સરખા છો. પરન્તુ એ બન્ને જણાઓને તેમના પિતાએ આપેલી સંપત્તિ તારે લેવી યોગ્ય નથી મારે તો તે બન્ને દૌહિત્રો ઉપરાંત શરણાગત પણ છે. શરણાગતનું રક્ષણ કરવાના ક્ષત્રિયધર્મને તજી દઈને હુ તમને સોંપી શકું નહી, તેમજ તેમની પાસેની તેમના પિતાની આપેલી સંપત્તિ ખુંચાવી લઇને તમને તે પહોચાડી શકુ પણ નહી છતા પણ જો એ બન્નેને તેમનો રાજ્યભાગ આપશો તો હાથી વગેરે તેમની પાસેથી તમને અપાવીશ.

દૂતે તે વાત ચંપા નગરીએ જઈ કોણિકને કહી સંભળાવી તેથી તેણે ગુસ્સે થઈ લડાઈની તૈયારી કરી તે સાથે તેના દશ ભાઇઓ પણ યુદ્ધ માટે તૈયાર થયા. ત્યારે તેની સૈન્યસંખ્યા તેત્રીસ કરોડ પદાતિ, તેત્રીસ હજાર ઘોડાઓ અને તેત્રીસ હજાર હસ્તિ–રથોની હતી

રાજા ચેતદેવની સૈન્યસામગ્રીમાં અઢાર મુકુટધારી લિચ્છવી અને મલ્લકી જાતના રાજાઓ હતા. સત્તાવન હજાર હસ્તિરથો અને સત્તાવન હજાર અશ્વરથો તેમજ પચાસ કરોડ પાયદળ હતું. બન્ને સૈન્યોએ પોતપોતાના રાજ્યની સરહદ ઉપર આવી પડાવ નાખ્યો ત્યારે ચેતદેવના સૈન્યસમૂહના સ્કંધાવારની રચના સાગરવ્યૂહમાં અને કોણિકે તાર્ક્ષ્યવ્યૂહમાં કરી હતી.

બન્ને તરફથી યુદ્ધ શરૂ થતાં કાલ વગેરે અશોકચન્દ્રના આઠ ભાઈઓ સેનાપતિ તરીકે કામ કરતા આઠ દિવસમા મૃત્યુ પામ્યા આથી કોણિકને આઘાત અને ભય બંને થતાં એણે યુદ્ધ બંધ રાખ્યુ અને દૈવીસહાય મેળવવા પ્રયત્ન કર્યો. ચોથે દિવસ તે સહાય આવતાં તેણે પ્રથમ પોતાના જીવનનો બચાવ ગોઠવી કંટકશિલા યુદ્ધ કર્યું. તે વખતે ચેતદેવના સાગરવ્યૂહનો નાશ કરવા પ્રયત્ન કર્યો અને જાતે ચેતદેવની સામે જતા ચેતદેવે બાણથી વીંધવાનો પ્રયત્ન કર્યો પણ તે કોણિકના મજબૂત બચાવ આગળ નિષ્ફળ ગયો.

બીજે દિવસ મુશલયુદ્ધ થયું. તેમાં પણ ચેતદેવની શરશક્તિ નિષ્ફળ ગઈ, કંટકશિલા યુદ્ધના પહેલા દિવસે છન્નુ લાખ અને બીજે દિવસે ચોરાશી લાખ માણસો આ મહાયુદ્ધમાં મરણ પામ્યા. આ ભયાનક હાનિથી ચેતદેવના અઢાર માંડલિક પોતપોતાના રાજ્યમાં ચાલ્યા ગયા એટલે એકાએક ચેતદેવે પાછા ફરી વૈશાલીના કિલ્લાનો આશ્રય લીધો. કોણિકે તેને ઘેરો ઘાલ્યો, તે ઘેરો બાર વર્ષ ચાલુ રહ્યો. તે દરમિયાન સિંચાણુ હાથીની સહાયથી રાતના વખતે હલ્લ અને વિહલ્લે કોણિકના સૈન્યની કતલ ચલાવી હમેશાં પાછા જવા માંડ્યું પરંતુ તેમનો પીછો પકડવા કોઈ હિંમત કરી શક્યું નહિ, અંતે પ્રધાનોએ તે વિપ્લવથી બચવા તેમના આવવાના માર્ગમાં ખાઈ ખોદાવી દેવતા ભરાવી ઢંકાવી દીધો. જ્યારે તેઓ રાતે આવ્યા ત્યારે હાથી અકસ્માત્ ખાડામાં પડતાં અને નીચે દેવતા સળગતો

એક બીજી બાબત એ કે કાળગણનાના લક્ષથી લખાયેલી જૈન ગાથાઓનો અર્થ વિદ્વાનોએ એવો ધારી લીધો કે પાલકના મરણ સાથે તેના વંશનો અંત થઈ તે મગધને તાબે થયું. એ ધારણા જ ઉજ્જૈનની સ્થિતિને સમજવા દેતી નથી પણ તે સમજવા માટે વિદ્વાનોએ આપણી સમક્ષ સાધનો રજૂ કર્યાં છે. તેથી તેનો મૂળ પત્તો જડે છે કે લિચ્છવી અને મલ્લકીઓ અહીં આવી વસ્યા હતા એ જ માલવગણ છે.

માલવગણ કોણ હતો તે વાત પુરાણોના પ્રાચીન અવતરણના રહસ્યસ્ફોટથી સ્પષ્ટ થાય છે.[૨] એ જ માલવગણની સત્તા માળવામા થઈ હતી એમ પાછળથી સંવત્સર પ્રવૃત્તિમાં

દેખતાં બન્ને ભાઈઓ હાથીને બહાર કાઢવા અસમર્થ થયા અને એ રત્નરૂપ હાથી મરી જવાથી તેમનો ઉત્સાહ નાશ પામતાં યુદ્ધનો પ્રસ્તાવ તજી દઈ દાદાની રજા લઈ નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર વર્ધમાનસ્વામી પાસે જઈ શ્રમણ થયા. આ બનાવની વાત જાહેર થઈ તેથી હાથી લેવાની વાત અને ભાઈઓને કબજે કરવાની વાત ઊડી ગઈ પરન્તુ તેણે ક્રોધ અને અભિમાનથી વૈશાલીને જીતી લેવાનો નિશ્ચય છોડયો નહી, પ્રત્યુત તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે આ નગરીને ગધેડાના હલથી ખેડાવુ તો જ હુ ખરો, પરન્તુ કોઈ પણ ઉપાયે તે લઈ શકે તેમ નહોતુ. એક વખત એક સ્ત્રીએ તેના તબુ પાસે આવી કોણિકને કહ્યું કે અમુક નદી કિનારે વસતા તપસ્વી કુલવાલક મુનિ જેવા પવિત્ર પુરુષને સ્ત્રી દ્વારા કબજે કરી બોલાવો તો તમે જરૂર વૈશાલી જીતી શકો, નહિતર તમારી આશા ખોટી છે, તેથી કોણિકે માગધિકા નામે ગણિકાને તે કામ સોપ્યુ. તેણે ત્યાં જઈ દાંભિક ક્રિયાઓથી મુનિને કબજે કર્યા અને કોણિક પાસે તેડી લાવી. અશોકચન્દ્રે તેમને આસન આપી વૈશાલી જીતી લેવા માટે યોગ્ય ષડ્યંત્ર ગોઠવવા કહ્યુ. તેણે જોષીનો વેષ લઈ વૈશાલીમાં જઈ એક જૈનસ્તૂપના લીધે વૈશાલીને ઘેરો ઘાલવાનું ખોટું ગપ્પુ માર્યું. લોકોએ તે સાચું માની તેના કહેવા મુજબ તે સ્તૂપને પાડી નાખવા માડયો, અડધો પડી જતા તેણે ત્યાંથી ખસી જઈ કોણિક પાસે આવી એકાએક સૈન્યનુ પ્રયાણ કરાવી બે ગાઉ દૂર જતા રહી નગરીના દ્વાર ઉઘાડયા. બાર વરસના લાંબા ઘેરાથી કટાળેલા લોકોએ નગરદ્વારો ઉઘાડી નાખ્યાં અને કોણિકનું સૈન્ય એકાએક નગરમા પેસી લૂટ ચલાવવા માડ્યું, અને આગ પણ લગાડી. રાજા ચેતદેવને આથી ભયંકર આઘાત લાગવાથી તેમણે આપઘાત કર્યો તે વખતે અકસ્માત આવી ચઢેલા ચેતદેવના એક વિદ્યાવાન્ દૌહિત્ર પોતાની વિદ્યાશક્તિથી પ્રજાના મોટા ભાગને નીલવાન પર્વત ઉપર લઈ ગયો.

આ વાર્તા સાથે પુરાણમાં આપવામાં આવેલી વાત જોડી દેવાથી કેટલીક જૈનગ્રથોમા નકી લખાયેલી નોંધનો વિચાર કરતાં એક સાગોપાગ ઈતિહાસની કડી આપણને હાથ લાગે છે

૨. સ્કંદપુરાણકારે આપેલુ નીચેનું વર્ણન જુઓ

એક વાર સર્વ ભૂતગણો, સર્વ સુર-સુરો, ચોરાશી લિંગો, લોકપાલો, ઋષિઓ આદિ સૌએ ઉમાપતિનુ ધ્યાન કર્યું ત્યારે પાર્વતીએ એમની તરફ ઉપેક્ષા ન સેવવા પતિને કહ્યું, તેથી તેમણે રક્ષણ આપવાની ઈચ્છાથી, મને એક પુરી રચી આપો એવી ઈચ્છા દેખાડી જે શિવે રચી આપી એ બહુ વિસ્તારવાળી વિશાળ નગરી હોઈને વિશાળા નામે કહેવાઈ.

[ સ્કં૦ પુ૦ આ૦ અ૦ ૪૭ ]

હેતુ સચવાયો છે કે વી. નિ. સં.૪૭૦ સુધી ગણસત્તાક રાજ્ય હતું જે પાલકના રાજ્યના ૬૦ વર્ષ પછી પ્રવર્ત્યું હતુ. ગણસત્તાક રાજ્યનુ સસ્મરણ અથવા ઇચ્છિનારાઓ પણ તે જ

---

બીજી બાબત પદ્માવતી નામની જુઓ.—

સમુદ્રમંથનની અંતે ચૌદ રત્નો સાથે સુરા–સુરો મહાકાલવનમાં બેઠા હતા ત્યાં રાહુ અમૃત પી ગયો, વિષ્ણુએ એનો શિરચ્છેદ કર્યો તેથી તેનુ મૃત્યુ તો ન થયું પણ રત્નોની વહેચણી થઈ. ઉજ્જયીનીમા આવીને પદ્માના નિવાસના કારણે આપણે રત્નને પામ્યા એમ માની દેવોએ હવે પછી આનુ નામ પદ્માવતી હજો એમ કહ્યું. [સ્કંદપુરાણ, આ૦ અ૦ ૫]

## શબ્દોનાં રૂપાન્તરો

સર્વભૂતગણો—સાર્વ–સર્વજ્ઞ ભૂત-પૂત–પવિત્ર આજ્ઞાને પાળનાર ગણ, લિચ્છવી અને મલ્લકીઓ.

સર્વસુરાસુરો—સાર્વના સર્વજના, સુર–દેવો રાજાઓ, લિચ્છવીઓ રાજા જ કહેવાતા

અસુરો—શિશુનાગવંશીઓ મગધરાજ કોણિક અને ચેતદેવ.

સમુદ્રમંથન મહાકંટકશિલા અને હલ–મુશલ યુદ્ધ.

ચૌદ રત્નો—ચાદની રાતે. મહાકાલવન —કરોડો માણસોનાં મડદાંવાળી ગડકીના કાંઠાની રણભૂમિ. રાહુ–દગાખોર કોણિક.

અમૃતપાન—વૈશાલીમા પ્રવેશ અને તેનો કબજો લેવો.

વિષ્ણુએ કરેલો શિરચ્છેદ—ચેતદેવનું મૃત્યુ અથવા તો એમના તરફથી યુદ્ધના પ્રારંભથી અત્યાર સુધીમાં થયેલી હાનિ. અથવા અમોઘ બાણવાળી ચેતદેવના હાથે કોણિકનું મૃત્યુ ન થવુ એ વાત ચેતદેવના બાણથી તેના બચાવનું સૂચક.

ચૌદ—ચઉ—ચાર દ—આપવા વિષેની તકરાર–સિંચાણો હાથી, દિવ્ય વસ્ત્રયુગલ અને બે ભાઈઓ, તે પાછા સોંપી દેવા કોણિકે કરેલી માગણી. ભાગ પાડવા—એ સૂચવે છે કે કોઈ લિચ્છવીઓ કોણિક સાથે મળેલા પણ હશે જેઓ જિતાયેલામાથી ભાગ ચાહતા હશે.

પદ્માવતીનો નિવાસ.—આ નામ ચેતદેવની મુખ્ય રાણીની સાત પુત્રીઓમાની એકનુ નામ છે. એ અગદેશના રાજા દધિવાહન સાથે પરણેલી હતી અને તેના ઉપર આકસ્મિક આફત આવવાથી જૈન દીક્ષા લીધી હતી ત્યારે તે સગર્ભા હતી, પછી પુત્ર જન્મ્યો હતો તેની વિગત પ્રત્યેકબુદ્ધ ચતુષ્કના જીવનમા જુઓ. સભવિત છે કે આ ભયાનક યુદ્ધના સમયે તે વૈશાલીમાં હોય અને દગાથી નગર ભાંગતા તેણે તટસ્થ સમાધાનમા ઉપદેશ કે વિધિથી કોણિકને ઘટિત શબ્દોમા કાંઈ કહ્યુ હોય અને બહુમૂલ્ય રત્નોમાંથી સગાઈના સબધે શરમના બધનથી પણ કોણકે નમતુ જોખ્યુ હોય તો તે સંભવિત છે અને તેથી દેશ છોડી ગયેલા તેઓએ ત્યાં તેનુ સ્મરણ કરવા **પદ્માવતી** નામ પણ વાપર્યું હોય.

ઉમાપતિ —ઉત્—માલવપતિ–માલવાનો શ્રેષ્ઠ રાજા ચડપ્રદ્યોત

પાર્વતી —શિવા, સુદર આકૃતિવાળી તેની રાણી શિવા જે ચેતદેવની પુત્રી અને ચંડપ્રદ્યોતની પત્ની થતી હતી અને તેના રાજ્યમાં ગણાતા રત્નોમાની એક હતી તેના કહેવાથી.

વંશના હતા. માલવગણુ સંવતનું જ બીજું નામ કૃતસંવત્ છે.[3] એનું ખરું સ્વરૂપ શું છે તેનો વિચાર પણ કરી લેવો જરૂરી છે. क કઠોરના સ્થાને ત્રીજો ग અપભ્રંશમાં આવશે અને અપભ્રંશમાં બનતું આવ્યું છે તેમ બીજો પણ આવશે; તેવી રીતે ऋનો रि થશે, तનો तर સમજીશું તો गरित्तर. જો સ્વર અને વ્યંજનવ્યત્યય કરીશું તો गद्दतर ગણુ પરંપરામાં ઊતરી આવેલો અર્થ થાય છે. એ ગણુનો જ સૂચક છે અને બીજો સમજીને અર્થ કરીએ તો खरतर કઠોર હૃદયનો, જે તેના સમયમાં તે એક જ હતો બધી જાતિ તેવી ન હતી, આ બાબત મેં 'પ્રાચીન કોટારક ઊર્ફે મહુડી'ના લેખમાં પણ गधेसिंह વ્યક્તિનું નામ ન હોઈ જાતિનું છે એમ સ્પષ્ટ કર્યું છે [ જુઓઃ જૈન સત્યપ્રકાશ, વર્ષ; ૧૬, અંક ૫ ]

---

શિવ—ચંડ—પ્રદ્યોત–રુદ્ર, શિવા–તેની પત્ની

વિશાલા—વૈશાલીનું રૂપાન્તર. ચોરાશી લિંગો—ચોરાશી ગચ્છો કે ગણો. પૂર્વકાળે પણ જે પાછળનાથી જુદી રીતે હશે. લોકપાલો ઉચ્ચ અધિકારીઓ, ઋષિઓ—બ્રહ્મચારી ઉપદેશકો, બ્રાહ્મણો, ભોજકો, દેવો, રાજવંશી ગણુના હોય.

३ मालवगण.–(१) श्रीमन्मालवगणाम्नाते प्रशस्ते कृतसञ्ज्ञिते ॥
एकषष्ट्यधिके प्राप्ते समाशतचतुष्टये ॥
प्रावृट्काले शुभे प्राप्ते-- [ मंदसोर राजा नरवर्मनो लेख ]

(२) *कृतेषु चतुर्षु वर्षशतेष्वेकाशीत्यधिकेष्वत्तरेष्वस्यां मालवपूर्वायां ८०१ कार्तिकशुक्लपंचम्यां* [ अजमेर म्यूझियम–उदयपुरराज्यांतर्गत नगरी मज्झिमिकानो लेख ]

(३) 'मालवानां गणस्थित्या याते शतचतुष्टये'— [ मदसोर–कुमारगुप्तनो लेख ]

(४) 'पञ्चसु शतेषु शरदां यातेष्वेकान्नवतिसहितेषु ।
मालवगणस्थितिवशात्कालज्ञानाय लिखितेषु'-- [ मदसोर–यशोधर्मनो लेख]

(५) 'सवत्सरशतैर्याते सपञ्चनवत्यर्गलै । सप्तभिर्मालवेशाना'--[ भा प्रा. लि. १६६]

कृतसंवत्–(१) यातेषु चतुर्षु कृतेषु शतेषु सोस्येष्टाशीतसोत्तरपदेष्विह वत्स ।
शुक्रे त्रयोदशदिने भुवि कार्तिकस्य । मासस्य सर्वजनचित्तसुखावहस्य ॥
[ फ्लीᵒ गु. इ. पृ. ७४ ]

(२) कृतेषु चतुर्षु वर्षशतेष्वष्टाविंशेषु ॥–[ फ्लीᵒ पृ. २५३, वी नि. स और का. ग पृ.५९]

गर्दभिल्ल શબ્દ એક માણસનું નહીં પણ જાતિનું છે આ વાત મત્સ્યપુરાણકારે પણ આ પ્રમાણે કહી છેઃ—

सप्तैवान्ध्रा भविष्यन्ति, दशाभीरास्तथा नृपाः ॥
सप्तगर्दभिलाश्चापि, शकाश्चाष्टादशैव तु ॥ [ अᵒ २७२ पᵒ २९६ ]

'વિચારશ્રેણિમા'મા મેરુતુંગસૂરિ કહે છે—

गर्दभिल्ल' १३ ॥ शका ४ ॥ एव ४७० ॥ विक्रमादित्य ६० । धर्मादित्य ४० । भाइल्ल ११ । नाइल्ल १४ । नाहड १० ॥

તેવી જ રીતે 'બ્રહ્માડપુરાણ' મ ભા. ઉપો. પા ૩ અ ૭૪ 'વાયુપુરાણ' ઉત્તર અ. ૩૭.

અહીં એક બાબત ખાસ વિચારી લેવાની તે એ કે ગર્દભિલ્લો પૂર્વે આંધ્ર નૃપતિઓ સાત અને આભીર નૃપતિઓ દશ થયાની નોંધ પુરાણકારો આપે છે. માલવગણ શબ્દ જે અમલમાં આવ્યો છે તેનાથી એવો બોધ મળે છે કે તેઓ સર્વગણ સમુદાયોમાંના જ હતા. એટલે આપણે આ બન્ને શબ્દોનો ઘટિત અર્થ જ શોધવો રહે છે તેમાંનો પહેલો શબ્દ આંધ્ર છે અને રાજાઓની સંખ્યા સાતની છે. મૌર્યવંશના ચંદ્રગુપ્ત, બિંદુસાર, અશોકવર્ધન પ્રિયદર્શિ-સંપ્રતિ એ ચાર તો પ્રસિદ્ધ છે. પરન્તુ પછી ૧ ત્રણ રાજાનાં નામો 'દિવ્યાવદાન'ના અ ૨૯ માં આ પ્રમાણે આપ્યાં છે.

मपदेरबृहस्पतिपुत्रो बृहस्पतेर्वृषसेनो वृषसेनस्य पुण्यधर्मा ત્યાર બાદ શતધન્વા અને બૃહસ્પતિમિત્ર એમ નવ રાજાઓ થાય છે, તેથી આપણે સમજી શકીએ છીએ કે સંખ્યા લખવામાં પુરાણકારોની ભૂલ હોય. અથવા દશ વર્ષનો રાજ્યકાળ સાતમામાં ગણી લઈ સાતનો આંકડો મૂક્યો હોય તો તે તદ્દન સંભવિત છે, અથવા નવે ને બદલે સત્તે લહિયાઓની ગરબડથી બન્યું હોય તો તે બનવાજોગ છે. એનો અર્થ એ થયો કે આધ્રો બીજી જાત નહોતી પણ મૌર્યો હતા. તેમનું ગુણનિષ્પન્ન નામ आर्द्रा હતુ. તેનું જ રૂપાન્તર आन्ध्रा છે, જેનો અર્થ દયાળુ થાય છે, જે તેનું જૈનત્વ સૂચવે છે. પછી દશ રાજાઓ આભીર છે. જેનું ખરું સ્વરૂપ आभा इन्द्रा વૈભવમાં ઇન્દ્ર જેવા. જેઓને શ્રીશ્રીવંશીય અથવા લિચ્છવી કહી શકાય. તેઓ મૌર્યકાળમાં મન્ત્રી તરીકે કામ કરતા હતા, જેને સિંધમાં હાલ **આમિલ**-દિવાન કુળના ગણાવવામાં આવે છે. તેઓએ દગાથી મૌર્યોને દૂર કરી પુનઃ રાજ્યસત્તા મેળવી હતી ત્યાર પછી ગર્દભિલ્લો એમની જાતનુ જ ભિન્ન કુટુંબ છે કે જેઓ સિંધમાં હાલ **ભાઈબંધને** નામે પ્રખ્યાત છે પણ જાતિભિન્ન નથી. [ અપૂર્ણ ]

[ અનુસંધાન પૃ ૨૪૭નું ચાલુ ]

મુનિચન્દ્ર'સૂરિ' એ નિર્દેશપૂર્વક ઉપર્યુક્ત **કથારત્નાકર** પ્રશસ્તિગત મુનિચન્દ્રસૂરિનો, પાઇયમાં રચાયેલા **કલાવઈ ચરિય** ( કલાવતી ચરિત્ર 'ની પ્રશસ્તિમાંના [1]મુનિચન્દ્રસૂરિનો, **સ્યાદ્વાદરત્નાકર**ના કર્તા દેવસૂરિના ગુરુ મુનિચન્દ્રસૂરિનો તેમજ રત્નપ્રભસૂરિકૃત **ઉપદેશમાલા વિશેષવૃત્તિ**માંની પ્રશસ્તિમાના મુનિચન્દ્રસૂરિનો ઉલ્લેખ છે

'સૈદ્ધાંતિક' તરીકે, **પજ્જોસવણાકપ્પ** ઉપર વિનયચન્દ્રે રચેલા **દુર્ગપદનિરુક્ત**ના અંતમાં ઉલ્લેખ છે

આમ જો કે મુનિચન્દ્ર વિષે ચાર વર્ગો પાડી પાટણના સૂચીપત્રમાં ઉલ્લેખ કરાયા છે તેથી એમ સમજવાનુ નથી કે એ ચારે મુનિચન્દ્ર એક બીજાથી ભિન્ન જ છે.

આ સૂચીપત્ર (પૃ. ૧૩૧ માં ૨૫ ગાથાના **ઉવએસરસાયણ** ( ઉપદેશરસાયણ )ની અને ૧૧ ગાથાના **પંચપવ્વકુલય** ( પંચપર્વકુલક)ની નોંધ છે

આ પ્રમાણે આ લેખ પૂર્ણ થાય છે એટલે અહીં જે બાબતો સંદિગ્ધ સ્વરૂપે રજૂ કરાઈ છે તેના નિર્ણય માટે અને કોઈ ભ્રાન્ત ઉલ્લેખ હોય તો તેના નિરાકરણ માટે વિશેષજ્ઞોને પ્રકાશ પાડવા તેમજ જે કૃતિ અપ્રસિદ્ધ હોઈ પ્રકાશનયોગ્ય હોય તેને છપાવવા સદ્ધર સંસ્થાઓને હું વિનવુ છું.

---

૧ એમના પછી દેવસૂરિ અને એમના શિષ્ય વિજયચન્દ્રસૂરિ અને એ વિજયચન્દ્રસૂરિના શિષ્ય માણિક્યચન્દ્રસૂરિનો ઉલ્લેખ છે.

# ॥ सर्वसिद्धान्तप्रवेशकः ॥

[ गताङ्क ( १८७ ) तः क्रमशः ]

**संपादक : पूज्य मुनिराज श्रीजम्बूविजयजी**

आह–किमेकः पुरुषोऽनेको वा ? अनेक इत्याह । का पुनरत्र युक्तिः ? जन्म-मरण-करणानां[19] नियमदर्शनाद्[20] धर्मादिषु प्रवृत्तिनानात्वाच्चाऽनेकः[21] पुरुषः[22], स आत्मोच्यत इति ॥

अथ प्रमाणं वक्तव्यम्। तदुच्यते–प्रत्यक्षमनुमानमागमश्चेति। तत्र प्रत्यक्षम्–"श्रोत्रादिवृत्तिः[23] प्रत्यक्षम्" [ षष्टितन्त्र ? ] श्रोत्र-त्वक्-चक्षु-जिह्वा-घ्राणानां मनसाऽधिष्ठितानां शब्दादिविषयग्रहणे वर्तमाना[24] वृत्तिः–विषयाकारपरिणामः प्रत्यक्षं[25] प्रमाणमिति उच्यते[26] ॥

अथा[27]ऽनुमान[28]म्—

---

१९ °कार° L ॥

२० °नियमादर्श° D । °नियतदर्श° L । "जन्म-मरण-करणानां प्रतिनियमादयुगपत्प्रवृत्तेश्च पुरुषबहुत्वं सिद्धं त्रैगुण्यविपर्ययाच्चैव ॥१८॥ जन्मनियमात् पश्यामो बहव पुरुषा, यदेकस्मिन्नधिष्ठाने बहव स्त्रियो गर्भिण्य तत्र काश्चित् प्रसूता काश्चित् प्रसविष्यन्ति यद्येक पुरुष स्यात् एकस्यां प्रसूतायां सर्वा प्रसवेरन्। अत पश्यामो बहव पुरुषा । ..। यद्येक पुरुष स्यात् एकस्मिन् जीवति सर्वे जीवेरन् एकस्मिन् मृते सर्वे म्रियेरन्, तस्मान्मरणनियमात् पश्यामो बहव पुरुषा । किञ्च, करणानियमाच्च, करणानीन्द्रियाणि श्रोत्रादीनि । इह लोके पुरुषा दृश्यन्ते केचिद् बधिराः, केचिन्मूकाः, केचिदमूकाः । ..। अत कारणानियमात् पश्यामो बहव पुरुषा इति । अयुगपत्प्रवृत्ति(त्ते)श्च, इह लोके नानाविधा प्रवृत्तिर्दृष्टा, तद्यथा एको धर्मो(र्मे) एकः कामो(मे) एकोऽर्थो(र्थे) अन्यः मोक्ष (क्षे) । अतः पश्यामो बहवः पुरुषा इति। इतश्च बहव पुरुषा, त्रैगुण्यविपर्ययाच्चैव, एकस्य कस्यचिद् ब्राह्मणस्य त्रय पुत्रा एकेनोत्पन्ना तुल्यगोत्रस्वाध्याय(या) । तत्र एक सात्त्विक एक राजसः [ एकस्तामस. ] । यद्येक पुरुषः स्यादेकस्मिन् सात्त्विके सर्वे सात्त्विका –स्यु । । न चैक(व) भवति । अतः पश्यामो बहवः पुरुषा इति । त्रैगुण्यविपर्ययाद् 'वासुदेवदर्शनात् मणिसूत्रदर्शनाच्च एक पुरुष' इति तन(तन्न) । एवं तावत् पञ्चभिर्हेतुभि पुरुषबहुत्वं सिद्धमित्याह ॥"—पूज्यपादमुनिश्री**पुण्यविजय**गवेषिता **जेसलमेर**पुस्तकसङ्ग्रहान्तर्गता **सांख्यकारिकावृत्तिः** A पृ० ३२ ॥

२१ °नानात्वादनेक— L ॥ २२ पुरुष इति D ॥

२३ °वृत्तिप्र°-MSS । "वार्षगण्यस्याऽपि लक्षणमयुक्तमित्याह—श्रोत्रादिवृत्तिरिति ।"—न्या० वा० ता० पृ० १३२ । "श्रोत्रादिवृत्तिरिति वार्षगणाः"—सांख्यका० यु० दी० पृ० ३९ । "श्रोत्रादिवृत्ति प्रत्यक्षमनुमानमनुस्मृति ।" सिद्ध० द्वा० ॥ १३ । ५ A ॥

२४ वर्तनाद् वृत्तिः- L । तुलना—"तथा श्रोत्रादिवृत्ति प्रत्यक्षम्–श्रोत्र-त्वक्-चक्षु-जिह्वा-घ्राणाना मनसाऽधिष्ठिता वृत्ति शब्द-स्पर्श-रस-रूप-गन्धेषु यथाक्रम ग्रहणे वर्तमाना प्रमाणं प्रत्यक्षमिति ।"—**नयचक्रवृत्ति** भा० ७६ A ॥ २५ °त्यक्षप्र° L । २६ उच्यते D नास्ति ॥ २७ तथा° D ॥ २८ °न L ।

"सम्बन्धादेकस्मात् प्रत्यक्षाच्छेपसिद्धिरनुमानम्।"[29] [ षष्टितन्त्र? ] सम्बन्धा( द्वा? )-द्विनाभावलक्षणेन सम्बन्धेन लिङ्गात्, यथा धूमादग्निरत्रेति ॥

"आप्तोपदेश. शब्दः" [ न्या० सू० १। ।७ ]। "[30]यो यत्राऽभियुक्तः कर्मणि चाऽदुष्टः स तत्राऽऽप्तः। तेन य उपदेशः क्रियते, तद्यथा 'स्वर्गेऽप्सरसः उत्तराः कुरवः' [31]स आप्तोपदेशः" [ षष्टितन्त्र? ]। एवमेतानि त्रीण्येव प्रमाणानि, शेष[32]प्रमाणानामत्रैवान्तर्भावात्। इति [33]साङ्ख्यसिद्धान्तः समाप्तः॥

## [ बौद्धदर्शनम् ]

अथ[1] बौद्धमतप्रदर्शना[2]येदमपदिश्यते। तत्र हि पदार्था द्वा दशायतनानि। तद्यथा—चक्षुरिन्द्रियायतनं रसेन्द्रियायतनं घ्राण-स्पर्श-[3]श्रवण-मनआयतनं रूपायतनं रसायतनं गन्धायतनं स्पर्शायतनं शब्दायतनं [4]धर्मायतनम्। धर्माश्च सुखाद[5]यः।

---

२९ नेदमार्यावं L प्रतौ। "एतेन 'सम्बन्धादेकस्मात् प्रत्यक्षाच्छेषसिद्धिरनुमानम्' इति लक्षणं प्रत्युक्तम्।"— **न्या० वा० १।१।५, पृ० १६७।** "सम्प्रति साङ्ख्यीयमनुमानलक्षण दूषयति–एतेनेति। सम्बन्धोऽविनाभाव साधनस्य साध्येन, तस्मात् प्रत्यक्षाद् . . .एकस्माद्...शेषस्य अनुमेयस्य सिद्धि'। .. . . .सम्बध्यत इति व्युत्पत्त्या सम्बन्धो लिङ्गम्, तेनाऽविनाभूताद्धेतो' प्रत्यक्षादनुमेयसिद्धिरिति"—**न्या० वा० ता० पृ० १६७। नयचक्रवृत्तौ** तु 'सम्बन्धात्,' 'सम्बद्धात्' इत्युभयविधोऽपि पाठो दृश्यते—"सम्बद्धैकदेश इति वा पाठ। यथोक्तम्—"सम्बद्धादेकस्मात् प्रत्यक्षाच्छेपसिद्धिरनुमानम्।"—सम्बद्धानां भावाना स्व[-स्वामि]भावेन वा इत्यादिसप्तविधेन कश्चिदर्थ कस्यचिदिन्द्रियस्य प्रत्यक्षो भवति तस्मादिदानीमिन्द्रियप्रत्यक्षाच्छेषस्याऽप्रत्यक्षस्यार्थस्य या सिद्धिरनुमानं तत्, यथा धूमदर्शनादग्निरिति ज्ञानम्।"—**नयचक्रवृत्ति पृ० २०१।** "सम्बन्धादेकस्मात् प्रत्यक्षाच्छेषसिद्धिरनुमानम्।—यथायोग स्व-स्वामि-निमित्तनैमित्तिकादिषु तेन तेन सम्बन्धेन सम्बन्धात् प्रत्यक्षादिति प्रत्यक्षस्य धर्मादुपलब्धात् प्रसिद्धादिति यावत्। तत्रैव [ए]को य' प्रत्यक्ष' स पक्षधर्म शेषोऽनुमेय। ..प्रत्यक्षवत् प्रत्यक्ष प्रसिद्ध, तस्मात् प्रसिद्धत्वात् सम्बन्धी पक्षधर्मोऽर्थः स। तस्य पक्षधर्मस्य सम्बन्धात् प्रागुपलब्धादनुसमेमाणाच्छेषेण शेषस्य चैत्रस्य सिद्धिरिति।"—**नयचक्रवृत्ति भा० ४४८ B ॥**

३० "प्रत्यक्षादीन्यपि च तन्त्रान्तरेषूपदिश्यन्ते—"श्रोत्रादिवृत्तिः प्रत्यक्षम्। सम्बन्धादेकस्माच्छेषसिद्धिरनुमानम्। यो यत्राऽभियुक्त कर्मणि चाऽदुष्ट स तत्राऽऽप्त', तस्योपदेश आप्तवचनम्" इति"—**सांख्यका० युं० दी० पृ० ४ ॥**

३१ **स** L नास्ति ॥ ३२ **शेषाणाम०** L ॥ ३३ **सांख्यमतं समाप्तम्** L ॥

१ °**बुद्ध०** D ॥ २ °**नायैवमाह तत्र** L ॥ ३ °**श्रवणायतनं**—L ॥

४ **धर्मायतनमधर्मायतनं** L। "पञ्चेन्द्रियाणि शब्दाद्या विषया. पञ्च मानसम्। धर्मायतनमेतानि द्वादशायतनानि च ॥८॥ **षड्द० स०** एतान्येव द्वादशायतनानि **अभिधर्मकोशे**ऽपि परिगणितानि ॥

५ "धर्मा· सुख–दु खादय, तेषामायतन गृह शरीरमित्यर्थ"— **षड्द० स० बृहद्वृत्ति पृ० १३ A ॥**

आह—कः पुनरेषां परिच्छेदहेतुः ? प्रमाणम् । तद् द्विधा—"प्रत्यक्षमनुमानं च । तत्र प्रत्यक्षं कल्पनापोढमभ्रान्तम्" [न्या० बि० १ । ३,४] कल्पना नाम-जात्यादि-[6] योजना । तत्र नामकल्पना डित्थ इति । जातिकल्पना गौरिति । गुणकल्पना शुक्ल इति । क्रियाकल्पना पाचकः पाठक इति । द्रव्यकल्पना दण्डी विषाणीति । अनया कल्पनया रहितं प्रत्यक्षं प्रमाणमित्युच्यते ।

अथाऽनुमानम्—त्रिरूपाल्लिङ्गाल्लिङ्गिनि ज्ञानमनुमानम् रूपत्रयं च पक्षधर्मत्वं सपक्षे सत्त्वं विपक्षे चाऽसत्त्वमेवेति[7] । अस्मात् त्रिरूपाल्लिङ्गान्निश्चिताल्लिङ्गिनि[8] साध्यधर्मविशिष्टे[9][10] धार्मिणि ज्ञानमनुमानम् । इत्येवं द्वे एव प्रमाणे, शेषप्रमाणानामत्रैवान्तर्भावात् । इति [11]सुगतसिद्धान्तः समाप्तः ॥

## [ मीमांसकदर्शनम् ]

मीमांसकसिद्धान्ते वेदपाठानन्तरं धर्मजिज्ञासा कर्तव्या । यतश्चैवं ततस्तस्य निमित्त-परीक्षा । निमित्तं च[3] चोदना । यत[4] उक्तम्—"चोदनालक्षणोऽर्थो[5] धर्मः" [जै० सू० १ । १ । २] चोदना च क्रियायाः प्रवर्तकं वचनमाहुः[6], यथा 'अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः' इत्यादि तेन धर्मो लक्ष्यते न पुनः प्रत्यक्षादिना ।

आह—कथं प्रत्यक्षमनिमित्तम् ? यतस्तदेवंविधम्—"सत्सम्प्रयोगे पुरुषस्येन्द्रियाणां बुद्धिजन्म तत् प्रत्यक्षमनिमित्तं[7] विद्यमानोपलम्भकत्वात्[8]" [जै० सू० १ । १ । ४] । तथा अनुमानमप्यनिमित्तम्, प्रत्यक्षपूर्वकत्वात् तस्येति । तथा उपमानमप्यनिमित्तमेव, यतस्तस्य गो[9]-गवयसादृश्यग्रहणे सति [10]गौरेव प्रमेयः। तथा अर्थापत्तिरपि, सा च द्विधा—श्रवणाद् दर्शनाच्च । श्रवणाद् यथा पीनो देवदत्तो दिवा न भुङ्क्ते, अर्थादापन्नम्—रात्रौ

६ °जात्यादिकल्पना L ॥ "अपरे तु मन्यन्ते–प्रत्यक्षकल्पनापोढमिति । अथ केयं कल्पना ? नाम–जात्यादियोजनेति ।"— न्या० वा० १ । १ । ४. पृ० १३० । विस्तरार्थं दृश्यताम्–प्र० समु० १ । ३ । तत्त्वसं० पं० पृ० ३६९ । न्या० वा० ता० पृ० १३० । नयचक्र-वृत्ति भा० पृ० ४१ B ॥ ७ °सत्त्वमेवेत्येतस्मात् L ॥

८ °ङ्गाज्ञानन्निश्चिताल्लिङ्गिनि D । °ङ्गान्निश्चितं लिङ्गिनि L ॥

९ साध्य० L नास्ति ॥ १० °ष्टो धर्मिणि D ॥ ११ सुगतमतं समाप्तम् L ॥

१ °राद्धान्ते L ॥ २ "तस्य निमित्तपरीष्टिः"– जै० सू० १ । १ । ३ । ३ च L नास्ति ॥ ४ यतश्चोक्तम् L ॥ ५ °क्षणो धर्मः D ॥ ६ "चोदनेति क्रियाया प्रवर्तकं वचनमाहुः"— शाबरभा० १ । १ । २ ॥ ७ °मित्तं च विद्य० L ॥ ८ °लम्भत्वात् D । °लम्भनत्वात्— मुद्रिते जैमिनिसूत्रे ॥ ९ गौग० D ॥

१० गौरिव गमेयः प्रमेयः L । अत्रेदं ध्येयम्—'गौरिव गवयः' इत्युपमानं नैयायिकानां सदसि एव शोभते । मीमांसकग्रन्थेषु 'एतेन(=गवयेन) सदृशो गौः' इत्येव उपमानस्वरूपं वर्णितं सर्वत्र

भुङ्क्ते । अस्याश्च रात्रिभोजनवाक्यमेव प्रमेयमिति । दर्शनाद् यथा भस्मादिविकारमुपलभ्य दाहशक्तिर्वह्नेः प्रमीयते । तथा अपराण्यपि उदाहरणानि शास्त्रादुत्प्रेक्ष्य वक्तव्यानि । अभावोऽप्यनिमित्तम्, अभावविषयत्वात् । तस्माच्चोदनालक्षण एव धर्मो नाऽन्यलक्षण इति स्थितम् । तथा वर्णानामेव वाचकत्वम्—अर्थप्रतिपत्तिहेतुत्वम् । तच्च बाह्य एवाऽर्थे, नाऽन्यत्र । यत उक्तम्—"गकारौकारविसर्जनीया इति भगवानुपवर्षः" [शाबरभाष्य, १ । १ । ५. पृ. ४५] वायोश्च वक्त्रा प्रेरितस्य श्रोतुः श्रोत्रदेशं प्राप्तस्य ये संयोगविभागास्तेऽभिव्यञ्जका गकारादिवर्णानाम् । ते चाऽभिव्यक्ता एव वाचकाः, नाऽन्यथा । नित्यश्च शब्दार्थयोः सम्बन्धः । न च मीमांसकानां वर्णव्यतिरिक्ते पद-वाक्ये स्त, तेष्वेव पद-वाक्योपचारात् ॥

इति मीमांसकसिद्धान्तः समाप्तः ॥

---

शाबरभाष्यमीमांसाश्लोकवार्तिकादिषु । एवमेव चाऽनूदितमन्यैरपि—"जैमिनीयास्तु अन्यथोपमानस्वरूपं वर्णयन्ति। यदा श्रुतातिदेशवाक्यस्य वने गवयपिण्डदर्शनानन्तरं नगरं गतं गोपिण्डमनुस्मरतः 'एतेन सदृशो गौः' इति ज्ञानं तदुपमानम् । तस्य विषयः सम्प्रत्यवगम्यमानगवयसादृश्यविशिष्टः परोक्षो गौः तद्वृत्ति वा गवयसादृश्यम्"—न्या० मं० पृ० १३२ ॥ यद्यपि न्यायावतारवृत्तौ (पृ० १९) 'अथ तेन सदृशोऽनयोर्वा सादृश्यम्' इति वर्णितमुपमानस्वरूपम्, तत्र साम्यत्वाय च संवादितः "तस्माद् यद् दृश्यते तत् स्यात् सादृश्येन समन्वितम् । प्रमेयमुपमानस्य सादृश्यं वा तदन्वितम् ॥" इति श्लोकः, किन्तु मीमांसकानामेवेदं मतमिति आहत्य वक्तुं न पार्यते, यतोऽयं श्लोकः मीमांसाश्लोकवार्तिके "तस्माद् यत् स्मर्यते तत् स्यात्......॥" [श्लो० वा० उपमान० ३७ A] इति पाठभेदेनैवोपलभ्यते तथैव च व्याख्यातोऽपि व्याख्यातृभिः । नापि च न्यायावतारवृत्तौ 'मीमांसकमतमिदम्' इति वर्णितम् । यत्तु "प्रसिद्धार्थस्य साधर्म्यादप्रसिद्धस्य साधनम् ॥ ७४ ॥" इत्यभिहितं षड्दर्शनसमुच्चये हरिभद्रसूरिपादैः तत् केनचिदप्यभिप्रायविशेषेण सगमनीयम् । यतस्त एव हरिभद्रसूरिपादाः शास्त्रवार्तासमुच्चयस्वोपज्ञवृत्तावित्यमभिदधिरे—"नैवोपमानेनाऽपि गम्यते सर्वज्ञ, तस्य सादृश्यविषयत्वात् 'अनेन दृश्यमानेन पदार्थेन सदृशस्तदीयो गौः' इति प्रवृत्तेः ।" पृ० ८० A ॥

११ अत्र रात्रि० D ॥

१२ °जनमेव L । "पीनो दिवा न भुङ्क्ते चेत्येवमादिवचः श्रुतौ । रात्रिभोजनविज्ञानं श्रुतार्थापत्तिरुच्यते ॥५१॥ तामर्थविषयां केचिदपरे शब्दगोचराम् । कल्पयन्ति. .॥५२॥"—इत्युक्त्वा अन्ते वाक्यविषयत्वं प्रसाधितं श्लोकवार्तिके कुमारिलेन । "पीनत्वे सति दिवाभोजनप्रतिषेधस्य आत्मलाभो रात्रिवाक्यं नोपपद्यते इति श्रुतार्थापत्तेः प्रमाणविषयत्वेन दृष्टार्थापत्तेर्वैलक्षण्यम् ।"—मी० श्लो० वा० भट्टोम्बेकवृत्ति पृ० ४०४ ॥ १३ °यम् L । १४ °वह्नौ D । "तत्र प्रत्यक्षतो ज्ञाताद्दाहाद्दहनशक्तता । वह्नेः...॥३०॥" मी० श्लो० वा० अर्था० ॥

१५ इति गवानुवेशः D । इति ताल्वाद्यनुकर्ष L । "अथ 'गौः' इत्यत्र कः शब्दः ? गकारौकारविसर्जनीया इति भगवानुपवर्षः ।"—शाबरभाष्य ॥

१६ चाभिव्यञ्जका एव न वाच० L ॥ "अभिघातेन हि प्रेरिता वायवः स्तिमितानि वाय्वन्तराणि प्रतिबाधमानाः सर्वतो दिक्कान् संयोगविभागानुत्पादयन्ति यावद्वेगमभिप्रतिष्ठन्ते ।"—शाबरभा० १ । १ । १३ । "संयोग-विभागावेव अभिव्यञ्जकौ"—शाबरभा० १ । १ । १३ ॥

१७ नित्यः शब्दा० L ॥ १८ तेषु च पद० L ॥ १९ °कमतदिक्प्रदर्शनमिति L ॥

# સમાન નામક મુનિવરો

## 'મુનિચન્દ્ર' નામક મુનિવરો

લેખક. પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

(લેખાંક ૩ — ગતાંકથી ચાલુ)

(૧) **અનેકાન્તજયપતાકોદ્દ્યોત દીપિકા વૃત્તિવિવરણ**—હરિભદ્રસૂરિએ **અનેકાન્તજયપતાકા** રચી એના ઉપર પ્રકાશ પાડવા માટે દીપિકારૂપ વૃત્તિ રચી છે. આને લક્ષીને મુનિચન્દ્રસૂરિએ વિવરણ અર્થાત્ ટિપ્પણક ૨૦૦૦ શ્લોક જેવડું રચ્યું છે અને એનું સપાદન મેં કર્યું છે.[1] આ ટિપ્પણક વિ સં. ૧૧૭૧ માં રચાયાનો જૈ. સા. સં ઈ. (પૃ. ૨૪૨) એમા ઉલ્લેખ છે.[2] પણ એનો આધાર જાણવો બાકી રહે છે.[3]

(૨) **ઉપદેશપદ ટીકા**—હરિભદ્રસૂરિએ **ઉવએસપય** (ઉપદેશક) નામની મનનીય કૃતિ ૧૦૪૦ ગાથામાં રચી છે. એના ઉપર **રામચન્દ્રગણિ** યાને વાદી દેવસૂરિની સહાયતાથી **મુનિચન્દ્રસૂરિએ** ૧૪૦૦૦ શ્લોક જેવડી સં. ટીકા વિ. સં. ૧૧૭૪માં રચી છે અને એ મૂળ સહિત છપાવાઈ છે. આ ટીકાનો પ્રારંભ નાગપુર (નાગોર માં કરાયો હતો અને પૂર્ણાહુતિ અણહિલ્લપાટક (પાટણ)માં કરાઈ હતી. આની પ્રશસ્તિમાં મુનિચન્દ્રસૂરિએ ગુરુપરંપરા અને વિનયનો નિર્દેશ કર્યો છે.

(૩) **કર્મપ્રકૃતિ-ટિપ્પણક**—શિવશર્મસૂરિએ **બંધસયગ**ની જેમ **કમ્મપયડિ** (કર્મપ્રકૃતિ) પણ રચી છે. આના ઉપર મુનિચન્દ્રસૂરિનું ૧૯૫૦ શ્લોક જેવડું ટિપ્પણક છે. આને કેટલાક ચૂર્ણિ તેમજ વિશેષવૃત્તિ પણ કહે છે. આ પણ પ્રકાશન માટે યોગ્ય છે.[4]

**દેવેન્દ્ર-નરકેન્દ્ર-વૃત્તિ**—૩૭૮ આર્યામાં જ. મ. માં કોઈક પૂર્વાચાર્યે **વિમાણનરઇંદઅ** નામની કૃતિ રચી એ દ્વારા દેવો અને નરકના મુખ્ય સ્થાનરૂપ વિમાનો અને નરકાવાસનો વિસ્તૃત પરિચય કરાવ્યો છે. સાથે સાથે એમાં દેવ અને નારક સાથે સંબંધ ધરાવનારી બીજી પણ અનેક બાબતો આલેખી છે કે જે આગમોમા કે અન્ય કૃતિઓમાં મોટે ભાગે જણાતી નથી.

૧૨૭ મી ગાથા સુધી નરકેન્દ્રનો અને બાકીના ભાગમાં દેવેન્દ્રકના અધિકારવાળી આ પ્રસ્તુત કૃતિનો આધાર એના વૃત્તિકાર મુનિચન્દ્રસૂરિના કથન મુજબ **વિમાનજ્ઞપ્તિ, નરકવિભક્તિ** ઇત્યાદિ પ્રકીર્ણકો છે. આ પ્રકીર્ણકોનાં નામ **નંદિ** કે **પક્ખિયસુત્ત**માં, કે કોઈ અન્ય આગમમા જણાતાં નથી એ પ્રકારની **વિમાણપવિભત્તિ**નો ઉલ્લેખ મળે છે. શું **વિમાનપ્રજ્ઞાપ્ત** તે આજ કૃતિ ગણાય?

**નયનવિભત્તિ** એ નામનું **સૂયગડ**નું પાંચમું અજ્ઝયણ છે. પણ એ પ્રકીર્ણક કેવી રીતે ગણાય?

---

૧. ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલામા મૂળ, સ્વોપજ્ઞ વ્યાખ્યા અને વિવરણ સહિત બે ભાગમાં ઈ. સ. ૧૯૪૦ અને ૧૯૪૭માં અનુક્રમે છપાયું છે.

૨. જુઓ જૈ. સા. સં. ઈ. (પૃ. ૨૪૨).

૩. જુઓ અ૦ જ ૫૦ (ભા. ૨) નો મારો અગ્રેજી ઉપોદ્ઘાત (પૃ. ૨૪)

૪ જુઓ "આત્માનંદ પ્રકાશ (પુ ૪૮, અ. ૧-૨) મા છપાયેલો મારો લેખ" કમ્મપયડિ અને બંધ સયગ"

ક્ષમાશ્રમણ શ્રી જિનભદ્રગણિકૃત **સંગહણી** ( સંગ્રહણી)ની ટીકામાં મલયગિરિસૂરિએ તેમજ શ્રીચન્દ્રસૂરિકૃત **સંગહણી**ની ટીકામાં દેવભદ્રસૂરિએ આ કૃતિ નામે **દેવેન્દ્રનરકેન્દ્ર પ્રકરણ** જોવાની ભલામણ કરી છે એટલું જ નહિ પણ એમાંથી ગાથાઓ ટાંકી પોતાની ટીકાને સમૃદ્ધ બનાવી છે.

કર્તાએ આ કૃતિને 'વિમાણ-ણુરઇંદિઅ' કહી છે. ૧૨૭મી ગાથામા જેમ [1] નરઇંદય-લેસનો ઉલ્લેખ છે તેમ અંતમા [2] દેવિંદય-લેસ છે. મલયગિરિસૂરિએ આના ઉપર ટીકા રચી હતી એમ એમની **સંગહણી** (ગા ૨૬૪)ની ટીકા (પત્ર ૧૦૬ આ) જોતાં જણાય છે, પણ એ આજે મળતી નથી.

'અંકની સંખ્યા, એક' એ અર્થવાચક 'રૂવ' શબ્દના પ્રયોગવાળી આ ચિરંતનાચાર્યકૃત કૃતિ ઉપર મુનિચન્દ્રસૂરિએ વિ. સં. ૧૧૬૮મા સં.માં. વૃત્તિ રચી છે.[3] એનું સંશોધન ચક્રેશ્વરસૂરિ વગેરેએ કર્યું છે આ વૃત્તિમાં મુનિચન્દ્રસૂરિએ વિદ્યાગુરુ તરીકે વિનયચન્દ્રનો ઉલ્લેખ કર્યો છે, ૨૯૦૯ શ્લોક જેવડી આ વૃત્તિ મૂળ સહિત જૈ. આ. સભા તરફથી ભાં. પ્રા. સં. મંદિરમાની એક જ હાથપોથીના આધારે ઈ. સ ૧૯૨૨માં છપાઈ છે. એમાં ગુ માં વિષયસૂચી અને ઉપોદ્‌ઘાત છે[4] તેમા મુનિચન્દ્રસૂરિનો જીવનવૃત્તાંત સપ્રમાણ અપાયો છે, પરંતુ એમની કૃતિઓના તો કેવળ નામોલ્લેખ છે.

(૫. **ધર્મબિન્દુ-ટીકા**—હરિભદ્રસૂરિએ **ધર્મબિન્દુ**ની રચના કરી છે. એના ઉપર મુનિચન્દ્રસુરિએ સં.માં ટીકા રચી છે. આ ટીકાની એક તાડપત્રીય પ્રતિ વિ. સ ૧૧૮૧માં લખાયેલી મળે છે. ૩૦૦૦ શ્લોક જેવડી આ ટીકા સહિત મૂળ છપાયેલું છે.[5] મૂળના ત્રણ અધ્યાયોનો ઈટાલિયન ભાષામાં અનુવાદ છપાયો છે; બાકીનાનો પણ છપાયો હશે, પણ એ મારા જોવામાં આવ્યો નથી

( ૬ ) **યોગબિન્દુ-ટીકા—યોગબિન્દુ** એ પણ હરિભદ્રસૂરિની કૃતિ છે. આ ૫૨૬ શ્લોકની કૃતિ ઉપર સ્વોપજ્ઞ ટીકા છે અને એ છપાયેલી છે પણ મુનિચન્દ્રસૂરિકૃત ટીકા ઉપલબ્ધ હોય તો તે છપાઈ નથી **જિનરત્નકોશ**માં તેમજ જૈ. સા. સ. ઈ.માં આ ટીકા વિષે ઉલ્લેખ નથી તો શું એની કોઈ હાથપોથી મળતી નથી કે આ ટીકા હોવાની વાત જ ગલત છે?

(૭) **લલિતવિસ્તરા-પંજિકા**—ચૈત્યવંદનનાં સૂત્રોની વૃત્તિરૂપે હરિભદ્રસૂરિએ **લલિતવિસ્તરા** નામની હૃદયંગમ કૃતિ રચી છે. આના ઉપર ૧૮૦૦ શ્લોક જેવડી પંજિકા સં.માં મુનિચન્દ્રસૂરિએ રચી છે. આ પંજિકાની વિ સં. ૧૨૯૪મા લખાયેલી એક હાથપોથી મળે છે. આ પંજિકા છપાવાઈ છે. જુઓ અ જ. ૫ (ખંડ ૨)નો મારો ઉપોદ્‌ઘાત (પૃ. ૫૯).[6] **લલિતવિસ્તરા** જેવી ઉપયોગી કૃતિનો અત્યારસુધી કોઈ સ્થળેથી ગુ અનુવાદ

---

૧. નરકેન્દ્રક-લેશ. ૨. દેવેન્દ્રક-લેશ.

૩. **જિનરત્નકોશ**માં ૧૧૮૬નો ઉલ્લેખ છે તે ભૂલભરેલો છે. કેમકે આના રચના-સમય તરીકે "વસુ-અંગ-હર"નો સ્પષ્ટ ઉલ્લેખ છે.

૪ સંસ્કૃત-પ્રાકૃત કૃતિઓની સં માં પ્રસ્તાવના કેમ ન લખવી અને એ ગુ માં શા માટે લખવી એના કારણો આપી આ ઉપોદ્‌ઘાત લખાયો છે. આમાં ઉપર્યુક્ત હાથપોથીનો પરિચય છે. ૫ જુઓ અ. જ. ૬. (ભા. ૨)નો મારો ઉપોદ્‌ઘાત (પૃ. ૨૬).

છપાઇને પ્રસિદ્ધ થયો નથી એ દાર્શનિક સાહિત્ય તરફની અભિરુચિ જૈન સમાજમાં કેવી જાગૃત છે તે સૂચવે છે.

( ૮ ) **સાર્ધશતક-ચૂર્ણિ**— જિનવલ્લભસૂરિએ **સુહુમત્થવિયારલવ** **સૂક્ષ્માર્થવિચાર** યાને **સાર્ધશતક** ૧૫૨ ગાથામાં રચેલ છે. ધનેશ્વરસૂરિએ વિ. સં. ૧૧૭૧મા રચેલી ટીકા સહિત આ કૃતિ જૈ. ધ. પ્ર. સ. તરફથી ઈ. સ. ૧૯૧૫માં છપાવાઈ છે. આ કૃતિ ઉપર મુનિચન્દ્રસૂરિની ચૂર્ણિ છે, પણ એ અપ્રસિદ્ધ છે. જૈ સા સં. ઈ. ( પૃ ૨૪૨ ) પ્રમાણે આ ચૂર્ણિ વિ. સં. ૧૧૭૦માં રચાઈ છે.

પહેલી ગાથામાં મૂળ કૃતિને **કમ્માઇવિઆરસારલવ** કહી છે. એના ઉપર વિ. સં. ૧૧૭૧માં ધનેશ્વરસૂરિએ વૃત્તિ રચી છે અને એ સહિત મૂળ જૈ. ધ પ્ર. સભા તરફથી ઈ. સ. ૧૯૧૫મા છપાયું છે. એની પ્રશસ્તિ (શ્લો. ૧૩)માં મુનિચન્દ્ર અને વિમલચન્દ્રનો વિનેય તરીકે ઉલ્લેખ છે.

**પૌર્વાપર્ય**—મુનિચન્દ્રસૂરિની તમામ કૃતિઓનો રચનાસમય જાણવામાં નથી વળી એમની કેટલીક વિશિષ્ટ કૃતિ (દા. ત ઉપદેશપદટીકા ) છપાઈ છે ખરી પરંતુ તેમાં આવતા સાક્ષીભૂત પાઠો વગેરેની તારવણી કરાઇ નથી એટલે પૌર્વાપર્યની વાત વિચારવી બાકી રહે છે. બાકી વિ. સં. ૧૧૫૯થી ૧૧૭૪ સુધીમાં ઘણીખરી કૃતિ રચાઇ હશે એમ લાગે છે.

**પરંપરા**—'શતાર્થી' સોમપ્રભસૂરિ તેમજ વિ સ. ૧૩૨૫મા કલ્પસૂત્ર દુર્ગપદ નિરુક્ત રચનાર વિનયચન્દ્રસૂરિ મુનિચન્દ્રસૂરિની પરંપરામાં થયા છે. આ વિનયચન્દ્રસૂરિએ આ કૃતિમાં મુનિચન્દ્રસૂરિને 'સૈદ્ધાંતિક' કહ્યા છે.

"પત્તનસ્થ પ્રાચ્ય-જૈન-ભાંડાગારીય ગ્રંથ સૂચી" (ભા. ૧) પૃ. ૪૭૧માં (૧) મુનિચન્દ્ર સાધુ, (૨) સૂરિ (આચાર્ય), (૩) સૂરિ અને (૪) સૈદ્ધાતિક એમ ચાર વિભાગો પાડી 'મુનિચન્દ્ર' વિષેના ઉલ્લેખોને લગતા પૃષ્ઠાંક અપાયા છે. તેમાં "મુનિચન્દ્ર સાધુ"નો ઉલ્લેખ (૧) **સાવયવય** (શ્રાવક વ્રત)ના કર્તા તરીકે–દેવસૂરિના શિષ્યના ઉલ્લેખ પ્રસંગે, (૨) **ઉત્તરજ્ઝયણ** ઉપર **સુખબોધા** રચનારા નેમિચન્દ્રસૂરિના ગુરુસોદર્ય (ગુરુભાઈ) માટે, (૩) વિ. સં. ૧૧૮૧માં એક કૃતિની નકલ કરનાર માટે અને (૪) વિ. સં. ૧૨૫૮માં એક કૃતિની પોથી ઉતારનાર માટે કરાયો છે.

મુનિચન્દ્રસૂરિ ( આચાર્ય ) એવો ઉલ્લેખ નીચે મુજબની કૃતિઓના રચનાર માટે કરાયો છે—

ઉવએસામય (ગા. ૩૨), ઉવએસામય ગા. ૩૩), કુલય[1] ( ગા ૧૨ ), ધમ્મોવએસ ( ગા. ૧૦), ધમ્મોવએસ ( ગા ૨૫ ), પ્રાભાતિકસ્તુતિ, મોક્ષોપદેશપચાશત્ યાને મોક્ષોપદેશપંચાશિકા, રયણત્તયકુલય, લલિતવિસ્તરાપંજિકા અને સમ્મત્તુપાયવિહિ

વિશેષમાં આ ઉલ્લેખ **જીવાણુસાસણના** કર્તા દેવસૂરિના ગુરુ માટે, રત્નપ્રભકૃત **ઉપદેશમાલા વિશેષવૃત્તિ**ની પ્રશસ્તિમા 'બૃહદ્' ગચ્છના દેવસૂરિના ગુરુ માટે તેમજ નરચન્દ્રસૂરિએ[2] પંદર તરંગમાં રચેલા **કથારત્નાકર**ની પ્રશસ્તિમા હેમસૂરિ, વિજયસિંહ અને ચન્દ્રસૂરિ પછી તેમજ દેવાનંદ અને યશોભદ્રસૂરિની પૂર્વે નિર્દેશાયેલા મુનિચન્દ્રસૂરિ માટે કરાયો છે.

[ જુઓ 'અનુસંધાન પૃ ૨૪૦ ]

---

૧ આનો પ્રારંભ "ऐत्त परंपरोवणिहियाए" થી છે. ૨ પંદરમા તરંગમા અગડદત્તનું ચરિત્ર છે.

# ઈતિહાસના અજવાળે

[ ૧૩ ]

લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

Nobody seems to know when or how the Jain religion was introduced into southern India.

But it is certain that Jainism gained a strong hold on the south from very early times, and retained it for many centuries.

In the seventh century A. D. it (Buddhism) was dying out, overshadowed by both Jainism and Hinduism. After that date those two faiths alone disputed the field, often with great bitterness and ferocity.

'દક્ષિણમાં ધર્મ' (Religion P. 298) એ મથાળા નીચે ઈતિહાસકાર સ્મિથ સાહેબે ઉપરની ત્રણ નાનકડી કંડિકાઓમાં ઘણી મુદ્દાની વાતો સમાવી દીધી છે. પહેલી મુજબ જેમ જેમ વર્તમાનકાળની નજીક આવતા જઈએ તેમ તેમ ત્યા એવી સ્થિતિ સર્જાઈ કે દક્ષિણમાં જૈનધર્મ કેવી રીતે પ્રચલિત હતો એ વાત પણ ભૂસાઈ જવા ચાલી અર્થાત્ જવલ્લે જ કોઈને એનો ખ્યાલ રહ્યો! લગભગ આ ચિત્ર પાછળના સૈકાઓમાં આરંભાયું અને આજ પર્યંત એ જીવંત જણાય છે એમ કહીએ તો ખોટું નહીં ગણાય. પણ બીજી કંડિકા મુજબ એ જ મહાશય જણાવે છે તેમ —'ઘણા પ્રાચીન સમયથી જૈનધર્મે દક્ષિણમાં મજબૂત પગ જમાવ્યો હતો એ નિશ્ચિત વાત છે, અને એ ઘણાં સૈકાઓ પર્યંત ટકી પણ રહ્યો હતો.

ત્રીજી કંડિકા પ્રમાણે ઈ. સ ના સાતમા સૈકામાં બૌદ્ધધર્મ નામશેષ થયો હતો, એના કારણમાં જૈનધર્મ તેમજ હિંદુધર્મની લાગવગ ભારે હતી. અને એ કાળ પછી એ ઉભય ધર્મો ત્યાં અરસપરસની સ્પર્ધા કરતાં કેટલીકવાર વૈમનસ્યના પંજામાં સપડાતાં, પોતાનો પ્રભાવ વિસ્તારી રહ્યાં હતાં. આ ઉપરથી સહજ અનુમાની શકાય તેમ છે કે પાછળની બે નોંધ મુજબ દક્ષિણમાં જૈનધર્મનાં મૂળ ઊંડાં રોપાયેલાં હતાં. એના સિદ્ધાંતોને અનુસરનાર સમુદાય પણ નાનોસૂનો નહોતો. વળી, બૌદ્ધ અને હિંદુધર્મ સાથેની ટક્કરમાં તે ટકી પણ રહ્યો હતો. એ નોંધ પરથી ત્યાં વિદ્વાન આચાર્યો અને અભ્યાસીઓ પણ સારા પ્રમાણમાં હોવા જોઈએ એ વાત પણ દીવા જેવી સ્પષ્ટ જણાય છે સ્પર્ધામાં બૌદ્ધધર્મને અલોપ થઈ જવું પડ્યુ, જ્યારે ઈ. સ. ના સાતમા સૈકાથી પૂર્વે જોઈ ગયા તેમ અગિયારમા પર્યંત ચોક્કસ જ, અને એ પછી પણ કેટલાક સૈકા પર્યંત જૈનધર્મ, પ્રતિસ્પર્ધી એવા હિંદુધર્મ સામે ટક્કર ઝીલતો પોતાનું આસ્તિત્વ જાળવી શક્યો હિંદુધર્મથી જૈનધર્મ જુદો છે અને ઉભયના સિદ્ધાંતોમાં કેટલોક મહત્ત્વનો તફાવત છે એ વાત ઉપરની નોંધથી સહજ જણાઈ આવે છે. જો કે અહીં આપણને એની સાથે ઝાઝો સબંધ નથી, પણ જે બાબત પર ભાર મૂકવાનો છે તે એ જ કે પાછળથી જેમના હાથમા ધર્મપ્રચારની નેતાગિરી હતી તેઓ કાં તો શિથિલ બન્યા, કાં તો પૂર્વજોના કિંમતી વારસાને આમ જનસમૂહના અંતરમાં અસરકારક રીતે ઉતારી શકે તેવી પ્રતિભા વિનાના નીકળ્યા, અથવા તો આંતરિક મતફેરોમા આકંઠ ખૂંચી ગયા, કે જેથી શરૂઆતની કંડિકામા વર્ણવેલી પરિસ્થિતિ જન્મી!

છેલ્લા કારણના અતિરેકથી કેવી ખાનાખરાબી થાય છે અને થઇ રહી છે એ તો આપણી નજર સામે સર્જાતા ઈતિહાસના સાક્ષાત્કાર જેવું છે. ક્રિયાભેદના ઓઠા હેઠળ કિંવા અમુક પાઠના માની લીધેલા અર્થોના નામે અંદર અંદરની જે સાઠમારી ચાલે છે, એ સમય જતાં એવું તો વિપરીત વલણ લે છે કે જતે દિવસે 'કાગનો વાઘ' બની જાય છે! તત્ત્વની વાત બાજુ પર રહી જાય છે! અનેકાંત દર્શનના પાયારૂપ અપેક્ષા પૂર્વકની વિચારણા' વા 'સમન્વયવૃત્તિ' અદૃશ્ય થઈ જાય છે; અને મતભેદનું વાતાવરણ ખડું થાય છે! એથી બહારના વર્તુળમાં, કુડોશી જનસમૂહમાં—આપણું કેવું વટાઈ જાય છે એ જોવાની ફુરસદ રહેતી નથી, અને સર્વજ્ઞ ભગવંતના ટંકશાળી સિદ્ધાંતો છતાં, દલીલો સામે અડગ રહે તેવી તાકાતવાળા અને વૈજ્ઞાનિક રીતે જોનારને પણ હેરત પમાડે તેવા છતાં—પ્રગતિ તો દૂર રહી, પણ પીછે હઠની નોંધ ઈતિહાસના પાને ચઢે છે!

The early Tamil literature gives us glimpses of the Roman time from the Indian point of view and mentions a Pandya king named Nedunj–Cheliyan, supposed to be contemporary with Karikala chola and Athew 1 Chera. The Kural, the celebrated poem of Tiruvallava, is said to have been published at the court of Ugra–peru–valathi, a successor of Nedunj—Cheliyan. According to tradition Madura in those days was the seat of a great college or school of poets. ... ... ... ...

ભાવાર્થ—ઉપરના ઉલ્લેખમાં તામિલ ભાષાના સાહિત્યની રોમન સમયને યાદ કરી સરખામણી કરતાં એમાં પાંડ્ય, ચોલ અને ચેરા પ્રદેશમાં સમકાલીન રાજ્ય કરતાં રાજવીઓના વર્ણનની અને પાંડ્ય નરેશની ગાદીએ આવનાર 'ઉગ્ર પેરૂ વલ્લથી' રાજાના સમયમાં થયેલ તામિલના અતિ નામીચા કવિ 'તિરૂવલ્લવ' પ્રખ્યાત કાવ્યગ્રંથ 'કુરલ'ની રાજદરબારમાં થયેલ પ્રસિદ્ધિ યાને પ્રથમ વાચનાની વાત છે. વધારામાં કહેવામાં આવ્યું છે કે એ કાળે 'મદુરા' વિદ્વાનો અને કવિઓનુ તીર્થધામ ગણાતું.

આ ફકરામાં આપણા માટે બે વાત અતિમહત્ત્વની છે. એક તો 'કુરલ' ગ્રંથ અને રાજદરબારમાં એનું પ્રથમ વાચન. 'કુરલ' ગ્રંથના રચયિતા કવિરાજ તિરૂવલ્લવ જૈનધર્મના અનુયાયી હતા એ ઐતિહાસિક સત્ય છે. ગ્રંથના મંગલાચરણ આદિ ઉપરથી એ વાત પુરવાર થયેલ છે. વળી રાજદરબારમાં જૈનધર્મી કવિની અદ્‌ભુત શક્તિઓ તેમજ સાર્વદેશીય વિદ્વત્તાનો એ ઉપરથી ખ્યાલ સહેજ આવે તેમ છે. કવિવર તિરૂવલ્લવ ઈ. સ.ના ત્રીજા સૈકામાં થયા એવી નોંધ 'અઢારમા વર્ષ પૂર્વેનું તામિલ' (The Tamils eighteen hundred years ago P. 81, 88) નામના પુસ્તકમાંથી પ્રાપ્ત થાય છે. એ તો નિઃસંશય વાત છે કે 'કુરલ' એક અદ્‌ભુત પ્રકારનો તામિલ ગ્રંથ છે. જેવું ગ્રીકમાં મહાન કવિ હોમરની કૃતિઓનું સ્થાન છે એવુ જ મહત્ત્વ તામિલમાં 'કુરલ'નું છે.

" There is no doubt of the fact that the Cural is as essentially the literary treasure, the poetic mouthpiece, the highest type of verbal and moral excellence among the Tamil people as ever Homer was among the Greeks" (ibid P. 200).

જૈનધર્મ અને જૈનો માટે ઓછા ગૌરવનો વિષય નથી. એ કાળે મદુરા અને એની આસપાસમાં આપણાં રમણીય મંદિરો પણ હતાં એ અંગેના ઉલ્લેખની વાત હવે પછી. [ચાલુ]

Shri Jaina Satya Prakasha. Regd. No. B. 3801 શ્રી જૈન સત્ય પ્રકાશ



મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ,
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.



# श्री जैन सत्य प्रकाश

તંત્રી
ચીમનલાલ ગોકળદાસ શાહ
તા. ૧૫-૯-૫૧ : અમદાવાદ
વર્ષ ૧૬ : અંક ૧૧-૧૨ ] [ ક્રમાંક : ૧૯૧-૧૯૨



# विषय-दर्शन



# વિનંતિ

'**શ્રી જૈન સત્ય પ્રકાશ**' આ અંકે સોળ વર્ષ પૂરાં કરે છે એની યાદ આપવા સાથે એ જણાવવું જરૂરી છે કે સમિતિની આર્થિક સ્થિતિ ગંભીર બનતી જાય છે. એક તરફ લેખસામગ્રી અને પ્રતિકારમાં એ પ્રગતિ કરી રહ્યાના અભિપ્રાયો મળે છે ત્યારે બીજી તરફ પૈસાના કારણે જ એને નાહિંમત બનવું પડે એવી સ્થિતિ આવી પહોંચી છે. આપણા પૂજ્ય મુનિવરો અને શ્રીસંઘને અમે આ વિશે નિવેદનો કર્યાં છે એ ઉપરથી આ વખતે જો સારી એવી મદદ ન મળી શકે તો માસિક કેમ ચલાવવું એ પ્રશ્ન સમિતિને મૂંઝવી દે તેવો છે.

જૈન સંસ્કૃતિના સંરક્ષણ માટે ઉદ્યમશીલ આ માસિક સમસ્ત જૈન સંઘનું એક અંગ છે. અને તેથી શ્રીજૈનસંઘના પ્રત્યેક માનવીએ તેમાં સાથ આપવો એ આપણી પવિત્ર ફરજ છે આ વાત બરાબર સમજીને આ પત્રના નિભાવ માટે સૌ કોઈ ધ્યાન આપે એવી અમે આગ્રહભરી વિનંતિ કરીએ છીએ. —**તંત્રી**




॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

**श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र**

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष : १६ | विक्रम सं. २००७ . वीर नि. सं. २४७७ : ई. स. १९५१ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : ११-१२ | भादरवा सुद १५ : शनिवार : १५ सप्टेम्बर | १९१-१९२ |


# श्रीसुपार्श्वजिनस्तवः ।


संपादकः—पूज्य मुनिराज श्रीकान्तिसागरजी


जगत्प्रसिद्धेऽपि चतुष्प्रकारे, धर्मे सदा मुख्यतया प्रतीतम् ।
दानं त्रिधा शुद्धमदर्शि येन, तस्मै सुपार्श्वाय नमस्करोमि ॥ १ ॥

निष्कारणं निस्पृहमेव दानं, यच्चेतसाऽऽनन्दमयात्मकेन ।
प्रदीयते तज्जिननाथ ! वित्तं, शुद्धं तवैवानुगतैरगादि ॥ २ ॥

यन्मूलशुद्धयुत्तरशुद्धिसारं, सद्वस्तुदेशावसरोचितं च ।
वितीर्यते वित्तविशुद्धमेतद्दानं त्वदुक्तार्थविदो वदन्ति ॥ ३ ॥

मूलोत्तरानेकगुणाय कोटिशुद्धाय सम्बन्धविवर्जिताय ।
यद्दीयते तत्तव शासनज्ञा, सत्पात्रशुद्धं प्रवदन्ति दानम् ॥ ४ ॥

एवं ददुर्ये जिन ! चित्तवित्तं, पात्रैकशुद्धं जगतीह दानम् ।
सिद्धस्य बुद्धस्य निरञ्जनस्य, सुपार्श्व ! पार्श्वं तव ते लभन्ते ॥ ५ ॥

॥ इति श्रीसुपार्श्वस्तवः ॥ ७ ॥



# 'શ્રી. ઉદ્દ્યોતનસૂરિના સમય'ના ભ્રમનું નિવારણ

લેખક : શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી, વડોદરા

'**શ્રી જૈન સત્યપ્રકાશ**'ના વર્ષ ૧૬ ના અંક ૭ માં 'શ્રી ઉદ્દ્યોતનસૂરિનો સમય' એ નામનો એક લેખ શ્રી. ત્રિભોવનદાસ લહેરચંદ શાહનો પ્રકટ થયો છે, ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં તે ગેરસમજુતી અથવા ભ્રમ કરાવનાર છે, તેથી તેનું નિવારણ કરવું ઉચિત છે, કે જેથી ભ્રાંતિની પરંપરા આગળ વધે નહિ.

ઉદ્દ્યોતનસૂરિ સાથે બીજા પણ સુપ્રસિદ્ધ આચાર્યોના સંબંધમાં વિધાનો કર્યાં છે, તે પણ વિચારણીય છે.

ત્યાં પૃ ૧૬૮માં—(૧) મલ્લવાદીને શિલાદિત્યના ભાણેજ તરીકે જણાવવામાં આવેલ છે, તે પ્રબંધચિંતામણિ અને પ્રબંધકોશ જેવા ગ્રંથોમાં સૂચન મળે છે, તે આધારે સૂચવી શકાય; પરંતુ તે પૂર્વે રચાયેલ ભદ્રેશ્વરસૂરિની પ્રાકૃતભાષામય કથાવલીમાં, પ્રભાચંદ્રસૂરિના સ. ૧૩૩૪ ના સંસ્કૃત પ્રભાવકચરિત્રમાં અને સંઘતિલકાચાર્યની સં. ૧૪૨૨ ની સમ્યક્ત્વ-સપ્તતિ-વૃત્તિમાં એ હકીકત નથી; ત્યાં મલ્લવાદીને જિનાનંદસૂરિના ભાણેજ તરીકે, દુર્લભ-દેવીના પુત્ર તરીકે, અજિતયશા અને યક્ષના બંધુ તરીકે તથા ભૃગુકચ્છ (ભરૂચ)ની રાજસભામાં બૌદ્ધમાન્ય બુદ્ધાનંદ વાદીને નયચક્ર દ્વારા જિતી જૈનશાસનની પ્રભાવના કરનાર તરીકે ઓળખાવ્યા છે.

**નયચક્ર** ગ્રંથ ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાલામા પ્રકાશિત થઇ રહેલ છે, તેનો ચાર અર-વાળો પ્રથમ ભાગ પ્રકાશમાં આવવાની તૈયારીમાં છે, તેની પ્રસ્તાવનામા મલ્લવાદીના પ્રાચીન ચરિત્ર-પ્રબંધો જોવામાં આવશે. પ્રભાવકચરિત્રમાં આવતા वीरवत्सरादथ ઉલ્લેખમાના વીર—શબ્દને શ્રી શાહે પૃ. ૧૬૮ માં જણાવ્યા પ્રમાણે-વિક્રમ અર્થમાં ઘટાવી શકાય નહિ-એમ કરવા જતા વીરશબ્દ દ્વારા સૂચવેલા બીજા અનેક ઉલ્લેખોને વિક્રમસંવતમાં ફેરવવા પડે અને એથી તો ઘણી મોટી અવ્યવસ્થા થઇ જાય

ત્યા પૃ ૧૬૯ માં—(૨) 'હરિભદ્રસૂરિનો સમય વિ સંવત ૯૬૦ નો (તેમનુ સ્વર્ગા-રોહણ) નક્કી થઇ ગયો લેખીશું' જણાવેલી હકીકત પણ યુક્ત નથી; કારણ કે-શકસંવત ૭૦૦=વિક્રમસંવત ૮૩૫મા રચાયેલી પ્રાકૃત-કુવલયમાલાકથામા દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતન-સૂરિએ ભવવિરહાંક હરિભદ્રસૂરિનું તથા તેમણે રચેલી સમરાદિત્યકથા( સમરાઇચ્ચકહા )નું સસ્મરણ કર્યું છે.[1]

---

[1] "जो इच्छइ भव विरह, **भवविरहं** को न वन्दए सुअणो।
समयसयसत्थगुरुणो **समरमियंका** कहा जस्स ॥"
અપ્રસિદ્ધ-પ્રાકૃત કુવલયમાલાકથાના પ્રારંભમા જેસલમેરભ. તાડપત્રીય પોથી સ. ૧૧૩૯

ત્યાં પૃ. ૧૭૦માં—सगणिवकाल (=शकनृपकाल)નો પ્રશ્ન લેખક જુદા જ લેખથી છણવા વિચાર જણાવે છે અને તે પહેલાં જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સાથેના તેવા શકસંવત ૫૩૧ના ઉલ્લેખમાં+૩૭૫ ઉમેરી તેમનો સમય=૯૦૬ વિક્રમસંવત ઘટાવવા પ્રયત્ન કરે છે, તે અયોગ્ય છે.

સિંઘી જૈનગ્રંથમાલા (ગ્રં ૨૮)માં શ્રીજયસિંહસૂરિની સં ૯૧૫ની રચના ધર્મોપદેશ-માલા-વિવરણ પ્રકાશિત થયેલ છે, તેની પ્રસ્તાવના ( પૃ ૧૮ )માં અમે એક સ્તંભ લેખ શકકાલ ૭૮૪=સંવત ૯૧૯ નો પ્રકાશિત કર્યો છે, તેમાં સ્પષ્ટ રીતે શકસંવત ૭૮૪મા ૧૩૫ ઉમેરી વિક્રમસંવત ૯૧૯ એ બંને સંવત દર્શાવેલ છે. એ બંને સંવત સાથે એપિગ્રાફિયા ઇંડિકા વો. ૪, પૃ. ૩૧૦માં અંગ્રેજી લિપિમા પણ એ લેખ પ્રકટ થયેલ છે.

કર્ણરાજાના રાજ્યમાં અણહિલવાડ નગરમાં સં. ૧૧૪૧માં નેમિચંદ્રસૂરિએ રચેલ પ્રાકૃત વીરચરિતમાં મહાવીરજિનના મુખથી ભવિષ્યવાણી તરીકે સૂચન કર્યું છે કે-" મારું નિર્વાણ થયા પછી ૬૦૫ વર્ષ અને પાંચ માસ જતાં શકરાજા ઉત્પન્ન થશે ! "[1]

—મહાવીર-નિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ અને તે પછી ૧૩૫ વર્ષે શકસંવતનું સૂચન એમાંથી મળે છે.

મલધારી હેમચંદ્રસૂરિના પટ્ટધર વિજયસિંહસૂરિએ સં. ૧૧૯૧માં સિદ્ધરાજના રાજ્ય-સમયમાં ૧૪૪૭૧ શ્લોક-પ્રમાણ એક બીજું ધર્મોપદેશમાલા-વિવરણ રચેલું છે, તેમાં કાલ-કાચાર્યની પ્રાકૃતકથામાં શકકાલ જાણવા માટે પ્રાસંગિક સૂચન છે, તેમાં પણ એવો આશય સૂચવાયેલ છે—" × × તે (માલવરાજ વિક્રમાદિત્ય)ના વંશને ઉપાડીને ફરી પણ **શકરાજા** ઉજ્જેણી નામની શ્રેષ્ઠ નગરીમા થયો, જેના પદ-પંકજને સામંતો પ્રણામ કરતા હતા; જેણે વિક્રમસંવત **૧૩૫** વ્યતીત થયા પછી વિક્રમસંવતનું પરિવર્તન કરી પોતાનો સંવત્સર સ્થાપ્યો હતો. **શકકાલ** જાણવા માટે એ પ્રાસંગિક કહેવામાં આવ્યું છે[2] "

એ રીતે વિચારીએ તો શકનૃપકાલ, શકરાજનો કાલ અથવા શકાબ્દ જેવા ઉલ્લેખ સાથે સંવત સૂચવેલ હોય તો તેમાં ૧૩૫ની સંખ્યા ઉમેરીને વિક્રમસંવત દર્શાવી શકાય; પરંતુ જે તે સંવતના અંકોને ગુપ્ત-વલભી સંવત માની તેમા ૩૭૫ ઉમેરવાનું સૂચવતા ત્રિ લં. શાહે પ્રાચીન આચાર્યોને અર્વાચીન માનવા-મનાવવાનો અનિષ્ટ પ્રયત્ન કર્યો છે અને તેનું સમર્થન કરતાં ઘણી અસંગતતા ઊભી કરી છે, અસંબદ્ધ પૂર્વાપરતા સાથે અસ્ત-વ્યસ્ત ગુરુ-શિષ્ય-સંબંધો જોડી દીધા છે ! !

---

૧ " छहिं वासाण सएहिं, पंचहिं वासेहिं पंच मासेहिं ।
मम निव्वाणगयस्स उ, उप्पज्जिस्सइ **सगो राया** ॥ "
—નેમિચંદ્રસૂરિનું વીરચરિત્ર ગા. ૨૧૬૯ [જૈન આત્માનંદસભા, ભાવનગરથી પ્ર ]

૨ " तस्स वि वंस उप्पाडिऊण, जाओ पुणो वि **सगराया** ।
**उज्जेणि**पुरवरीए, पय-पकय-पणय सामंतो ॥
**पणतीसे वाससए**, **विक्कम**संवच्छरस्स वोलीणे ।
परियत्तिऊण ठविओ, जेण संवच्छरो नियओ ॥
**सग-काल**-जाणणत्थं, एयं पासंगियं समक्खाय ॥ "
—અપ્રસિદ્ધ ધર્મોપદેશમાલા-વિવરણમાંથી

તેમણે શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ સાથે મળતા શકનૃપકાલ ૫૩૧વાળા ઉલ્લેખમાં ૩૭૫ ઉમેરી તેમનો સમય વિક્રમસંવત ૯૦૬ જણાવ્યો છે. (વિક્રમની દસમી સદીના પ્રારંભમાં)

શ્રીહરિભદ્રસૂરિના ૫૮૫ સંવતમાં ૩૭૫ ઉમેરી તેમને વિક્રમસંવત ૯૬૦માં થયેલા જણાવ્યા છે. (વિક્રમની દસમી સદીના ઉત્તરાર્ધમાં)

તેવી રીતે કુવલયમાલાકથા રચનાર દાક્ષિણ્યચિહ્ન આચાર્ય ઉદ્દ્યોતનસૂરિ સાથે મળતા સંવત શકકાલ ૭૦૦ માં પણ ૩૭૫ ઉમેરી તેમને વિક્રમસંવત ૧૦૭૫માં થયેલા જણાવ્યા છે. (વિક્રમની અગિયારમી સદીના ઉત્તરાર્ધમાં)

તેમની એ માન્યતા વાસ્તવિક નથી, એ આપણે વિચારીએ.—

પ્રાકૃત કુવલયમાલાકથાની રચના શકસંવત ૭૦૦ માં એક દિવસ ન્યૂન હતો ત્યારે કરી હતી, તેમ સ્વયં તે દાક્ષિણ્યચિહ્ન આચાર્ય ઉદ્દ્યોતનસૂરિએ તે ગ્રંથમાં જણાવી છે.[1] જેસલમેર–ભાંડાગારીય–ગ્રંથ–સૂચી( સં અપ્રસિદ્ધગ્રંથ–ગ્રંથકૃત્પરિચય પૃ. ૪૨–૪૩ )માં તથા અપભ્રંશ–કાવ્યત્રયીની સંસ્કૃત ભૂમિકા પૃ ૮૩ થી ૯૪ ) માં અમે સંક્ષેપ–વિસ્તારથી તેના પ્રામાણિક ઉલ્લેખો દર્શાવ્યા છે, તે જોવાથી તેનો ખ્યાલ આવશે એ કથાનું રચના–સ્થલ જાવાલિપુર( જાલોર-મારવાડ ) તે આચાર્યે જણાવ્યું છે, તથા તે સમયે ત્યાં રણહસ્તી **વત્સરાજ** રાજા વિદ્યમાન હતો, તેનો પણ આચાર્યે ઉલ્લેખ કર્યો છે.[2] એ પ્રતીહાર રાજાનો રાજ્ય–સમય વિક્રમની નવમી સદીના પૂર્વાર્ધમાં મળે છે.

લગભગ સાડાચારસો વર્ષો પહેલાં થયેલા બૃહટ્ટિપ્પનિકાકારે બૃહટ્ટિપ્પનિકામાં આ કથાને **વિક્રમસંવત ૮૩૫**માં રચાયેલી જણાવી છે,[3] તેનું પણ એ જ કારણ છે–શકસંવત ૭૦૦+૧૩૫=૮૩૫.

પોતાને ચંદ્રકુલના અવયવ તરીકે જણાવતા આ આચાર્ય ઉદ્દ્યોતનસૂરિએ ઉપર્યુક્ત કુવલયમાલાકથામાં પોતાના ગુરુ ( દીક્ષાગુરુ )નું નામ તત્ત્વાચાર્ય જણાવ્યું છે, જેમને પોતાની ગુરુ-પરંપરામાં વટેશ્વરના શિષ્ય તરીકે જણાવ્યા છે,' શ્રી. ત્રિ. લ. **શાહની** માન્યતા પ્રમાણે 'તે તત્ત્વાચાર્ય એટલે શીલાંકાચાર્ય' એવી ઘટી શકતા **નથી.**

શીલાંકાચાર્ય અથવા શીલાચાર્ય એ નિર્વૃતિકુલના માનદેવસૂરિના શિષ્ય હતા અને તેમનું નામ વિમલમતિ કવિ શીલાંક એવું પણ તેઓએ રચેલા પ્રાકૃત મહાપુરુષ–ચરિત ( ચઉપ્પન્ન–મહાપુરિસ–ચરિય )માં સૂચવ્યું છે જેસલમેરભાં. ગ્રંથસૂચી ( અપ્રસિદ્ધ૦ પૃ. ૪૩ ,માં, અપભ્રંશકાવ્યત્રયીની સંસ્કૃત ભૂમિકા ( પૃ ૧૧૦ માં એમના ઉલ્લેખો અમે દર્શાવ્યા છે એ શીલાચાર્યની આચારાંગટીકામાં જે ઉલ્લેખ મળે છે, તેમાં '**શકનૃપકાલા-**

---

૧ "**सगकाले** वोलीणे वरिसाण **सए**हि **सत्त**हि गएहिं।
एगदिणेणूणेहिं, रइआ अवरण्हवेलाए ॥"

૨ "पर–भड–भिउडी–भंगो, पणईयण रोहणो कला–चंदो।
सिरि**वच्छरायणा**मो, रण-हत्थी पत्थिवो जइआ ॥"

—જે. ભ તાડપત્રપોથી સંવત્ ૧૧૩૯

૩ "**कुवलयमाला प्रा. सु. ८३५** वर्षे **उद्योतनसूरीया १३०००**" —બૃહટ્ટિપ્પનિકા

તીત્ર સંવત્સરશતેષુ ચતુરશીત્યધિકેષુ'' એટલે શકસં. ૭૮૪ જણાવેલ છે, એથી તેમાં ૧૩૫

ઉમેરીએ તો વિક્રમસંવત ૯૧૯ એ ટીકાનો રચના-સમય કહી શકાય એને જ લક્ષ્યમાં રાખીને બૃહટ્ટિપ્પનિકાકારે તેમના મહાપુરુષ ચરિતની રચનાનો સંવત ૯૨૫ જણાવેલ છે. (શક સંવત ૭૯૦ ગણીને.)

--એ ઉપરથી સમજી શકાય તેમ છે કે ઉદ્દ્યોતનસૂરિ પહેલાં થઈ ગયા છે અને શીલાચાર્ય પછી થયા છે એટલે શીલાંકાચાર્યને પૂર્વોક્ત તત્ત્વાચાર્ય માની તેને ઉદ્દ્યોતન-સૂરિના ગુરુ માનવા-મનાવવા અયુક્ત છે, તથા શીલાંકાચાર્યને 'વિ. સ ૧૦૫૬ થી ૧૦૮૪ માં યુગપ્રધાનપદે' થયેલા માનવા તે પણ યુક્તિયુક્ત નથી

ઉદ્દ્યોતનસૂરિએ કુવલયમાલાકથામાં પોતાના વિદ્યાગુરુ તરીકે આચાર્ય વીરભદ્ર અને હરિભદ્રના નામનો નિર્દેશ કર્યો છે,[2] તે અમે પૂર્વોક્ત જે. ગ્રંથસૂચી મા(અપ્રસિદ્ધ૦ પૃ ૪૩) તથા અન્યત્ર દર્શાવેલ છે

ઉદ્દ્યોતનસૂરિએ જે વિમલસૂરિનું સ્મરણ કર્યું છે, તે શ્રી શાહે ત્યાં પૃ. ૧૮૬માં જણાવ્યા પ્રમાણે 'વિમલચંદ્રસૂરિ નામે કોઈ અપરિચિત આચાર્ય' નહિ, તેમ ત્યાં પૃ. ૧૭૧ માં જણાવ્યા પ્રમાણે તેને 'મહાવીરની ૩૬ મી પાટે થયેલા' ન સમજવા જોઈએ; પરંતુ વીર-નિર્વાણ પછી ૫૩૦ વર્ષે થયેલા પ્રાકૃત વિમલાંક **પઉમચરિય** મહાકાવ્ય રચનાર વિમલસૂરિ સમજવા જોઈએ. પૂર્વે થઈ ગયેલા મહાકવિઓમા તેમનું સંસ્મરણ ત્યાં સુસંગત છે.[3]

---

૧ પીટર્સન રિપોર્ટ ૩, પૃ. ૯૦

૨ "दिन्नजहिच्छिय-फलओ, वहुकित्ती-कुसुम-रेहिरामोओ ।
आयरियवीरभद्दो, अत्थावरो कप्परुक्खो व्व ॥
सो सिद्धतगुरू, पमाण-नाएण जस्स **हरिभद्दो** ।
वहुगंथ-सत्थ-वित्थर-पयड-सव्वत्थो ॥"

૩ "जारिसय **चिमलंको**, विमल को तारिस लहइ अत्थ ? ।
अमयमइय च सरस, सरस चिय **पाइयं** जस्स ॥"

વિક્રમસંવત ૯૯૪ માં બૃહદ્વટ નીચે શુભ મુહૂર્તે ૮ સૂરિઓને પોતાના પદ(પદ) પર સ્થાપનાર (વટગચ્છ-બૃહદ્ગચ્છના પ્રવર્તાવનાર) ઉદ્દ્યોતનસૂરિ અને આ દાક્ષિણ્યચિહ્ન ક્ષત્રિય આચાર્ય ઉદ્દ્યોતનસૂરિ એ બંને આચાર્યોને ભિન્ન ભિન્ન વ્યક્તિ તરીકે ભિન્ન ભિન્ન સમ-યમાં થયેલા સમજવા જોઈએ. તે બંનેમા કુવલયમાલાકથાકાર ઉદ્દ્યોતનસૂરિ સં. ૮૩૫માં વિદ્યમાન હોઈ સ્વાભાવિક રીતે પહેલાં થઈ ગયા છે

સં. ૧૦૫૫માં હરિભદ્રસૂરિના ઉપદેશપદની પ્રાચીન ટીકા રચનાર વર્ધમાનસૂરિના પૂર્વજ ઉદ્દ્યોતનસૂરિ અને પૂર્વોક્ત ૯૯૪ સંવતવાળા ઉદ્દ્યોતનસૂરિ સમકાલીન હોઇ એક હોવાનુ અનુમાન કરી શકાય.

વિક્રમસંવત ૧૧૪૧માં કર્ણદેવના રાજ્યમાં પ્રા. વીરચરિત્રના રચનાર નેમિચંદ્રસૂરિના ગુરુ અંબ(આમ્ર)દેવ ઉપાધ્યાયના ગુરુ પણ ઉદ્દ્યોતનાચાર્ય હતા, તેઓ વિક્રમની ૧૧મી સદીના અંતમાં વિદ્યમાન હોવા જોઇએ.

એવી રીતે દેવાનંદગચ્છ, કાસાહદગચ્છ વગેરેમા પણ સમાન નામ ધારણ કરનાર લગભગ સમકાલીન બીજા પણ ઉદ્દ્યોતનસૂરિ નામના આચાર્યો થયેલા જણાય છે સમાન નામની ભ્રાંતિથી તે સર્વને એક માની લેવા ન ઘટે એ પ્રાસંગિક સૂચન છે.



# ખંભાત–જીરાલાપાડામાં
## દટ્ટનકૂવાના ખોદકામમાંથી મળી આવેલાં
# સુંદર પ્રાચીન અવશેષો

લેખક :
પૂજ્ય મુનિરાજ શ્રીઅભયસાગરજી

ઉપક્રમ :—

**વિ. સં. ૨૦૦૬ ના જેઠ સુદ ૧૦ ની સવારે ૯ વાગે જીરાલાપાડા (ખંભાત)માં શાહ વાડીલાલ પોપટચંદના વંડાની** બાજુમાં ગધાતા પાણીના દટ્ટન માટે બધ ગટર જેમ કૂવાના ખોદકામમાં ૧૦ ફૂટની ઊંડાઈએથી ખોદકામ કરનાર કોળીની કોશ સાથે અફડાઈને ૧૫×૯ ઈંચી સુંદર એક સફેદ પાષાણ નીકળી આવ્યો. જેના ઉપર ચાર શ્રાવક–શ્રાવિકાઓની ઊભી મૂર્તિઓ હતી. થોડીક વાર પછી ૨-૩ ફૂટના આંતરે ખોદકામ કરતાં ફરી બદામી રંગના પાષાણની ૩॥ ફૂટ ઊંચી એક મૂર્તિ નીકળી. વિવેકી શ્રાવકોએ બન્ને ઐતિહાસિક પ્રતીકોને **જીરાલાપાડાના મોટા દેરાસરમાં** ભોયરાના ઉત્તરસન્મુખ પ્રવેશદ્વારની ડાબી બાજુએ પૂર્વસન્મુખ શોધક દ્રવ્યોથી સાફ કરીને પધરાવ્યા. (હાલ તો આ બન્ને અવશેષો તે જ દહેરાના શ્રી**નેમનાથ**પ્રભુના ભોંયરાના ગભારામાં પધરાવ્યા છે.)

એ આરસામાં **પૂ. આગમોદ્ધારકશ્રી**ના સ્વર્ગવાસ પછી **સુરતથી પૂજ્ય ગુરુદેવશ્રી** સાથે **પાલીતાણા** ચાતુર્માસ અર્થે વિહાર કરતાં **ખંભાત** આવવાનું થયું. વાતચીત દરમ્યાન **ધર્મનિષ્ઠ સુશ્રાવક મોતીભાઈ ગાંધીએ** બન્ને પ્રતીકોને અવલોકી, ઐતિહાસિક દૃષ્ટિએ તે અવશેષોના મહત્ત્વભર્યા મૂલ્યાંકનની જિજ્ઞાસા કરી, અને 'यदिष्ट तद्वैयोपदिष्टम्' ન્યાયાનુસાર ઐતિહાસિક સામગ્રીના સંચયની અભિરુચિને પોષક આવા પ્રસંગનો લાભ લેવા **ગુરુદેવશ્રીની** આજ્ઞા મેળવી સાંજના સમયે જોઈ આવ્યો, બીજે દિવસે સવારે નિરાંતે શિલાલેખ લેવાની સામગ્રી સાથે જઈ પૂર્ણ માહિતી મેળવી લીધેલી, તે માહિતી પુરાતત્ત્વ–સંશોધન–ઇતિહાસના પ્રેમી વિદ્વાનોને ઉપયોગી થશે એમ ધારી તે બન્ને પુરાતન અવશેષોની યથાશક્ય મેળવેલી સંપૂર્ણ માહિતી પ્રકાશમાં મૂકું છું

## પ્રથમ અવશેષનો પરિચય

ખોદકામમાંથી મળી આવેલા એ ઐતિહાસિક અવશેષોમાંથી પ્રથમ અવશેષ શ્વેત પાષાણનો ૧૫×૯ ઇંચનો છે, જેના પર સૌથી મોટા તરીકે દેખાતા કદમાં પણ ઊંચા–એક શ્રાવક હાથ જોડી ઊભેલ છે, જેની નીચે મહ० आसिग નામ કોતરેલું છે, તે શ્રાવકની પાછળ અનુક્રમે એકેકથી કદમાં નાની ત્રણ શ્રાવિકાઓ હાથ જોડી ઊભી છે–તેમનાં નામો ક્રમશઃ महती सूहवदेवी, महती सीतादेवी, महती मदन ॥ નીચે કોતરેલાં છે.

તથા ૧૫ ઈંચ લાંબી નીચેની પાટલી પર (પ્રાયઃ ત્રણ લીટીમાં) નીચે મુજબ લેખ છે—

'संवत् १३५३ वर्षे द्वितीय फागुण सुदि ९ रवौ स्तंभतीर्थे श्रीवीरवसहिकामध्ये मह० मंडलिकेन मातापित्रो श्रेयसे आराधकमूर्त्तय कारिता ॥ शिवमस्तु ॥ मंगलं भवतु ॥"

અર્થાત્–**વિક્રમ સં. ૧૩૫૩** ના બીજા ફાગણ સુદ ૯ રવિવારે ખંભાતના

**શ્રીવીરવસહિકા** નામના દેરાસરમા **મહં. મંડલિકે** પોતાના માતાપિતાના કલ્યાણાર્થે આરાધકોની મૂર્તિઓ બનાવી

ઉપરના શિલાલેખ ઉપરથી પાષાણપટ્ટમા કદમાં મોટી અને પ્રથમ કોતરેલી ગૃહસ્થની મૂર્તિ તે **મહં. મંડલિક**ના પિતા **મહં આસિગ** લાગે છે, અને બાકીની ત્રણ સ્ત્રી-મૂર્તિઓ તે **મહં. આસિગ**ની ધર્મપત્નીઓ લાગે છે.[1]

તથા ચૌદમી સદીના ઉત્તરાર્દ્ધમા **ખંભાતમાં** [2]**વીરવસહિકા** નામનું ભવ્ય જિનાલય આબાદીપૂર્ણ અસ્તિત્વ ધરાવતું હશે, એમ પણ આ લેખ ઉપરથી પ્રતીત થાય છે.

ઉપરના શિલાલેખમા પ્રતિષ્ઠાપક આચાર્યનુ કે **વીરવસહિકા** સબધી અન્ય કોઈ વર્ણન નથી, નહિ તો ઐતિહાસિક સશોધકોને વધુ મહત્ત્વની સામગ્રી મળી રહેત.

## દ્વિતીય અવશેષનો પરિચયઃ

ઉપરના અવશેષની સાથે નીકળેલ બીજો ઐતિહાસિક અવશેષ શિલ્પકલાની દષ્ટિએ વધુ મહત્ત્વનો છે. તે અવશેષ બદામી રગના પાષાણની લગભગ ૩।। ફૂટ ઊંચી ચાર ભુજાવાળી કોઈ દેવીનો જણાય છે, પણ નીચેના યથાસ્થિત સાગોપાગ વર્ણન ઉપરથી તે દેવી **શ્રુતાધિષ્ઠાત્રી** ભગવતી **સરસ્વતી** જ પ્રતીત થાય છે.

આખોય પાષાણ બદામી રગનો અને શિલ્પમય કોતરણીથી ભરપૂર છે, જેમાં ૩ ફૂટ ઊંચી સરસ્વતીની સુંદર મનોહર રમણીય ઊભી મૂર્ત્તિ બેથી ત્રણ ઇંચ જાડી ઉપસાવીને કોતરેલ છે, તેમનો નીચેનો ડાબો હાથ ખોદનારની કોશના અજાણતા લાગેલા ઘાથી જૂદો પડી ગયેલ-પણ કુશલ શિલ્પી દ્વારા વિવેકી શ્રાવકોએ પુનઃ સલગ્ન કરાવી દીધેલ છે. દેવીની મૂળાકૃતિ અતિભવ્ય, મનમોહક અને શાંતમુદ્રા છતા પ્રૌઢતાભરી ઘડીભર મનને થભાવી દે તેવી છે. આખાય શરીરના અગોપાંગો કુશલ શિલ્પીના અદ્ભુત ટાંકણાની નિપુણતાને સૂચવનારાં અને કલાપ્રેમી માનસને થનગનાવી મૂકે તેવાં વિલક્ષણ છે, દેવીના કંઠમાં કઠી-મોતીની માળા આદિ ત્રણ-ચાર જાતનાં આભરણો તથા તેના પ્રત્યેક વિભાગના સ્પષ્ટ આલેખનપૂર્વકની સૂક્ષ્મ કોતરણી દૂરથી સાચા ઘરેણાની ભ્રાન્તિ નિપજાવે તેવી છે, તથા શરીરના ઉત્તરાર્ધનો મરોડ અને સુદર ભાવભર્યા વિક્ષેપને સૂચવનાર અદ્ભુત પાદન્યાસ અને હાથની આંગળીઓનો સાહજિક દેખાતો મરોડ તથા અગ-પ્રત્યગોની સ્વાભાવિક સસ્થાનરચના-જાણે હાથ વડે માટીના પિંડને વાળીને યોગ્ય-મનમાન્યો ઘાટ ઘડયો ન હોય! એવી અદ્ભુત કલ્પના કરાવનાર હોઈ **સરસ્વતી**ની મૂર્તિ અનેક વિલક્ષણતાઓથી ભરપૂર છે. તેનું યથાસ્થિત સ્વરૂપાલેખન પ્રત્યક્ષ દર્શન વિના સંભવિત નથી **તેરમી સદીના ઉત્તરાર્દ્ધના અંત્ય ચરણમાં થયેલી આ પ્રતિમા કલાપ્રેમી દર્શકોના મોંએ વાત કરે તેવી જાણે આજે જ નવી બનાવી હોય તેવી જણાય** છે દેવીના ઉપરના બન્ને હાથમા સુદર કોતરણીવાળાં વિકસિત કમલો, આગળની તરફ સ્પષ્ટ રીતે ઝુકેલાં છે. ડાબા હાથના કમલની પાંખડીઓની કોતરણી અતિસૂક્ષ્મ છે, આટલાં વર્ષો પસાર થવા છતાં પણ

૧ અતિપ્રયત્ન કરવા છતા પુણ્યપ્રભાવક **મહં આસિગ** અને તેની પત્નીઓ તથા **મહં. મંડલિક** સબધી કોઈ ઐતિહાસિક સામગ્રી ઉપલબ્ધ થઈ નથી, સુજ્ઞ વિદ્વાનો સંશોધનપૂર્ણ પ્રકાશ દ્વારા આ ઐતિહાસિક વ્યક્તિઓનો પરિચય કરાવે

૨ આ જિનાલય સબધી માહિતી કોઈના ખ્યાલમા હોય તો જરૂર સૂચિત કરે.

આવી ઝીણી કોતરણી ટકી શકે એજ ખરેખર કુદરતની બલિહારી જણાય છે, તથા જમણા હાથના કમલમાં વચ્ચે હંસયુગલની (તીર્થંકરપ્રભુના પરિકરમાં નીચેની પાટલીના મધ્યભાગે ધર્મચક્રની બે બાજુએ રહેતા હરિણ-યુગલની જેમ) સુંદર ગોઠવણ છે, નીચેના ડાબા હાથમાં પુસ્તક છે, (જે હાથ ખોદકામમાં કોશના ઘાથી જુદો પડી ગયેલ અને શિલ્પીએ પુનઃ સંગીન કરેલ છે) અને નીચેના જમણા હાથમા માલા છે. દેવીના માથાની બે બાજુએ બે હાથમાં ફૂલની માલા લઈ દેવો આકાશમાંથી આવતા હોય તેવા બતાવ્યા છે, **સરસ્વતી**ની નીચે જમણી બાજુના ભાગમાં એક શ્રેષ્ઠી હાથ જોડી ઊભા છે, તેમની જોડે બીજા એક શ્રેષ્ઠી ડાબો પગ ઊભો કરી વિનયાવનત મસ્તકે બેઠેલા છે, તથા ડાબી બાજુ એક શ્રાવિકા હાથ જોડી ઊભેલ છે, તેની જ સામે કંઈક નીચે એક નાનો રાજહંસ મોતીની માલા ચાંચમા લઈ રહેલો છે, (જો કે હંસની ચાંચ કાલના પ્રબલ ઝપાટાથી ખંડિત થયેલ છે, છતાં પ્રલમ્બમાન મોતીની અર્ધી માલા ઉપરનું સ્પષ્ટ અનુમાન કરાવે છે) તથા દેવીના પુસ્તકવાળા ડાબા હાથની કંઈક નીચે (એટલે નીચે રહેલ શ્રાવિકાથી કંઈક ઉપરના ભાગે) એક મુનિવર પ્રવચનમુદ્રાએ પદ્માસને રહેલા છે, એકંદર **સરસ્વતીદેવીનું** અદ્યાવધિ અનુપલબ્ધ ચતુર્ભુજ અને આવી વિશિષ્ટ કોતરણીવાળું શિલ્પ અતિપ્રાચીનકાલનું છતાંય મનોરંજક છે અને અદ્ભુત શિલ્પીની નિપુણતાભરી કોતરણી ભલભલાઓને છક કરે તેવી છે.

દેવીના પગ નીચેની લાંબી પટ્ટી પર (પ્રાયઃ ૨ાા લીટીમા) નીચે મુજબ લેખ છે—

॥र्दं०॥ सवत् १२८० व[र्षे] ...... । वा श्रीचद्रगच्छे श्रीवीरवसहिकाचैत्ये श्रीसरस्वतीप्रतिमा .. । श्रीपद्मा तथा पत्नी ठ (।) पद्मलदेवीभ्या स्वश्रेयसे कारिता...... [गच्छी]य आचार्यश्रीजयसिंहसूरिभि प्रतिष्ठिता ॥

અર્થાત્—વિ. સં. **૧૨૮૦ વર્ષે........શ્રીચંદ્રગચ્છીય શ્રીવીરવસહિકાચૈત્ય**માં **શ્રીસરસ્વતીની** મૂર્ત્તિ .. .. . ..**શ્રીપદ્મા** તથા પત્ની ..**પદ્મલદેવીએ** પોતાના કલ્યાણાર્થે કરાવી, ........ **..ગચ્છીય આચાર્ય શ્રીજયસિંહસૂરિએ** પ્રતિષ્ઠા કરી.

આ લેખમા જે અક્ષરો નથી લખ્યા તેટલો પથ્થરનો ભાગ તૂટી ગયો છે.

ઉપરના શિલાલેખમાં પ્રતિષ્ઠાપક **આચાર્ય શ્રીજયસિંહસૂરિજી**નો ઉલ્લેખ છે, પણ તેની પહેલાના અક્ષરોવાળો પાષાણનો તેટલો ભાગ ખંડિત હોવાથી આચાર્યશ્રીના ગચ્છનો નિર્ણય થવો મુશ્કેલ છે, છતાં લેખના પ્રારંભમાં સંવતના ઉલ્લેખ પછી કરવામાં આવેલ **ચંદ્રગચ્છ**નો ઉલ્લેખ **વીરવસહિકાચૈત્ય ચંદ્રગચ્છીઓએ** કરાવેલ હોવાથી તેના પ્રતિષ્ઠાપક આચાર્ય પણ બનતા સુધી (અન્ય સબલ પ્રમાણની અનુપલબ્ધિએ) તેજ ગચ્છના હોવાની સંભાવના થાય છે એટલે **આ શ્રીજયસિંહસૂરિજી ચંદ્રગચ્છના** જણાય છે. આ આચાર્યશ્રી માટે "**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**" (મો. દ. દેશાઇ કૃત પારા નં. ૩૯૩ પૃ. નં. ૨૭૭,માં નીચે મુજબ ઉલ્લેખ છે.

'**ચંદ્રગચ્છમાં સર્વદેવસૂરિજીના શિષ્ય દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રીચંદ્રસૂરિ થયા.**"

ઉપરના ઉલ્લેખમાં **આ. શ્રીજયસિંહસૂરિજીને ચંદ્રદેવસૂરિના સંતાનીય** જણાવ્યા છે ખરા, પણ ઉપરના શિલાલેખમાં **સરસ્વતીની** મૂર્ત્તિનો પ્રતિષ્ઠાકાળ તેરમી સદીના

ઉત્તરાર્દ્ધનું અંત્ય ચરણ સૂચવાયેલ છે. ઉપરના ઉલ્લેખમાં **આ. શ્રીજયસિંહસૂરિજીના** શિષ્ય **આ. શ્રીદેવેન્દ્રસૂરિજીના શિષ્ય શ્રીચંદ્રસૂરિનો** સત્તાસમય **દેશાઈએ** તેરમી સદીના પૂર્વાર્દ્ધનું આદ્ય ચરણ નિયત કરેલ છે જૂઓ નીચેનો તેઓનો તે જ પાનાનો ઉલ્લેખ–

"તેમણે ( **આ. ચંદ્રસૂરિએ અણહિલવાડપુર** (પાટણ)મા **કર્પૂર પટ્ટાભિપ પુત્ર સોમેશ્વરના** ઘરની ભૂમિમાં વસતિ સ્થાન રાખી તેના કુટુંબીઓની પ્રાર્થનાથી **સં. ૧૨૧૪માં આસો વદ ૮ બુધવારે શ્રીસનત્કુમારચરિત્ર પ્રાકૃતમાં આઠ હજાર શ્લોકપ્રમાણમાં** રચ્યું."

આ ઉલ્લેખથી **સરસ્વતીદેવીની** મૂર્તિના પ્રતિષ્ઠાપક **શ્રીચંદ્રગચ્છીય આ. શ્રીજયસિંહસૂરિ** કોઇ બીજા જ લાગે છે. એટલે પ્રતિષ્ઠાપક **આચાર્ય શ્રીજયસિંહ-સૂરિજીના** પરિચય માટે વિદ્વાનોએ સંશોધન કરવાની જરૂર રહે છે.

વળી પ્રતિષ્ઠાપક **આચાર્ય શ્રીજયસિંહસૂરિના** સમાન નામક આચાર્યોની માહિતી **જૈ. સા. સં. ઈ.** (મો. દ દેશાઈ)મા પારા નં. ૫૯૫, પૃ ૧૫૫, ૨૪૩, ટિ ૨૪૭-૨૮૯ -૩૦૭, ૩૧૧, ૩૩૦, ૩૪૯, ૩૯૩ ૫૫૬, ૪૯૫, ટિ. ૪૧૧, ૫૯૪, ૬૪૬, ૬૫૪ ટિ ૩૭૪, ૫૨૦, ૫૨૮, ૫૫૨, ૫૬૦મા આપેલ છે, તેમાના કેટલાક તો પ્રતિષ્ઠાપક આચાર્યશ્રીની માહિતી માટે અપ્રસ્તુત છે, છતાં સંકલનાની દષ્ટિએ ઉપયોગી ધારી સૂચવ્યા છે

શિલાલેખમાં સૂચવાયેલ **વીરવસહિકાચૈત્ય** પણ મહત્ત્વભર્યું સ્થાન ભજવે છે, પ્રથમનો અવશેષ **વીરવસહિકામાં** જ **મહં મંડલિકે** સ્થાપેલ છે, એટલે એ દૃષ્ટિએ આ મહાન્ ચૈત્યે અર્ધી સદી ઉપરાત જાહોજલાલી અનુભવી જણાય છે, પણ ખેદની વાત છે કે આવા મહાન્ જિનાલય સંબધી કોઈ માહિતી મળતી નથી

**સરસ્વતીદેવી**ની મૂર્તિ ભરાવનાર પુણ્યશાલિની **પદ્મા,** તથા **પદ્મલદેવીનો** પણ સુભગ પરિચય મેળવવાની જરૂર છે શિલાલેખમાં ખંડિત અક્ષરો જ્યાં છે તે સ્થાને કદાચ પુણ્યશાલિની **પદ્માના** પતિ અથવા કોઈ વડિલનો નામનિર્દેશ હશે, પણ તે સર્વભક્ષી કાલે કવલિત કરેલ હોવાથી નિરુપાય છીએ, પણ ત્યારપછી પદ્મા તથા પત્ની ઠ। પદ્મલ૦" શબ્દોથી શુ કહેવા માગે છે। **પદ્મલદેવી** પત્ની કોની ? વચમા તથા શબ્દ કેમ ? કદાચ એમ હોય કે પ્રતિમા ભરાવનાર પુણ્યવાન્ શ્રાવકે માતા **પદ્મા** અને પત્ની પદ્મલદેવીના નામો સુકૃતાર્થે લખાવ્યાં હોય ! અન્યથા વચમા તથા શબ્દ સંગત ન થાય, પણ વચમાં તથા આવવાથી પદ્મલદેવીભ્યા શબ્દમાં દ્વિવચન કેમ ઘટે ? પદ્મા સાથે સંબદ્ધ હોય તો વચમાં તથા કેમ આવે ? આ બધા પ્રશ્નો માટે સંશોધક મહાનુભાવો શિલાલેખના આટલા પદસમૂહના યોગ્ય અર્થનો નિર્ણય કરી પ્રકાશમાં મૂકે, એવી આશાથી ઉપર મુજબ બન્ને અવશેષોની યથાશક્ય માહિતી સાહિત્યિક વિદ્વાનોની જાણ માટે પ્રકાશમા મૂકી છે

વળી ઉપરના અવશેષો **જીરાલાપાડાના** જે વિશાલ મંદિર ( જે મંદિરમા ઓગણીશ દહેરાઓનું વિવેકી શ્રાવકોએ સમુપાસકોની હીનતાદિ કારણે એકત્રીકરણ કરેલ છે )માં છે, તે જ **શ્રીનેમિનાથપ્રભુના ભોંયરામા** ગભારાની જમણી બાજુના સામા ખૂણે અતિપ્રાચીન શ્વેત અને શ્યામ બે પરિકર અધોભાગના અવશેષો રહેલા છે, તેનુ પણ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વભર્યું સ્થાન હોઈ તે બન્ને પરિકરોનો પરિચય કરાવવો ઉચિત માનું છુ.

તે બંને પરિકરોના અવશેષો ૪।। ફુટ લાંબા, ૧।। ફુટ ઊંચા અણુવપરાયેલ દશામા

ધૂળ ખાતા પડી રહેલા છે, તેનો નવા નીકળેલા ઉપર ઉલ્લેખેલા અવશેષોના ઐતિહાસિક પરિચય પ્રસંગે ઐતિહાસિક રુચિને સંતોષનાર બંને પરિકરોને અવલોકી તેના પર જણાતા શિલાલેખને ઉતારી લેવા મન થયું, એટલે તરત યોગ્ય સામગ્રીદ્વારા બંનેના શિલાલેખ ઊતાર્યા—જેમાં શ્વેત પરિકરની ૩॥ ઈંચી પાટલી પર નીચે મુજબની આકૃતિ મુજબ ૬ ટુકડે લેખ લખાયેલ છે. બે બાજુએ નીચે મુજબ લેખ છે, મધ્યભાગ ખાલી છે—

"॥ई०॥ सवत् १३१४ वर्षे वैशाष वदि १२ बुधेऽद्येह स्तंभतीर्थे श्रीथारापद्रगच्छीयश्रीसर्वदेवसूरिसंताने श्रीऊदावसहिकायां श्रीपत्तनवास्तव्यश्रीश्रीमालज्ञातीय मह श्रीआसुसुत मह श्रीयशोराजांगज महं श्रीपृथ्वीपालसुत मह श्रीऊदा मह श्रीउदयमतीकुक्षिसंभूत मह श्रीदेवसीहेन स्वपित्रो श्रेयसे नव्यकारितचैत्ये श्रीपार्श्वनाथदेवस्य प्रतिम.जिनयुगलत्रिकसत्तक (!) सप्तक) चतुर्विंशतिदेवकुलिका स्वपित्रो जगतीमंडपवलानकसमेन सकलमिद धर्मस्थानक च कारित ॥ प्रतिष्ठित श्रीविजयसिंहसूरिभि ॥

**यावदिह नगरमध्ये, धर्मस्थाने प्रवर्तते धर्मः ॥**
**तावदिहोदयनंदन-जिनगृहमध्ये जिनोजयंति ॥ शिवमस्तु ॥"**

અર્થાત્—'વિ. સં. ૧૩૧૪ **વર્ષના વૈશાખ વદિ ૧૨ બુધવારે ખંભાતમાં શ્રીથારાપદ્રગચ્છીય શ્રીસર્વદેવસૂરિ**ના સંતાનમાં **શ્રીઉદાવસહિકા**માં **શ્રીપાટણવાસી શ્રી શ્રીમાલજ્ઞાતીય મહં** શ્રીઆસુના પુત્ર **મહં** શ્રીયશોરાજના પુત્ર **મહં શ્રીપૃથ્વીપાલ** પુત્ર **મહં શ્રીઉદા** અને **મહં શ્રીઉદયમતી**ના પુત્ર **શ્રીદેવસિંહે** પોતાના માતાપિતાના કલ્યાણાર્થે નવા કરાવેલ દહેરામાં **શ્રીપાર્શ્વનાથપ્રભુ**નું યુગલ એટલે બે અને ત્રિસપ્તક એટલે ૩×૭ =૨૧ પ્રતિમા સાથેની પ્રતિમા અને ૨૪ દેરી તથા જગતી—મંડપ—બલાનક આદિ વિભાગોથી શોભતું ભવ્ય ધર્મસ્થાન બનાવ્યું, **આ. શ્રી વિજયસિંહસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી. જ્યાં સુધી આ નગરના આ ધર્મસ્થાનમાં ધર્મની પ્રવૃત્તિ ચાલુ રહે ત્યાં સુધી **ઉદય ( ઉદા )**ના પુત્રે બનાવેલ આ દહેરામાં પ્રભુ જયવંત રહો. "शिवमस्तु ॥"

ઉપરનો શિલાલેખ મહત્ત્વની ઘણીય ઐતિહાસિક બીના પૂરી પાડે છે. **ખંભાત**ની જાહોજલાલીના મધ્યયુગમાં પ્રથમના અવશેષોમાં સૂચવાયેલ **વીરવસહિકા**ની જેમ **ઉદાવસહિકા**નુ આ લેખમાં સૂચન છે, જે તે કાલની ધર્મશ્રદ્ધાળુ ભાવુક જનતાના અપૂર્વ ધર્મ-પ્રેમને સૂચવે છે.

પોતાના પિતાના નામ ઉપરથી **ઉદાવસહિકા** જેવા ભવ્ય ચૈત્યને બાંધનાર **પાટણવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય મહં દેવસિંહ**ની માહિતી તપાસ કરવા છતાં મળેલ નથી, આથી વિદ્વાનો આવા મહાન નરરત્નનો પરિચય કરાવે.

પ્રતિષ્ઠાપક **આચાર્યશ્રીવિજયસિંહસૂરિ** કયા ગચ્છના હશે તે સ્પષ્ટ ઉલ્લેખ વિના શી રીતે નિર્ણીત કરાય?

તપાસ કરતાં 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ' ( મો. દ દેશાઈ ) ગ્રંથમાં નીચે મુજબ પ્રતિષ્ઠાપક આચાર્ય સાથે નામસામ્ય ધરાવતા ભિન્ન ગચ્છના આચાર્યો મળ્યા છે, પણ પ્રસ્તુત સૂરિ બાબત માહિતી મળી નથી

(૧) વિજયસિંહ—ખંડિલ્લગચ્છીય—પારા ન. ૬૪૫ પા નં. ૪૩૯
(૨) ,, સૂરિ— ,, ,, — , ,, ૩૨૩ પા નં. ૨૩૬
(૩) ,, ,, — ચંદ્ર—પૌર્ણમીય ,—,, ,, ૩૩૦ પા ન. ૨૪૦

(૪) „ „- ચંદ્રગચ્છીય- „ „ ૩૪૯ પા. નં. ૨૫૦
„ „ ૫૮૫ પા. નં. ૪૦૮
ટિ. ૭૨ પા. નં. ૮૪
(૫) „ „- નાઇલ્લિગચ્છીગ- „ „ ૬૩૦ પા. નં. ૪૩૧
(૬) „ „ -નાગેદ્રકૂલ- „ „ ૨૫૫ પા. નં. ૧૮૭
(૭) „ „ - „ ગચ્છ- „ „ ૪૯૫ પા. નં. ૩૪૦
„ ૪૯૯ પા. નં. ૩૪૨
(૮) „ „ - બૃહદ „- „ ૪૦૮ પા. ન. ૨૮૩
(૯) વિજયસિંહસૂરિ-મલધારગચ્છીય પારા ન. ૩૫૭ પા નં. ૨૫૩
(૧૦) „ „ રાજ „ પા. નં. ૩૯૬ પા. ન. ૨૭૮

હવે બીજો શ્યામ પરિકરનો અવશેષ છે તેના ઉપર પણ સફેદ પરિકરની જેમજ ૩ાા ઇંચી નીચેની પાટલી પર શિલાલેખ છે, ફક્ત આ લેખમાં મધ્ય ભાગ ખાલી નથી રાખ્યો, એટલે સાત ટુકડે લેખ છે.

શ્રી. ઉદાવસહિકાની જગતી (કંપાઉંડમાં)

"॥ई०॥ सवत् १३३२ वर्षे ज्येष्ठ सुदि १ बुधेऽद्येह स्तभतीर्थे श्रीथारापद्रगच्छीयश्रीसर्व देवसूरिसताने श्रीऊदावसहिकाजगत्या श्रीपत्तनवास्तव्य श्रीश्रीमालज्ञातीयमह श्रीआसुसुतमह श्रीयशोराजागजमह श्रीपृथ्वीपालप्रसूतमह श्रीऊदाभार्यामह श्रीऊदयमतीकुक्षिसभूत श्रीदेवसीहेन स्वमातु' श्रेयसे नव्यकारितचैत्ये श्रीपार्श्वनाथदेवस्य प्रतिमाधर्मस्थानयुता कारिता, अग्रे कारिताया चतुर्विंशतिदेवकुलिकायां ध्वजादडानिवापनकार्थं (!) ध्वजादण्डयुत दिन (!) प्रतिष्ठित श्रीविजयसिहसूरिभि ॥"

અર્થાત્-વિ. સં. **૧૩૩૨ વર્ષના જેઠ સુદ ૧ બુધવારે ખંભાતમાં શ્રીથારાપદ્રગચ્છીય શ્રીસર્વદેવસૂરિસંતાનીય પાટણવાસી શ્રીશ્રીમાલજ્ઞાતીય મહં શ્રીઆસુ** સુતમહં **શ્રીયશોરાજ**પુત્ર **મહં. શ્રીપૃથ્વીપાલ**પુત્ર **મહં. શ્રીઉદા** ભાર્યા **મહં. શ્રીઉદયમતી**પુત્ર શ્રી **શ્રીદેવસિંહે** પોતાની માતાના કલ્યાણાર્થે નવા કરાવેલ ચૈત્યમાં **શ્રીપાર્શ્વનાથદેવની** પ્રતિમા ધર્મસ્થાન સાથે કરાવી, પ્રથમ કરાવેલ ચોવીશ દેરી પર ધજા ચઢાવી, **શ્રીવિજયસિંહસૂરિએ** પ્રતિષ્ઠા કરાવી.

આ શ્યામ પરિકરનો શિલાલેખ શ્વેત પરિકરના શિલાલેખ સાથે વધુ સબંધ ધરાવે છે. બન્ને શિલાલેખોમાં પુણ્યપ્રભાવક સુશ્રાવક **દેવસિંહે** જ વસહિકા કરાવી, તેમાં પ્રભુ-પ્રતિમા પધરાવ્યાનો ઉલ્લેખ છે, વધુમા શ્યામ પરિકરના શિલાલેખમાં શ્વેત પરિકરના શિલાલેખમાં સૂચવેલ ચતુર્વિંશતિ દેવકુલિકાઓ પર ધ્વજાદંડ ચઢાવ્યાનો ઉલ્લેખ છે. આ લેખમા પણ પ્રતિષ્ઠાપક **આ૦ શ્રી વિજયસિંહસૂરિજી** જ છે, સંભવતઃ શ્વેત પરિકરના શિલાલેખમા સૂચવાયેલ જ આ સૂરિજી હોય એમ લાગે છે, તેઓ શ્રીમાનનો સત્તાસમય, ગચ્છ, ગુરુ વગેરે માહિતી સ્પષ્ટ રૂપમાં નિર્ણીતરૂપે કયાય મળી શકી નથી. વિદ્વાનોનુ આ તરફ હું ખાસ લક્ષ્ય ખેચું છું.

ઉપર મુજબ ભૂગર્ભથી મળી આવેલ ઐતિહાસિક બે અવશેષોના પરિચય પ્રસગે **જીરાલાપાડાના** દહેરાના ભોંયરામા એક બાજુ પડી રહેલા મહત્ત્વના શિલાલેખોથી અંકિત શ્વેત-શ્યામ બે પરિકરોનો પરિચય કરાવી આવા અતિહાસિક સાધનોના સંચય દ્વારા મધ્યકાલીન યુગના ઈતિહાસની સાંકળને સુસંબદ્ધ બનાવવા તરફ સુજ્ઞ વિદ્વાનોનુ હું ધ્યાન ખેંચુ છું.



# ઈતિહાસના અજવાળે

## (૧૪)

લેખક . શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

It is probable that the Pandya Raja at that time was a tributary of the powerful Pallava king of Kanchi (Conjeevaram)... Temples of the Hindu gods were numbered by hundreds, and the nude (Digambara) Jāins were present in multitudes.

ભાવાર્થ—કાચી કે જેનું પ્રચલિત નામ કાંજીવરમ છે, એના રાજાઓ પલ્લવવંશી હતા અને પાંડય રાજા એનો ખંડિયો હતો એમ સમજાય છે કાંચીમાં એ વેળા હિંદુ મંદિરો સેંકડોની સંખ્યામા હતાં, અને જૈનોના (દિગંબર સંપ્રદાયના) દેવાલયો પણ વિપુલ સંખ્યામાં હતાં.

ઇતિહાસની ઉક્ત નોંધ પરથી એ સ્થાનમાં જૈનધર્મ સારા પ્રમાણમાં વિસ્તરેલો હોય, અને ત્યારે જ અતિઘણી સંખ્યામાં દેવમંદિરો નિર્માણ થયાં હોય. જૈનો, પૂજા કરવાના, ધ્યાન ધરવાના શુભ હેતુથી જ મંદિરો બંધાવે છે પૂજકોની સારી સંખ્યા એ વેળા ત્યાં હશે એમ અનુમાન કરવું એ અસ્થાને નથી અન્યત્ર વાચવામા આવેલ છે કે દરિયાના પાણીના ઘસારાથી કેટલાંક મંદિરો નાશ પામ્યા છે અને કેટલાક ખંડિયેરો આજે દૃષ્ટિગોચર થાય છે, એની કારીગરી તેમજ બાંધણી જોતાં પૂર્વકાળે એ જિનમંદિરો હશે એમ સહજ અનુમાની શકાય છે.

Some revival of the Pandya power took place in the first half of the 13th century. The Jain religion, which was popular in the days of Hiuen Tsang in the seventh century and had continued to enjoy the favour of the pandya kings, was odious to their Chola overlords, who were strict adherents of Siva.

તેરમા સૈકાની શરૂઆતના પચાશ વર્ષોમા પાંડય વંશ કંઈક સત્તાશીલ થઈ પડ્યો. સાતમા સૈકામાં—ચીની મુસાફર હુએનસંગ આવેલ તે સમયમા—જૈનધર્મ પ્રજાના મોટા ભાગમાં પ્રવર્તતો હતો અને પાંડયવંશી રાજાઓ પણ એ ધર્મના અનુયાયી હતા, અને ઉત્તરોત્તર એ સ્થિતિ ચાલુ આવી હતી, એ વાત શૈવધર્મના ચુસ્ત અનુયાયી એવા ચોલવંશી ને પ્રબળ સત્તાવાળા રાજાઓને ખટકતી હતી અર્થાત્ તેઓ તે તરફ તિરસ્કારની નજરે

જોતા હતા ઉપરની નોંધ પરથી જોઈ શકાય છે કે 'પાડ્ય' અને 'ચોલ' વંશીઓ વચ્ચે સત્તાની સાઠમારી પ્રવર્તતી હતી. એમાં અન્ય બાબતો કરતાં ધર્મની ભિન્નતાની વાત મોખરે હતી આ ઉપરથી એ તારવવું મુસ્કેલ નથી કે એ કાળે દક્ષિણના એ પ્રદેશમાં જૈનધર્મની પ્રબળતા સવિશેષ હોવી જોઈએ, અને સાથોસાથ એનો અનુયાયી વર્ગ પણ નાનોસૂનો ન જ હોઈ શકે. અનુસરનારા વધારે હોય ત્યાં આત્મસાધનાના અનુપમ ધામસમા દેવમંદિરો પણ મોટી સખ્યામા સંભવે જ. વળી એ કાળના ઉપદેષ્ટા પણ ચારિત્રસપન્ન અને જ્ઞાન-ગરિમાવાળા હશે જ કે જેથી તેમની વાણી, ઉપાસક વર્ગના અંતરમાં સચોટપણે જડાઈ જતી. તેઓ સાચા રંગે રંગાયેલા શ્રાદ્ધો હતા એ વાત નિમ્ન નોંધ પરથી પુરવાર થાય છે. સંકટ આવી પડતાં તેઓએ મરણને ઉઘાડી છાતીએ ઝીલવાનું પસંદ કર્યું, પણ સ્વધર્મ યાને સમજીને સ્વીકારેલ 'જૈનધર્મ' હરગીજ ન છોડ્યો. આવા વીરલાઓના ભોગે જ 'જૈન શાસન જયવંતુ' ગણાય છે.

A credible tradition affirms that apparently at some time in the eleventh century, the Chola aversion to the religion of the naked saints was the cause of a terrible persecution. A Pandya king named Sundara was married, it is said, to a chola princess, sister of king Rajendra and was converted from Jainism to the Saiva faith by his consart. King Sundra is alleged to have displayed even more than the proverbiel zeal of a convert and to have persecuted his late co-religionises who refused to apostatize, with the most savege cruelty, inflicting on less than eight thousand innocent persons a horrible death by implement certain unpublished sculptures on the walls of the temple at Trivatur in Arcot are belived to record these executions, and are appealed to as confirmation of the tradition

ઉપરની કંડિકાનો ભાવાર્થ એટલો જ છે કે 'સુંદર' નામા એક પાડ્યવંશી રાજવી, દંતકથા મુજમ અગિયારમા સૈકામાં, ચોલવંશી કુમારિકાને પરણ્યો એના સહવાસથી શૈવ-ધર્મી બન્યો. 'વટલી બ્રાહ્મણી તરકડી કરતાં ભૂંડી' એ કહેવત મુજબ એણે એક સમયના પોતાના જૈનધર્મી અનુયાયીઓ ઉપર જુલમની ઝડી વરસાવી, જેઓ તેની માફક શૈવધમી ન બન્યા ને જૈનધર્મને વળગી રહ્યા, એમના પર દુ:ખના પહાડ એની દ્વારા તૂટી પડ્યા. આ હત્યાકાડમા લગભગ આઠ હજાર જૈનો હોમાયા! આ વાતને પુષ્ટિ આપતું દૃશ્ય આર-કોટના ત્રિવતૂર મંદિરમાં આલેખાયેલ મૌજુદ છે!

જૈનધર્મ વીરોનો છે એ વાત ઉપરના બનાવથી પુરવાર થાય છે. અહિંસાના રહસ્યને પી ગયેલા માનવો ઉઘાડી છાતીએ કેવું કષ્ટ સહન કરે છે એ ઉપરનું ઉદાહરણ બતાવે છે. એની સરખામણીમાં આપણે વીસમી સદીના જૈનો ક્યાં ઊભા છીએ?

પૂર્વજોનો ઇતિહાસ વાંચ્યા પછી કંઈ જાગૃતિ આવશે ખરી? દક્ષિણની પૂર્ણાહુતિ સાથે લેખની સમાપ્તિ હવેના અંકમાં.	[ચાલુ]



# માંડવગઢની સ્થાપના

[ એક ઐતિહાસિક વિચારણા ]

પં. શ્રીયુત ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી

[ ૨ ]

[ ગતાંકથી પૂર્ણ ]

**હવે માલવામાં** માલવગણના વિષયમાં વિચાર્યું તેનો આગળ વિચાર કરતા પહેલા આપણે બીજી તરફ પણ ધ્યાન આપવું જરૂરી છે. પ્રાચીન સંવત્સર અને રાજ્યગણનાના વિષયનો વિચાર કરતાં આપણને ભગવાન્ મહાવીરના નિર્વાણ સાથે માલવાનો પહેલો રાજા પાલક અથવા લોકભાષામા **રૂપસુંદર** કે **રૂપસેન** હોય, ત્યારબાદ માલવગણ ઉર્ફે લચ્છવી વંશના ગણોએ રાજ્ય વ્યવસ્થા કેટલોક વખત કરી છતાં મગધના રાજા કોણિકે તેમના ઉપર વિજય મેળવવા પ્રયત્ન તો કરેલો હોવાનું જૈનગ્રંથોમાં નોંધાયેલું છે. કે એક સમયે કોણિકે ભગવાન્ મહાવીરને પૂછ્યું હતું કે હું મરીને કયાં ઉત્પન્ન થઈશ ? તેનો જવાબ ભગવાને છઠ્ઠી નરક આપ્યો હતો, ત્યારે કોણિકે ફરી પૂછ્યુ કે છઠ્ઠી નરકે કોણ જઈ શકે ? તેનો જવાબ ભગવાને ઉત્કૃષ્ટ પાપ કરનાર સ્ત્રી, આપ્યો, તે ઉપરથી કોણિકે છઠ્ઠીને બદલે સાતમીએ જવાનું પસંદ કરીને દિગ્વિજય કરવા અને તેમ કરી પોતે ચક્રવર્તી થવા વિચાર કર્યો. આમ કરવામાં તેને એક દૈવીશસ્ત્ર પ્રાપ્ત થયું હતું અને દૈવીસહાય પણ હતી. તેણે સમસ્ત ભારત રાજ્યો જીતી લીધાં હતાં, આનો અર્થ આપણે એવો ન સમજવો જોઈએ કે જીતવાનો અર્થ અન્ય સત્તાનો નાશ, પણ માત્ર ખંડણી અને તેની સાથેના સર્વોપરિપણાનો સ્વીકાર માત્ર હતો. એટલે ગણસત્તા ત્યાંથી ઉડી જતી નથી. ત્યાર પછી નંદિવંશીઓના પ્રારંભિક કાળની અંધાધુંધીનો લાભ અને સગાઈ સબંધના લાભે ગણરાજ્યનો જ નિર્વંશી ઉદયનના રાજ્યનો સંચાલક બન્યો, જેનું નામ નંદિવર્ધન હતુ. પરન્તુ અન્ય ગ્રંથો તેની પછીના વંશજોનાં નામો આપે છે તેને વ્યવસ્થિત રીતે માનીએ તો ઉદયનને નિર્વંશ ન માનતા વંશજને સગીર માનીએ અને તે ઉમરલાયક થતા સુધી સગાઈના અન્વયે વહિવટ નંદિવર્ધને કર્યો હોય તો કાંઈ વાંધા જેવું નથી પણ સંવત્સર ગણનાકારોએ નંદિવર્ધનનાં રાજ્ય વર્ષો ગણીને જ પોતાની ગણના કાયમ રાખી હોવી જોઈએ. રાજ્યનો વિચાર તેમણે કર્યો જ નથી એમ આપણને રાજાઓની મળતી નામાવલી બોધ આપે છે અને તેના વંશજો જ નંદિવંશીયને બદલે નંદ કહેવાયા છે આવો ફેરફાર ભાષાના કાયદા મુજબ પણ છે, એટલે નંદિનો જ અપભ્રંશ નંદ છે. બૌદ્ધ ગ્રંથકારોએ સાત નામો આપ્યા છે. તેમાં નંદને બદલે નંદિ શબ્દ જ વાપર્યો છે એ નિસંદેહ છે.[1] નંદો ઘાંઈઝા વંશજ હતા એ વાત ધર્મદ્વેષના મૂળમાંથી જન્મેલી છે એમ આપણને આ વાત ઉપરથી સમજાય છે, અને તેથી શ્રીમાન્ હેમચન્દ્રાચાર્યે પરિશિષ્ટ પર્વમાં આપેલી નંદવંશો-

---

૧ આ શબ્દના જુદા જુદા અર્થો થાય છે. જેવા કે નંદ વાણિયો, નંદિ પોઠિયો નંદિ એટલે ઝેરી વૃક્ષ, મૌર્યના પ્રાથમિક શિક્કા ને બીજી બાજુ પોઠિયાનુ જ ચિહ્ન છે, જે તેમનું નંદિવંશપણું બતાવે છે તેઓએ આ તરફ આવતા નાંદિયા નામે ગામ પણ વસાવ્યું છે.

ત્પત્તિની વાતનું પરિશોધન કરી તેના સત્યાંશો શોધવા તરફ લઇ જાય છે, નંદવંશ ઉર્ફે નંદવશનો છેલ્લો રાજા ભારતના બલિષ્ટ રાજાઓમાનો એક રાજા હતો, જેનું નામ **રાવણ** હતુ. તેને વૈદિક પુરાણકારો શૂદ્રાગર્ભોદ્ભવ તરીકે વર્ણવે છે, ત્યારે **મુદ્રારાક્ષસ**ની ભૂમિકાના લેખક તેને બ્રહ્મજાત્યુદ્ભવ પણ બતાવે છે. પરન્તુ એ વાતોને આપણે જે ને તે રૂપમાં તો હવે સ્વીકારી શકીએ તેવી છે જ નહીં. તેમ સદંતર જૂઠી કહીને ફેંકી પણ દઇ શકીએ નહીં. નદો કોણ હતા તે વિષય જ્યારે આપણી સમક્ષ આ પ્રમાણે સ્પષ્ટ થાય છે ત્યારે આપણને એમના ધર્મ વિષે સદેહનુ કારણ રહેતુ જ નથી, તેના પુરાવામાં આપણને બે પ્રત્યક્ષ પ્રમાણો મળે છે. એક કલિંગની હાથીગુફામાં આવેલા કલિંગરાજ–મહામેઘવાહન ભિકખુરાય ખારવેલના લેખમાં નંદ જિનમૂર્તિ લઇ ગયાનું અને બીજુ પ્રમાણ ઉપદેશતરંગિણીમા ગણાવેલા **રાવણપાર્શ્વનાથ તીર્થ**નુ જે હાલ સત્તરમી સદીથી **અલ્લવર**મા સ્થાપિત છે અને પૂર્વની માફક તીર્થ તરીકે પ્રખ્યાત થયુ છે આ પુરાવાઓ નદિવર્શીઓના આદ્ય અને અંત બન્ને સમયોના સૂચનથી તેમના ધર્મ વિષયમાં સેવાતી શકાને દૂર કરે છે અને અનુમાનોને સત્યરૂપમાં ફેરવી નાખે છે.

બીજી બાબત અંતિમ નદિનુ પરાસ્ત થવુ અને મૌર્યવંશનો અમલ થવો એ વાત ઉપર આવીએ મૌર્ય કોણ હતા? તે અને મૌર્ય નામ શાથી પડ્યું, તે વિષે ઘણાઓએ ઘણું વિચાર્યું છે અને વિવિધ વાતો કહી છે, કેટલાકોમાં પૂજ્ય કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્યજી નદિવર્શીઓને મયૂરપાલક હોવાના હેતુથી મૌર્ય કહેવાની વાત કહે છે. ત્યારે બીજાઓ મૂરા નામે માતાના નામ ઉપરથી મૌર્ય હોવાનું કહે છે. પરન્તુ આપણી નજર સમક્ષ આવતાં પ્રમાણોથી તે વાત બાધક થાય છે. જૈન કાળગણના મુજબ મહાવીર નિર્વાણ પૂર્વે–૮૪૦૦૦ વર્ષે, નેમનાથનું નિર્વાણ થયું અને એક હજાર વર્ષનું તેમનું આયુષ્ય હતું. મથુરાના રાજા ઉગ્રસેનની પુત્રી રાજિમતી જે કૃષ્ણચન્દ્રની સ્ત્રી **સત્યભામાની** નાની બેન થતી હતી, તેની સાથે નેમનાથનો વિવાહ થયો ત્યારે તે ત્રણસો વર્ષે મોટી હતી અને નેમનાથ વિવાહના દિવસથી તે વર્ષે નિર્ગ્રંથ શ્રમણ થયા. ત્યારે તેમની ઉમર ત્રણસો વર્ષની હતી. તેમનો જન્મ શૌરીપુરમાં થયો હતો અને દીક્ષા સૌરાષ્ટ્રમા થઈ હતી. ત્યારે કુરુવંશિયોનુ યુદ્ધ અને મૌર્યવંશી રાજા જરાસંધનો દેહાંત થઈ ગયેલો હતો. રાજગૃહનો–રાજા જરાસંધ મૌર્યવંશનો હતો અને તેની પૂર્વે થઈ ગયેલો અશ્વગ્રીવ રાજા જે પ્રતિવાસુદેવ હતો તે પણ જાતે મૌર્ય હતો. કૃષ્ણનુ પણ એક નામ મુરારિ કહેવાય છે. કાઠિયાવાડના પૂર્વકિનારાના ડુંગરો **મોરધાર** નામે ઓળખાય છે. વલભી પણ આ જ વિભાગની પ્રસિદ્ધ નગરી છે. વલ્લભીતામ્રપત્રો જે નદિ–(પોઠિયો) ચિહ્નથી અંકિત અને મૈત્રક સંજ્ઞાકિત પોતાનો વંશ અને સેનાપતિત્વ બતાવે છે, તે અને પ્રભાવકચરિત્ર વગેરે જૈનગ્રંથોમાં મલ્લવાદી અને ભરૂચના ગૂર્જરરાજાઓનો સગાઈ સંબધ નોંધે છે; એ સર્વ તેમનું પારસ્પરિક જાતિઐક્ય બતાવે છે નદિના ચિહ્નને ધર્મસૂચક સમજવામાં ભૂલ થાય છે. ખરી રીતે તેઓ પોતાને ઋષભદેવના વંશજ હોવાની ઓળખાણ આપવા આ ચિહ્ન આપે છે એમ ન માનો તોપણ પ્રત્યક્ષ પ્રમાણ ઉજ્જૈનના નંદિવર્ધનના કે જે લિચ્છવી કે મલ્લકી વંશનો હતો તેના વંશજ હોવાનું સૂચવે છે અને જે શાખાએ ભરૂચમાં ગાદી રાખી હતી તેણે અને ઉત્તરમા શ્રીશ્રીમાલમા ગાદી રાખી હતી તેણે ગૂર્જર નામ ધારણ કર્યું હતુ. પણ આ સર્વ જાતો માત્ર એકનાં રૂપાન્તરો જ હતાં ગૂર્જરોની પ્રબલ સત્તાના અંતમાં એટલે

વિ. સં. ૯૭૫ થી તેમનું સ્મરણુ રાખવા તેમણે ગૂર્જરકાલાતીત સંવત્ પણુ લખ્યો છે. આમ એક જાતિ માત્ર આપણુને રૂપાન્તર પામતી જ દેખાય છે. તેમ મૌર્યો આબુના પહાડોમાં **મ્હેરને** નામે અને ગુજરાતમાં **મ્હોરીયાને** નામે પણુ હાલ વસે છે. આ સર્વ જાતો એક જ ક્ષત્રિય જાતનાં રૂપાંતરો છે. એ વાતને પુરવાર કરતું જુઓ નીચેનું પ્રમાણુ:—

महामन्त्री ह्यय स्वेच्छमचिरात्त्वा विनाशयेत् ॥
पूर्वनन्दसुत कुर्याचन्द्रगुप्त हि भूमिपम् ॥११६॥

कथासरित्सागर—तरङ्ग ४

અર્થાત્—ચન્દ્રગુપ્ત પણુ નંદિવંશીય રાજાઓનું જ સંતાન હતો. એટલે એનો અર્થ એ થયો કે જેમ સિંધમાં આર્ય જાતો એક જાતિ અને કુટુંબના હોવા છતાં એક દિવાન અને બીજો ભાઈબંધ કહેવાય છે તેવી આ સ્થિતિ છે. તેમજ એવું પણુ કદાચ બને કે રાષ્ટ્રચિહ્ન તરીકે તેમણે મયૂર પસંદ કર્યો. એટલે જ સમ્રાટ પ્રિયદાસી સંપ્રતિના સ્તંભોના મૂળમાં મયૂરાકૃતિઓ કોતરેલી હોવાની નોંધો મળે છે તેમ સિક્કામાં પણુ આછી મયૂરાકૃતિ અચોક્કસ રીતે જોઈ શકાય છે નંદિવંશીય નવ રાજાઓમાંથી કોઈ પણુ રાજા આ સજાતીય પણુ જુદી પડેલી જાતની કન્યા સાથે પરણ્યો હશે અને તેના સંતાનમાં ચન્દ્રગુપ્ત જન્મ્યો હશે, તેથી વૈદિકોએ તેને शूद्रागर्भोद्भव લખ્યો હશે પણુ શૂદ્ર શબ્દનો અર્થ હલકી જાત કરવામાં જ ભૂલ થાય છે. હવે આપણે શબ્દની વ્યાખ્યા તરફ વળીશુ

હાલની ભૂગોલોમાં હોલાંડાદિ દેશોમાં પ્રાચીન મૂર જાતિનુ પ્રાબલ્ય હોવાનું નોંધેલું છે. મૂરનો ખરો શબ્દ **મુમ્મુર** છે અને તેનો અર્થ છૂટા પડેલા વિખરાયેલા–વેરાયેલા થાય છે ખરી રીતે આ લિચ્છીવીમાંથી છૂટા પડેલાનો જ બોધક છે. વૈદિકો એનો મૂળ ઉચ્ચાર છુટ્ટનો શૂદ્ર કરીને હલકી વર્ણના અર્થમા ફેરવે છે પણુ એ અર્થ ખોટો છે એનો અર્થ માત્ર છૂટા પડેલા જ થાય છે, હલકા નહીં. તાત્પર્ય એ છે કે જાતિ એક પણુ પક્ષો બે, જેમ વીસા અને દસા, એટલે જાતભિન્નત્વ નથી એક જ દળમાથી છુટા પડેલાઓ જેમ કાળાંતરે જાતિઐક્ય ભૂલી જાય છે તેવી રીતે આ પણુ છે હું પાછળ લખી ગયો છું કે નંદિવંશીઓ જાતે લિચ્છવી હતા. તેઓ ઉચ્ચકુળાભિમાની હોઈને છૂટા પડેલા દળની કન્યા જેમ વીસાઓ દસાઓને જુદા માનીને લેતા નથી તેમ કદાચ આઠમા નંદિવંશીએ કે કોઈ પણુ નંદિવંશીય રાજાએ લીધી હશે અને બ્રાહ્મણોએ શૂદ્રાગર્ભોદ્ભવ નવમાને લખ્યો હશે પણુ એ વાત ખોટી છે એ તો ચોક્કસ જ છે. મૌર્યો પણુ જાતે તો લિચ્છવી જ હતા. મૌર્યોના સમયમાં જ શુંગવંશી બ્રાહ્મણુ પ્રધાન રાજગૃહની શાખાનો પ્રધાન હતો તેથી દગો કરી ત્યાંના મૌર્યવંશજને મારી રાજસત્તા કબજે કરેલી પણુ ઉજ્જૈનમા તેમ નહોતુ **જયમલ્લ રાજા ગર્દભિલ્લને** રાજ્ય આપીને જૈન શ્રમણુ થયો. પરન્તુ ગર્દભિલ્લે મર્યાદાને ભંગ કર્યો. સાધ્વી ઉપર બળાત્કાર કરવાથી કાલિકાચાર્યે [1]શક–શાહિઓને બોલાવી લાવી તેને પદભ્રષ્ટ કર્યો ત્યારે તેની રાણી ત્યાંથી ભરૂચ ગઈ હોવી જોઈએ કે વિજયની આશા ન રહેવાથી ચાલી ગઈ હોય. અથવા તેનુ વતન કદાચ ત્યાં હોય અને છોકરા પણુ ત્યાં જ હોય. તેણે-

(१) तदनुगर्दभिल्लस्यैव सुतेन विक्रमादित्येन राज्ञा, उज्जयिन्या राज्य प्राप्य सुवर्णपुरुषसिद्धिवलात् पृथिवीमनृणा कुर्वता विक्रमसवत्सरः प्रवर्तित —विचारश्रेणि प. २

શકોએ ચાર વર્ષ કારભાર કર્યો તે દરમિયાન બલમિત્ર ઉર્ફે વિક્રમાદિત્ય જે તે [૨]ગર્દભિલ્લનો જ પુત્ર હતો તેણે શકોને જીતી લેવા તૈયારી કરી અને શકોને જીતી ફરી રાજ્ય મેળવ્યું. તેના જ વંશજ ભાઈલ્લ (સૂરસિંહ) નાઈલ્લ (નાગસિંહ કે શ્રી) નાહડ (નાગસહ) જે પછી પરમાર નામે ઓળખાયા.

હવે જિનપ્રભસૂરિજી પોતાના વિવિધતીર્થકલ્પમાં સત્યપુરનો વૃત્તાંત આપતાં નાહડના પિતાને વિંધ્યનૃપતિ એટલે માલવરાજ કહીને ઓળખાવ્યો છે અને ગોત્રીઓએ

(૨) શક આ જાતને જૈનાચાર્ય કાલિકસૂરિ વિદેશમાથી લાવ્યા એ વાત પ્રાચીન જૈન-કાલક કથામાં લખેલી છે. હાલના વિદ્વાનોએ પણ વિચાર્યું છે કે તેઓએ આ જાતને આ દેશમાં લાવી અનાર્યની આર્ય બનાવી દીધી જૈનોનો તો એ વાત સાથે એટલે અનાર્યને આર્ય કરવા સામે વિરોધ છે જ નહીં. તેથી તો તેમણે એક જાતીયતામા ગુંથવાનો પ્રયત્ન કર્યો છે એ પ્રશસ્ય જ છે પણ આ શકોના સંબધમાં તો ખાસ વિચાર કરવાનો રહે છે કે શુ તેઓ **શકદ્વીપના** હતા? ના, તેઓ તો ઈરાન તરફથી આવ્યા હતા. તો ત્યાં શકો ક્યાંથી હોય? શકો ન હોય તો તેઓ શક નામે કેવી રીતે ઓળખાયા? અહીં આવી ઉજ્જૈન જીતી લઈ ચાર વર્ષ પછી મૃત કે પદભ્રષ્ટ રાજાના વંશજને તેમણે ગાદીએ કેમ અભિષેક કર્યો? તેઓએ દક્ષિણમાં પોતાનો પગ માડી પૈઠણમાં ગાદી સ્થાપી, શકસંવતની સ્થાપના કેમ કરી? આ બધા કોકડાનો ઉકેલ ઈતિહાસ ગ્રથકારોએ વિચાર્યો નથી. તેઓએ સર્વને જુદાજુદા સમજીને લખ્યું છે પણ તે બરાબર નથી. તેનું સમાધાન અમે આ પ્રમાણે કરી શકીએ છીએ.

વર્તમાનમાં **બંગાળ** અને **માનભોમ જીલ્લામાં** વસતી सराक જાતને અમે હવે બીજા લેખકોના આધાર ઉપરથી અને તેમની ભાવના અને **ગોત્રસંજ્ઞાઓ** ઉપરથી ઓળખીએ છીએ કે તેઓ જૈન શ્રાવકો જ છે, અને सराक શબ્દ श्रावकनो જ અપભ્રંશ છે. પણ આ વિજયી શક જાત વિષે તો અમને કશો જ વિચાર આવતો નથી, ખરી રીતે શક એ પણ શ્રાવકનો અપભ્રંશ શબ્દ છે. ખરી રીતે તો વૈશાલીના ભંગના સમયે નાસી છૂટેલુ આ એક મંડળ છે કે જે શાહિને નામે ઓળખાય છે. આજે ગુજરાત વગેરે દેશની વણિક જાતિની શાહ એ અટક છે. ક્ષત્રપોના દાનપત્રોમાં સ્પષ્ટ રીતે જૈનત્વ દેખાય છે અને કાલકસૂરિ પરંપરાથી આ વાત જાણતા જ હતા અને તેમની શોધમાં જ તેઓએ જઈને તેમને તેડી લાવી જુલ્મીને પદભ્રષ્ટ કરાવ્યો હતો અને પાછળથી તેઓ જ તેમના ગુરુ ગણાયા છે અને શક રાજાની ધાર્મિક ભાવનાની સગવડ માટે જૈનોનો મોટામાં મોટો સાંવત્સરિક તહેવાર જે ભાદરવા સુદ પંચમે ઉજવાતો તે ચોથે ઉજવવાનો ચાલ શરૂ થયો. આ શક જાતિના ચુસ્ત જૈનત્વનું ચોક્કસ પ્રમાણ છે, તેમજ તેઓ મૂળે લિચ્છવી જ હતા, તેનુ પ્રમાણ પ્રાચીન કથા-પાસક દૃષ્ટાંત ૧૨૨માં શ્લોકથી મળે છે, એટલે शकशाहिओ એ લિચ્છવીઓની એક શાખા છે, જેણે ક્ષત્રપ નામે દીર્ઘકાળ સુધી રાજ્ય કર્યું.

ઉપરની બાબતમાં કદાચ કોઈને શંકા થાય કે એ વાતને કાંઈ આધાર નથી પણ તેવુ નથી ક્ષત્રપોની રાજાવલી, સિક્કાઓ ઉપરથી વિદ્વાનોએ તૈયાર કરી છે તેનો ક્રમ જોવાથી પણ તેમાં ગણરાજ્ય પદ્ધતિ જોઈ શકાય છે. જે પદ્ધતિ તેમની પૂર્વપરંપરાથી ચાલી આવતી

તેનો વધ કરી રાજ્ય લઈ લેવાથી તેની પત્ની જંગલમાં નાસી ગયાનું અને જૈનાચાર્ય જજ્જિગસૂરિના સમાગમ અને આશ્રય પછી યોગીના સંસર્ગથી સુવર્ણપુરુષસિદ્ધિ મળ્યાનું જણાવ્યું છે. એ વાતને દંતકથા સાથે સરખાવતાં લુહાર ચાર માણસના પરિવાર-વાળો છે. સંભવિત છે કે મૃત રાજાની નાસી ગયેલી રાણી હોવી જોઈએ. જિનપ્રભસૂરિજીએ કલ્પમા આપેલી વાતથી આ કથા થોડી જુદી પડે છે, પરંતુ તે માનવા યોગ્ય છે કલ્પમાં લખેલી વાત ગુજરાતના રાજા વનરાજ ચાવડાની વાતને મળતી આવે છે, તેના કરતાં આ વાત વધારે ઘટિત છે. કિલ્લો બાંધતી વખતે બંધાવનારને પુત્ર અને પુત્રી હતાં એનો સાર એ નીકળે છે કે ગોત્રીઓએ તેના પિતાનો દગાથી વધ કર્યો ત્યારે તે મોટી ઉમરનો હતો અને શત્રુઓથી બચવા તે પુત્ર, પુત્રી અને સ્ત્રી સાથે નાસી છૂટયો હતો, જેનો સૂચક નાહલ સહાર નુ લુહાર થયુ છે. જ્યારે નાહડનો પુત્ર ઉમર લાયક થયો હશે ત્યારે તેણે સહાયક મેળવીને આ માંડુનો કિલ્લો બાંધ્યો હશે. સહાયકોના સંબંધમાં બને વાર્તાઓમાં એકમાં મંત્રોદ્ભવ સુવર્ણપુરુષસિદ્ધિ છે જ્યારે બીજીમાં પારસમણિ છે. આ બન્નેને આપણે સાદા રૂપમાં જોઈ સમન્વય કરીએ તો ઉચ્ચ વર્ણના સમણિ-શ્રમણના ઉપાસક ચાર મદદગાર થવાથી કિલ્લો બાંધ્યો. જે મરડ-અભિમાનના રક્ષણ માટે બંધાયેલો હોવાથી मड्ड गढ=मरड्डगढ ને નામે પ્રખ્યાત થયો. દંતકથા મુજબ માનવા જતાં લુહાર જેવા માણસમા માંડુ જેવો વિશાળ ગઢ બાંધવાની ભાવના જન્મવી એ અશક્ય અને અસંભવિત વાત છે, પણ ખરો સાર તો અહી વિચારવો એ જ યોગ્ય છે, તેથી નક્કી થાય છે કે કિલ્લાનો સ્થાપનાર ક્ષિચ્છવીવંશી નાહડ હતો. એ જ નાહડ પાછળથી જયસિંહ કહેવાયો હશે, કે જે જુદી દંતવાર્તામાં સૂચવાય છે, સત્યપુરકલ્પમાં નાહડે સત્યપુર વસાવી મહાવીરના દેવાલયની સ્થાપના કર્યાનું લખ્યું છે એ વાત કેમ બનવા પામી તેનું અનુસંધાન આપણને મધ્યભારતના ઇતિહાસમાંથી મળે છે કારણ કે સંરક્ષણનું સાધન કર્યા છતાં પણ શત્રુઓ તેને કનડગત કરતા, તેથી તેણે પોતાની સંપત્તિની અને સત્તાની સલામતિનું રક્ષણ કરવા **સાચોરની** સ્થાપના કરી હતી.

આ સમયે ભરૂચનો ગૂર્જરજાતીય દદ્દવંશ ચાલુ હતો બલમિત્ર અને ભાનુમિત્રને પ્રભાવક ચરિત્રમાં ભરૂચના રાજાઓ તરીકે ઓળખાવ્યા છે, જેને વિક્રમાદિત્ય કહેવામાં આવે છે. તેણે માના બાપની સહાયથી ઉજ્જૈન જીતી લીધુ હતુ અને પાછળથી તેઓ વચ્ચે સમાધાન થતા રાજ્યાભિષિક્ત થયો હતો. કોઈ પણ કારણસર તે નિગમ ધર્મનો ઉપાસક થયો હતો. તેને બોધ આપીને આગમપક્ષ એટલે નિર્ગ્રંથ ધર્મનો ઉપાસક બનાવવાની વાત સિદ્ધસેનાચાર્યના જીવન સાથે ગુંથાએલી આપણને મળે છે અને એ જ રાજાના ભાઈએ લખેલી **શતકત્રયી**માં **શૃંગારશતક**ના પ્રારંભમા નિર્ગ્રંથ તીર્થંકરનું મહત્ત્વ બતાવ્યુ છે તે આપણને નિર્ગ્રંથ આગમ-પક્ષ તરફ તેનો કેવો પ્રેમ હતો તે સૂચવે છે. મૈત્રકો પણ પોતાના દાનપત્રમા જોડેલી કડીમા નાદિચિહ્ન આપે છે, જે ઋષભવંશજ હોવાનું સૂચવે છે, કારણકે ભગવાન્ ઋષભદેવનું ચિહ્ન પોઠિયો છે.

---

હતી. એટલે શક અને ક્ષત્રપ પણ જાતિભિન્ન નહોતા. ભાષા અને સંજ્ઞાઓ ઉપરથી પણ તેઓ અનાર્ય ઠરી શકે તેમ નથી. સગવડને ખાતર હાલ અંગ્રેજો પણ ગુજરાતી બોલે છે અને ખ્રિસ્તિઓના નામો પાશ્ચાત્ય પદ્ધતિથી પાડવામાં આવે છે તેથી તેઓ કાંઈ ત્યાંના વતની નથી તેમ આમા પણ છે

આ બધા શબ્દો ઉપરથી આપણે તેઓનું જાતિઐક્ય ઓળખી શકીએ છીએ. વચમાં વચમાં આ રાજવંશોમાં કોઈ ધર્માન્તર જોવામાં આવતો તેથી આ વાત કાંઈ બાધક થાય નહીં જયદેવ રાજાના નામ સાથે દંતકથા **માંડુ—ધી સીટી ઓફ જોય**-ના લેખકે અને **સિરોહીરાજ્યના ઈતિહાસ** લેખકે આપી છે જેના વડે આ કિલ્લો બંધાયો તે વસ્તુ પારસમણિ એકે કન્યાદાનમાં આપ્યાનું અને એકે કુલગુરુને દક્ષિણામાં આપ્યાનું અને બન્નેમા નર્મદામાં ફેંકી દીધાનુ લખ્યુ છે. તેના વિષે વિચાર કરીએ તો જે સ્વરૂપમા એ વાતો છે તે સ્વરૂપે એકે રીતે માનવા લાયક નથી. કારણ કે મણિ કન્યાદાનમાં ગયો હોય તો રાજકન્યાઓ નદીમાં ફેંકી દે તેવી મૂર્ખ હોય નહીં અને કુલગુરુ એટલો બધો મૂર્ખ હોય- નહી પરન્તુ એ વાતોમા કાંઈક ગંભીર રહસ્ય હોવુ જોઈએ. તે વિષે વિચારતાં મને જે જણાય છે તે અહી રજૂ કરુ છુ

જો આપણે કન્યાદાનના અર્થમાં વિચારીએ તો પારસમણિ જેવા ધનાઢ્ય જૈનો ઉજ્જૈન કે માંડુમાં તેમના સહાયભૂત હોય અને પાછળથી તેઓને પોતાના રાજ્યમાં વસાવ-વાની ઈચ્છાથી દહ્વશીય જમાઈએ માગું કર્યું હોય અને તેઓ ત્યાં જઈ વસતાં પાછળથી તેમની સાથે અયોગ્ય વર્તન ચલાવાથી તેઓ તેમનો ત્યાગ કરી જળમાર્ગે સોરઠમાં જઈ વસ્યા હોય કે જ્યાં જૈનાગમોને ગ્રંથરૂઢ કરવાનું કાર્ય પાછળથી થયું એટલે કન્યાએ નર્મદામાં ફેંકી દીધાનો ખરો અર્થ આપણને જડે છે.

જો ગુરુદક્ષિણાનો અર્થ સ્વીકારીએ તો વિચારવું જોઈએ કે ગુરુઓ બે પ્રકારના હોય કુલગુરુ અને ધર્મગુરુ. કુલગુરુઓ જો બ્રાહ્મણ હોય અને કેવળ પોતાના અંગત ઉપયોગ માટે જ તેનો ઉપયોગ કરે તો પાણી નર્મળ હોવા છતાં તે પરોપકાર રહિત હોવાથી નિષ્ફલ છે જ્યારે ધર્મગુરુને આપ્યો હોય તો તે ચૈત્યવાસી શ્રમણ હોય અને તેમને અર્પણ કરવું તે નદીમાં ફેંકી દીધા બરોબર છે. કારણ કે આવી વસ્તુ એમને કલંક રૂપ છે. અથવા કદાચ તે દ્વારાએ તે નર્મદા પાર ભિન્ન દળવાળા સુધી પહોચ્યો હોય, અને તે વાતની રાજાને ખબર પડતાં તે શ્રમણે નદીમાં પડીને આપઘાત કર્યો હોય એ વાત તદ્દન સંભવિત છે.

આમ આ એક નાની સરખી દતકથાથી જે અનુસધાનો મળે છે અને એનો જે અર્થ વિચાર્યો છે તે ભિન્ન ભિન્ન જાતિએ ને નામે ઓળખાતી જાતો ખરી રીતે કોઈ ભિન્ન જાતો નથી પણ એક વિસ્તીર્ણ ક્ષત્રિય જાત ભારતભૂમિ ઉપર કેવા કેવાં નામોએ પોતાનું ગૌરવ સ્થાપિત કરતી આવી છે તેનો આછો ખ્યાલ થાય છે તે કયા સુધી ઠીક છે તે વિદ્વાનોએ વિચારણીય છે જ્યા સુધી દંતકથાઓને અસત્ય સમજીને સત્યાન્વેષણની એરણ ઉપર મૂકી પારસ્પરિક મેળ નહી કરીએ ત્યાં સુધી આપણને કોઈ પણ સાગોપાંગ સત્ય જડી નહી શકે એ નિર્વિવાદ વાત છે



સાયર બપ્પ મુરારિ પ્રિય, ચંદહ જેવડ ભાઉ,
લચ્છી હીંડઇ ઘરિહિં ઘારી, મહિલા એઅ સભાઉ
કઈ ઇદિય મોકલઇ, પામઇ દુકખ સવાઇ,
જસ પણ પંચઇ મોકલાં, તસ ઓ કેવઉ કાંઇ.

# ॥ सर्वसिद्धान्तप्रवेशकः ॥

[ गताङ्क( १९० )तः क्रमशः ]

संपादक : पूज्य मुनिराज श्रीजम्बूविजयजी

## [ चार्वाकदर्शनम् ]

बृहस्पतिमतानुसारिप्रमाण-प्रमेयस्वरूप[14]निरूपणाय समासेनेदमाह। तत्र[15] च प्रमेयनिरूपणाया[16]ऽऽह– "पृथि[17]व्यपस्तेजोवायुरिति तत्त्वानि" [ बृहस्पतिसूत्र ] आह–तत्त्वान्तरमप्यस्ति शरीरेन्द्रि[18]यादि; न तत्त्वान्तरम्, य[19]तः "तत्समुदाये शरीरेन्द्रियविषयसंज्ञा" [ बृह० सू० ] –शरीरं भूतसमुदायः तथेन्द्रियाणि विषयाश्चेति। तस्माच्चत्वार्येव तत्त्वानि। ज्ञा[20]नं तत्त्वान्तरमिति चेत्; तदपि न, यत आह–"तेभ्यश्चैतन्य[21]म्" [ बृह० सू० ] तद्धर्म एवेत्यर्थः। "मद्याङ्गानां मदशक्तिवत्" [ बृह० सू० ]। ननु चाऽऽत्मा तत्त्वान्तरम्; तदप्यसम्बद्धमेव, यत आह सूत्रकारः–"जलबुद्बुदवज्जीवाः"[1] [बृह० सू०]। तथा "चैतन्यविशिष्टः कायः पुरुषः[2]" [ बृह० सू० ]। ननु च पुरुषार्थः कश्चित् तत्त्वान्तरं भविष्यति; तन्निवृत्त्यर्थमाह–"प्रवृत्ति निवृत्तिसाध्या प्रीतिः पुरु[3]षार्थः" [ बृह० सू० ]। स च "का[4]म एव" [ बृह० सू० ], नाऽन्यो मोक्षादिः। ननु चाऽन्य एव कश्चिद् बुद्ध्याधारः पुरुषो भविष्यति, दृष्टहान्यदृष्टकल्पनासम्भवान्नाऽन्यः। तस्मात् स्थितमेतत्–"चत्वार्येव तत्त्वा[5]नि" [ बृह० सू० ]॥

---

१४ °**पप्रदर्शनाय** L। १५ **तत्र प्रमे०** L॥ १६ **णार्थमाह** L॥

१७ ननु यद्युपप्लवस्तत्त्वाना किमापा .... ..."अथातस्तत्त्व व्याख्यास्याम। पृथिव्यापस्तेजोवायुरिति तत्त्वानि। तत्समुदायेषु शरीरेन्द्रियविषयसज्ञा।"–**तत्त्वोप० सिद्ध० पृ० १**। "पृथिव्यप्तेजोवायुरिति तत्त्वानि, तत्समुदायेषु शरीरेन्द्रियविषयसज्ञा"–**धर्मसं० वृ० पत्र २९ A; ७२ B**। "यदुवाच वाचस्पतिः (= बृहस्पतिः)–"पृथिव्यापस्तेजोवायुरिति तत्त्वानि। तत्समुदाये शरीरेन्द्रियविषयसज्ञा', तेभ्यश्चैतन्यम्" इति"–**षड्द० स० बृ० पृ० १२४, स्या० र० पृ० १०८९**॥ १८ °**न्द्रिकं तत्त्वा०** L॥ १९ **यतस्तत्र तत्समु०** L॥ २० **ज्ञानान्तरमिति** L॥ २१ "अत्र ... लोकायतिकाः ....."तेभ्यश्चैतन्यम्, मदशक्तिवद् विज्ञानम्, चैतन्यविशिष्ट काय पुरुष" इति चाहुः"–**ब्रह्मसूत्र शांकरभाष्य ३।३।५३**॥

१ "यत आह–"जलबुद्बुदवज्जीवा" इति"–**धर्मसं० पृ० २७। षड्द० स० बृ०**॥

२ उद्धृतमिदम्–**शास्त्रवा० स० स्वोपज्ञवृत्ति पृ० ५ B। षड्द० स० बृ०**॥

३ "साध्या वृत्ति-निवृत्तिभ्यां या प्रीतिर्जायते जने। निरर्था सा मता तेषां धर्मः कामात् परो न हि॥ ८६॥–**षड्द० स०**॥ ४ **काम एव** L॥ ५ "तत्त्वसख्या न युज्यते–'चत्वार्येव तत्त्वानि' इति"–**शास्त्रवा० स्वोप० पृ० ८ A**। "चत्वार्येव पृथिव्यादीनि तत्त्वानि इति तत्त्वनियमसख्याव्याघातप्रसङ्ग"–**धर्मसं० वृ० पृ० ३७ B**॥

अथ प्रमाणम्। तस्य सामान्यलक्षणम्--अनधिगतार्थपरिच्छित्तिः प्रमाणम्, उपयो वा **सन्निकर्षेन्द्रियं** र्थादि [ : ]। "सँन्निहिततदर्थे यथार्थविज्ञानं प्रत्यक्षम्" [ बृह० सू० ] -प्रत्यक्षस्येदं लक्षणम्। तन्मते "प्रत्यक्षमेवैकं प्रमाणम्" [ बृह० सू० ]। ननु चोक्तम्- "असन्निहितार्थमनुमानम्" [ बृह० सू० ]; तच्च परमतानुसारेण न स्वमतापेक्षयेति स्थितमिति **लोकायतानां** सङ्क्षेपतः प्रणाण प्रमेयस्वरूपम्।

**卐इति लोकायतराद्धान्तः समाप्तः ॥**

**सर्वसिद्धान्तप्रवेशकः समाप्तः॥**

**नैयायिक-वैशेषिक-जैन-साङ्ख्य-बौद्ध-मीमांसक-लोकायतिकमतानि सङ्क्षेपतः समाप्तानि ॥卐**

卐

६ °**यादि** D॥ ७ **सन्निहितोर्थः यथा विज्ञानं** D॥ ८ **प्रत्यक्षम्** L नास्ति॥ ९ "प्रत्यक्षमेवैक प्रमाग नाऽन्यत्" इति वचनात्-**धर्मसं० वृ० पृ० ३७** B, **६३** A। "प्रत्यक्षमेवैक प्रमाणम्" इति वचनात्-**धर्मसं० वृ० पृ० ६५** B॥ १० **चोक्तं परार्थमनुमानम्** D॥ ११ °**पं. समाप्तमिति** L। **卐 卐** एतदन्तर्गत. पाठः L प्रतौ नास्ति॥

આ પ્રમાણે **સર્વસિદ્ધાંતપ્રવેશક** ગ્રંથ સમાપ્ત થાય છે અને આનંદની વાત છે કે જેસલમેરથી પ્રાપ્ત થયેલ ગ્રંથરત્નો પૈકીનું એક રત્ન પણ પ્રકાશમા આવે છે.

## પ્રતિપરિચય

જે બે પ્રતિઓને આધારે આ ગ્રંથનું સંપાદન કરવામાં આવ્યું છે તેનો પરિચય પૂજ્ય શ્રીપુણ્યવિજયજી મહારાજે જેસલમેરથી લખી મોકલ્યા પ્રમાણે તેમના જ શબ્દોમાં નીચે મુજબ છે—

"સર્વસિદ્ધાંતપ્રવેશકની અહીં બે પ્રતિઓ છે તેનો પરિચય નીચે પ્રમાણે—

૧ સર્વસિદ્ધાંતપ્રવેશ પત્ર, ૧૭. અનુમાન બારમા સૈકાના ઉત્તરાર્ધમા લખાએલ. પ્રતિ જીર્ણ. લિપિ સરસ. પ્રતિ જીર્ણદશામાં હોવા છતાં એકદર ગ્રંથ અખંડપ્રાય છે. ઈંચ ૧૨ા। × ૧ા લંબાઈ–પહોળાઈ આ પ્રતિમા જ મંગલાચરણ અને અંતનો ભાગ (પુષ્પકા) છે.

૨. આ પ્રતિમાં ત્રણ ગ્રંથ સાથે છે (૧) ન્યાયપ્રવેશસૂત્ર, પત્ર ૧ થી ૧૭ દિઙ્નાગ. (૨) સર્વસિદ્ધાંતપ્રવેશ. પત્ર ૧૭ થી ૪૧. (૩) ન્યાયપ્રવેશટીકા પત્ર ૪૨ થી ૧૩૪. ટી. આ. હરિભદ્રસૂરિ. આ પ્રતિમાં આદિનુ મંગલાચરણ અને પુષ્પિકા અંતની નથી. પ્રતિસ્થિતિ સારી. લિપિ સુંદર. પ્રતિની ૯ા × ૧ા ઈંચ લબાઈ–પહોળાઈ. ॥ सवत् १२०१ वर्षे ॥ **माघ-मासीयचरमशफले तुरीय**तिथौ **तिमिरासहन**वासरे **भृगुकच्छ**स्थितिमता पण्डितेन **यशसा** सहितेन **धवलेन** पुस्तिकेयमलेखि ॥

L લઘુપોથી. D દીર્ઘપોથી લાંબી પ્રતિ. જે ઓછી લાંબી હોય તે L, વધારે લાંબી હોય તે D.

---

L પ્રતિના અંતના લખાણ ઉપરથી જણાય છે કે **ભરૂચમાં** રહેના **યશોધવલ** નામના પંડિતે સં. ૧૨૦૧ના મહા વદ ૪, રવિવારને દિવસે આ પ્રતિ લખી છે. પરંતુ ધ્યાનમાં રાખવાનું કે આ ગ્રંથની નકલ (કૉપી) લખ્યાની આ સાલ છે. ગ્રંથરચનાની સાલ જાણવામાં આવતી નથી. તેમજ ગ્રંથકર્તાનું નામ પણ જાણવામાં આવતુ નથી.

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું

## सोलमा वर्षनुं विषयदर्शन

### પ્રતીકાર



### સંપાદકીય



### સાહિત્ય



### તત્ત્વજ્ઞાન



### ઇતિહાસ-શિલ્પ સ્થાપત્ય

## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ



## પ્રકીર્ણક



# સાભાર સ્વીકાર

૧. **आंगल-संस्कृत-हिन्दी-महाकोषः—સંગ્રહકર્તા:** ડૉ. રઘુવીરશરણુ. એમ. એ.; પીએચ. ડી.; ડી. લીટ્; એટફીલ. **પ્રકાશકઃ** ડૉ. લોકેશચંદ્ર ડી. લીટ્; મંત્રી: ધી ઈંટરનેશનલ એકેડેમી ઑફ ઈંડિયન કલ્ચર, નાગપુર.

૨. **श्रीसप्तभङ्गीमीमांसाप्रकरणम्-निक्षेपमीमांसाप्रकरणं च—રચયિતા:** પ્રાચ્ય-નવ્યન્યાયનિષ્ણાત પં. શ્રીશિવાનંદવિજયજી ગણિ, **પ્રકાશકઃ** જૈન ગ્રંથપ્રકાશક સભા; અમદાવાદ. **કિંમતઃ** અઢી રૂપિયા.

૩. **श्रीतपा-खरतरभेद—કર્તા:** ચિરંતન મુનિ મહત્તમ, **ભાષાકારઃ** આગમપ્રજ્ઞ આચાર્યદેવ શ્રીમદ્ વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ, **પ્રકાશકઃ** શ્રીમુક્તાબાઈ જ્ઞાનમંદિર, શ્રીમાલીવાગા, ડભોઈ, **કિંમતઃ** બે રૂપિયા.

૪. **આત્મધર્મનો સતસંદેશ:—લેખકઃ** પ્રસિદ્ધવક્તા પં. શ્રીકનકવિજયજી ગણિવર. **પ્રકાશકઃ** શ્રી જૈનસાહિત્ય પ્રચારિણી સભા. **કિંમતઃ** દશ આના.

૫. **શાસનસમ્રાટ્-જીવનસૌરભઃ—કર્તા:** પૂજ્ય મુનિરાજ શ્રીદક્ષવિજયજી મહારાજ, **પ્રકાશકઃ** શ્રીવિજયલાવણ્યસૂરીશ્વર જ્ઞાનમંદિર-બોટાદ.

૬. **महामानव महावीरः—લેખકઃ** શ્રી. રઘુવીરશરણ દિવાકર, **પ્રકાશકઃ** માનવ-સાહિત્ય સદન, મુરાદાબાદ, **કિંમતઃ** ચાર આના (પ્રચારાર્થ સો નકલના અઢાર રૂપિયા બાર આના)

૭. **हस्तिनापुर जैनतीर्थः—પ્રકાશકઃ** શ્રીચંદ પ્રહ્લવાટ, કીકાભાઈ પરીખ—મંત્રી: શ્રીહસ્તિનાપુર જૈન શ્વેતાંબર તીર્થકમિટી. દેહલી, **કિંમત** દશ આના.

૮. **श्रीजिनेश्वरानुपूर्वीः—લેખકઃ** શ્રી. તારાચંદજી મહારાજ, **પ્રકાશકઃ** ધનપતરાય તેલુરામ નરવાણિયા, કૈથલ (કરનાલ), **કિંમત** ચાર આના.

૯. **लोच शास्त्रानुकूल है—લેખકઃ** જૈનાગમ વિશારદ, વ્યાખ્યાનવાચસ્પતિ શ્રીકાંતિસ્વરૂપજી મહારાજ (પંજાબી) **પ્રકાશકઃ** શ્રીઅમરજૈનસંઘ કૈથલ શહર, **કિંમત** આઠ આના.

**लवाजमनी सूचना**

**आ अंके घणा खरा भाईओनुं लवाजम पूरुं थाय छे तो ग्राहक भाईओ वी. पी. ना खर्चमां ऊतर्या विना पोतानुं लवाजम मोकली आपे एवी विनंति छे** —व्यव०

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.